# આધ્યાત્મિક પ્રવચનો



પ્રવચનકાર :-

પરમ પૂજ્ય આચાર્યદેવ ૧૦૮ શ્રી મોહનલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય અધ્યાત્મજ્ઞાની, પંડિતરત્ન, બાલ બ્રહ્મચારી પૂજ્યપાદ શ્રી કેશવલાલજી મહારાજ સાહેબ.

ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮મા અધ્યયનનો (સંયતિ રાજાનો) અધિકાર.

સંપાદક :-

પૂજ્ય આચાર્યદેવ શાસ્ત્રવિશારદ ૧૦૮ શ્રી મણિલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય, તત્ત્વપ્રેમી, બા-બ્ર, પંડિતરત્ન, પૂજ્યપાદશ્રી કેવળદાસજી મહારાજ સાહેબ.



પ્રકાશક :-

વાંકાનેર પુસ્તક પ્રકાશન સમિતિ

પ્રકાશક :–
**વાંકાનેર પુસ્તક પ્રકાશન સમિતિ**
વતી ભગવાનજી ભાઈચંદ સંઘવી
વાંકાનેર

## સૂચના

જૈન શાસન સ્યાદ્‌વાદ શૈલીથી રચિત છે. માટે શાસ્ત્રોને અપેક્ષાથી વાંચવા, વિચારવા, જેથી સર્વ ભાવો સુગમતાથી સમજાય. અને મોક્ષનું, મોક્ષના માર્ગનું, નિશ્ચય વ્યવહારનું અનેકાન્તનું સ્વરૂપ જેમ છે તેમ સમજાય અને પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વરૂપનું પ્રયોજન સિદ્ધ થાય. સધાય અને સિદ્ધ બની જવાય.

લિ. **મુનિશ્રી કેવળદાસજી**



મુદ્રક :–
**દીપક દશરથલાલ પટેલ**
'અક્ષર પ્રિન્ટર્સ'
સોરાબજી કંપાઉન્ડ, જૂના વાડજ,
અમદાવાદ–૧૩.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૭ | પધ્વીને | પદવીને |
| ૬ | ૭ | વસ્તુવી | વસ્તુની |
| ૬ | ૯ | જેટલા | જેટલા |
| ૯ | ૧૫ | ફાળોને | ફળોને |
| ૧૦ | ૧૩ | **नमा** | **नमो** |
| ૧૦ | ૧૪ | **नमो उज्झायाणं** | **नमो उवज्झायाणं** |
| ૧૧ | ૧૩ | સુખને | સુખ અને |
| ૧૨ | ૧૪ | **स्वयं ज्ञान** | **स्वयंज्ञानं** |
| ૧૨ | ૧૯ | **जेण-वि** | **जेणावि** |
| ૧૩ | ૨૬ | થાથ છે. | થાય છે. |
| ૧૪ | ૨૭ | **ज्ञानस्य कलं** | **ज्ञानस्य फलं** |
| ૧૭ | ૧૦ | **भिगव्वं** | **मिगव्वं** |
| ૨૨ | ૨૮ | ભવ | ભાવ |
| ૨૩ | ૭ | દિવસ અસજ્ઝમયના છે. | દિવસો અસજઝાયના છે |
| ૨૬ | ૧૫ | **सद्दहाम** | **सद्दहामि** |
| ૨૭ | ૨૭ | નિયમિતિ | નિયતિ ને |
| ૨૮ | ૨ | ભામામાં | ભામા |
| ૨૯ | ૧૨ | **सःहामि** | **सद्दहामि** |
| ૨૯ | ૨૪ | જો | જે |
| ૩૪ | ૧૮ | દોપગ્રહ | દ્વેપાગ્રહ |
| ૩૪ | ૧૮ | નિરભિમાની | નિરાભિમાની |
| ૩૫ | ૫ | અસઝ્ઝાયના | અસજઝાયના |
| ૩૮ | ૧૭ | ધપ | ધેપ |
| ૩૮ | ૧૮ | ,, | ,, |
| ૩૮ | ૧૮ | ધપ | ધેપ |
| ૩૮ | ૧૯ | ,, | ,, |
| ૪૦ | ૨૧ | નિપેધ | નિષેધ |
| ૪૫ | ૩ | **घम्मं** | **कम्मं** |
| ૪૯ | ૨૭ | ગ્રૈવયે | ગ્રીવેકે |
| ૫૦ | ૨૯ | જેમે | જે |
| ૫૧ | ૯ | ગ્રૈવેયકે | ગ્રીવેકે |
| ૫૭ | ૮ | હતો | હતા |
| ૬૪ | ૬ | દેવાણુપિય | દેવાણુપ્પિયા |
| ૬૯ | ૧૯ | **स्तपः** | **तपः** |
| ૭૦ | ૧૯ | પરાપદાર્થ | પરપદાર્થ |
| ૭૮ | ૧૧ | શ્રત | શ્રુત |
| ૮૦ | ૭ | પુ:પ | પુણ્ય |
| ૮૩ | ૧૮ | વૈય | વૈશ્ય |
| ૮૪ | ૧૨ | શંકા | શંકા |
| ૮૪ | ૧૯ | કરી | તરી |
| ૮૭ | ૩ | બંધી | બંધીપાપ |
| ૮૭ | ૪ | પાપા | પાપ |
| ૮૭ | ૧૫ | નહીં | × |
| ૮૮ | ૯ | હોપ | હેય |
| ૮૮ | ૨૬ | થવા | થવા ન |
| ૮૮ | ૨૭ | કર્યો | કરે |
| ૯૬ | ૨૯ | **भग्गोति** | **मग्गोति** |
| ૯૬ | ૩૦ | હોય | હેય |
| ૯૬ | ૩૨ | પુણ્યાશ્રય | પુણ્યાશ્રાવ |
| ૯૬ | ૩૨ | બધોયં | બધાય |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૭ | ૨ | સંધવો | સંથવો |
| ૯૮ | ૧૯ | સમ્યક્વિનો | સમ્યક્ત્વનો |
| ૯૯ | ૨૬ | इस | × |
| ૯૯ | ૨૬ | कितस्स | कितइस्सं |
| ૧૦૨ | ૧૯ | घम्म | धम्मं |
| ૧૦૩ | ૧૭ | सेवाए | सेवए |
| ૧૦૩ | ૧૨ | ગ્રહગ્રામ | ગુણ ગ્રામ |
| ૧૦૫ | ૨૮ | હોય છે | હેય છે |
| ૧૦૬ | ૨ | સંપતિ | સંયતિ |
| ૧૦૭ | ૭ | કર્યો | કર્યા |
| ૧૦૭ | ૮ | રાગનો | રાગનો એક |
| ૧૦૮ | ૧૭ | વ્યવહાના | વ્યવહારના |
| ૧૦૯ | ૨૯ | પુણ્ય | પુણ્ય હોય તો |
| ૧૦૯ | ૩૦ | क्षन्तिदीग्गइं | जन्तिदुग्गइं |
| ૧૦૯ | ૩૧ | ગહિ | ગતિ |
| ૧૧૦ | ૩ | आकामा क्षन्ति दीग्गइं | अकामा जन्ति दुग्गइं |
| ,, | ૯ | कोहं व माणं व तहेव मायं | कोहं च माणं च तहेव मायं |
| ૧૧૧ | ૨ | नाच्च | नच्चा |
| ૧૧૨ | ૧૧ | બાટી | બાકી |
| ૧૧૬ | ૫ | સમાગ્ | સમ્યક્ |
| ૧૨૦ | ૩ | गुहाह्रिय | गुणाह्रियं |
| ૧૨૦ | ૨૪ | સ્વચ્છંદી | સ્વચ્છંદ |
| ૧૨૧ | ૧૮ | सुणी | मुणी |
| ૧૨૨ | ૪ | રહ ? | રહે ? |
| ૧૨૫ | ૨૯ | दंसण | द्रंसण |
| ૧૨૬ | ૪ | અનાર્થ મુનિને | અનાથી મુનિને |
| ,, | ૧૫ | ને | × |
| ૧૩૨ | ૧૬ | आयत | आयात |
| ૧૩૫ | ૧૮ | નિક્ષેપ | નિક્ષેપે |
| ૧૩૬ | ૨૪ | પુકાલાસ્તિકાય | પુદ્ગલાસ્તિકાય |
| ૧૪૪ | ૨૪ | વિષયમાં | વિષયમાં |
| ૧૪૮ | ૨૦ | ज्ञान | ज्ञानं |
| ૧૫૦ | ૨૧ | ગુણ છે આવે | ગુણ આવે છે. |
| ,, | ૨૭ | ગણધારી | ગુણધારી |
| ૧૫૫ | ૧૫ | ભૂત | ભૂલ |
| ૧૫૬ | ૧૮ | ક્ષય રૂપ | નય રૂપ |
| ૧૫૭ | ૧૭ | જ્ઞાનાઓને | જ્ઞાનીઓને |
| ,, | ૨૨ | જાયું છે. | જોયું છે. |
| ૧૬૨ | ૯ | નામસ્થા | સ્થાપના |
| ,, | ૨૧ | હે | છે. |
| ૧૬૪ | ૭ | રગ | રાગ |
| ,, | ૧૫ | સમય | સમયે |
| ,, | ૨૫ | તને | તેને |
| ૧૬૭ | ૧૧ | ભાવમાં | ભવમાં |
| ,, | ૨૧ | હળિયાળી | હરિયાળી |
| ૧૬૮ | ૨૨ | ભાવિ | ભવિ |
| ૧૭૦ | ૧૦ | અવંભૂત | એવંભૂત |
| ૧૭૩ | ૧૨ | પરમ રોગદશા | પરમ આરોગ દશા |
| ,, | ૧૪ | એવંભત | એવંભૂત |
| ૧૮૦ | ૧૮ | વીરપ્રજાના | વીરપ્રભુનાં |
| ૧૮૨ | ૨૦ | जागरति | जागरंति |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૩ | ૪ | કર્મે | કર્મો |
| ,, | ૨૩ | રત્નિને | રત્નોને |
| ૧૮૪ | ૧૬ | વિચારનો | × |
| ૧૮૭ | ૩૨ | સ્વભાધે | સ્વભાવે |
| ૧૯૩ | ૨૫ | વર્ત | વર્તે |
| ૧૯૪ | ૧૬ | જીવજીવનો | જાવજીવનો |
| ૧૯૭ | ૧૫ | दाव | जाव |
| ૧૯૯ | ૧૬ | એને | અને |
| ૨૦૦ | ૨૦ | પુરુપણા | પરુપણા |
| ૨૦૧ | ૨૩ | પાવાની | પાવાથી |
| ૨૦૫ | ૨ | સાયો | સાચો |
| ,, | ૧૭ | ग्गोज्झ | ग्गिज्झ |
| ૨૦૯ | ૧૧ | ન | × |
| ૨૧૦ | ૨૦ | ઉપાનામાં | ઉપાસનામાં |
| ૨૧૨ | ૧૦ | चस्ति | चरित |
| ,, | ૨૦ | મિથ્યાત્ય | મિથ્યાત્વ. |
| ૨૧૩ | ૪ | ब्रथं | ब्रथं |
| ,, | ,, | गणहस | गणहरा |
| ,, | ૫ | ગણીપીડક | ગણીપીટક |
| ૨૧૬ | ૨૨ | ભાવ | ભવ |
| ૨૧૭ | ૨ | નથી | નથી કરતા. |
| ૨૨૦ | ૨૦ | બત્રીસ | બત્રીશમાં |
| ૨૨૨ | ૨૬ | સેવકનની | સેવકની |
| ૨૨૩ | ૧૬ | વીતરાગદેવ | વીતરાગદેવ |
| ૨૩૧ | ૨૫ | કર્મ | કર્મે |
| ,, | ૩૦ | કર્માથી | કર્મોથી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૩ | ૩૦ | સદેહ | સંદેહ |
| ૨૩૪ | ૮ | આરધીને | આરાધીને |
| ,, | ૧૨ | કારણનું | કારણને |
| ,, | ૨૭ | તમાં | તેમાં |
| ,, | ૨૯ | ઉગડવાનો | ઉઘડવાનો |
| ૨૩૫ | ૧૦ | અતિન્દ્રિય | અતેન્દ્રિય |
| ,, | ,, | ધન સ્વરૂપ | ઘન સ્વરૂપ |
| ,, | ,, | નિવડે છે | નિવડે છે |
| ,, | ૨૪ | વરાગ્યમાં | વૈરાગ્યમાં |
| ૨૩૬ | ૩ | તો | તે |
| ,, | ૫ | શુ | શું |
| ,, | ૧૧ | સુકોમળ | સુકોશળ |
| ૨૪૦ | ૯ | नितप सासप | नितप सासप |
| ૨૪૧ | ૧૦ | ભુમિકાએ | ભૂમિકાએ |
| ૨૪૨ | ૬ | કે | કે પર |
| ,, | ૧૬ | માર્ગનો | માર્ગ |
| ૨૪૩ | ૧૦ | પરિભ્રમણમાં | પરિભ્રમણમાં |
| ૨૪૪ | ૨૪ | છે | છું |
| ,, | ૨૫ | पव से | पत्रं |
| ૨૪૫ | ૧ | કરે છે | કહે છે |
| ૨૪૬ | ૨ | અત્રાદિ | અનાદિ |
| ,, | ૨૬ | હયાત | હૈયાત |
| ૨૪૭ | ૧૧ | આનાદિ | અનાદિ |
| ,, | ૧૯ | સ્વભાવ | સ્વભાવથી |
| ૨૪૮ | ૨ | તેનો | તેને |
| ,, | ૩ | ચૌદ | ચૌદ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૦ | ૧ | ભાવશ્રત | ભાવશ્રુત |
| ,, | ૫ | ,, | ,, |
| ૨૫૩ | ૧૮ | મરી | મરીને |
| ,, | ૨૫ | લેવો | લેવા |
| ૨૫૪ | ૭ | निपत्तई | नियत्तई |
| ૨૫૬ | ૨૧ | दुपाघं | दुपघं |
| ,, | ૨૨ | ष | च |
| ૨૫૮ | ૨૩ | अवउ उसऊण | अवउ उिझऊण |
| ૨૬૦ | ૨૭ | શ્રાતજ્ઞાનનું | શ્રુતજ્ઞાનનું |
| ૨૬૧ | ૧૧ | વર્તમાં | વર્તતા |
| ,, | ૧૨ | કરે | ઠરે |
| ,, | ૨૪ | એકકોર | એકોર |
| ૨૬૩ | ૪ | દારયો | દરિયો |
| ,, | ૧૮ | આનંદઘન | આનંદઘન |
| ,, | ૨૩ | अभाई | अमाई |
| ,, | ,, | भाई | माई |
| ૨૬૫ | ૧ | નામને | નામનો |
| ,, | ૨ | આણ | આણા |
| ૨૬૭ | ૪ | યાદવાદ | સ્યાદવાદ |
| ,, | ૬ | સ્યાદવદ | સ્યાદવાદ |
| ,, | ૭ | ગુનોથી | ગુણોથી |
| ૨૬૮ | ૮ | से आ | से आया |
| ૨૬૯ | ૨ | દ્વપ | દ્વેપ |
| ,, | ૫ | મૂકીને | ચૂકીને |
| ૨૭૦ | ૧૮ | जीवा जावे | जीवा जीवे |
| ,, | ૧૯ | अजावे | अजीवे |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭૨ | ૨૧ | माणतत | माणुसत्तं |
| ૨૭૬ | ૮ | સ્વસ્વરૂપ | સ્વસ્વરૂપ |
| ,, | ૧૬ | દ્રેપને | દ્વેપને |
| ,, | ૨૬ | જશો | જશે |
| ૨૭૭ | ૧૩ | રોગનો અંશ રોગનો રાગનો રાગ | રાગના રોગનો અંશ રાગના રોગનો એક |
| ,, | ૧૬ | સ્વરૂપા ચરણ | સ્વરૂપાચરણ |
| ૨૭૯ | ૮ | લઈને | થઈને |
| ૨૮૦ | ૨૯ | સાંધમાં | સંધિમાં |
| ૨૮૩ | ૧૨ | પરપુદ્ગલપી | પરપુદ્ગલથી |
| ,, | ૧૯ | ભાવકર્મનો નોકર્મણે | ભાવકર્મને નોકર્મને |
| ,, | ૨૦ | સરય જ્ઞાન | સમ્યગ્ જ્ઞાન |
| ૨૮૪ | ૧૧ | મંદતાથી | મંદતાની |
| ,, | ૧૮ | શ્રદ્ધા નથી | શ્રધ્યા નથી |
| ,, | ૨૫ | શ્રદ્ધા નથી | શ્રદ્ધાથી |
| ૨૮૫ | ૨૯ | સ્વરૂપ | સ્વરૂપ |
| ૨૮૮ | ૧૪ | ભાવે | ભવે |
| ૨૮૯ | ૨૨ | કરવાના છે. | કરવામાં છે. |
| ,, | 30 | મશગલ | મશગૂલ |
| ૨૯૦ | ૨૯ | સમ્યગે દર્શનનને | સમ્યગ્ દર્શનને |
| ૨૯૧ | ૧૧ | માન્ય | માન્યા |
| ,, | ૧૯ | વીતરાગને હણે છે. | વીતરાગતા ને હણે છે. |
| ૨૯૩ | ૨ | ચારિત્ય | ચારિત્ર |
| ૨૯૪ | ૧ | અમે | અને |
| ,, | ૧૨ | ગણ | ગુણ |
| ,, | ૨૨ | કરેલો છે. | કહેલો છે. |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૫ | ૧૨ | ગણું છે. | ઘણું છે. |
| ,, | ૧૮ | યત્ કિચિત્ | યત્ કિંચિત્ |
| ,, | ૨૨ | વીય | વીર્ય |
| ૨૯૬ | ૨૭ | સંતોને | સંતો |
| ,, | ,, | મહાત્મા મુનીઓને | મહાત્મા મુનિઓ |
| ૨૯૮ | ૮ | જ્ઞાનક | જ્ઞાયક |
| ,, | ૧૭ | બલવીર્ય છે. | બાલ વીર્ય છે. |
| ૩૦૨ | ૫ | તે | તેં |
| ૩૦૭ | ૧ | ભાવ | ભાવે |
| ,, | ૨૦ | સંયોગે | સંયોગો |
| ૩૦૮ | ૧૬ | ધમ પદ | ધર્મપદ |
| ,, | ૨૦ | નાખા | નાખ્યા |
| ૩૧૦ | ૧ | એકકોર | એકોર |
| ,, | ૫ | અને તે | અને બળે તે |
| ૩૧૧ | ૬ | તરત | તહત |
| ,, | ૯ | જીવિયાઓ | જીવિયાઓ |
| ૩૧૨ | ૧૩ | રૂઢિ | રૂચિ |
| ,, | ૨૫ | અપ્રતિકૂળ | પ્રતિકૂળ |
| ૩૧૩ | ૩ | સ્વભાવન | સ્વભાવનું |
| ,, | ૨૭ | મુખ ગુણની | સુખ ગુણની |
| ૩૧૫ | ૨૪ | કહીઅ | કહીએ |
| ૩૧૬ | ૨૦ | દ્રવ્યના | દ્રવ્યનો |
| ,, | ૨૮ | જિતને | વધિને |
| ૩૧૭ | ૧૮ | પોતાનું આત્મનું | પોતાના આત્માનું |
| ,, | ૨૩ | માર્ગે | માર્ગ |
| ૩૧૮ | ૨૮ | કારણે | કારણ |

૨.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૯ | ૬ | બરણીમાંપી | બરણીમાંથી |
| ૩૨૦ | ૬ | માર્ગે | ૦ |
| ,, | ૨૨ | તને | તેને |
| ૩૨૪ | ૯ | કયાંયથી | કયાંકથી |
| ,, | ,, | સંયોગક | સંયોગીક |
| ૩૨૫ | ૧૯ | તો તારૂં તારા | તો તારૂં વીર્ય તારા |
| ૩૨૬ | ૭ | પુરૂપાર્થ કરનાર | પુરૂષાર્થ નહિ કરનાર |
| ૩૨૯ | ૨૦ | પોતાના વીર્ય | પોતાનું વીર્ય |
| ,, | ૨૨ | પરિહર | પરિહાર |
| ,, | ૨૩ | વીર્યન | વીર્યને |
| ૩૩૦ | ૬ | જીવનની | જીવની |
| ,, | ૯ | તેવ | તેવી |
| ,, | ૧૯ | પોતાની | પોતાના |
| ,, | ૨૨ | **નામેણં** | **નામેણં** |
| ,, | ૨૩ | આત્મ | આત્મા |
| ૩૩૧ | ૧૧ | આદિન | આદિના |
| ,, | ૧૩ | જોગવાઈઓ | જોગવાઈએ |
| ,, | ૨૧ | ભય સજ્ઞા | ભય સંજ્ઞા |
| ,, | ૨૫ | કહે છે. એમ કહે | કરે છે. એમ કરે |
| ૩૩૪ | ૯ | સંકલેશ | સંકલેશ ભાવ રહિત છે. |
| ,, | ૧૬ | વર્તતા | વર્તના |
| ૩૩૫ | ૬ | નિરતર | નિરંતર |
| ,, | ૨૫ | સિદ્ધ | સિદ્ધિ થશે. |
| ૩૩૮ | ૧૦ | મોહ કર્મના હદય | મોહ કર્મના ઉદયને |
| ,, | ૨૦ | પદ્દગલ | પુદગલ્ |
| ,, | ૨૩ | કર્યા | કર્યો |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૯ | ૨૦ | શોધક કહે છે. | શોધક દૃષ્ટિવાળો કહે છે. |
| ,, | ૨૩ | આત્માનો | આત્માના |
| ૩૪૦ | ૧ | જે ક્રોધાદિને | જે ક્રોધાદિના નાશને ઇચ્છે છે |
| ૩૪૨ | ૨૦ | ચારિત્ર્ય | ચારિત્ર |
| ૩૪૩ | ૩ | અવગાહન ગુણને | અક્ષય ગુણને |
| ૩૪૪ | ૨૩ | કહે છે—કે | કહે છે કે.... |
| ૩૪૫ | ૧૩ | અપરાધી | અપરાધથી |
| ૩૫૧ | ૧૬ | પર જ્યોતિ | પરમ જ્યોતિ |
| ,, | ૨૬ | કૃત કૃત્યા | કૃત કૃત્ય. |
| ૩૫૨ | ૪ | રાગદ્વેષ | રાગદ્વેષ |
| ,, | ૧૨ | દ્વેષને | દ્વેષોને |
| ,, | ૧૩ | નયી | નથી |
| ૩૫૩ | ૧ | ભૂંડાં | ભૂંડા |
| ” | ૩ | ,, | ,, |
| ” | ૧૧ | — | ભટકી ભટકીને |
| ” | ૧૭ | માની | માનીને |
| ” | ૨૦ | માળનાં | માળના |
| ” | ૨૭ | "નૈયાયુમગં "–સૂત્ર"–ન્યાય માર્ગ મળ્યો ન મળ્યો થઈ જશે. | |
| ,, | ૨૯ | વિઘ્ન કરે | વિઘ્ન ન કરે |
| ,, | ૩૧ | સત-સમાગમે | સતના સમાગમે |
| ૩૫૪ | ૩ | દર્શનનું | દર્શનાદિક |
| ,, | ૭ | — | તમે |
| ” | ,, | આત્મધનનો | આત્મધનને |
| ” | ૧૧ | — | તમારા |
| ” | ૨૨ | સવ્વેહિ | સવ્વેહિં |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ” | ૨૫ | મોહ | મોહથી |
| ” | ૩૦ | હોવા જોઈએ | હોવા જ જોઈએ |
| ૩૫૫ | ૧૧ | એમ કહેતા | એમ કયાં કહેતા |
| ” | ૧૬ | ભાવ કર્મને | ભાવકર્મ |
| ” | ,, | — | નો કર્મને |
| ૩૫૬ | ૨૧ | — | વિકલ્પ |
| ૩૫૭ | ૨ | સંયોગાથી | સંયોગોથી |
| ” | ૨૬ | તે | તેં |
| ૩૫૮ | ૪ | ઉપાડે | ઉપડે |
| ” | ૮ | શોધક | સાધક |
| ” | ૨૮ | બીજી ચીજને નિમિત્ત કહેવાય છે પરંતુ | |
| ૩૬૦ | ૧ | મોટું | મોટા |
| ” | ૬ | અને (કાઢી નાખવું) | |
| ” | ૨૫ | આને | આનું |
| ” | ” | — | માંસ |
| ૩૬૧ | ૧૦ | એ – (કાઢી નાખવું) | |
| ” | ૧૬ | નાખવાનો | નાખવાના |
| ૩૬૨ | ૨ | તીત્ર | તીવ્ર |
| ” | ૧૪ | .... પણ તારી વારને | |
| ૩૬૩ | ૨ | પંચપરમેષ્ઠી | પંચપરમેષ્ટી |
| ” | ૮ | — | એ મેળવેલો એવો આત્માનો અનંત |
| ” | ૧૬ | આત્માપણું | આત્મપણું |
| ” | ૨૩,૨૪,૨૬,૨૭ | ગોળ | ગોળ |
| ૩૬૪ | ૧ | લૂંટનારા | લુંટનારા |
| ” | ૬ | આપશે | આવશે |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ” | ૧૨ | એ એકત્વબુદ્ધિ | |
| ” | ૩૦ | | અનુભવને પણ. |
| ૩૬૬ | ૧૩ | જે (કાઢી નાંખવું) | |
| ૩૬૬ | ૮ | ઠપકો પણ આપે | |
| ” | ૯ | કહેશો | કહેશો ? |
| ૩૬૭ | ૧૨ | તેમને | તમને |
| ” | ૧૭ | મારા ધર્માચાર્ય, મારા | ગુરુદેવ |
| ૩૬૭ | ૧૯ | તે | તો |
| ” | ૨૪ | મિશ્રણમાંથી | મિશ્રણથી |
| ” | ૨૫ | શ્વાસોશ્વાસ | શ્વાસોચ્છવાસ |
| ૩૬૮ | ૧ | સ્વપ્ન | સ્વરૂપ |
| ” | ’ | જેવું તેવું | જેવું છે તેવું |
| ” | ૧૬ | દ્રવ્ય | દ્રવ્ય કર્મ |
| ” | ૧૭ | જ્ઞાનાવરણી યાદિ | જ્ઞાનાવરણીઆદિ |
| ૩૭૧ | ૯ | અનુકૂળ | અનુકૂળ |
| ૩૭૨ | ૨૫ | લેવે | લેવો |
| ૩૭૩ | ૨૨ | તેઓએ બધા વાતે | તેઓ બધીએ વાતે |
| ૩૭૪ | ૨૦ | જ્ઞાનીઓ કહે છે કે– | |
| ” | ૨૫ | સંયોગમાં | સંયોગોમાં |
| ૩૭૬ | ૨ | પદ્દગલાદિક | પુદ્દગલાદિક |
| ૩૭૯ | ૧૧ | પરદ્રવ્યાદિક રૂપે | પરદ્રવ્ય રૂપે |
| ” | ૨૫ | ઉત્પત્તિ કોઈ | ઉત્પત્તિ વ્યય પ્રવૃત્તિ કોઈ |
| ૩૮૦ | ૭ | વૃદ્ધિ પણ | વૃદ્ધિપણે |
| ૩૮૪ | ૨૪ | સિદ્ધ કરવા | સિદ્ધ કરવાના |
| ૩૮૭ | ૧ | દાયક પરિણામ | દાહક પરિણામ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૮૮ | ૧૨ | ક્રમે ક્રમે ટળીને | ક્રમે ક્રમે કર્મ ટળીને |
| ” | ૧૪ | અત્મતત્ત્વનો | આત્મતત્ત્વનો |
| ” | ૧૬ | આત્મવભાવ | આત્મસ્વભાવ |
| ” | ૨૬ | ચપ્પામાં ઘોળાશ | ચપ્પામાં જે ઘોળાશ |
| ૩૮૯ | ૨૩,૨૪ | પુદ્દગલ બનેલા દ્રવ્યથી | પુદ્દગલ દ્રવ્યથી બનેલા |
| ” | ૩૦ | નાસ્તિક તત્ત્વ સ્વભાવંત | નાસ્તિતત્ત્વ સ્વભાવવંત |
| ૩૯૭ | ૫ | શાધક | શોધક |
| ” | ૯ | અભિપ્રાય નિમિત્ત | અભિપ્રાયનું નિમિત્ત |
| ૩૯૯ | ૯ | આધી | આવી |
| ૪૦૦ | ૩ | તેતે | તેને |
| ” | ૧૫ | અને કાન્તમય | અનેકાન્તમય |
| ” | ૨૪ | ત્રીજાના હાથના | ત્રીજાના હાથમાં |
| ૪૦૧ | ૧૨ | માંહોમાંહી | માંહોમાંહે |
| ૪૦૪ | ૧ | જો હોય | જો કોઈ હોય |
| ” | ૨૧ | પોતે કોઈનું કારણ નથી | પોતે કોઈનું કાર્ય કે કારણ નથી |
| ” | ૨૯ | દરેક | દરેકે |
| ” | ૩૦ | કારક ચક્રના સંબંધીને | કારકચક્રના જ્ઞાનચક્રના સંબંધીને |
| ૪૦૫ | ૨ | અપદાનકારક | અપાદાનકારક |
| ” | ” | આધકરણકાર | અધિકરણ કારક |
| ” | ૭ | ઉપદાનકારણ | ઉપાદાનકારણ |
| ” | ૯ | સંપ્રદાનકારણ | સંપ્રદાનકારક |
| ” | ૧૬ | પરમ ભાવને | એટલે પરમભાવને |
| ” | ૨૦ | સમ્યક્ એકાન્તમાં... | સમ્યક્ એકાન્ત છે અને સમ્યક એકાન્તમાં |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦૬ | ૨ | અજ્ઞાન-મિથ્યાબુદ્ધિ | અજ્ઞાન-મિથ્યાત્વ-મિથ્યાબુદ્ધિ |
| ” | ૨૩ | તેવા | તેવો |
| ૪૦૭ | ૧૦ | સ્વભાવને પરમાં | સ્વભાવને ભૂલીને પરમાં |
| ” | ૧૪ | મિથ્યાત્વ છે અને તેજ પરાધીનતા છે. | મિથ્યાત્વ છે અને તેજ પરાશ્રય છે, અને તેજ પરાધીનતા છે. |
| ” | ૨૨ | વીમો ઊતરાવ્યો હોય | વીમો ન ઊતરાવ્યો હોય |
| ૪૦૮ | ૧૧ | અસ્યિરતાનું | અસ્થિરતાનું |
| ૪૦૯ | ૭ | કર્યો | કર્મો |
| ૪૧૧ | ૧૮ | કર્મોને ટળી જઈને | કર્મો ટળી જઈને |
| ૪૧૨ | ૬ | તર્કના | તર્કણા |
| ” | ૧૪ | ધર્મનું મોક્ષનું કારણ | ધર્મ મોક્ષનું કારણ |
| ” | ૧૭ | તેને | તને |
| ૪૧૩ | ૨ | શ્રી મહાવરદેવ | શ્રી મહાવીર દેવ |
| ” | ૫ | વિકારા | વિકારી |
| ” | ૨૨ | સદ | મદ |
| ૪૧૪ | ૧૪ | અતિન્દ્રય | અતિન્દ્રિય |
| ૪૧૬ | ૩ | વેંચે | વેચે |
| ” | ૧૯ | સરકાર ટેકસ | સરકાર બહુ ટેકસ |
| ” | ૨૬ | આંટતા | આંટ મારતા |
| ” | ૨૮ | મુનિમો | મુનિઓ |
| ” | ૩૦ | મારવાનો ભય | મરવાનો ભય |
| ૪૧૭ | ૩ | જાવ | જાય |
| ” | ૭ | ઉપાદન | ઉપાદાન |
| ૪૧૮ | ૧૩ | વભવ | વૈભવ |
| ૪૨૪ | ૨૮ | કર્મને લીધે નથી | કર્મને વશ નથી |
| ૪૨૬ | ૮ | અનિયમિત | અનિયત |
| ” | ૧૮ | નિયમ | નિયત |
| ” | ૧૯ | વિકારાદિ કાયમી ન હતા | |
| ૪૩૦ | ૨૩ | ધ્રૂવના | ધ્રુવના |
| ૪૩૪ | ૮ | દ્રવ્ય ન માને | દ્રવ્યને ન માને |
| ૪૩૫ | ૧૦ | શ્રુતિ– | શ્રુત |
| ૪૩૭ | ૧૦ | ત્રિકાંળ | ત્રિકાળ |
| ૪૩૮ | ૭ | દ્રવ્યનિક્ષેપે | દ્રવ્યનિક્ષેપે |



મોરબી નિવાસી દફતરી પ્રાણુલાલ ચુનીલાલનાં સુપુત્રી પુષ્પાબેન

જન્મ : સંવત ૨૦૦૫ શ્રાવણ સુદ ૬ ને રવિવાર તા. ૩૧-૭-૧૯૪૯ સુરેન્દ્રનગર

દિક્ષાદીન : સંવત ૨૦૨૬ના માગસર સુદ ૧૦ ને ગુરૂવાર તા. ૧૮-૧૨-૧૯૬૯
(બા. બ્ર પ્રતિભાબાઈ સ્વામી) માટુંગા

કાળધર્મ : સંવત ૨૦૨૯ના કારતક વદી ૮ ને મંગળવાર તા ૨૮-૧૧-૧૯૭૨ કાંદીવલી

## પિતૃ દેવો ભવઃ
## શ્રદ્ધાંજલિ



સ્વ. દલપતરામ જટાશંકર વોરા

સ્વ. પૂ. પિતાશ્રી

અમારી બાળવયમાં આપે અમારામાં જે ધાર્મિક સંસ્કારનું સિંચન કરેલ અને જીવનને સદાચારી-સંસ્કારી બનાવવા જે પ્રેરણાના પિયુષ પાયા હતા તે માટે અમો આપના ભવોભવના ઋણી છીએ.

આપનું ઋણ ફેડવા માટે અમો અશક્ત છીએ છતાં આપના યત્કિંચિત ઋણતર્પણમાં સ્મૃતિરૂપે પૂજ્ય સ્વ. કેશવલાલજી મહારાજશ્રીના વાંકાનેરના આપેલા વ્યાખ્યાનોના (બે ભાગ) છપાવેલ છે તે આપના ચરણકમળમાં અર્પણ કરતાં ખૂબ આનંદ અને સંતોષ અનુભવીએ છીએ અને અમારા આત્માને કૃતાર્થ કરીએ છીએ.

અવસાન
તા. ૧૫-૨-૭૨
મુંબઈ

અમો છીએ આપના આજ્ઞાંકિત પુત્રો,
મનસુખભાઈ દલપતરામ વોરા
કાકુભાઈ દલપતરામ વોરા
મધુભાઈ દલપતરામ વોરા
મહેન્દ્રભાઈ દલપતરામ વોરા
તથા સર્વે કુટુંબીજનો.



પરમપૂજ્ય પિતાશ્રી
કેશવજી જીવણભાઈ સંઘવી

જન્મ
૧૯-૪-૧૮૮૦

દેહોત્સર્ગ
૧૦-૬-૧૯૫૭

ॐ શ્રી મણીલાલજી ગુરવેનમઃ

# અધ્યાત્મિક પ્રવચનો

પ્રવચનકાર :–

પરમ પૂજ્ય આચાર્યદેવ ૧૦૮ શ્રી મોહનલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય અધ્યાત્મજ્ઞાની, પંડિત રત્ન, બાલ બ્રહ્મચારી પૂજ્યપાદ શ્રી કેશવલાલજી મહારાજ સાહેબ,

ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮માં અધ્યયનનો (સંયતિ રાજાનો) અધિકાર,

સંપાદક :–

પૂજ્ય આચાર્યદેવ શાસ્ત્રવિશારદ ૧૦૮ શ્રી મણિલાલજી મહારાજ સાહેબના સુશિષ્ય, તત્ત્વપ્રેમી, બા-બ્ર, પંડિત રત્ન, પૂજ્યપાદશ્રી કેવળદાસજી મહારાજ સાહેબ,

સંવત ૨૦૧૪ના અષાઢ સુદ ૧૧ને શુક્રવાર મુ. વાંકાનેર, તા. ૨૭-૬-૧૯૫૮

ॐ તત્સત્

## વ્યાખ્યાન નં : ૧

સંવત-૨૦૧૪ના અષાઢ સુદ ૧૧ તા. ૨૭-૬-૧૯૫૮, શુક્રવાર

# યથાર્થ બોધી બીજ

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલ ત્રિકાળ અબાધિત તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત.

ભગવાન શ્રી મહાવીર દેવે અંત સમયે અમૃતમય વાણી, વિશદ્‌વાણી વિમલવાણી ઉપદેશી છે કે જે ઉત્તરાધ્યયનના નામે ઓળખાય છે. તે ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬ અધ્યયનો છે.

ભગવાન શ્રી મહાવીર દેવની વાણીને સમજવાનું ઉપાદાન કારણ, પોતાનો આત્મા છે. અને શાસ્ત્રો નિમિત્ત કારણ છે.

આજે અહીં ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮માં અધ્યયનનું વર્ણન કરવામાં આવે છે. આ અઢારમું અધ્યયન ઉપયોગપૂર્વક સાંભળનારને નૌકા સમાન છે. જેમ નૌકામાં બેસીને પેલીપાર જવાય છે. અને સામા કિનારે પહોંચી જવાય છે. તેમ આ, ૧૮મું અધ્યયન, જગતના જીવોને, સંસાર સમુદ્ર, સંસાર સાગર, તરવામાં નૌકા સમાન છે.

તેમાં ૨૨ જીવોનું વર્ણન છે. (૧) સંયતિ રાજાનું (૨) ગર્દભાળી મુનિનું કે જેના સમાગમે સંયતિ રાજા ધર્મને પામેલા છે. (૩) તથા આ, રાજાને જેની સાથે, તત્ત્વ વિનોદ થયો છે, તેવા ક્ષત્રિય રાજઋષિ મુનિનું વર્ણન છે. (૪) ભરત ચક્રવર્તી (૫) સગર સક્રવર્તી (૬) મઘવ ચક્રવર્તી (૭) સનતકુમાર ચક્રવર્તી (૮) શાંતિનાથ ભગવાન (૯) કુંથુનાથ ભગવાન, (૧૦) અરનાથ ભગવાન, કે "તે ત્રણે ભગવાન તીર્થંકર તથા ચક્રવર્તી પદ્વીને પામેલા છે. તેમનું પણ આ અઢારમાં અધ્યયનમાં વર્ણન આવેલું છે.

વળી તેની અંદર (૧૧) મહાપદ્મચક્રવર્તી, (૧૨) હરિષેણ ચક્રવર્તી, (૧૩) જયસેન ચક્રવર્તી (૧૪) દશાર્ણભદ્રરાજા, વળી (૧૫) કરકંડુ, (૧૬) દુમુખ (૧૭) નમિરાજા, (૧૮) નગ્ગઈ એ ચારે પ્રત્યેક બુદ્ધનું વર્ણન છે, (૧૯) વળી ઉદાયન રાજા, (૨૦) કાશીદેશના રાજા, (૨૧) વિજયરાજા (૨૨) મહાબલ રાજા, આ રીતે ૨૨ જીવોનું વર્ણન છે.

તેમાં મુખ્યપણે સંયતિ રાજાનું વર્ણન છે, આ અઢારમાં અધ્યયનમાં ૫૪ ગાથાઓ છે, તેમાં મુખ્ય પણે સંયતિ રાજાનું વર્ણન છે, અને ગૌણ-પણે બીજા ૨૧ જીવોનું વર્ણન છે, તે બધાય આત્માઓ કેવી રીતે મોક્ષને પામ્યા, તેનું વર્ણન શરૂઆતથી કર-

વામાં આવે છે, આ ૧૮મું અધ્યયન જગત્‌ના જીવોને મહાન લાભનું કારણ છે. ભાવી-શેય જીવાત્માઓ, મોક્ષ, અને મોક્ષને પામવાના કારણો, કેવી રીતે પામ્યા, અને તે પહેલા, કેટલા સંકટોમાંથી પસાર થયા, વિગેરેનું વર્ણન, આ ૧૮માં અધ્યયનમાં આબેહુબ છે.

આ ૧૮માં અધ્યયનનાં વ્યાખ્યાનોનું પ્રયોજન શું છે? આ વ્યાખ્યાનોનું પ્રયોજન માત્ર, એક ધર્મમાં ગતિ કરાવવાનું છે. બીજું કોઈ આ પ્રવચનોનું પ્રયોજન નથી, એટલે ધર્મની રૂચિ કેમ થાય, ધર્મની જીજ્ઞાસા કેમ થાય? તેના પ્રબળવેગનો પુરૂષાર્થ કેમ ઉપડે? તે સમજાવેલ છે.

અનાદિ કાળથી અજ્ઞાન દશામાં જીવો દુખ ભોગવી રહ્યા છે, તેનું કારણ એ છે કે **"તેઓને પોતાના સ્વરૂપની સાચી સમજણ નથી"** એટલે એનો અર્થ એવો થયો કે "જ્યાં પોતાની સાચી સમજણ નથી, તો ત્યાં કાંઈક છે. એટલે પોતાના સ્વરૂપની ભ્રમણા છે. આ ભ્રમણાને વીતરાગ દેવ, મિથ્યાદર્શન કહે છે.

મિથ્યાદર્શન એટલે મિથ્યામાન્યતા અથવા તો ખોટી માન્યતા, ઉંધી માન્યતા વિપરીત માન્યતા.

હવે દર્શનનો એક અર્થ માન્યતા થાય છે. અને દર્શનનો બીજો અર્થ દેખવું પણ થાય છે. અહીં દર્શનનો અર્થ દેખવારૂપ નથી, પણ અહીં તો દર્શનનો અર્થ માન્યતારૂપ લેવાનો છે.

મિથ્યા દર્શન એટલે શું? મિથ્યા દર્શન એટલે ખોટી માન્યતા, પોતાના ત્રિકાળી સ્વરૂપની ખોટી માન્યતા જ્યાં હોય, ત્યાં પોતાના સ્વરૂપનું જ્ઞાન પણ જીવને ખોટુંજ હોય, અને તે ખોટા જ્ઞાનને મિથ્યાજ્ઞાન કહેવામાં આવે છે. અથવા તે જ્ઞાનને અજ્ઞાન પણ કહેવાય છે. ખોટી માન્યતાને મિથ્યા દર્શન કહેવામાં આવે છે. અને જ્યાં સ્વરૂપની ખોટી માન્યતા હોય, ત્યાં જ્ઞાન ખોટું જ હોય અને જ્યાં મિથ્યા માન્યતા તથા ખોટુંજ્ઞાન હોય ત્યાં ચારિત્રને પણ મિથ્યાચારિત્ર કહેવામાં આવે છે. અથવા, ત્યાં મિથ્યાજ ચારિત્ર હોય, માટે મિથ્યાદર્શન મિથ્યાજ્ઞાન અને મિથ્યા ચારિત્ર, હોય ત્યાં સંસાર વૃદ્ધિજ છે. જ્યાં એક ખોટું હોય, ત્યાં બધુંય ખોટું હોય છે. ત્યાં તે વ્યવહારથી સાચું વચન બોલતો હોય, તો પણ તેની કાંઈ કીંમત નથી, પણ તેનું પરિણમનજ ખોટું છે. જો પરિણમન સાચું હોય તો તેનું વચન પણ સાચુંજ હોય, સાચું જ બોલાય, માટે અહીં સાચા પરિણમનની કીંમત છે. પણ વચનની કીંમત નથી,

અનાદિકાળથી જીવને અજ્ઞાનાદિ ચાલ્યા આવે છે. તેથી જીવો સમયે સમયે દુઃખને ભોગવી રહ્યા છે. પોતાની આ દશા જીવ પોતે જ કરતો હોવાથી વર્તમાનમાં તેને ટાળવા ધારે તો જીવ પોતેજ, જરૂર ટાળી શકે છે.

તે ટાળવાનો ઉપાય, અનંતા જ્ઞાનીઓ કેવળ જ્ઞાનમાં જોઈને કહી ગયા છે.

જ્ઞાનીઓ ભૂલ ટાળવાનો ઉપાય શું કહી ગયા છે ?

તે ટાળવાનો ઉપાય સમ્યગ્ દર્શન, સમ્યક્‌જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્ર છે. એમ અહીં, આ ૧૮માં અધ્યયનમાં કહ્યું છે. જીવોએ અનાદિની આ મહાન ભયંકરમાં ભયંકર ભૂલો ટાળવાને માટે પ્રથમ સમ્યગ્ દર્શન પ્રગટ કરવું જોઇએ, કારણ કે "ધર્મની શરૂઆત સમ્યગ્‌દર્શનથી જ થાય છે. તેના વિના ધર્મની શરૂઆત થાય નહિ"

આ બાવીશેય જીવો મોક્ષને પામ્યા છે. તે ધર્મની આરાધના કરીને જ મોક્ષને પામ્યા છે. માટે આ ૧૮માં અધ્યયનમાં મોક્ષની પ્રાપ્તિનો અચૂક ઉપાય બતાવ્યો છે. તત્ત્વાર્થ સૂત્રનાં પ્રથમ અધ્યાયમાં પ્રથમ જ સૂત્રમાં કહ્યું છે કે........................
**"सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्ष मार्ग :"**

સમ્યગ્‌દર્શન, જ્ઞાન અને ચારિત્ર, એ ત્રણે મળીને મોક્ષનો માર્ગ છે. કોઈ અજ્ઞાની કહે છે કે અમને સમ્યગ્‌દર્શન થઈ ગયું છે. માટે અમે મોક્ષમાર્ગી છીએ, તો તેની તે વાત ખોટી છે. સમ્યગ્‌દર્શન થયા પછી સમ્યક્‌જ્ઞાન થાય, અને પછી તેમાં સમ્યક્‌ચારિત્ર તો જોઇશેજ, પણ એકલા સમ્યગ્‌દર્શનથી કે એકલા સમ્યક્‌જ્ઞાનથી કે એકલા સમ્યક્‌ચારિત્રથી કોઇનો મોક્ષ થયો નથી, થવાનો નથી, અને થશે પણ નહિ, માટે જ જ્ઞાનીઓ કહે છે, કે તે ત્રણેની એકતા તેજ મોક્ષનો માર્ગ છે, અર્થાત્ તે ત્રણે મળીને મોક્ષનો માર્ગ છે.

વ્યવહારમાં કહેવાય છે કે ભાઈ! તેં સારૂં કર્યું, તેમ સમ્યક્ શબ્દ પ્રશંસા–વાચક છે. તેથી, તે સમ્યગદર્શનનું યથાર્થ–પણું સૂચવે છે. વિપરીતાદિ દોષોનો અભાવ તે સમ્યગ્‌દર્શન છે. સમ્યગ્‌દર્શનમાં વિપરીતાદિ દોષો હોય નહિ!

સમ્યગ્ દર્શન એટલે દેખવું એવો અર્થ નહિ, પણ સમ્યગ્ દર્શન એટલે સાચી શ્રદ્ધા, શ્રદ્ધા એટલે આમ જ છે. અન્યથા નથી, બીજો કોઈ આવીને અન્યથા મનાવે, અને દેહ જતાં સુધીની સ્થિતિ આવીને ઉભી રહે, છતાં આમ જ છે. અન્યથા નથી. એવો અખંડ, અભેદ, આત્માનો પ્રતીતિભાવ તે દર્શન છે.

સમ્યક્ જ્ઞાન એટલે સંશય દોષ, વિપર્યયદોષ, અને અનધ્યવસાય દોષ, એ ત્રણેય દોષ રહિત પોતાનું તથા પરનું યથાર્થ જ્ઞાન તે સમ્યક્ જ્ઞાન.

સમ્યક્ ચારિત્ર એટલે સમ્યગ્‌દર્શન સમ્યક્ જ્ઞાનપૂર્વક, સ્વતત્ત્વમાં–એટલે આત્મામાં સ્થિરતા, લીનતા, ઓતપ્રોતતા, તે સમ્યક્‌ચારિત્ર છે.

આ ત્રણે અનુક્રમે આત્માના શ્રદ્ધા–જ્ઞાન, અને ચારિત્ર, એ ત્રણેય ગુણની શુદ્ધ પર્યાયો છે. શ્રદ્ધાગુણની શુદ્ધ પર્યાય, તે સમ્યગ્‌દર્શન, જ્ઞાનગુણની શુદ્ધ પર્યાય તે સ્વપરનું યથાર્થપણે જાણપણું તે સમ્યક્‌જ્ઞાન, ચારિત્ર ગુણની શુદ્ધ પર્યાય તે સ્વરૂપની સ્થિરતા, સ્વરૂપમાં ઓતપ્રોતતા, તે સમ્યક ચારિત્ર, એ ત્રણેય પર્યાયો શુદ્ધ છે.

મોક્ષમાર્ગ:, મોક્ષમાર્ગૌ, મોક્ષમાર્ગા:,

**મોક્ષમાર્ગ :** આ શબ્દ સંસ્કૃતના નિયમ પ્રમાણે એક વચનમાં છે. અને તે એમ સૂચવે છે, કે "ભાઈ! મોક્ષના તો ત્રણ માર્ગ નથી, પણ ત્રણેય મળીને એટલે સમ્યગ્ દર્શન, સમ્યક્‌જ્ઞાન, સમ્યક્ ચારિત્ર એ ત્રણે મળીને એક જ મોક્ષનો માર્ગ છે.

અત્યારે જગતના જીવો, સમજતા નથી. તેથી તેઓ પોતાના મતમતાંતરમાં પડીને, જ્યાં ત્યાં ભટકયા કરે છે, અને જ્યાં ત્યાં મોક્ષનો માર્ગ માન્યા કરે છે.

આ ત્રણેનું એકત્વ તે જ મોક્ષમાર્ગ છે. મોક્ષમાર્ગ તે પોતાના આત્માની શુદ્ધિનો પંથ, મોક્ષમાર્ગ તે પોતાના આત્માની શુદ્ધિનો રસ્તો, મોક્ષમાર્ગ તે પોતાના આત્માની શુદ્ધિનો રાહ, અથવા માર્ગ, તે મોક્ષમાર્ગ પોતાના આત્માની શુદ્ધિનો ઉપાય, હવે તેને અમૃતમાર્ગ કહો, સ્વરૂપમાર્ગ કહો, અથવા કલ્યાણ માર્ગ કહો, જે કહેવું હોય તે કહો.

"येही मेरा अमृत मार्ग है, कल्याण मार्ग है, शुद्धिपंथका मार्ग है"

માટે તેને અમૃત માર્ગ સ્વરૂપ માર્ગ કલ્યાણ માર્ગ પણ કહેવાય છે. આ અપૂર્વ માર્ગને, બાવીશેય જીવોએ કેવી રીતે સંપાદન કર્યો, મેળવ્યો, તેનું વર્ણન આ ૧૮ માં અધ્યયનમાં આવે છે. તેની સાથે સ્યાદ્‌વાદનું સ્વરૂપ કેવું છે. તેની સાચી સમજણ આપીને સાધક દૃષ્ટિનું સળંગ ધોરણ, અને આ આખો સળંગ વીતરાગમાર્ગ, તેને અદ્‌ભૂત રીતીએ આ ૧૮ માં અધ્યયનમાં સમજાવેલ છે. તેમાં અનેક જીવોનો અધિકાર છે. તેને ઉપયોગપૂર્વક સાંભળીને તમે સમજો, ઉંપયોગપૂર્વક સાંભળવાથી સાંભળનારને વારંવાર સૌભાગ્યની પ્રાપ્તિ થશે. મંગલની પ્રાપ્તિ થશે, પાપનો વિનાશ થશે, અને ધર્મની પ્રાપ્તિ થશે, અને તેની સાથે, સ્હેજે સ્હેજે, પુણ્યની પ્રાપ્તિ થશે, દેવેન્દ્રપદની પણ પ્રાપ્તિ થશે, અને અંતે મોક્ષ પણ મળશે. તેમાં જરાપણ શંકાને સ્થાન નથી.

હવે તમામ જીવોએ રાજ્ય સંપત્તિનો ઉપભોગ કરીને, અંતે મુનિપણું સ્વીકારીને યોગી બનીને અલ્પકાળમાં સર્વ કર્મોને ભસ્મીભૂત કરી નાખીને, અનંત સુખ પ્રાપ્ત કર્યું છે, એવા તે ૨૨ જીવો છે.

તેમાં સંયતિ રાજાને ક્ષત્રિયરાજ ઋષિનો ભેટો થતાં, ક્રિયાવાદી અક્રિયાવાદી, વિનયવાદી અને અજ્ઞાનવાદી, એ ચાર વાદીઓના ભેદોનુ ભેદાદિ ઘણા ભેદોનું વર્ણન છે.

ચાર પ્રત્યેક બુદ્ધોનો સંવાદ, ૧૦ ચક્રવર્તીઓએ–રાજ્ય વૈભવને છોડીને વીતરાગ માર્ગે ચાલી નીકળ્યા, તેનું અદ્‌ભૂત વર્ણન, આ ૧૮ માં અધ્યયનમાં આવશે, તે બાવીશેય જીવો શું કરી ગયા છે. તેનો સરસમાં સરસ આ અધ્યયનમાં સંવાદ છે. સંવાદ કરતી વખતે તે તમામ ધર્માત્માઓનું ધૈર્ય, અને તેઓની સાગર જેવી અગાધ સુજનતા, અને તેની સાથે અંતરની ગંભીરતા, અને તેની સાથે ઉદાત્ત, અને ઉદારવૃત્તિ, સાહજિક અને સરળ તત્ત્વજ્ઞાન–વિનોદ, અને તે વખતે તેઓશ્રીનું આત્મજ્ઞાન, મુક્તિનું કારણ, અને નિશ્ચય સમ્યક્‌જ્ઞાન, દર્શન, ચારિત્ર એટલે રત્નત્રય એ પ્રત્યેની અવિચળ શ્રદ્ધા, વિગેરે

ગુણોનું વર્ણન સાંભળીને, સમજીને, જે જીવ પોતે પોતાના ત્રિકાળી સ્વરૂપમાં ઠરશે. દ્રષ્ટિને અંતરમાં વાળીને સ્વમાં ઠરશે, તે જીવ શાશ્વત્ સુખને અલ્પકાળમાં પામી જશે. તેમાં શંકાને જરાપણ સ્થાન નથી.

"હવે અહીં ક્ષેત્ર વિશુદ્ધિ કરાવવી."

નમો અરિહંતાણં જાવ નમો લોએ સવ્વસાહૂણં.

ક્ષેત્ર વિશુદ્ધિ કોને કહેવાય ?

ક્ષેત્ર વિશુદ્ધિ, એટલે ધર્મને માટે, મુખ્યત્વે બે વસ્તુની જરૂર છે. તેને જરાપણ ભુલવા જેવું નથી, (૧) ક્ષેત્ર વિશુદ્ધિ, (૨) યથાર્થબીજ.

ક્ષેત્ર વિશુદ્ધિ એટલે સંસારના જેટલા ભુંડા નિમિત્તો છે. પાંચે ઇંદ્રિયોના વિષયો પ્રત્યેનો જે અશુભરાગ છે. તે સંસારના અશુભ નિમિત્તો પ્રત્યેની જે આસક્તિ છે તે આસક્તિમાં મંદતા.

જ્યારે વિષયોમાં મંદતા આવે છે. ત્યારે બ્રહ્મચર્યનો રંગ આવે, બ્રહ્મચર્યના રંગ પછી ક્રોધ કષાયની મંદતા, માન કષાયની મંદતા, માયા કષાયની મંદતા, અને લોભ કષાયની મંદતા, તીવ્ર ક્રોધાદિ ટાળીને મંદતા કરવી, ત્યાર પછી, દેવ–ગુરૂ–શાસ્ત્ર પ્રત્યેની શક્તિ સહિત ભક્તિ, અને તે ભક્તિની પછવાડે સત્‌ની રૂચિ, તારા દેવ, તને સત્ સમજાવે છે. તારા ગુરૂ તને સત્ પ્રરૂપે છે. અને તારા સત્ શાસ્ત્ર તને સત્‌ની રૂચિ તરફ દોરે છે. અથવા સત્‌ની રૂચિ કેમ કરવી તે દેખાડે છે. ઇત્યાદિ સદાચારોનું હોવું તે ક્ષેત્ર વિશુદ્ધિ છે.

તે પ્રથમ હોવા જ જોઈએ. પણ માત્ર ક્ષેત્ર વિશુદ્ધિથી, આત્માનો ધર્મ થઈ જતો નથી; અને આટલું કર્યા વિના છુટકો પણ નથી, ક્ષેત્ર વિશુદ્ધિ તો દરેક જીવે, એકવાર નહિ, પણ અનેકવાર કરી છે. ક્ષેત્ર વિશુદ્ધિ જો ભાન સહિત હોય તો તેને વીતરાગ દેવ, બાહ્ય સાધન કહે છે. બાહ્ય સાધનનો અર્થ, તે ભાન સહિતની ક્ષેત્ર વિશુદ્ધિ, તે વ્યવહાર સાધન છે.

પ્રથમ ક્ષેત્ર વિશુદ્ધિ થયા વગર કે કર્યા વગર, કે તેમાં આવીને ઉભા રહ્યા વગર, ધર્મ થાય નહિ, પણ ક્ષેત્ર વિશુદ્ધિ તો હોય અને યથાર્થ બીજ ન હોય તો પણ ધર્મ થાય નહિ, સમ્યગ્દર્શન જ્ઞાનરૂપ, યથાર્થ ધર્મ થઈ શકતો નથી, યથાર્થ ધર્મને માટે ક્ષેત્ર વિશુદ્ધિ પછી, યથાર્થ બીજ વાવવું પડશે.

## યથાર્થ બીજ

યથાર્થ બીજ એટલે શું ? મારો સ્વભાવ નિરપેક્ષ બંધ મોક્ષના ભેદ રહિત, બંધ મોક્ષની અપેક્ષા રહિત, સ્વતંત્ર સ્વાધીન, પર નિમિત્તોથી રહિત, પરના આશ્રયોથી રહિત. મારો જ્ઞાન સ્વભાવ છે. ત્યારે તેમાં શું આવ્યું ? તેમાં એકજ વાત આવી

કે "સ્વાશ્રયી સ્વભાવના જોરે મારી શુદ્ધતા, કેવળજ્ઞાન, કેવળ દર્શન અને આખું સિદ્ધત્વપદ, જે શક્તિ રૂપે છે. તે વ્યક્ત રૂપે પ્રગટી જાય છે, એમ અખંડ, નિરપેક્ષ સ્વભાવની નિશ્ચય શ્રદ્ધા પ્રતીતિ કરવી તે યથાર્થ બીજ છે. બીજ છે તેજ યથાર્થ અંતર સાધન છે. એટલે નિશ્ચય સાધન છે.

હવે જીવે અનાદિ કાળમાં કદી સ્વભાવનો નિશ્ચય કર્યો નથી, અને જ્યાં સુધી સ્વભાવનો નિશ્ચય નહિ કરે, ત્યાં સુધી તેનો મોક્ષ નહિ થાય, બાહ્ય સાધન, અનેક વાર કર્યા છે. પરંતુ અંતર સાધન કર્યા નથી હે ભવ્ય જીવો ! ધર્મનું અંતર સાધન, તે યથાર્થ બીજ છે. અને ધર્મનું બાહ્ય સાધન તે ક્ષેત્ર વિશુદ્ધિ છે. અંતર સાધન ધર્મથી, કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રગટે છે.

વ્યવહાર ધર્મ સાધનથી પુણ્ય થાય છે. બાહ્ય સાધનથી ધર્મ નથી. પણ પુણ્યજ છે· તેથી દરેક જીવોનું પ્રથમ કર્તવ્ય આત્માના સ્વરૂપની યથાર્થ શ્રદ્ધા કરવી, તે જ છે. અનંત-કાળે મળેલ આવો મનુષ્ય દેહ, તેમાંય ઉત્તમ જૈન ધર્મ, તેમાંય, ઉત્તમ સત્-સમાગમનો જોગ, સદ્‌ગુરુનો જોગ, તે જોગે મળતું ધર્મ શ્રવણ, તેને સમજવાની બુદ્ધિનો ઉઘાડ, આટલું જીવોને પુણ્યના ઉદયને લીધે, વર્તમાન મળેલું હોવા છતાં, હવે ભવ્ય જીવોએ પોતાના ત્રિકાળી સ્વભાવના જોરે સત્‌ની શ્રદ્ધા કરીને સ્વાશ્રયની શ્રદ્ધા કરીને, ૮૪ લાખ જીવાયોનિના જન્મમરણમાં ફરી ન આવવું પડે, અને જે ભાવ વડે, ન આવવું પડે તેવો ભાવ, આ મનુષ્ય પર્યાયમાં પ્રાપ્ત કરી લેવા જેવો છે.

મનુષ્ય પર્યાય પ્રાપ્ત થવી પણ મહાન દુર્લભ છે.

**दुल्लहे खलु माणुसे भवे, चिर कालेणऽवि सव्वपाणिणं गाढाय विवाग कम्मुणो; समयं गोयम मा पमायए**

ઉ-સૂ-અં-૧૦-ગા-૪

આચાર્ય ભગવાન, પાંચમાં ગણધર, શ્રી સુધર્મા સ્વામી કહે છે કે "એકવાર સ્વ-આશ્રય કરી, સાચી શ્રદ્ધાની 'હા, તો પાડ, મારા સ્વભાવમાં, રાગ દ્વેષ કે પર ભાવનો આશ્રય નથી. તે સ્વભાવનો આશ્રય કરવાથી મારી મુક્તિ થાય છે.

બધાય આત્મા પ્રભુ છે. હું પણ પ્રભુ !! અને તમે પણ પ્રભુ જેણે પ્રભુતા સ્વીકારી તે પ્રભુ થઈ ગયા, માને, સ્વીકારે તે પ્રભુ થાય ? કે ન માને, ન સ્વીકારે તે પ્રભુ થાય ? ઉત્તર :- માને, સ્વીકારે 'હા, પાડે તેપ્રભુ થાય.

આ રીતે અહીં ક્ષેત્ર વિશુદ્ધિમાં દરેકે દરેક જીવે, એમ સમજી લેવાનું છે કે "મારૂં પ્રથમ કર્તવ્ય સત્‌સમાગમે, સ્વભાવની યથાર્થ શ્રદ્ધા, કરવી અને સમ્યગ્ દર્શન, જ્ઞાન, ચારિત્ર પ્રગટ કરવાનું છે. તેના સિવાય મારૂં બીજું કાંઈજ કર્તવ્ય નથી.

હવે ધર્મનું, મુક્તિનું, મોક્ષનું, નિશ્ચયથી, પ્રથમ સાધન તે જ છે કે **"યથાર્થ બીજ"**

ક્ષેત્ર વિશુદ્ધિ તે વ્યવહાર સાધન છે. અને યથાર્થ બીજ, સમ્યગ્દર્શન, તે નિશ્ચય સાધન છે. આમ ક્ષેત્ર વિશુદ્ધિ, અને યથાર્થ બીજ (એકાંતમાં પડતા નહિ, જેમ છે, તેમ સમજ્યા વગર છુટકો નથી.) પ્રથમ ક્ષેત્રવિશુદ્ધિ વગર કદી ધર્મ થયો નથી, થવાનો નથી, અને થશે પણ નહીં, ક્ષેત્ર વિશુદ્ધિ હોય પણ યથાર્થ બીજ ન હોય, તો પણ ધર્મ થઈ શકતો નથી. એમ અહીં બંને વાત મૂકી છે; તેને હે ભવ્ય જીવો ! તમે સમજો—તે બંને વાતને લક્ષગત કરીને, હવે ૧૮માં અધ્યયનની અપૂર્વ વાત સાંભળીને; સમજીને, અંતરમાં ઉતારીને, યથાર્થ બીજ પ્રગટ કરવાનું છે.

હવે આ ૧૮માં અધ્યયનની શરૂઆત થાય છે. આ અધ્યયનમાં પહેલેથી માંડીને છેલ્લે સુધીમાં ૫૪ ગાથાઓ છે. તેનો સ્વાધ્યાય શરૂ થાય છે. સ્વાધ્યાય શરૂ કર્યા પહેલા અહીં માંગલિક કરે છે.

સૂત્ર પાઠ :–

સૂત્રપાઠ :—चत्तारि मंगलम्.

**अरिहंता मंगलं, सिद्धामंगलं, साहू मंगलं, केवली पन्नत्तो धम्मो मंगलम् चत्तारि लोगुत्तमा,**

**अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवली पन्नत्तोधम्मो लोगुत्तमो,**

**चत्तारि शरणं पवज्जामि.**

**अरिहंता शरणं पवज्जामि, सिद्धा शरणं पवज्जामि, साहू शरणं पवज्जामि, केवली पन्नत्तो धम्मो शरणं पवज्जामि**

અહીં અધ્યયનની શરૂઆત કર્યા પહેલા આ અધ્યયનમાં શું છે ? તે વિગેરેની સમજણ આપી, હવે માંગલિક કોને કહેવાય ? સાધારણ માંગલિક કોને કહેવાય ? અને અસાધારણ માંગલિક કોને કહેવાય, તેના ભેદાનુભેદ સમજાવીને આ ૧૮માં અધ્યયનનો સ્વાધ્યાય શરૂ થશે.

ॐ સત્ સ્વરૂપાય નમઃ

---

## વ્યાખ્યાન નં : ૨

સં. ૨૦૧૪ના અષાઢ સુદી ૧૨ને શનિવાર તા. ૨૮-૬-૧૯૫૮

## "સ્વરૂપ માંગલિક કોને કહેવાય ?"

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ, સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં, સિદ્ધ થયેલ, ત્રિકાળ, અબાધિત, તત્ત્વ, તેનું નામ તે **સિદ્ધાંત.**

અહીં ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮માં અધ્યયનનું વર્ણન કરવામાં આવે છે. આમાં સંજતિરાજા, ગર્દભાળી મુનિ, ક્ષત્રિયરાજ ઋષિ, વિગેરેનું વર્ણન કરવામાં આવે છે. અને તે બધાય, મહાન પુણ્યાત્મા હતા, અને તે સાચા ધર્માત્મા થયા, પૂર્વ પુણ્યના નિમિત્તે, બાહ્ય સંપત્તિનો સંયોગ પુષ્કળ પ્રાપ્ત થયો હતો, છતાં પણ તે તમામ ધર્માત્માઓએ અંતે બધીય સંપત્તિના સંયોગમાં પણ સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર, એમ સમ્યગ્રત્નત્રયથી, અધિક થઈને, નિર્મોહી અને આત્મશ્રદ્ધાળુ, બનીને, ધર્મના બળે, ધર્મના જોરે, તે બધાય આત્માઓ જ્ઞાતા, દૃષ્ટા રહીને, આત્મધર્મની મશાલ હાથમાં લઈને, ધર્મના પંથે, વીતરાગમાર્ગે, બધાય જીવો પ્રયાણ કરી ગયા.

શું તે બધાય જીવોના પુણ્ય ચાલ્યા ગયા ? ભાઈ ? પુણ્ય વહી ગયા, અને પુણ્યના ફળ પડયા રહ્યા, પુણ્યના ફળના સંયોગોના પ્રકારો પણ ફરી ગયા, જે રાજ્યઋદ્ધિમાં, વૈભવમાં રહીને ચારિત્રગુણની નબળાઈએ રાગ ભાવે ફળોને ભોગવતાં હતા, તેને આજે વીતરાગ માર્ગે ત્યાગમાર્ગે તે ફળોને માત્ર જ્ઞાતા ભાવે જાણે છે. જ્ઞાનના જ્ઞેય તરીખે જાણે છે. અને સ્વરૂપની સ્થિરતાને વધારતા જાય છે અને તેનો જ ભોગવટો કરે છે. ભોગવટો લે છે.

ત્યાં તે વીતરાગ માર્ગે, અખંડ, અભેદ, પોતાના ત્રિકાળી સ્વરૂપની ઉત્કૃષ્ટ આરાધના કરીને, શાશ્વત્ સિદ્ધિપદને પામ્યા. તે જીવોની આરાધનાનું વર્ણન, ક્રમે-ક્રમે આ ૧૮માં અધ્યયનમાં ચાલ્યું આવશે.

તે આરાધના અને તેનું ફળ સાંભળીને, બાહ્ય સંપત્તિ ઉપરના, મોહને ટાળીને, સ્વરૂપમાં ઠરશે. તો આ જીવ અલ્પકાળમાં શાશ્વત્ પદને પામી જશે. તે શાશ્વત્ પદ પામવાને ગઈકાલે, બે વાત મૂકી હતી, એક ક્ષેત્ર વિશુદ્ધિ. અને બીજું યથાર્થ બીજ.

ક્ષેત્ર વિશુદ્ધિ ભાન સહિત, હોય તો તે વ્યવહાર સાધન છે. અને યથાર્થ બીજ, તે નિશ્ચય સાધન છે. ધર્મમાં યથાર્થ સાધન, મુખ્ય તરીખે, સમ્યગ્દર્શન છે, સમ્યગ્-

દર્શન વિના સમ્યક્જ્ઞાન નથી, સમ્યક્જ્ઞાન વિના, સમ્યક્ચારિત્ર નથી, સમ્યક્ચારિત્ર વિના, સમ્યક્ તપ નથી, અને સમ્યક્ તપ વિના ધર્મ નથી, અને ધર્મ વિના નિર્વાણ નથી, અને નિર્વાણ વિના અવ્યાબાધ, આત્માનું પરમ, શાશ્વત્ સુખ નથી.

જ્યાં યથાર્થ સાધન હોય ત્યાં બાહ્ય વ્યવહાર સાધન હોય, પણ જ્યાં, બાહ્ય વ્યવહાર સાધન હોય, ત્યાં યથાર્થ બીજ, કે સાચું સાધન હોય, અથવા ન પણ હોય, પણ યથાર્થબીજ હોય, સત્ય સાધન હોય, ત્યાં તો, બાહ્ય વ્યવહાર સાધન હોય જ, માટે વ્યવહાર સાધન, તે ક્ષેત્ર વિશુદ્ધિ, અને નિશ્ચય સાધન તે યથાર્થ બીજ છે.

આ ધર્માત્માઓનું વર્ણન, સાંભળીને ક્ષેત્ર વિશુદ્ધિપૂર્વક, યથાર્થ બીજને પ્રગટાવજો, જો યથાર્થ બીજ હશે, તો જ તેમાં ક્ષેત્ર વિશુદ્ધિ આવશે, પણ ક્ષેત્ર વિશુદ્ધિ હોય અને યથાર્થ બીજ ન પણ આવે, માટે આ ૨૨ જીવોની આરાધના સાંભળીને, યથાર્થ બીજને પ્રગટાવજો.

૧૮મું અધ્યયન શરૂ કર્યા પહેલા, માંગલિક કહે છે. કરે છે;

**नमा अरिहंताणं, नमो सिद्धाणं, नमो,**
**आयरियाणं, नमो उज्झायाणं, नमो लोए सव्वसाहूणं,**

માંગલિક એટલે શું ? પાંચ પદ માંગલિક છે ? એટલે શું ? ઉ. માંગલિક એટલે આત્માના ભાન દ્વારા અને પોતાના પુરૂષાર્થ વડે. આત્મામાં કેવળજ્ઞાનને પમાડે, કેવળ દર્શનને પમાડે, તે મંગલ છે, તે જ માંગલિક છે.

નિર્મળ સાચું જાણપણું, નિર્મળ સાચી શ્રદ્ધા અને નિર્મળ, સાચું વર્તન, એ ત્રણેય ગુણની નિર્મળ દશા પ્રગટે, તે ત્રણેય ગુણની નિર્મળ દશા, પ્રગટતા રાગદ્વેષ મોહ, મલીન દશાનો નાશ થાય, તેને વીતરાગદેવ, મંગલ કહે છે. રાગદ્વેષ મોહને, ગાળે, અને કેવળજ્ઞાનને, પમાડે. એવું સાચું, અખંડ, જાણપણું પ્રગટે, તે પોતે જ માંગલિક છે. રાગદ્વેષ વિગેરે, પરની લાગણીનું અભિમાન ટળી જાય, કોઈ કાર્ય પોતાના હાથે, સામાના પુણ્યના યોગે કરોડો રૂપિયાની આવકવાળું થઈ જાય, છતાં પણ અભિમાન ગળી જાય, અને શુદ્ધભાવ પ્રગટે, તે સાચો માર્ગ છે. અને સાચું માંગલિક છે.

માંગલિકના માર્ગે જ જજો, સંસારના માર્ગે જશો નહિ, આ જ્ઞાનીની તમોને ભલામણ છે. તેને તમે માનજો, પવિત્રતાને પમાડે, તે સાચું માંગલિક છે. અપવિત્રતાથી છોડાવીનેપવિત્રતાને સ્વચ્છતાને પમાડે તે સાચું માંગલિક, અને તે માંગલિક, સાચા સુખની પ્રાપ્તિ કરાવે છે.

આ શાસ્ત્રની શરૂઆતમાં, અસાધારણ માંગલિક કહ્યું છે. કર્યું છે. માંગલિક બે પ્રકારના છે. અસાધારણ માંગલિક, અને સાધારણ માંગલિક, સાધારણ માંગલિક તે લૌકિક માંગલિક છે. અને તે માંગલિક અનંત વાર જીવે કર્યું છે.

અસાધારણ માંગલિક તે લોકોત્તર માંગલિક છે. જોહરી કર્યું નથી. જો કર્યું હોત તો તેનો સંસાર હોત જ.

હવે સંસારમાં રહીને, જીવ આ લોકોત્તર માંગલિક કરવા ધારે તો જરૂર કરી શકે છે. માંગલિક કોને કહેવાય? કે જે મિથ્યાત્વ પાપનો, પાપ–વાસનાનો, અને પાપબંધનો નાશ કરે, અને આત્માની શક્તિને અર્પે, તે માંગલિક છે. આ માંગલિકને અસાધારણ કેમ કહ્યું? ભાઈ? આ માંગલિક સાધારણ કે લૌકિક જેવું નથી, પણ આ માંગલિક તો, લોકોત્તર અને અસાધારણ, અલૌકિક માંગલિક છે. આ માંગલિકમાં, એવું સુખ, શાંતિ, અને આનંદ, છે કે ન પૂછો વાત.

જીવ સ્વરૂપને અનાદિ કાળથી, લાગેલા, કર્મ મળોનો નાશ કરીને, આત્માની પવિત્રતાને, આત્માના આનંદને, પ્રાપ્ત કરાવી શકે છે. તેથી જ આ માંગલિક અસાધારણ, લોકોત્તર માંગલિક કહેવાય છે.

લૌકિક માંગલિક કરતાં આ માંગલિક વિશેષ છે. આ માંગલિક એક જ પ્રકારનું છે, કે જે, આત્માના સુખને આનંદ આપે.

આ માંગલિક સિવાય, બીજું માંગલિક, આત્માનું સુખ આત્માનો આનંદ, આત્માની શાંતિ, કે આત્માનું કલ્યાણ આપી શકે નહિ.

પંચ પરમેષ્ટી કેવા હોય? કે જે વંદન કરવા યોગ્ય છે. સ્મરણ કરવા યોગ્ય છે. પૂજવા યોગ્ય છે. સ્વીકારવા યોગ્ય છે. જ્ઞાનમાં થાપવા યોગ્ય છે. અને તે જ અસાધારણ માંગલિક છે.

આ શાસ્ત્ર અસાધારણ માંગલિકથી શરૂ કર્યું છે. બધાય જીવો, આ મહા માંગલિકને પામીને મોક્ષમાં જાઓ.

ઘરમાં દિકરો જન્મે ત્યારે માંગલિક મનાય છે. ઘરમાં કંકુવર્ણા પગલાવાળી વહુ આવે ત્યારે, માંગલિક મનાય છે. ઘરનું વાસ્તુ લ્યે, ત્યારે માંગલિક મનાય છે. પૈસા–લક્ષ્મીની વૃદ્ધિ થાય, ત્યારે માંગલિક મનાય છે તે લૌકિક માંગલિક છે. અને તે અશાશ્વત્ છે. ક્ષણિક છે, અનિત્ય છે. અધ્રુવ છે. વળી સામે હજામ મળે, અને અરિસો બતાવે તો, ત્યાં લોકો માંગલિક માને છે. સામે રાંડીરાંડ મળે તો, લોકોમાં અમાંગલિક ગણાય છે. મનાય છે. અને સુવાસણ કે કુંવારી કન્યા સામી. મળે તો, માંગલિક કહેવાય છે. પણ ભાઈ! આ માંગલિકમાં ૮૪ના દુઃખ પડયા છે. અને વર્તમાનમાં પણ દુઃખ છે, આ અસાધારણ માંગલિકમાં વર્તમાનમાં પણ સુખ છે. અને તેની પછવાડે પણ આગામી શાશ્વત્ સુખ પડયા છે,

આ માંગલિક શાશ્વત્ છે. ધ્રુવ છે. નિત્ય છે. અને સદાય એક રૂપ છે. હું આત્મા અનાદિ અનંત એક સમયમાં ધ્રુવ, એક સમયમાં એક રૂપ હું પરિપૂર્ણ છું, એવી ભાવના ભાવતાં ભાવતાં પરભાવથી પોતાને જુદો પાડતાં પાડતાં પરિપૂર્ણ જુદો પડી

ગયો, અને કેવળજ્ઞાન થયું, એજ પરિપૂર્ણ માંગલિક છે, એમ ભેદ જ્ઞાન વડે સ્વપરની વહેંચણી વડે, પૃથક્કરણ વડે, પરથી પોતાને જુદો પાડતાં પાડતાં. કેવળજ્ઞાન રૂપી સાચું ફળ પ્રગટયું, અને સિદ્ધ દશા પ્રાપ્ત થઈ, એવા સિદ્ધ-ભગવાન, એવા અરિહંત ભગવાન, તેમના માર્ગને અનુસરીને વિચરતાં એવા આચાર્ય ભગવાન, એવા ઉપાધ્યાય, ભગવાન, અને એવા સાધુ ભગવાન એ પાંચ ભગવાન, એ પંચ પરમેષ્ટી કે જે અસાધારણ માંગલિક છે. તેને હું નમસ્કાર કરૂં છું.

અસાધારણ માંગલિકને નમસ્કાર કરવા છે? અને સાધારણ માંગલિકમાં પડ્યા રહેવું છે, આ તે કઈ જાતની વાત કહેવાય? શા માટે? હું પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરૂં છું? તેના જેવા મારે બનવું છે. માટે, એટલે એનો અર્થ એવો થયો કે આત્માનું જ્ઞાન સ્વતંત્ર છે. એટલે આત્માના જ્ઞાન ઉપર કોઈની સત્તા નથી. આત્માના જ્ઞાનને, કોઈ બીજાની મદદની જરૂર નથી. આત્માનો પરિપૂર્ણ જ્ઞાન સ્વભાવ બધાય. પર પદાર્થોથી તદ્દન જુદો જ છે. આત્માનું જ્ઞાન, આત્મામાંજ છે. અને અન્યમાં નથી. એ વાકયમાં સાબીત થઈ ગયું કે " આત્માનું જ્ઞાન, આત્મામાંજ હોય, પણ અન્યમાં ન હોય

आत्मा ज्ञानं स्वयंज्ञान, ज्ञानादन्यं करोति किम् ।
परभावस्य कर्तात्मा, मोहोऽयं व्यवहारिणाम् ॥

અર્થ :-આત્મા પોતે સ્વયંજ્ઞાન સ્વરૂપ છે, તે જ્ઞાન સિવાય અન્ય કાંઈ કરતો નથી. આત્મા પરભાવોને કરે છે. એમ જે લોકો કહે છે, તે વ્યવહારી જીવોનો મોહ છે. અર્થાત મોહને લઈને જીવો કહે છે કે " આત્મા પરભાવનો કર્તા છે.

" जे आयासे विन्नाया, जे विन्नाया से आया, जेण विजाणइ से आया,
આચારાંગ સૂત્ર

—જે આત્મા છે, તેજ વિજ્ઞાતા છે, એટલે કે જાણનાર છે, અને જે જાણનાર, વિજ્ઞાતા છે, તે જ આત્મા છે. અને જેના વડે આત્મા જાણે છે, તે પણ આત્મા જ છે, અર્થાત્ આત્માના જ્ઞાન ગુણની પર્યાય છે.

આત્મા જ્ઞાનમય છે. આત્મામાં પરિપૂર્ણ જ્ઞાન છે. પરમાં જરાપણ જ્ઞાન નથી, એટલે જ્ઞાન આત્મામાંથી થાય છે, પણ પરથી, પરપદાર્થથી જ્ઞાન થતું નથી. આત્મા પોતે જ જ્ઞાન છે, તેથી, આત્મા જ જ્ઞાનનું કારણ છે

પ્રશ્ન :-મહારાજ સાહેબ! અમને તો આપ વ્યાખ્યાન વાણી ફરમાવો છો, તેથી જ જ્ઞાન થાય છે?

ઉત્તર :-ભાઈ! એમ નથી, જો હું ફરમાવું છું અને જ્ઞાન થાય છે. એમ હોય તો આ સાંભળનાર બધાયને જ્ઞાન થવું જોઈએ. પણ એમ તો દેખાતું નથી, સૌ સૌની લાયકાત પ્રમાણે સૌને જ્ઞાન થાય છે. હું તો માત્ર નિમિત્ત છું, જો ભાઈ! તું તારા પોતાથી, જ્ઞાન કરે તો, ત્યાં સત્પુરૂષ હાજર હશે! તો તે નિમિત્ત કારણ કહેવાશે. અને

પછી તારી ભાષામાં ઉપકારીઓના ઉપકાર, ન ભૂલાય તેવી જ વાણી આવશે, અને તું બોલીશ કે "આપે જ મને જ્ઞાન કરાવ્યું, આપે જ મને જ્ઞાન આપ્યું, આપે જ મારો ઉદ્ધાર કર્યો, તેવી ભાષા આવશે. પણ ભાઈ! ભાષા પ્રમાણે અર્થ ન થાય.

અચેતન પદાર્થોથી જ્ઞાન જુદું જ છે. અચેતન પદાર્થો કાંઈ જાણતા નથી, તો પણ તેની સામે, ચેતન એક પદાર્થ છે, તો ચેતન આત્મામાં જ્ઞાન પુરેપુરૂં છે. અને અચેતન પદાર્થોમાં જરાપણ જ્ઞાન નથી, આમ અસ્તિ અને નાસ્તિથી, એટલે સ્વમાં અસ્તિ, અને પરમાં નાસ્તિ, એમ આત્માનો જ્ઞાન સ્વભાવ, પૂરેપૂરો બતાવ્યો છે. તે કોણે બતાવ્યો છે? ઉત્તર:–પંચ પરમેષ્ઠીએ, માટે તેના ગુણોને લક્ષમાં લઈને, હું તેમને નમસ્કાર કરૂં છું. આ રીતે આત્માનો સ્વાશ્રિત પૂરેપૂરો જ્ઞાન સ્વભાવ બતાવનાર, પંચ પરમેષ્ઠી મારા માથાના મુગટ સમાન છે.

પંચ પરમેષ્ઠી તે અસાધારણ માંગલિક છે. તેને હું સમજીને નમસ્કાર કરૂં છું. જીવે અનંતવાર નમસ્કાર કર્યા, પણ પાંચ પરમેષ્ઠીને ઓળખીને નમસ્કાર કર્યા નથી. જેને, આત્માનું હિત, આત્માનું કલ્યાણ કરવું છે, તેણે આત્માજ્ઞાન સ્વરૂપ છે, જ્ઞાન અને આનંદ તેનો સ્વભાવ છે, પરથી વિકારથી, આત્મા જુદો છે. એવા આત્માની જ્યાં સુધી શ્રદ્ધા, નિર્મળ પ્રતીતિ ન થાય, ત્યાં સુધી પરમાંથી હિતબુદ્ધિ સુખબુદ્ધિ, ટળે નહિ, જ્યાં સુધી, પરમાંથી હિત બુદ્ધિ, લાભ અલાભની બુદ્ધિ ટળે નહિ, ત્યાં સુધી સ્વભાવને ઓળખવાનો, અને રાગદ્વેષને ટાળી સ્વભાવમાં ઠરવાનો સત્ય પુરૂષાર્થ, એ જીવ કરે જ નહિ? કાં નથી, કરતો? મારૂં હિત પરમાં છે, એ બુદ્ધિ ટળી નથી. તેથી જ સત્ય પુરૂષાર્થ કરતો નથી.

પોતાનું હિત કરવાના ઇચ્છુક જીવોએ, આત્માનું કલ્યાણ કરવાના ઇચ્છુક જીવોએ, તે કલ્યાણને ઓળખાવનારા આ ભરતક્ષેત્રમાં હાલ આચાર્ય ભગવાન, ઉપાધ્યાય ભગવાન. અને સાધુ ભગવાન છે. એમ સમજીને, તેમને વંદન કરવા જોઈએ.

મારા પોતાના આત્માનું સ્વરૂપ શું છે? તેને કોની સાથે એકતા છે? અને કોની સાથે જુદાઈ છે? ખરેખર નિશ્ચયથી આત્માને, રાગદ્વેષથી જુદાઈ છે. અને વ્યવહારે સંયોગોથી જુદાઈ છે.

જ્ઞાનાનંદ સ્વરૂપ આ આત્મા પરથી જુદો છે. અને આત્મા પોતે પોતાના સ્વરૂપથી પરિપૂર્ણ સ્વાધીન; પરના આશ્રય વગરનો નિરાવલંબી સાબીત થાય છે. સિદ્ધ થાય છે. આવા આત્માને જાણવો, માણવો, તે જ સ્વહિતનો ઉપાય છે, અને તે જ કલ્યાણ છે. તે જ ધર્મ છે, તે જ અસાધારણ માંગલિક છે, આવા મંગલને પામી ચૂકેલા પંચ પરમેષ્ટીઓ કે જે અસાધારણ માંગલિક છે, તેને જ હું નમસ્કાર કરૂં છું. આમ પ્રથમ અસાધારણ પંચ પરમેષ્ટી કે જે માંગલિક છે. તેને નમસ્કાર કરીને, અને તે નમસ્કાર

પણ મારી પોતાની પૂર્ણ શુદ્ધ દશાની પ્રાપ્તિને માટે ઓળખાણ કરીને, સમજણપૂર્વક ભાવથી નમસ્કાર કરીને, શાસ્ત્રકાર કહે છે કે બીજીવાર પણ નમસ્કાર કરજો.

૧૨ ગુણે કરી સહિત પૂજવા યોગ્ય, અરિહંત ભગવાન કે જે મારામાં રહેલા શક્તિરૂપે ૧૨ ગુણ તેને પ્રગટ કરવા માટે, હું અરિહંત ભગવાનને નમસ્કાર કરૂં છું.

૮ ગુણે કરી સહિત, પૂજવા યોગ્ય, સિદ્ધ ભગવાન કે જે મારામાં રહેલા, શક્તિરૂપે ૮ ગુણ તેને પ્રગટ કરવા માટે હું સિદ્ધ ભગવાનને નમસ્કાર કરૂં છું.

૩૬ ગુણે કરી સહિત, પૂજવા યોગ્ય આચાર્ય ભગવાન, કે જે મારામાં રહેલા શક્તિરૂપે ૩૬ ગુણો તેને પ્રગટ કરવા માટે, હું આચાર્ય ભગવાનને નમસ્કાર કરૂં છું.

૨૫ ગુણે કરી સહિત પૂજવા યોગ્ય, ઉપાધ્યાય ભગવાન કે જે મારામાં રહેલા, શક્તિરૂપે ૨૫ ગુણો તેને પ્રગટ કરવા માટે હું ઉપાધ્યાય ભગવાનને નમસ્કાર કરૂં છું.

૨૭ ગુણે કરી સહિત પૂજવા યોગ્ય સાધુ ભગવાન કે જે મારામાં રહેલા શક્તિરૂપે ૨૭ ગુણો તેને પ્રગટ કરવા માટે હું સાધુ ભગવાનને નમસ્કાર કરૂં છું, એમ પંચ પરમેષ્ટી તથા તેમના ૧૦૮ ગુણોને પ્રગટ કરવા માટે હું નમસ્કાર કરૂં છું.

એમ અસાધારણ મંગલ સ્વરૂપી પંચપરમેષ્ટીને મારી પૂર્ણ શુદ્ધ દશા પ્રગટ કરવા માટે, ભાવપૂર્વક હું નમસ્કાર કરૂં છું.

અહીં આજે ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮ માં અધ્યયનનો સ્વાધ્યાય સ્વરૂપ લક્ષે શરૂ થાય છે.

कंपिल्ले नयरे राया, उदिण्ण बल वाहणे.
नामेणं संजए नामं; मिगव्वं उवणिग्गए, ॥ १ ॥

આ ગાથામાં ૯ શબ્દો છે

(१) कंपिल्ले (२) नयरे (३) उदिण्ण बलवाहणे (४) राया (५) संजए (६) नामेणं (७) नामं (८) मिगव्वं (९) उवणिग्गए

આમ એ ગાથાના ૯ વિભાગ કરી નાખવા, અને એકેક શબ્દ લઈને એવી જોડણી કરી નાખવી કે જલદી તેનો ભાવ સમજાય.

अन्वय;—" कंपिल्ले नयरे उदिण्ण बलवाहणे राया, संजए नामेणं नामं मिगव्वं उवणिग्गए

આ ગાથાનો અર્થ, ભાવાર્થ, અને પરમાર્થ સમજાવ્યા પહેલા અહીં મીઠી, મધુરી, પદ્ધતિથી સુધર્મા સ્વામી ગણધર ભગવાન, ભવ્ય જીવોને, ભલામણ કરે, છે કે, હે ભવ્ય જીવો ? સમસ્ત લોકનો સાર ધર્મ છે.

ધર્મનો સાર સમ્યક્‌જ્ઞાન છે " ज्ञानस्य फलं विरति " સમ્યકજ્ઞાનનો સાર સંયમ છે; સમ્યક સંયમનો સાર નિર્વાણ છે, અને નિર્વાણની પ્રાપ્તિ માટે સત્યધર્મનું પાલન કરજો....કરજો ને કરજો.

આ સત્ય ધર્મનું પાલન કરવું જોઈએ, આચાર્યદેવ શ્રી સુધર્મ સ્વામીની આ આપણને ભલામણ છે. તેને હૈયાથી વધાવી લેજો.

સત્યધર્મ સાંભળનાર, અને સત્યધર્મ સાંભળીને, સત્યધર્મ સમજનાર, એવા જીવો અને સત્યધર્મ નહિ સાંભળનાર, સત્યધર્મ નહિ સમજનારા એવા જીવો, એ બંનેને બહારમાં અનેક પ્રકારના વ્યાપાર આદિ સરખાં હોવા છતાં, બંનેના પરિણામમાં તેમ જ વ્યવહારમાં મોટા અંતર હોય છે.

સત્યધર્મ સાંભળનારા, સાંભળીને સત્યધર્મ સમજનારા જીવોને, તે વખતે આત્મ સ્વભાવનું ભાન છે, તે પોતાના આત્માને, રાગદ્વેષ સંકલ્પ વિકલ્પથી ભિન્ન શ્રધ્ધે છે, અને બહારના કાર્યને હું જ કરી શકું એમ તે માનતા નથી, (ભાઈ! લ્યો! ભાઈ! લ્યો ?) તમારે ઉપાડવું હોય તો ઉપાડો અત્યાર સુધી મેં કર્યું છે, તેમ તે માનતો નથી, તેથી નિરભિમાનપણું તે જીવોને રહે છે.

તેથી તેમને રાગદ્વેષ ઘણા અલ્પ હોય છે, અને તે વખતે પણ રાગથી ભિન્ન, આત્માની શ્રદ્ધા હોવાથી, તે વખતે તેમને ત્યાં પણ ધર્મ થાય છે.

દ્રષ્ટાંત :— વરૂણ નાગ નતુઓ, લડાઈના મેદાનમાં જોડાયો છે. તેટલો તેને રાગ છે, પણ હું જીત મેળવું, તેવો તેનેરાગ નથી, તેવી તેમને આત્મ શ્રદ્ધા હોવાથી, ત્યાં પણ તેમને ધર્મ થાય છે.

રાગદ્વેષનું પાપ ઘણું જ અલ્પ છે, જેને સત્યધર્મની દરકાર નથી, જે સત્ય ધર્મ સાંભળતો નથી, સાંભળીને સમજતો નથી, અને સત્યધર્મની દરકાર પણ કરતો નથી, એવો જીવ, તે વ્યાપારાદિ જડની ક્રિયા, તથા જે કાંઈ કાર્ય કરે છે. તેને પોતાના માનીને બેઠો છે, અને તેના કર્તાપણાનું અભિમાન સેવ્યા કરે છે. સેવે છે. તેથી તેને અજ્ઞાનનું ઘણું પાપ આવે છે, થાય છે.

અભિમાનનું ઘણું મોટું પાપ ક્ષણે ક્ષણે બંધાય છે. આ રીતે બહારના સંયોગ, જ્ઞાની અજ્ઞાનીને સરખા હોવા છતાં, બંનેના અંતરમાં ભાવના, મોટા આકાશ પાતાળ જેટલા, આંતરા હોય છે. ભાવમાં મહાન તફાવત હોય છે.

સંયોગ દૃષ્ટિથી જોનાર જીવ તે તફાવતને કઈ રીતે સમજે? ઉત્તર :- બાહ્ય દૃષ્ટિથી ન સમજે પણ અંતર અવલોકન કરે તો ફટ દઈને સમજાઈ જાય.

આ સંયતિ રાજા, વર્તમાન સંયોગ દૃષ્ટિમાં ઊભો છે, પણ જ્યારે તે રાજા, ગર્દભાળી મુનિના સમાગમે, સત્યધર્મ સાંભળશે, સાંભળીને, સત્યધર્મ સમજશે, સમજીને સ્વીકારશે, ત્યારે સંયોગ દૃષ્ટિ છૂટી જશે, અને પોતાના ત્રિકાળી સત્‌સ્વરૂપની દૃષ્ટિને પામી જશે, પામી જતાં જ, તે રાજા વીતરાગ-ધર્મને, પામી જશે, આ રાજા, અજ્ઞાનભાવે, પરદ્રવ્યને, પોતાના માનતો, અને પરદ્રવ્ય સંબંધીનું, અભિમાન પણ કરતો, પણ જ્યાં

ગર્દભાળી મુનિના સમાગમે, સત્ય ધર્મ સાંભળીને, સત્યધર્મ સમજીને, સત્યધર્મને પામ્યો, ત્યાં તે રાજાએ એમ જાણ્યું છે કે "મારો આત્મા, સર્વથી જુદો, તે ત્રણે કાળે જુદો ત્રણે કાળના પદાર્થોમાં, પોતાપણાની, પોતાપણારૂપ જે ઉંધી માન્યતા હતી, તેને ત્યાગી દેશે, મિથ્યાત્વરૂપ ઉંધી માન્યતાને છોડી દેશે, અને આ રાજા સત્ય ધર્મને ગ્રહણ કરશે. અરે ? ઉંધા અભિપ્રાયનો મહાપાપરૂપ ભાવ, તે ભાવનો સદંતર ત્યાગ કરશે ? સર્વથા છોડીને સમકીતી થશે.

હે ભવ્ય જીવો ! આ ૧૮માં અધ્યયનમાં સંયતિ રાજા આદિ, ૨૨ જીવોનું સમ્યગ્ દર્શનાદિનું તથા સમ્યગ્ ચારિત્રનું વર્ણન, અને સત્ય ધર્મની આરાધનાને સાંભળીને, તથા સત્ય ધર્મને, સાંભળી. સત્ય ધર્મને, ગ્રહણ કરીને ઉંધા ભાવોનો ત્યાગ કરીને. સત્ય ધર્મને પામી જાઓ....તો તમારૂં અલ્પકાળમાં કલ્યાણ થઈ જશે. માટે તમે સત્યધર્મની 'હા, પાડજો,' ના પાડતા નહિ, તેનો જ આદર કરજો. તેનો જ સત્કાર કરજો સત્ય ધર્મની રુચિથી સત્ય ધર્મ સમજવા માટે, હે ભવ્ય જીવો ? જરૂર પ્રયત્ન કરજો, તે માટે નિવૃત્તિ લઈને સત્સમાગમ, જરૂરથી કરજો, આવેલા ટાણાને સાચા મોતીએ વધાવી લેજો.

આચાર્ય ભગવાન શ્રી સુધર્મા સ્વામી કહે છે. કે "ચૈતન્ય સ્વરૂપી આત્માની વાત સાંભળીને, સમજીને, હોંશથી તેની 'હા, પાડનાર જીવ, ભવિષ્યમાં મુક્તિને પામવાનો છે, સત્ય ધર્મની' હા, પાડનાર જીવ, પોતાની માન્યતામાં ત્રણે કાળના સત્યનું ગ્રહણ કરે છે. અને ત્રણે કાળના અસત્યનો ત્યાગ કરે છે."

વળી આ આચાર્યદેવ, શ્રી સુધર્માસ્વામી કહે છે કે, "અમે પોતે જાતે, અમારા અનુભવના જોરથી ધર્મ તેને જ કહીએ છીએ કે "અંતરમાં સત્ય ભાવોનું ગ્રહણ કરીને ઉંધા ભાવોનો ત્યાગ કરી, સ્વભાવમાં ઠરે, સ્થિર થાય, તેને અમે સત્ય ધર્મ કહીએ છીએ. આ અમારી વાતને લક્ષગત કરી, આ ધર્માત્મા બાવીશે ય જીવોનું વર્ણન સાંભળીને, સત્યધર્મનું ગ્રહણ કરજો, પછી તેને સેવજો, એ જ આચાર્યદેવ શ્રી સુધર્મા સ્વામીની ભલામણ છે, તેને તમે પ્રમાણ કરજો, કરજો ને કરજો...."

ૐ સત્ સ્વરૂપાય નમઃ



## વ્યાખ્યાન નં ૩

સંવત ૨૦૧૪ના અષાઢ સુદ ૧૩-૧૪ને રવિવાર તા. ૨૯-૬-૧૯૫૮

# આત્માને જાણે તે અરિહંતને જાણે

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં, સિદ્ધ થયેલ, તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત.

ઉત્તરાધ્યયન સૂત્રના ૧૮મા અધ્યયનનો સ્વાધ્યાય શરૂ કરવામાં આવે છે. તેમાં સંયતિ રાજાનો અધિકાર છે. તે અધ્યયનની પહેલી ગાથા શરૂ થાય છે. આ ગાથામાં નવ શબ્દો છે. તેને ક્રમપૂર્વક ગઈકાલે બતાવી દીધા, હવે તેનો અર્થ કરે છે. પછી ભાવાર્થ કરે છે, અને ત્યાર પછી પરમાર્થ પણ દેખાડશે.

कम्पिल्ले=કાંપિલ્ય. नयरे=નગરમાં કાંપિલ્ય નગરમાં, बलवाहणे=ચતુરંગી સેના,હાથી ઘોડા, રથ, પાયદળ વગેરે, મહાન ઋદ્ધિવાળો, સમૃદ્ધિવાળો ज्ञाया=રાજા, नामेणं नामं=નામ માત્ર નામ છે, પણ નામ તેવા ગુણ નથી, સંયતિ નામનો રાજા, રાજ્ય કરતો હતો, એકદા પ્રસ્તાવે તે રાજા, मिगव्व उवणिग्गए=મૃગલાનો શિકાર કરવા પોતાના નગરથી બહાર નીકળી ગયો.

અહીં શાસ્ત્રકાર, એક તરફથી એમ કહેવા માગે છે કે, 'પુષ્કળ ઋદ્ધિવાળો અને મહાન સમૃદ્ધિવાળો આ રાજા છે, અને બીજી તરફથી શાસ્ત્રકાર એમ કહેવા માગે છે કે આ રાજા શિકારી છે, તો પછી આ રાજા વર્તમાન આવો શિકારી હોવા છતાં આટલી બધી ઋદ્ધિ, સમૃદ્ધિ અને સંપત્તિ તેને કેમ પ્રાપ્ત થઈ? તેનો ખુલાસો શાસ્ત્રકાર આ પહેલી ગાથામાં પ્રથમથી જ કરે છે.

उद्दिण्ण=આ રાજાને પૂર્વના બાંધેલા પુણ્યનો ઉદય (=પ્રગટ થવું) જે પ્રગટ થયો છે, જે સંપત્તિ મળી છે તે પૂર્વના પુણ્યનું ફળ, તે પૂર્વનું ફળ જ્યાં સુધી પ્રગટ નહોતું થયું ત્યાં સુધી તે અંદર હતું, અંદર હતું તે જ બહાર પ્રગટ થયું, જે બહારમાં ફળ પ્રગટ થયું છે, તે પૂર્વનું ફળ છે. આને પૂર્વના પુણ્યના ફળને લીધે, આ રાજાને બહાર બધીય સગવડતા છે. પુષ્કળ સમૃદ્ધિ છે, ઋદ્ધિ છે, તે પૂર્વ પુણ્યનું ફળ છે, વર્તમાન પુરુષાર્થનું ફળ નથી, કે તે પૂર્વ પુણ્યના ફળમાં, આ રાજા વર્તમાન સ્વામીપણું, ધણીપણું, કર્તૃત્વ રાખીને બેઠો છે, તેથી શિકાર જેવા, કર્તવ્યમાં જોડાય છે.

શિકાર કરવા માટે નગરની બહાર નીકળી ચૂક્યો છે, વર્તમાન શિકારના પરિણામ, અને અધર્મી હોવા છતાં, પૂર્વના પુણ્યે, સમૃદ્ધિ, સંપત્તિ, અનુકૂળતા અને

સગવડતા વર્તે છે. ટીકાકાર ખુલાસો કરે છે, કે 'પૂર્વ પુણ્યના યોગે, બધીય સગવડતા વર્તે છે, તો તે સગવડતામાં પુણ્યના ચાર પ્રકારમાંથી આ રાજાને કયો પ્રકાર વર્તે છે?'

(૧) પુણ્યાનુબંધી પુણ્ય, (૨) પાપાનુબંધી પુણ્ય, (૩) પુણ્યાનુબંધી પાપ, (૪) પાપાનુબંધી પાપ, આ ચાર ભાંગામાંથી કયા ભાંગાનો ઉદય આ રાજાને વર્તે છે?

ટીકાકાર કહે છે કે 'દરેકે દરેક જીવોએ સમજવા જેવું છે, એટલે કે આ ૪ ભાંગા સમજવા જેવા છે; કારણ કે દરેકે દરેક જીવ, પોતાના પુણ્યનું માપ આ ભાંગા સમજવાથી કાઢી શકે છે, ચાર ભાંગામાંથી, કયા ભાંગાનો પુણ્યનો ઉદય મને વર્તે છે? તે બરાબર સમજી શકે છે.'

જ્ઞાની કહે છે કે 'અમે તમને જે કાંઈ કહીએ છીએ, તેને તમે સમજો, ચાર ભાંગાને સમજો.' તમારા પુણ્યના માપ નીકળી જશે, આત્માની સમજણ થશે, અને આ રાજાને ૪ ભાંગામાંથી કયા ભાંગાનો ઉદય વર્તે છે. તે પણ સમજાઈ જશે. પ્રગટ થયેલા પૂર્વ પુણ્યના ફળમાં તારે જરાપણ સ્વામીપણું ન કરવું! યત્કિંચિત્ માત્ર સ્વામી ન બનવું, સ્વામીપણું જરા પણ ન રાખવું, અને વર્તમાનમાં તેમાં ભળી જઈને રાગદ્વેષ ન કરવા, મમત્વભાવ યત્કિંચિત્ માત્ર ન રાખવો.

હવે અહીં શિષ્ય બે હાથ જોડી, પોતાના ઇષ્ટ ગુરુદેવને પ્રશ્ન પૂછે છે કે 'હે ગુરુદેવ! તેમાં રાગદ્વેષ ન કરવો, સ્વામીપણું ન કરવું, ન રાખવું, શા માટે ન રાખવું? કયા કારણે ન રાખવું? અમારા છે ને? તો પછી સ્વામીપણું કેમ ન રાખવું? તેનાં કારણો અમોને બતાવો, ગુરુ ભગવંત ઉત્તર આપે છે કે 'હે ભાઈ! હે શિષ્ય! સાંભળ! તેનું કારણ એ છે કે 'પુદ્‌ગલિક સામગ્રી મળવી, પછી ટકવી અને તેને ભોગવવી, તે બધુંય પુણ્યને આધીન છે, શાતાનો ઉદય હોય તો ભોગવાય અને અશાતાનો ઉદય હોય તો ભોગવી પણ ન શકાય. ઘરમાં બધાય માણસો સુખ, સગવડતા ભોગવતા હોય અને પોતાને એટલે ઘરના આગેવાન માણસને અશાતાનો ઉદય હોય તો તે ન ભોગવી શકે.

પુણ્યના ફળ પર છે. એ પરના માલિક હવે તારે જરાય ન બનવું, આ રાજા, ઘરનો માલિક બનીને ગાંડોઘેલો થયો છે. અને શિકાર જેવાં કાર્યો કરે છે. ભાઈ રે! આ તને ન શોભે! સંસારમાં પણ ઘણાંય દૃષ્ટાંતો મળે છે, કે પાપ કરનારા સુખી દેખાય છે!

જેમ કે કસાઈઓ ગાયોને તથા બકરાઓને કાપીને પૈસા કમાય છે, અને સોના-રૂપાના હિંડોળા-ખાટો તથા ખુરશીઓને ભોગવે છે. ધોળું ઘી, ધોળા ઘઉં અને ધોળી ચિનાઈ (સાકર) એ ત્રણેને ભેગા કરી, ચુરમેશ્વરની ગોળીઓને ભોગવે છે. ખાય છે, આમ તેને પાપનું ફળ, સુખ દેખાય છે. પણ એક સામાન્ય માણસ, આર્ય

દૃષ્ટિથી જોનાર માણસ, પણ એમ કહેશે કે, પાપનું ફળ ત્રણ કાળ, ત્રણ લોકમાં સુખ હોય જ નહિ.

દૃષ્ટાંત : દાણાનો વ્યાપારી, હજારો ધનેડા અને હજારો વાંતરીઓને મારી, સંહાર કરીને, વર્ષ દહાડે, બે ચાર હજાર રૂપિયા કમાઈ લ્યે છે, તે બધાયને મારીને, સંહારીને, પૈસા કમાયો છે. અને માને છે કે, મારા આ વર્તમાન ઉદ્યમથી, મને આટલો બધો લાભ થયો, ત્યાં જ્ઞાની કહે છે કે, અલ્યા? વ્યાપારી? ધીરો થા, જરા શાંત થા? ઊંડાણમાં ઊતરીને જરા વિચાર કે આ જે લાભ મળ્યો, તે મારા વર્તમાન ઉદ્યમનું ફળ હોય તો બુદ્ધિશાળી અને ઉદ્યમી વ્યાપારીને જે ખોટ જાય છે, અને બુદ્ધિહીન વ્યાપારીને, જે લાભ થાય છે. તે ન બનવું જોઈએ, પણ બુદ્ધિહીન હોય તેને મહાન લાભ થાય છે. અને બુદ્ધિવાળો વ્યાપારી ખોટમાં જાય છે, ખોટ ખાય છે. માટે તારી માન્યતા પ્રમાણે જો હોય તો આમ ન બનવું જોઈએ, માટે બધાય ધંધા પૂર્વ કર્મને વટાવવાના નિમિત્ત છે. ત્યારે આ તો પૂર્વકાળના કરેલા કર્મનું ફળ છે.

શિષ્ય પ્રશ્ન કરે છે કે, હે ગુરુદેવ! પૂર્વકાળ શું? પૂર્વકાળ હશે? ખરો? જો પૂર્વકાળ હોય તો પૂર્વકાળનું ફળ શું? હું પૂર્વકાળમાં હતો? ઉત્તર : હા, તો હું કોણ? આ પૂર્વકાળનું ફળ શું! પૂર્વકાળ કોણ? વગેરે કૃપા કરી સમજાવો? ગુરુ-મહારાજ શિષ્યને પ્રેમથી સમજાવે છે, કે હે શિષ્ય! પ્રથમતો આત્મસંબંધી વિચારણા થવી જોઈએ, તો જ પૂર્વકાળ, પૂર્વકાળનું ફળ, સાચી રીતે સમજાશે.

હરિ ગીત :—'હું કોણ છું? ક્યાંથી થયો? શું સ્વરૂપ છે મારું ખરું,
કોના સંબંધે વર્ગણા છે, રાખું કે એ પરિહરું,

એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનના સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યા.

તે પ્રાપ્ત કરવા વચન કોનું? સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો, તેહે જેણે અનુભવ્યું.

રે! આત્મ, તારો, આત્મ, તારો શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો?

શ્રીમદ્ રાજચંદ્ર........

હું કોણ? સામે દેખાય છે તે કોણ? આમ જ્યાં જરાક પોતે પોતાના ઉપયોગમાં થોભે છે, ત્યાં તો ખૂબ થોભાવું પડે છે, સ્થૂલ દૃષ્ટિથી જોતાં ખરેખર ઊંડાણમાં સૂક્ષ્મતા જણાય છે. એવી સૂક્ષ્મતા જણાય છે કે, બાહ્ય દૃષ્ટિથી જોતાં જોતાં અંતર્મુખ દૃષ્ટિ થઈ જાય છે.

જૂઠથી, ચોરીથી, મૈથુનથી, પૈસા કમાવાના દાખલા મળી શકે, ભગવાન શ્રીમહાવીર દેવ! આટલું બધું (એકેક વાત) કહેવાને ન બેસે, પણ ભગવાનશ્રી મહાવીર દેવની વાણીની શૈલી કોઈ એવી છે કે એક જ વાત, આખા સંસારમાં ઉતારી શકાય? માટે કર્મની પ્રકૃતિઓના ફળનું સ્વામીપણું છોડી દે અને પુણ્ય-પાપને જે જીવ, યથાર્થપણે ઓળખશે, તો તે જીવ, પુણ્યપાપની પેલી પારનો આત્માનો ધર્મ છે. તે અહીં બેઠાં તેને ઓળખાઈ જશે.'

આખા સંસારમાં પુણ્યપાપ અને તેના ફળ સ્પષ્ટપણે નજરે દેખાય છે, અને તે, વિચિત્ર પ્રકારના હોય છે, પણ તે બધાયની પેલી પાર રહેલો, જે છે તે આત્માનો ધર્મ છે.

એક વાતને ચારે બાજુથી, ફરી ફરીને જુઓ તો જોનારની દૃષ્ટિ વિશાળ થઈ જાય છે, પણ જુએ છે કોણ? જેને આત્માની લગની લાગી છે, તેને પ્રભુ કહે છે કે, જો ભાઈ? સમજ ભાઈ! યૌવન લૂંટાશે, માંસના લોચા ઢીલા પડશે અને લોચા જ્યારે ઢીલા પડશે, ત્યારે તે પસ્તાશે કે અરે રે, મેં શેરડીની વચલી કાતરીઓ જેવા યુવાનીના (શેરડીના ઉપલા ભાગમાં તથા નીચલા ભાગમાં રસ ન હોય), વર્ષો એળે ગુમાવ્યા, સ્વપરનું ભાન થાય તો, આખી દશા પલટાઈ જાય, સ્વપરનું સાચું ભાન, તે સમ્યક્ત્વ છે, એ ભાને પરનું સ્વામીત્વ છૂટી જાય છે.'

કહેવાનો આશય, એ છે કે ' પ્રગટ થયેલ, પૂર્વ પુણ્યના ફળમાં ભલે પછી સુખ-ના હોય કે દુઃખ ના હોય, સગવડતા ના હોય કે અગવડતા ના હોય, તોપણ તેમાં તમારે જરા પણ સ્વામી ન બનવું, આ વાતને ઘેર ઘેર શરૂ કરી દેજો, અજ્ઞાનીઓ, બીજાને ઉતારી પાડવાની વાતોને ઘેર ઘેર કરી દ્યે છે, માટે તમે તમારા આત્માનો ઉદ્ધાર થાય, તેવી વાતો ઘેર ઘેર શરૂ કરી દ્યો?'

દૃષ્ટાંત: એક ઓરડામાં હરગોવિંદ બેઠેલો છે. અને તે પોતાના જ્ઞાન, ધ્યાનની મસ્તીમાં બેઠેલો છે. એમ કોઈએ કહ્યું, એટલે આવનાર માણસ, ઓરડામાં ગયો, પણ હરગોવિંદને બદલે, લક્ષ્મીચંદ બેઠો હતો, આવનાર માણસ હરગોવિંદને ઓળખતો ન હતો, તેથી લક્ષ્મીચંદને હરગોવિંદ માન્યો.

તેવી રીતિએ જ્ઞાનીઓ કહે છે કે, દેહરૂપી દેવળમાં બેઠેલો આત્મા, હરગોવિંદ સમાન છે, તેને શોધવા જતાં શરીર ઇંદ્રિયો, અને પૂર્વ પુણ્યના ફળ, દેખાતાં તેને આત્મા માનીને બેઠો, પોતાનો માનીને બેઠો. પણ તે બધાયથી જુદો, એ વર્તમાન શરીરના ભાગની અંદર જે છુપાઈને બેઠેલો છે, એવો જે હરગોવિંદ નામનો આત્મા છે. તેને તો જાણ્યો જ નહિ, પણ જડ ચેતનના, સ્વરૂપની વર્તમાન અંદરની રૂચિ જગાડીને સમજે, ઠરે, ત્યારે આત્મજ્ઞાન થયું ગણાય.'

દ્રવ્ય ગુણ અને પર્યાયના યથાર્થ વિચાર, મારી કારણશુદ્ધ પર્યાય, નિરપેક્ષ

પર્યાય પ્રગટે છે, એમ વિચારે અને વિચારીને સ્વરૂપમાં ઠરે, તો ત્યાં પ્રકૃતિનું સ્વામીપણું, ધણીપણું છૂટી જાય, અને દર્શન મોહનીયના, બધા સ્કંધો તૂટી જાય.

જો ભાઈ? સંસારમાં એક–બે સંયોગો નથી, પણ અનંતા સંયોગો છે, એવા અનંતા સંયોગોમાં પોતાનો જ્ઞાનમય, અખંડ અસંગ, એવો જે આત્મા છે, એવા સંયોગો, પૂર્વકર્મના ફળ છે, તે ફળના મોહમાં જો વ્યાપીએ તો, ત્યાં સપડાઈ જઈએ, સપડાઈ ગયા પછી, તેમાંથી છૂટવું બહુ જ મુશ્કેલ પડે, પણ જો પોતે, પોતાના સ્વરૂપમાં રહી જાય તો, કર્મના રસની આવક રોકાઈ જાય, અને બાકીનો જે કર્મનો રસ રહ્યો છે, તે ધીમે ધીમે, નિર્જરી જાય, પણ જે પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થયેલ ફળ, તે ફળ પ્રત્યે જગતના જીવોને જે શુભ કે અશુભ વિકલ્પ છે, તે શું છે? તે વિકલ્પ સુખ રોકવાનું અને દુઃખ થવાનું કારણ છે. તે જો છૂટી જાય તો માત્ર એક શુદ્ધ ઉપયોગ જ સુખનું કારણ છે.

પૂર્વ પુણ્યથી જે ફળ પ્રાપ્ત થયેલ, તે ફળને રાખવા માટે તું શુભાશુભ વિકલ્પ કર્યા કર, છતાં તે પૂર્વ પુણ્યની પ્રકૃતિ, કે તે પ્રકૃતિના ફળ ભાઈ! તારા રાખ્યા રહે તેમ નથી, તેને જ્યારે જવું હશે ત્યારે તે જરૂર જવાના, જશે જ; માટે તેને રાખવાની મહેનત છોડી દે! અને સત્ય ધર્મની પ્રાપ્તિ થાય તેવી તું મહેનત કર.

શ્રદ્ધાનો વિષય જુદો છે, અને કરણીનો વિષય પણ જુદો છે, ધર્મની શ્રદ્ધા, અને ધર્મની માન્યતા તેનો વિષય જુદો છે, અને ઘણો મોટો છે. તેને પ્રભુ સમ્યગ્‌દર્શન કહે છે.

દુનિયા તો શુભ ક્રિયાને મોટે ભાગે ધર્મ કહે છે, અને તેને જ ધર્મ માનીને બેઠી છે, જ્યાં સુધી, તેને જ ધર્મ માનીને બેસશે. ત્યાં સુધી પ્રકૃતિના ફળનું સ્વામીપણું, ત્રણ કાળ ત્રણ લોકમાં છૂટે તેમ નથી, છૂટી જાય તેમ પણ નથી.

ધર્મ તો શુભાશુભ ક્રિયાની પેલી પાર છે. કોઈ ક્રિયાનો નિષેધ કરવાની અહીં વાત નથી. અહીં તો માન્યતા ફેરવવાની વાત છે. શુદ્ધ ચૈતન્યની પ્રતીતિને, વીતરાગ દેવ, સમ્યગ્‌દર્શન કહે છે.

અનંત કાળથી રખડતા જીવને સમ્યક્ પ્રતીતિના લક્ષણે ખ્યાલ આવ્યો નથી. તેથી કર્મ પ્રકૃતિના ફળમાં મારાપણું માનીને બેઠો છે, શુભાશુભ વિકલ્પો કર્યા કરે છે, અને તે જ સુખ રોકવાનું અને દુઃખ ઊભું કરવાનું કારણ થાય છે.

અનંતકાળથી અરિહંત દેવના આત્માના ગુણ દ્વારા, એ અરિહંત દેવને, ઓળખ્યા નહિ. એક આત્માનું જ્ઞાન થાય તો સાચી શ્રદ્ધાનું ભાન થાય, અરિહંત દેવના અતિશયો, જેમ કે ધર્મધ્વજ, દેવદુંદુભિ ત્રણ છત્રનું હોવું, શ્વેત ચામર વીંઝાય, પાદપીઠસિંહાસન વગેરે અતિશયો એ તો બહારની વસ્તુઓ છે, જડ પદાર્થ છે,

પુણ્ય પ્રકૃતિનો પ્રભાવ છે, એ પુણ્ય પ્રકૃતિના પ્રભાવ દ્વારા, અરિહંત દેવના આત્માના ગુણ કળ્યા જાય તેમ નથી

આ જીવ, અરિહંત દેવના સમવશરણમાં અનંતવાર ગયો, ત્યાં તેને, અરિહંત દેવની પુણ્ય પ્રકૃતિનો પ્રભાવ નજરે ચડયો. આ જીવે, અરિહંત દેવની પુણ્ય પ્રકૃતિના પ્રભાવ નજરે ચડયો, તેને આ જીવે અરિહંત દેવના આત્માના ગુણો માની લીધા પણ પુણ્ય પ્રકૃતિના પ્રભાવ દ્વારા, અરિહંત દેવના આત્માના ગુણ કળ્યા જાય તેમ નથી.

સાક્ષાત્ જીવંતમૂર્તિ તીર્થંકર દેવની પરિષદમાં હે જીવ! તારી નજર ક્યાં હતી? આજ સુધી, આત્માને ઓળખવાનું લક્ષ ન થયું, એટલે તારૂં લક્ષ પરમાં રહ્યું.

આજ સુધી આત્માને ઓળખવાનું લક્ષ ન થતું તેનું શું કારણ? ઉત્તર : પૂર્વ પ્રકૃતિના ફળનું સ્વામીત્વ રાખીને તેં બહારથી બધુંય જોયું છે, અને કર્યું છે તથા કરાવ્યું છે, અને અનુમોદના પણ તેની જ કરી છે.

તીર્થંકર પોતે તે અતિશયના પ્રભાવને લૌકિક ખાતામાં ખતવે છે. એક આત્માના સ્વરૂપને જાણે તો જરૂર અરિહંત દેવનાં આત્માને જાણી શકે, અરિહંત દેવના આત્માના દ્વારા, જે જીવ અરિહંત દેવને ઓળખે તો, તેનો આત્મા ત્રણ કાળ ત્રણ લોકમાં ખિલ્યા વિના રહે જ નહિ, જરૂર તે ખિલી ઊઠે.

શ્રદ્ધાનો વિષય લોકોએ ટૂંકો કરી નાખ્યો છે, અને કથા–વાર્તાનો વિષય રાગ-રાગિણીનો વિષય, ઘણો લાંબો કરી નાખ્યો છે, લાંબો કરી દીધો છે. અરૂપી આત્મા દેહ બહાર નીકળે નહિ, ભાષા અને દેહની પેલી પાર, કેવળજ્ઞાન, કેવળદર્શન છે. પ્રકૃતિ અને પ્રકૃતિના ફળ તે જડ છે, તેનાથી આત્મા જુદો જ છે, એવું માને, એવું શ્રધ્ધે, તેનાં લક્ષણ જુદાં હોય.

જડથી ચેતનને જુદો માનવો, અનુભવવો. પ્રતીતિમાં આણવો અથવા લેવો, તેનાં લક્ષણ બહુ જ ઊંડાં છે, ગંભીર છે, આમ ઊંડાણમાં ઊતરીને પ્રકૃતિ અને તેના ફળનું સ્વામીપણું છોડી દીધું અને ચૈતન્યના લક્ષણથી ચૈતન્યને ઓળખીને, તેની શ્રદ્ધા કરી, ત્યાર પછી દેવ, ગુરુ અને ધર્મનું સેવન, યમ (પંચ મહાવ્રત, પંચ અણુવ્રતાદિ) નિયમ, કરતાં કરતાં જે પુણ્ય બંધાય છે, તેને વીતરાગ દેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

હવે પુણ્યાનુબંધી પાપ, પાપાનુબંધી પુણ્ય તથા પાપનુબંધી પાપ કોને કહેવાય! તથા આ સંયતિ રાજાને પુણ્યના ચાર ભાંગામાંથી કયો ભાંગો વર્તે છે? તેના ભવ ભેદ ઘણા છે તે અવસરે કહેવાશે?

ૐ સત્



## વ્યાખ્યાન નં : ૪

સંવત ૨૦૧૪ ના અષાઢ સુદ ૧૫ ને સોમવાર તા. ૩૦-૬-૧૯૫૮

## આત્માનું અસાધારણ લક્ષણ

"મંગલાચરણ શ્લોક"

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधु च सखा त्वमेव ॥
त्वमेव स्वामी शरणागतानाम्
त्वमेव संसार निवार को सि ॥

આજે ચૌમાસી પાખી છે. અષાઢ સુદ પૂર્ણિમા અને અષાઢ વદ એકમ એમ બે દિવસ અસજ્ઝયના છે. એટલે કે આ બે દિવસોમાં સૂત્ર સિદ્ધાંતનો પ્રગટપણે સ્વાધ્યાય થાય નહિ.

પૂર્ણિમા એટલે પૂર્ણમાસ, અમાસ એટલે અર્ધમાસ. આત્મા પણ પોતે પોતાના સ્વભાવે પૂર્ણ છે.

તેને પકડે તો જરૂર પર્યાયમાં પૂર્ણતા પ્રગટે, આત્માને પકડવાને માટે પહેલાં તેની રીત જાણવી જોઈએ, અને તે રીત જાણવાને માટે, જાણવાની ધીરજ હોવી જોઈએ, બીજી ધીરજ કામ નહિ આવે, પ્રથમ પોતાના અંતરમાં ખૂબ ધીરજથી, શાંતિથી આત્માના લક્ષણને જો જીવ ઓળખે તો, આત્મા પકડાય. આત્માને ઓળખે, અને આત્મા ન પકડાય, તેમ બન્યું નથી, બનવાનું નથી, અને બનશે પણ નહિ.

આત્માનું સ્વલક્ષણ શું છે? આત્માનું સ્વલક્ષણ ચૈતન્ય છે, ચૈતન્યલક્ષણ સદાસઉપયોગી, સુખદુઃખનો જાણ, એ ચૈતન્યલક્ષણ અન્ય દ્રવ્યોમાં નથી, માટે આત્માનું સ્વલક્ષણ, ચૈતન્ય જે અન્ય દ્રવ્યોમાં નહિ હોવાથી તે લક્ષણ અસાધારણ લક્ષણ છે, માટે અન્ય દ્રવ્યોથી, આ લક્ષણ જુદું પડે છે. માટે જ અસાધારણ છે.

અસાધારણ એટલે શું? અસાધારણ એટલે બીજા દ્રવ્યોમાં ન હોય, તે આત્માનું ચૈતન્યલક્ષણ આત્મામાં જ છે. (હકાર તો લાવો!) અને આત્મા સિવાય બીજામાં નથી, તેથી તે અસાધારણ લક્ષણ છે. હવે તે ચૈતન્યલક્ષણ જે જે ગુણોમાં અને તે ચૈતન્ય-લક્ષણ જે જે પર્યાયોમાં રહેલું છે, તે સર્વે ગુણો અને તે સર્વે પર્યાયો આત્મા જ છે. બીજું કાંઈ નથી; કારણ કે, ચૈતન્યલક્ષણ, આત્મા સિવાય બીજે ક્યાંય નથી, એમ જો

પુણ્ય પ્રકૃતિનો પ્રભાવ છે, એ પુણ્ય પ્રકૃતિના પ્રભાવ દ્વારા, અરહિંત દેવના આત્માના ગુણ કથ્યા જાય તેમ નથી

આ જીવ, અરિહંત દેવના સમવશરણમાં અનંતવાર ગયો, ત્યાં તેને, અરિહંત દેવની પુણ્ય પ્રકૃતિનો પ્રભાવ નજરે ચડયો. આ જીવે, અરિહંત દેવની પુણ્ય પ્રકૃતિનો પ્રભાવ નજરે ચડયો, તેને આ જીવે અરિહંત દેવના આત્માના ગુણો માની લીધા પણ પુણ્ય પ્રકૃતિના પ્રભાવ દ્વારા, અરિહંત દેવના આત્માના ગુણ કથ્યા જાય તેમ નથી.

સાક્ષાત્ જીવંતમૂર્તિ તીર્થંકર દેવની પરિષદમાં હે જીવ! તારી નજર કયાં હતી? આજ સુધી, આત્માને ઓળખવાનું લક્ષ ન થયું, એટલે તારું લક્ષ પરમાં રહ્યું.

આજ સુધી આત્માને ઓળખવાનું લક્ષ ન થતું તેનું શું કારણ? ઉત્તર : પૂર્વ પ્રકૃતિના ફળનું સ્વામીત્વ રાખીને તેં બહારથી બધુંય જોયું છે, અને કર્યું છે તથા કરાવ્યું છે, અને અનુમોદના પણ તેની જ કરી છે.

તીર્થંકર પોતે તે અતિશયના પ્રભાવને લૌકિક ખાતામાં ખતવે છે. એક આત્માના સ્વરૂપને જાણે તો જરૂર અરિહંત દેવનાં આત્માને જાણી શકે, અરિહંત દેવના આત્માના દ્વારા, જે જીવ અરિહંત દેવને ઓળખે તો, તેનો આત્મા ત્રણ કાળ ત્રણ લોકમાં ખિલ્યા વિના રહે જ નહિ, જરૂર તે ખિલી ઊઠે.

શ્રદ્ધાનો વિષય લોકોએ ટૂંકો કરી નાખ્યો છે, અને કથા–વાર્તાનો વિષય રાગ-રાગિણીનો વિષય, ઘણો લાંબો કરી નાખ્યો છે, લાંબો કરી દીધો છે. અરૂપી આત્મા દેહ બહાર નીકળે નહિ, ભાષા અને દેહની પેલી પાર, કેવળજ્ઞાન, કેવળદર્શન છે. પ્રકૃતિ અને પ્રકૃતિના ફળ તે જડ છે, તેનાથી આત્મા જુદો જ છે, એવું માને, એવું શ્રધ્ધે, તેનાં લક્ષણ જુદાં હોય.

જડથી ચેતનને જુદો માનવો, અનુભવવો. પ્રતીતિમાં આણવો અથવા લેવો, તેનાં લક્ષણ બહુ જ ઊંડાં છે, ગંભીર છે, આમ ઊંડાણમાં ઊતરીને પ્રકૃતિ અને તેના ફળનું સ્વામીપણું છોડી દીધું અને ચૈતન્યના લક્ષણથી ચૈતન્યને ઓળખીને, તેની શ્રદ્ધા કરી, ત્યાર પછી દેવ, ગુરુ અને ધર્મનું સેવન, યમ (પંચ મહાવ્રત, પંચ અણુવ્રતાદિ) નિયમ, કરતાં કરતાં જે પુણ્ય બંધાય છે, તેને વીતરાગ દેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

હવે પુણ્યાનુબંધી પાપ, પાપાનુબંધી પુણ્ય તથા પાપનુબંધી પાપ કોને કહેવાય! તથા આ સંયતિ રાજાને પુણ્યના ચાર ભાંગામાંથી કયો ભાંગો વર્તે છે? તેના ભવ ભેદ ઘણા છે તે અવસરે કહેવાશે?

ૐ સત્



## વ્યાખ્યાન નં : ૪

સંવત ૨૦૧૪ના અષાઢ સુદ ૧૫ ને સોમવાર તા. ૩૦-૬-૧૯૫૮

# આત્માનું અસાધારણ લક્ષણ

"મંગલાચરણ શ્લોક"

त्वमेव माता च पिता त्वमेव
त्वमेव बंधु च सखा त्वमेव ॥
त्वमेव स्वामी शरणागतानाम्
त्वमेव संसार निवार को सि ॥

આજે ચૌમાસી પાખી છે. અષાઢ સુદ પૂર્ણિમા અને અષાઢ વદ એકમ એમ બે દિવસ અસજ્ઝાયના છે. એટલે કે આ બે દિવસોમાં સૂત્ર સિદ્ધાંતનો પ્રગટપણે સ્વાધ્યાય થાય નહિ.

પૂર્ણિમા એટલે પૂર્ણમાસ, અમાસ એટલે અર્ધમાસ. આત્મા પણ પોતે પોતાના સ્વભાવે પૂર્ણ છે.

તેને પકડે તો જરૂર પર્યાયમાં પૂર્ણતા પ્રગટે, આત્માને પકડવાને માટે પહેલાં તેની રીત જાણવી જોઈએ, અને તે રીત જાણવાને માટે, જાણવાની ધીરજ હોવી જોઈએ, બીજી ધીરજ કામ નહિ આવે, પ્રથમ પોતાના અંતરમાં ખૂબ ધીરજથી, શાંતિથી આત્માના લક્ષણને જો જીવ ઓળખે તો, આત્મા પકડાય. આત્માને ઓળખે, અને આત્મા ન પકડાય, તેમ બન્યું નથી, બનવાનું નથી, અને બનશે પણ નહિ.

આત્માનું સ્વલક્ષણ શું છે? આત્માનું સ્વલક્ષણ ચૈતન્ય છે, ચૈતન્યલક્ષણ સદાસઉપયોગી, સુખદુઃખનો જાણ, એ ચૈતન્યલક્ષણ અન્ય દ્રવ્યોમાં નથી, માટે આત્માનું સ્વલક્ષણ, ચૈતન્ય જે અન્ય દ્રવ્યોમાં નહિ હોવાથી તે લક્ષણ અસાધારણ લક્ષણ છે, માટે અન્ય દ્રવ્યોથી, આ લક્ષણ જુદું પડે છે. માટે જ અસાધારણ છે.

અસાધારણ એટલે શું? અસાધારણ એટલે બીજા દ્રવ્યોમાં ન હોય, તે આત્માનું ચૈતન્યલક્ષણ આત્મામાં જ છે. (હકાર તો લાવો!) અને આત્મા સિવાય બીજામાં નથી, તેથી તે અસાધારણ લક્ષણ છે. હવે તે ચૈતન્યલક્ષણ જે જે ગુણોમાં અને તે ચૈતન્ય-લક્ષણ જે જે પર્યાયોમાં રહેલું છે, તે સર્વે ગુણો અને તે સર્વે પર્યાયો આત્મા જ છે. બીજું કાંઈ નથી; કારણ કે, ચૈતન્યલક્ષણ, આત્મા સિવાય બીજે ક્યાંય નથી, એમ જો

આત્માને, પકડવો હોય તો, એમ જ લક્ષિત કરવું: ચૈતન્યલક્ષણને અગ્ર કરવાથી, મોઢા આગળ કરવાથી, (તમે અનાદિથી મોઢા આગળ કોને કર્યા છે? શું રાગદ્વેષ, મોહ, વિકારને આગળ કર્યા છે? કે જ્ઞાનાદિ ગુણોને આગળ કર્યા છે?) જરૂર આત્માં પકડાય છે. અને આત્માનું હિત થાય છે. પણ રાગલક્ષણને અગ્ર કરવાથી, કે રાગ લક્ષણ વડે, ત્રણ કાળ, ત્રણ લોકમાં આત્મા પકડાય તેમ નથી. અનંતકાળ, વ્યતીત થઈ ગયો, છતાં જીવે, રાગલક્ષણને જ અગ્રપદ આપ્યું છે, પણ ચૈતન્યલક્ષણને અગ્રપદ આપ્યું જ નથી, તે રાગલક્ષણ વડે ભગવાન આત્મા પકડાય તેમ નથી, આવી સાવ સહેલીને સટ વાત, માત્ર એક પોતાના લક્ષણને અગ્ર કરવાની વાત છે, તે વાતને જીવ ગ્રહણ કરે તો, તેનું કામ થઈ જાય.

રાગને અગ્ર કરવાથી અગ્રપદ આપવાથી આત્મા લક્ષમાં આવે તેમ નથી, પણ ચૈતન્યલક્ષણને અગ્રપદ આપવાથી, આત્મા લક્ષમાં આવે, રાગને અગ્રપદ આપવાથી, આત્માનું કલ્યાણ કે, આત્માનું હિત નથી, માટે તેને અગ્રપદ આપતો અટક!! અને જેનાથી આત્માનું કલ્યાણ થાય, આત્માનું હિત થાય, તેવા ચૈતન્યલક્ષણને અગ્રપદ આપ. તેને અગ્રપદ આપવાથી, જરૂર ચૈતન્ય ભગવાન પકડાય.

રાગ તે આત્માનું લક્ષણ નથી. નવતત્ત્વાદિક થોકડા ભણનારાઓ રોજ બોલે છે કે ચૈતન્યલક્ષણ સદા સ-ઉપયોગી, સુખદુઃખનો જાણ, સુખદુઃખનો વેદક, એમ ચૈતન્યલક્ષણ આત્માનું છે, તેને અગ્રપદ આપવાને બદલે, રાગને અગ્રપદ આપે છે.

ચેતન પોતે દ્રવ્ય છે, ચૈતન્ય તે તેનો ગુણ છે, અને સમય સમયનું પરિણમન તે તેની પર્યાય છે, જેને ચેતના કહેવાય છે, માટે રાગ તે આત્માનું લક્ષણ નથી, પણ ચૈતન્ય જ આત્માનું લક્ષણ છે. રાગ તે આત્માના સમસ્ત ગુણપર્યાયમાં વ્યાપતો નથી, અર્થાત્ ટકતો નથી. રાગ એક સમય પૂરતો છે, તેથી કાયમ ટકતો નથી, કારણ કે, રાગ વિનાનો આત્મા જોવામાં આવે છે, જેમ કે સિદ્ધ ભગવાન તથા કેવળી ભગવાન, માટે રાગ તે આત્માનું લક્ષણ નથી.

છઠ્ઠી સાતમી નરકમાં રહેલો નારકીનો જીવ પોતે પોતાના અંતર ચૈતન્યમાં એટલે અંતરમાં ચૈતન્યલક્ષણ વડે આત્માને જરૂર પકડી શકે છે, અને આત્માના સમ્યગ્દર્શનને પણ ત્યાં પામી શકે છે. માટે તમોને અહીં નારકી જેટલી તો અગવડતાઓ નથી ને? (માટે) છતાં સમ્યક્ત્વ પામવામાં વાર કેમ લાગે છે?

અહો! અંતરમાં, હૃદયમાં, કકડીને આત્માની ભૂખ લાગે, રુચિ જાગે, ખરેખરી ભૂખ લાગે, અંદરથી ખરેખરી જિજ્ઞાસા જન્મે તો જરૂર તેને આત્માની ગરજ થાય કે અરે! મારા આત્માના હિતનો પંથ ક્યાં છે? મારા કલ્યાણનો રસ્તો કયો છે. હિતનો, કલ્યાણનો, પંથ શું છે? માર્ગ શું છે? હવે આ ભવદુઃખનો, ક્યાંય આરો આવે ખરો? અનંતા જીવો ભવદુઃખનો અંત કરીને, મોક્ષે ગયા, અંતરમાં મારો આત્મા

શું ચીજ છે. શું પદાર્થ છે, એવા વિચાર કરનાર જીવને, આ વાત, એક ચપટી વગાડે તેટલી વારમાં સમજાઈ જાય તેવી છે.

ચૈતન્ય લક્ષણથી, લક્ષિત આત્માને લક્ષમાં લેવો એજ આત્માનો સાક્ષાત્કાર છે. આત્માનો અનુભવ છે. જ્ઞાનાનુભૂતિ છે, તેને જ વીતરાગદેવ સમ્યગદર્શન કહે છે, કેવળ-જ્ઞાનનું બીજ કહે છે, અનંતાસિદ્ધોના સુખનું સેમ્પલ કહે છે, ઈત્યાદિ જે કહેવું હોય તે કહો.

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તે મોક્ષમાર્ગ, છે. ચૈતન્ય લક્ષણે લક્ષિત, એવા તારા પોતાના આત્માને લક્ષમાં લઈને, તેમાં એકાગ્ર થા, તો સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્ર કે જે મોક્ષનો માર્ગ છે તે, અહીં બેઠા ફટ દઈને પ્રગટશે, જો, ભાઈ! કોઈ પણ જ્ઞાની-ઓએ આત્માને રાગ લક્ષણ વડે, લક્ષિત કરવાનું કહ્યું નથી, પરંતુ ચૈતન્ય લક્ષણ વડે આત્માને લક્ષિત કરવાનું કહ્યું છે.

પ્રશ્ન :-મહારાજ સાહેબ! અમે તો હીંમત રાખીને સંસારમાં પડયા છીએ?

ઉત્તર :-ભાઈ! એ હિંમત તારી સાચી, પરંતુ હિંમત કયાં રાખીને પડયા રહેવું! અને કયાં પડયા ન રહેવું! તેનો જરા વિચાર તો કર, અહીં (તારા સ્વરૂપમાં) હિંમત રાખીને પડયો રહે તો ચૈતન્ય લક્ષણે લક્ષિત, આત્માનો અનુભવ થાય, અને તારી હિંમતનો તેં સદુપયોગ કર્યો કહેવાય, પણ સંસારમાં હિંમત રાખીને પડયા, રહેવાથી, હિંમતનો કોઈ તેં સદુપયોગ કર્યો ન કહેવાય.

અંતરમાં જેને આત્માની ખરેખરી રુચિ અને ધગશ, હોય, તેને, આ વાત, સમ-જાયા વગર ન રહે, ન સમજાય તો તે જીવને રુચિનો દોષ છે, પણ જ્ઞાનીનો દોષ નથી.

લક્ષણ એટલે વસ્તુને ઓળખવાનું ચિહ્ન, પાણીનું લક્ષણ શીતળતા, તે શીતળતા-રૂપ ચિહ્ન વડે, પાણી ઓળખાય છે. શીતળતા તે લક્ષણ છે, અને પાણી પોતે લક્ષ્ય છે. અગ્નિનું લક્ષણ ઉષ્ણતા છે, તે ઉષ્ણતારૂપ ચિહ્ન વડે, અગ્નિ ઓળખાય છે. ઉષ્ણતા તે લક્ષણ છે, અને અગ્નિ પોતે લક્ષ્ય છે, માટે લક્ષણ એટલે વસ્તુને ઓળખવાનું ચિહ્ન, તેમ આત્મા, ચૈતન્ય(લક્ષણ) ચિહ્ન વડે ઓળખાય છે. અનંતા જીવો, ચૈતન્યલક્ષણ (ચિહ્ન) વડે, આત્માને લક્ષિત કરીને, ઓળખીને, મોક્ષમાં ગયા છે. માટે તું તારા ચૈતન્ય લક્ષણ વડે. લક્ષિત આત્માને લક્ષમાં લે તો જરૂર, તને કેવળજ્ઞાન થશે.

દષ્ટાંત :—અંતગડ સૂત્રમાં ઉલ્લેખ છે કે "અતિમુક્ત કુમારની ઉંમર ફક્ત, નવ વર્ષની છે (બહુ નાની ઉંમર છે) અને તે કુમાર, રાજ ભવનના મેદાનમાં, રાજ રમતમાં અનેક રાજકુમારોની સાથે, ગોઠિયાઓની સાથે, રમત રમે છે, તેને ફૂલની શય્યા ખૂંચે તેવું તો તેનું સુકોમળ શરીર છે, જાણે કે માખણનો પીંડો ન હોય!

રમત રમતા રમતાં એ રમતમાં ખૂબ રસ જામ્યો છે, રમતાં રમતાં તે બાળકની

દૃષ્ટિ, એક વીતરાગી મુનિ ઉપર પડી, તે દૃષ્ટિ પડતાં જ, રમતનો રસ ઓસરી ગયો, મુનિ ઉપર દૃષ્ટિ પડતાં, એ બાળકને અંતરમાં અપૂર્વ ભાવની ઉર્મી ઉલ્લસે છે, બધાય બાળકોને છોડીને, તે બાળક મુનિ સમીપે દોડતો દોડતો જાય છે.

મુનીને પગે લાગી પ્રેમપૂર્વક મુનિને પોતાના ઘરે તેડી લાવે છે, આંગણામાં પગ મૂકતા, એ બાળક પોતાની માતાને વધામણી આપતા કહે છે કે 'માતા! માતા! આપણા આંગણે, ભગવાનને તેડી લાવ્યો છું આ વાત સાંભળી, માતા અતિ હર્ષને પામે છે, પછી તે મુનિના ગુણ ગ્રામ કરે છે, બહુમાન ભક્તિ કરે છે, બાળક, તે બધુંય નજરો નજર જુવે છે, પછી માતા નિર્દોષ આહાર પાણી મુનિને વહોરાવે છે. તે વિધિ પત્યા પછી, મુનિરાજ ત્યાંથી ચાલ્યા જાય છે. બાળક પણ તેની સાથે જાય છે. પ્રભુશ્રીના, કેવળજ્ઞાનીના મહાવીર દેવના, સમવશરણમાં તે બાળકે પગ મૂક્યો, અને શ્રી વીરના દર્શન તે બાળકે કર્યા, અને આ બાળકના કોઈ પૂર્વ પુણ્યના યોગે, પ્રભુશ્રીની દિવ્ય ધ્વનિ છુટી, એક જ વાણી સાંભળી, આ બાળક પ્રતિબોધને પામી જાય છે, તમે કેટલી વાણી સાંભળી? કાંઈ પ્રતિબોધને પામ્યા?

તે બાળકની પર્યાયમાંથી, હૃદયમાંથી આખોય, સંસાર ભાવ છૂટી જાય છે. "**तं धम्मं सदद्दामि**"નો ભાવ પ્રગટે છે, પછી સમવશરણમાંથી નીકળી ઘરે આવી, માતા પાસે દિક્ષા લેવાની રજા માગે છે.

હે માતા! દે રજા!! મારે લેવી છે, દિક્ષા, (તમે તમારી માતા પાસે, સમ્યગ્ દર્શનપૂર્વક કોઈ દિવસેય દિક્ષા લેવાની રજા માગી?) માટે હે માતા? મને રજા આપો, આ વાત સાંભળીને, માતાને મૂર્છા આવે છે, મોહનો ઝપાટો લાગે છે, તેથી માતા ધરતી પર ઢળી પડે છે, દાસ-દાસીઓ, સોના-રૂપાની ઝારીઓમાં શીતળજળ લઈને આવે છે, ઠંડા ઉપચારો કરે છે, માતા થોડીવારે શુદ્ધિમાં આવે છે, અને કહે છે. કે "હે બેટા! દિક્ષામાં તું શું સમજે?'

પુત્ર કહે છે કે 'હે માતા? સાંભળો મારી વાત,' "**जं जाणामि, तं न जाणामि, जं न जाणामि, तं जाणामि**"

હે માતા:— જેને જાણું છું, તેને નથી જાણતો, અને નથી જાણતો તેને જાણું છું.

આટલા શબ્દો સાંભળી, માતા! વિચારમાં પડી ગયા કે 'આ બાળક શું કહેવા માગે છે? આ ઊંડા અને ગંભીર આશયવાળા વાક્યો સાંભળી માતા વિચારમાં પડે છે, માતા તે બાળકને ફરી પ્રશ્ન પુછે છે કે "હે બેટા? તમારા ઉંડા અને ગંભીર આશયવાળા વાક્યોને હું સમજી શકતી નથી, તમે શું કહેવા માંગો છો?

તેના ઉત્તરમાં નાનકડો બાળક, અઈમુક્ત કુમાર, કહે છે કે, 'હે માતા! જે જાણું છું–તે નથી જાણતો, એટલે–હું પૂર્વે હતો, (જોયું? આ બાળકને વીતરાગી એક વાણી, સાંભળતા હૃદયમાં બેસી ગઈ?) એ હું જાણું છું.

અને જે નથી જાણતો, તે જાણું છું–એટલે હું કયા ભવમાં કોણ હતો? તે હું નથી જાણતો, પણ હું હતો....હતો ને હતો....તે જાણું છું, એટલે હું કોણ હતો, તેની મને ખબર નથી, પણ માતા? હતો તો ખરો....હવે મારે ભવભ્રમણ ન હોય, ૮૪ લાખના પરિભ્રમણ હવે મારે ન હોય.

પૂર્વે મેં ભવના કારણો સેવ્યા–હે માતા! પૂર્વે ભવના કારણો મેં સેવ્યા, તે હું જાણું છું–પૂર્વ ભવે પુણ્ય-પાપના કારણો સેવ્યા છે. તેના કારણે, આ ભવ કરવો પડયો છે (પૂર્વે જો, પુણ્ય-પાપના કારણો સેવ્યા ન હોત તો આ ભવ કરવો પડત નહિ), તે હું જાણું છું, પણ હું નથી જાણતો કે 'આ દેહની સ્થિતિ, કયારે અને કયા ક્ષેત્રે છૂટશે, તે હું નથી જાણતો.'

પણ હું જાણું છું, અને મને વર્તમાન ભાન વર્તે છે કે 'આત્મા દેહરહિત, ત્રિકાળ, અબાધિત, નિત્ય છે. તે હું જાણું છું, અને મને આત્માનું અખંડપણે ભાન વર્તે છે.' કે 'આ આત્મા, દેહરહિત, નિત્ય છે, ધ્રુવ છે, અચલ છે, અમર છે, આત્મા, અસંયોગી, સ્વાધીન તત્ત્વ છે, તે હું જાણું છું તેને હવે હે માતા! વિનાશી પદાર્થોનો સંયોગ ન જોઈએ.'

જુઓ! નવ વર્ષના બાળકને, પરભાવથી, અને ભવથી, મુક્ત થવાની એટલે સ્વ-સ્વભાવમાં ઠરી જવાની ઝંખના જાગી છે, અંદરમાંથી તમન્ના ને તાલાવેલી જાગી છે, માતા? માતા? તમન્નાના જોરે અંદરથી પડકાર આવે છે કે 'દે રજા....મારે પરમ પારમેશ્વરી જીન પૂજિત, ભગવતી દિક્ષા લેવી છે. હે માતા? મને રજા આપ, હું દિક્ષિત થઈને, વીતરાગી મુનિ સાથે ચાલ્યો જાઉં, તમારી સાથે હવે મારે રહેવું નથી, માતા! તમે પણ નક્કી કરી લ્યો કે 'આત્મા પરસંગ કે પરભાવ વિનાનો છે. આત્મા પરસંગ વિનાનો છે, એટલે, રાગ, દ્વેષ, મોહ વિનાનો છે, અને નિર્મળ જ્ઞાનવાળો છે, એવું ઊંડું ઊંડું અંતરમાં આ બાળકને જે ઊગી નીકળ્યું છે.

વિચારમાં પડી જાઓ કે 'આ બાળકને આવું ઊંડુ મનન કયાંથી આવ્યું? (સભાનો ઉત્તરઃ) આવવાનું જે હોય તેજ આવ્યું? અન્ય નહિ? ઉત્તર : જો એવી શ્રદ્ધા હોય તો તે લાવવાનો ભેગો પુરૂષાર્થ પણ હોય, જો આવવાનું હોય, તે જ આવશે, એમ માને, અને પુરુષાર્થ સાથે (ભેગો) ન હોય, તો તે મિથ્યા નિયતિ છે. તેને કાઢી નાખ....અને સમ્યગ્ નિયમિતિ લાવ....તેમાં પુરુષાર્થ ભેગો હોય જ છે.

શાસ્ત્રકાર કહે છે કે 'એ જ જીવની નિત્યતા છે. એમ જણાય છે, માતાએ, બાળકને ચારે બાજુથી કસોટીએ કસી જોયો, તેથી તેની માતાને જણાયું કે આ બાળક કોઈ રીતે ઘરમાં રાખ્યો રહે તેમ નથી. એમ માતાને લાગતા તે બાળકને, પ્રભુવીર પાસે માતા લઈને આવે છે. અને (આખોય) બાળક પ્રભુવીરને વહોરાવે છે.

શ્રેણીક રાજાનો તથા શ્રીકૃષ્ણનો વેલો, મીઠો કે પદ્યુમ્ન જેવા કુમારો અને સત્યભામામાં જેવી પટરાણીઓ, મેઘકુમાર જેવા કુમારો અને ચેલ્લણા જેવી રાણીઓને ભગવાન નેમનાથ પ્રભુ, તેમ જ ભગવાન મહાવીરના માર્ગે વહોરાવી દીધા, ભલા ? તમારા વેલા કેવા છે ? મીઠા ? કે કડવા છે ?

માતા પ્રભુને બાળક વહોરાવતા પહેલાં બાળકને શિખામણ આપતા, માતા કહે છે કે,

ગાયન :—" કહે રે માવડી સુણરે જાયા, જળ નેણા વરસાવી,
મુજને છોડી અવર માવડી, મત કરજે ભાઈ....
કરી જાઉં કમી ન રહી, કાંઈ, જેણે ત્યાગ દીયો સંસાર
સમુદ્ર, ઉદય ભલી આઈ."

હે જાયા ! વર્તમાન તું મને છોડીને જાય છે. મને રોવરાવીને, રડતી મૂકીને જાય છે. (વર્તમાન હું તારા મોહને લીધે રડું છું) તો હવે, બીજી માવડીને, રોવરાવવી ન પડે, તેવી તું વીતરાગ માર્ગે ચડી રત્નચારની આરાધના કરજે, અને વહેલો વહેલો મોક્ષના સુખને પામજે, એવી મારી તને ભલામણ છે. આમ ભલામણ આપી, માતા પાછા ઘરે આવે છે, અને તે બાળક ભગવાન પાસે દિક્ષિત થાય છે, ગુરુકુળવાસ વસતો થકો, આણાએ ધર્મનું પાલન કરે છે.

નવ વર્ષની ઉંમરમાં આત્મદશા પ્રાપ્ત કરી ચડતા પરિણામે, જ્ઞાન, દર્શન, ચારિત્ર્યની, અમુક કાળ સુધી, આરાધના કરી, સંયમ પર્યાયને ખૂબ જ ખીલવીને રત્નચારની એકતા રૂપ આરાધના કરી. કેવળજ્ઞાન, કેવળદર્શન, પ્રગટાવી, તે જ ભવે મોક્ષમાં ગયા, સિદ્ધિના સુખને પામ્યા.

ચૈતન્ય લક્ષણ વડે, આત્માને લક્ષિત કરી, જરૂર આત્મા પકડી શકાય છે, અને તેની ઉત્કૃષ્ટ આરાધના કરવાથી, કેવળજ્ઞાન, કેવળદર્શન, પામી શકાય છે, અને મોક્ષ પણ થાય છે. જેણે પૂર્વભવમાં પોતાના જ પુરુષાર્થ વડે, સદ્‌ગુરુનો ઉપદેશ સાંભળી, જ્ઞાનના આવરણને ટાળ્યું છે. (સદ્‌ગુરુનો ઉપદેશ મળવો, તે પૂર્વ પુણ્યનું ફળ છે. અને સાંભળવો, તે વર્તમાન પોતાના મંદ કષાય કરવા રૂપ પુરુષાર્થનું ફળ છે, શુદ્ધ પુરુષાર્થ કરે તો જ મોહનીય આદિ કર્મનું આવરણ ટળે, પણ ટળવાનું હતું તો ટળ્યું એમ નહિ.) તેને વર્તમાન વર્તતા ભવમાં ઉપદેશ ન મળ્યો હોય, તો પણ અંદરથી સ્મૃતિ જાગે, સ્મૃતિ જાગતા, તે અંદરથી ભાવે સાંભળે છે, અંદરમાં રણકાર જાગ્યા છે, કે "હવે અલ્પકાળમાં પૂર્ણ થશું. એવા વિચાર કરતા સહજ વારમાં સ્વરૂપ સ્થિતિ સ્થાપક દશા થાય છે, અને ક્ષપક શ્રેણીમાં ચડીને, કેવળજ્ઞાન, કેવળદર્શનને પામી જાય છે. આવા જીવો પણ કોઈ કોઈ હોય છે, તેની નાસ્તિ નથી, તેને ભગવતી સૂત્રમાં અસોચ્ચા કેવળી કહીને બોલાવ્યા છે.

દૃષ્ટાંત :—મૃગાપુત્ર ૩૨ સ્ત્રીઓની સાથે, રત્નજડિત મહેલના ઝરૂખામાં બેઠા છે. ઊભા થઈને બહાર ચાર રસ્તા ભેગા થાય છે તે તરફ જુએ છે. "**आलोएइ नयरस्स, चउक्कत्तिय चच्चरे**" ઉ. સૂ. ૧૯–અ, ત્યાં તેઓ મુનિને આવતા જુએ છે, તે મુનિ કેવા છે ?

ઉ. સૂ. અ–૯. "**तव नियम संजम धरं, सीलड्ढं गुण आगरं**, તે મુનિ સમ્યગ્-દર્શનજ્ઞાન પૂર્વક, સમ્યક્સંયમ અને તપ, તથા સમ્યક શીયળ, તેમજ નિયમાદિ ગુણોમાં પ્રધાનપદને ધરનારા હતા, અર્થાત્ નિજ ગુણોમાં નિરંતર રમનારા, એવા મુનિ ઉપર, મૃગાપુત્રની દૃષ્ટિ પડે છે, અને અંતરમાં સ્મૃતિ જાગે છે, "**मोहं गयस्स संतस्स**" મોહનીય કર્મની પ્રકૃતિઓ ઉપશાંત થાય છે, અને અંદરથી ચેતનઆત્મા ચેતનને ભાવથી સંભાળે છે, કે આ, મારા પરિચયની વાત છે.

આ રીતે આત્માને સ્પર્શ કરીને, જે ભાન થાય (જીવે ઘણું સાંભળ્યું પણ **सद्दहामि, पत्तियामि, रोएमि**, કરીને સાંભળ્યું નહિ) તે પૂર્વની દેશના લબ્ધિ લઈને આવેલો જીવ કહેવાય છે, એટલે તેવા, જીવને પણ સત્પુરુષના નિમિત્તની વાત તો નક્કી થઈ ગઈ, તેમના (સત્યપુરુષ) વિના, સમ્યગ્દર્શન થાય તેમ નથી.

શું ઉંધા રસ્તે દોડી રહ્યા છો ? સાક્ષાત્ જીવંતમૂર્તિ સત્પુરુષ વિના સમ્યગ્ દર્શન ત્રણ કાળમાં થાય તેમ નથી.

સત્ પુરુષના ઉપદેશની દેશના લબ્ધિ પ્રાપ્ત થઈ હોય, (અહીં અજ્ઞાનીના કે મિથ્યાત્વીના ઉપદેશની લબ્ધિ ન કહી, તથા કોઈ જડનું (મૂર્તિનું) નિમિત્ત ન કહ્યું) એટલે કે (પ્રત્યક્ષ જ્ઞાનીનો સ્વીકાર થયો હોય, તેને સમ્યગદર્શન, જ્ઞાન, સ્વાનુભૂતિ થાય, મોક્ષનો માર્ગ પ્રગટે. એ અનાદિ અનંત ચોક્કસ નિયમ છે, દિગંબર, શ્વેતાંબર, સ્થાનકવાસી તથા તેના પેટા વિભાગમાં પણ એ જ નિયમ છે.

અનાદિથી ઉંધા રવાડે ચડી ગયા છો, તો સીધા રસ્તે આવ્યા વિના, છૂટકો નથી, કોઈ પણ જીજ્ઞાસુ, આત્માર્થી હોય, તેને વર્તમાન સત્ પુરુષનો યોગ, ન હોય તો જરાય પાછું હઠવાનું નથી. પણ અનાદિ કાળના દોષ, એકાંતમાર્ગ, એનો આગ્રહ ટાળીને, જ્ઞાનીના વચનો ઉપર ખૂબ વિચાર કરવો; કારણ કે "જીવ અનંતકાળથી રખડે છે, માટે અંદર વિચારમાં પડી જઈને, આત્માના સામર્થ્યને કેળવવું, એટલે જો પૂર્વના સંસ્કાર, હશે તો અવશ્ય જાગૃત થઈ જશે. આમ બંને વાત સાંભળીને જો જીવ કુમારની માફક, અલ્પકાળમાં મોક્ષને પામી જશે.

ૐ સત્



દુનિયા કહે છે કે, "મહારાજ ! આવો ધર્મ અમારી દશામાં કેમ નથી દેખાતો ? એમ કહેનારને જ્ઞાની કહે છે કે "જેમ મલીન દર્પણમાં મુખ ન દેખાય, તેમ, જેનાં ચિત્ત મેલવાળાં છે. ચિત્તની પાટી ચોખ્ખી થઈ નથી. તેમના અંતરમાં આત્માની પવિત્રતા તો ભરેલી છે. પણ ચિત્ત મેલવાળામલીન છે. તેથી પર્યાયમાં ધર્મ કઈ રીતે દેખાય ?

દરેકે દરેક જીવનો આત્મા પવિત્ર છે. છતાં મલીન ચિત્તના કારણે આત્માના ઉપદેશનો ભાવ, સમજાતો નથી, દેખાતો નથી, (શબ્દ પકડવાની, વાત નથી) તેનું કારણ એ છે કે 'આત્માના ઉપદેશના ભાવને સમજતો નથી. જેમ મલીન અરિસામાં પ્રતિબિંબ પડતું નથી, તેમ **અંતરત્યાગ, અંતરવૈરાગ્ય અને સત્સ્વરૂપી આત્માની પ્રબળ જિજ્ઞાસા વગર,** સદ્‌બોધ ઉપદેષ્ટા એવા જે આપ્ત (તિર્થંકરદેવ) પુરુષ, સર્વજ્ઞ કેવળ જ્ઞાનીએ કહેલા જે ભાવ વચન, તે ભાવ વચનની, છાપ પડતી નથી, જ્યાં સુધી છાપ પડે નહિ ત્યાં સુધી સાચો ન્યાય અંતરગત તને પરિણમે નહિ.

લોકોને સાંસારિક ક્રિયા કરવી બહુજ ગમે છે. કારણ કે "તેનો અનાદિ કાળથી પરિચય છે અને સાંસારિક ક્રિયામાં કર્તવ્ય માનીને, બેઠા છે, કર્તવ્ય માને છે, ન છુટકે કરવી પડે તે વાત જુદી, અને કર્તવ્ય માનીને કરે, તે વાત પણ જુદી.

જ્ઞાની કહે છે કે "ભાઈ જરી ધીરો થઈને અમારી વાત તો સાંભળ, બહારનું કોઈ કાર્ય કે કર્તવ્ય, જીવથી કદી થતું નથી, પણ તેની પછવાડે જીવ આદુ ખાઈને, મોહ મદીરાનો પ્યાલો પીને, પડયો છે. એટલે આ વાત તેને ઝીણી પડે છે. પણ જો એ નશાને દૂર કરે, તો પોતાની વાત પોતાને સમજવામાં અઘરી ન લાગે.

આત્મામાં જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય અને શ્રદ્ધા ઉપયોગ એ બધુંય શું છે ? અને તે કેમ હશે ? કેવી રીતે હશે ? તે બધુંય સાંભળવું સારૂં લાગે, પણ સમજવું અઘરૂં પડે છે. કારણ કે સંસારનો પ્રેમ ઘણો છે. અને જોઈએ તેવી તત્ત્વની રૂચિ નથી. પોતાની સ્વાધીનતાથી બેહદ આનંદ-સુખના સ્વાદથી ભરેલો નિજ ગુણ તેનો અપૂર્વ મહિમા જીવે, હજુ સુધી જાણ્યો નથી. જો જાણ્યો હોત તો જીવનું કામ થઈ જાત.

એકલાપણું જીવને ગોઠયું નથી, "एगे आया" ઠાણાંગ સૂત્ર-પ્રથમ ઠાણે, પ્રથમ સૂત્રમાં કહ્યું છે કે "આત્મા એક છે, હું એકલો આવ્યો છું, એકલો જ જવાનો છું, હું એકલો જ સંસારમાં પરિભ્રમણ કરૂં છું અને હું એકલો જ મોક્ષમાં જઈશ, એમ એકલાપણું જીવને ગોઠયું નથી, તેથી સ્વતત્ત્વ સમજવું જીવને કઠણ પડે છે, અઘરૂં લાગે છે, સમજવા જતાં મુંઝવણ લાગે છે.

આત્મા જ્ઞાતા, દ્રષ્ટા, અખંડ, જ્ઞાન રસથી ભરચક ભરેલો અસંગ છે. તેમાં શુભાશુભ નિમિત્તોની ઉપાધિઓનો એક અંશ પણ, નથી,

શું આત્મા અસંગ છે ? ઉત્તરઃ-હા ભાઈ ! આત્મા તો અસંગ જ છે, પણ વર્તમાન

જરાપણ બાધા ન પહોંચે, જરાય હરકત ન પહોંચે તેમ વર્તવાનો સમ્યગ્ દૃષ્ટિ જીવ સતત્પણે ઉપયોગ રાખે છે, તાત્પર્ય એ છે કે "જેમ બને તેમ આત્મા શુદ્ધોપયોગમાં સ્થિતિ કરે, તેમજ કરવા, સમ્યગ્દૃષ્ટિ આત્મા મથે છે.

એ મથામણીમાં સમ્યગ્દૃષ્ટિને એવો કોઈ નિશ્ચય વર્તે છે, કે "વાસ્તવિક સ્વરૂપ આ જ છે, આ સાંભળીને, જો તમારામાં અત્મબળ, સાચી જીજ્ઞાસા હશે તો જરૂર, અવશ્ય, શુદ્ધોપયોગમાં સ્થિતિની જીજ્ઞાસા પાર પડશે.

જ્યારે જીજ્ઞાસા પાર પડી જશે, ત્યારે તેમાં સદ્ગુરુનું, અને સદ્ગુરૂના વિનયનું, મુખ્યપણું હશે ? એમ અનેકાંત વાદથી, ન્યાયથી, (આવા ટાણાં આવ્યા, અને તેને તમે હારી જશો, તો ભારે મુર્ખાઈ કરી કહેવાશે,) જે સ્વસ્વરૂપ છે, તેને ભગવાને જેમ છે, તેમ દર્શાવ્યું છે.

સત્પુરૂષોના વચનામૃત, અને પ્રત્યક્ષ સદ્ગુરૂની જરૂર નથી, એમ ન માનવું, વળી એમ ન કહેવાય, કે "મને ગુરૂ વિના, આત્મજ્ઞાન થયું છે, કારણ કે "એમ, કહેવું એ તો, શાશ્વત્ મોક્ષમાર્ગની જે મર્યાદા છે, તેનો લોપ કરવા જેવું છે. માટે કોઈપણ સદ્ગુરૂની, શોધમાં નીકળો, ધનની શોધમાં કેમ નીકળો છો ? ધનની શોધ માટે કાળા પાણી ઓળંગીને પરદેશ કેમ જાઓ છો ? સદ્ગુરૂના કોઇપણ તત્ત્વ વચનથી તત્ત્વને સમજો....સદ્ગુરૂના તત્ત્વ વચન મેળવવા માટે, સદ્ગુરૂની શોધમાં નીકળો, અને સ્વ-બોધને, તત્વબોધને પામો, પામોને, પામો,

અજ્ઞાનથી વિવેક પામવો અશકય છે, માટે સદ્ગુરૂના સમાગમ વડે, સદ્ગુરૂના આશ્રય વડે, તત્ત્વને ઓળખો, નવતત્વોને ઓળખો એમ સદ્ગુરૂનો મહિમા, (શાસ્ત્રકાર, કહે છે કે) "શાસ્ત્રમાં, જ્યાં જુઓ ત્યાં દૃષ્ટિમાં પડે છે.

કોઈ ખરેખરા, આત્માર્થીને આત્મિકજ્ઞાન પામવાની, તીવ્ર આકાંક્ષા હોય, અને હું કોણ છું ? કેટલો છું ? કયાંથી છું ? કયાં છું ? અને મારૂં વાસ્તવિક સ્વરૂપ શું છે ? એમ નિજ વિચારમાં પડવાથી, અથવા તીવ્ર આત્માના અર્થમાં રૂચિ રહેવાથી અને અચિંત્ય એવા, સહજ સ્વરૂપના ખરેખરા અભ્યાસથી, અંદરજ્ઞાનનો ઉઘાડ થાય છે.

જેને ઉઘાડ થયો, એવો જીવ, અનંત જ્ઞાનીઓનો, તથા સદ્ગુરૂનો ઉપેક્ષિત થતો નથી, પણ અંતરંગમાં, સત્ પુરૂષનો આદર રાખે છે. જે સદ્ગુરૂઓ થઈ ગયા છે, સત્ પુરૂષો થઈ ગયા છે. તેમના વચન, એ મને પ્રમાણ છે. તેમનો અનંત ઉપકાર છે, તે પ્રત્યે, તેમને આદર આવે છે, એ આદરનો હોંશીલો, જ્ઞાનીના એકેએક વચન પર વારી જાય છે.

કોઈ જીવને વર્તમાનમાં કોઈ પણ સદ્ગુરૂ, ન ભેટયા હોય, સમાગમ ન થયો હોય, પણ પૂર્વ ભવના સંસ્કાર, અને દેશના લબ્ધિથી પોતે પોતાના સ્વભાવમાં ઠરી જઈને, સમ્યગ્દર્શનને પામ્યો હોય, એવો જીવ પણ, પડકાર કરીને એમ જ કહે છે

ઉપર્યુક્ત (ઉપરોક્ત) સાધક જીવોના વિવેકમાં, એવો નિશ્ચય હોય જ છે, અને એવા નિશ્ચયના જોરે, તે જીવ, પોતે પોતાના શુદ્ધ સ્વરૂપની સ્થિરતા વધારે છે. તેને વધારતો વધારતો, એકાદ ભવમાં, સિદ્ધ ભગવાન જ્યાં બિરાજે છે, ત્યાં તેવી સિદ્ધ-દશાને પામીને, પોતે પણ ત્યાં જ બિરાજે છે, અર્થાત્ સિદ્ધદશાને પામી જાય છે.

અસન્ઝાયના બે દિવસોમાં જે જે વાત કરી, તે તે વાતને સાંભળીને લક્ષમાં લેજો, અને જીજ્ઞાસા વધારીને, સત્ સ્વરૂપને પામી જજો, અને શાશ્વત્ સુખના ભોક્તા બનજો, તેને જ પામજો, તેમાં જ રક્ત રહેજો, એજ જ્ઞાનીઓની ભલામણ છે. –ૐ સત્



વ્યાખ્યાન નં ૬

સંવત ૨૦૧૪ના અષાઢ વદી ૨ ને તા. ૨–૭–૧૯૫૮ બુધવાર

## "જે ભાવે સદ્દશ્રદ્ધા, તે ભાવે બંધ નહિ"

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા, ઉત્તરાધ્યયનસૂત્ર અ–૧૮,માંની પહેલી ગાથા, વંચાય છે.

'कम्पिले नयरे राया, उदिण्ण बलवाहणे।
नामेणं संजए नामं. मिगव्वं उवणिग्गए॥"

વર્તમાન આ રાજાનું નામ સંયતિ છે, તે નામ નિક્ષેપ નામ છે. પણ ભાવ નિક્ષેપે નામ નથી, વર્તમાન આ રાજા, શિકારના કર્તવ્યમાં જોડાયો છે, છતાં તેની પાસે મહાન ઋદ્ધિ સમૃદ્ધિ અને સંપત્તિ કેમ? ઉત્તર:—એ પૂર્વ પુણ્યનું ફળ છે.

આવા અધર્મી અને પાપી, રાજાને મહાન્ સમૃદ્ધિ કેમ પ્રાપ્ત થઈ? તો શાસ્ત્ર-કાર કહે છે, કે "તેના વર્તમાન આ ઉદ્યમનું ફળ નથી, પણ પૂર્વ પુણ્યનું ફળ છે."

પુણ્યના ચાર ભાંગા છે, (૧) પુણ્યાનુબંધી પુણ્ય, (૨) પાપાનુબંધી પુણ્ય (૩) પુણ્યાનુબંધી પાપ, (૪) પાપાનુબંધી પાપ.

**હવે પ્રથમ પહેલા ભાંગાની વાત કરે છે, પુણ્યાનુબંધી પુણ્ય, તેની વાત શરૂ**

તેમ આત્મા ગમે તેટલો વિષયકષાયની અગ્નિમાં ઉષ્ણુ થઈ ગયો હોય, છતાં તે આત્મામાં ચૈતન્ય શક્તિનો સર્વથા નાશ થઈ જતો નથી. અને તે વિષય કષાયમાં તેવી શકિત કે તાકાત નથી કે "તેનો સર્વથા નાશ કરી શકે, દૃષ્ટાંત :-પરદેશી રાજા, મહાન અધર્મી અને પાપી છે, છતાં કેશી સ્વામીના સમાગમે, આત્મધર્મને સ્વરૂપધર્મને પામી ગયો.

જેટલો ઉઘાડ છે તેટલું પાપબંધાતુ નથી. જો સર્વથા પાપ બંધાય તો આત્મા જડ થઈ જાય, અને સર્વથા પુણ્ય બંધાય તો મોક્ષ જ ન રહે, ભલા પરિણામથી પુણ્ય બંધાય છે. અને ભુંડા પરિણામથી પાપ બંધાય છે. દેવ, ગુરૂ, શાસ્ત્રની ભકિત રૂપ, ભલા પરિણામથી પુણ્ય બંધાય છે.

હવે તે પુણ્યમાં આત્મા પોતે પોતાનું લક્ષ, એટલે પોતાના ત્રિકાળી આત્મા સ્વરૂપનું લક્ષ જો પુણ્ય બાંધતી વખતે આત્માને ન હોય, તો તે પુણ્યના ભોગવટામાં, ભોગવતી વખતે ધર્મને સહાય કરે, તેવા સાધનો ન મળે, અને પુણ્યના ભોગવટામાં સલવાઈ જાય, ખુંચી જાય, ગુંગળાઈ જાય, આવું પુણ્ય જીવે, એકવાર નહિ પણ અનંત વાર બાંધ્યું છે. એટલે કે "એવા પુણ્યના ઉદયો જીવને ધર્મના સાધનો ન મેળવી આપે, પણ જો જીવ નવેસરથી તે વખતે ધર્મને પામવા ધારે તો જરૂર પામી શકે. ધર્મ ન પામી શકે એમ કહેવું નથી. પૂર્વના પુણ્યો ધર્મના-સાધનો આપે તોજ જીવ ધર્મ પામી શકે, એવો કાયદો નથી, એવો નિયમ નથી,

કારણ કે ધર્મ પામવો એટલે પોતાનો સ્વતંત્ર નવો પુરૂષાર્થ કરવો, તે છે, વર્તમાન નવી તૈયારી કરીને જીવ જરૂરથી ધર્મ પામી શકે છે. ભલે એવો પુણ્યનો ઉદય ન હોય છતાં વર્તમાન તું તારી સ્વજાતના પુરૂષાર્થથી ધર્મને પામી શકે છે.

ધર્મ એ એટલી અમૂલી વસ્તુ છે કે "વગર મૂલ્યે એટલે પ્રયત્ન કે પુરૂષાર્થ કર્યા વિના, (સાચાદેવ, સાચાગુરૂ અને સાચો ધર્મ-) એમ બોલવા માત્રથી મળી જાય એમ નથી. માટે ખરો પુરૂષાર્થ કરો અને ધર્મને પામો.

જે જીવ બંધ ભાવ, તથા બંધ ભાવના કારણોને છેદે છે, તે જીવ કોનાથી (કોનાવડે) બંધ ભાવના કારણો, તેમજ બંધ ભાવને છેદે છે? શું પુણ્યની સહાયતા લઈને બંધ ભાવ તથા બંધના કારણોને છેદે છે? ઉત્તર : 'ના, ગમે તેવો પુણ્યનો ઉદય, વર્તતો હોય છતાં તે બંધ ભાવ કે બંધના કારણોને છેદે છે. તેમ નથી, પણ બંધભાવ અને બંધના કારણોને છેદે તેવી તો એક આત્મજ્ઞાન દશા છે. તેનો અર્થ એવો થયો કે તે સમ્યગ્ દર્શન, જ્ઞાન, રાગ રહિત જ્ઞાનની સ્થિરતા રૂપ ચારિત્ર, અંશે પ્રગટ થતાં બંધ ભાવના અભિપ્રાયથી તથા બંધના કારણોના અભિપ્રાયથી સર્વથા તે જીવ છુટી જાય છે,

હવે તે કોના દ્વારા છુટયો? ઉત્તર : તે એક આત્મજ્ઞાન દશાથી (દશાવડે) છુટયો, આત્મજ્ઞાનદશા એટલે રત્નત્રયરૂપ રાગથી રહિત. અંશે સ્થિરતા પ્રગટતા, તે

## કર્મની મુખ્ય ગાંઠ શું ?

રાગદ્વેષ શુભાશુભ ભાવમાં મારાપણાની એકત્વ બુદ્ધિ, એ એકત્વબુદ્ધિ એજ (જ્ઞાનીને પણ રાગ દ્વેષ થાય છે, અને અજ્ઞાનીઓને પણ રાગદ્વેષ થાય છે, પણ તે રાગ દ્વેષમાં જ્ઞાનીને એકત્વબુદ્ધિ વર્તતી નથી, ત્યારે અજ્ઞાનીને, રાગદ્વેષમા એકત્વ-બુદ્ધિ થયા વિના રહેતી નથી.) કર્મની મુખ્ય ગાંઠ છે. તે ગાંઠ ટળી જાય, અજ્ઞાન ટળી જાય અને મિથ્યાત્વ ટળી ગયા પછી, ગૌણતામાં અલ્પરાગ રહે છે. હવે તે અલ્પરાગ દ્વેષ જે ગૌણતામાં રહ્યા તે ત્રણ કાળ, ત્રણ લોકમાં, સંસારવૃદ્ધિનું કારણ થતા નથી, એટલે તે અલ્પરાગમાં શું નથી ? ઉ-એકત્વબુદ્ધિ નથી, દર્શન મોહરૂપ ઉંધી શ્રદ્ધા નથી, ઉંધુ જ્ઞાન નથી. અને મિથ્યાત્વ સહિતનું ચારિત્ર નથી, તેમાં તે જીવનું એકત્વપણું નથી.

હવે જુઓ ! વિચારો ! પહેલું આ જ ટાળવાનું છે, તેને ટાળ્યા વિના આ ભવમાં જંપીને બેસવાનું નથી.

સમ્યગ્દર્શન, જ્ઞાન થયા પછી મિથ્યા અભિપ્રાયો નથી થતા. એટલે રાગમાં એકત્વ થતું નથી. મિથ્યા અભિપ્રાય કેમ નથી ? ઉત્તર : દૃષ્ટિઅબંધ થઈ કે " હું જ્ઞાતા દૃષ્ટા છું. (દૃષ્ટિ અબંધ ન હતી, ત્યારે એવો ભાવ હતો કે હું પૈસાવાળો છું. હું ચેલા ચેલીવાળો છું, એવું અભિમાન વર્તતું હતું,) આવી પવિત્ર, નિર્દોષ પોતાની

ત્રિકાળી સ્વભાવના ભાનની ભૂમિકામાં ઉભો છે. આ ભૂમિકામાં જે શુભાશુભ વૃત્તિ થઈ જાય છે. તે ભેદ અવસ્થામાં હવે ટકવું નથી. હવે તો અભેદમાંજ સ્થિર થયે છુટકો કરવો છે.

ચોથા ગુણસ્થાનકે અનંતાનુબંધી ક્રોધમાન, માયા અને લોભ તથા દર્શન મોહ સંબંધીના, રાગાદિ ન હોય પાંચમા ગુણ સ્થાનકે અનંતાનુબંધીના ક્રોધ–માન, માયા અને લોભ તેમજ અપ્રત્યાખ્યાનીના ક્રોધ, માન, માયા અને લોભ, તથા દર્શન મોહ સંબંધીના રાગાદિ ન હોય અને છઠ્ઠા ગુણસ્થાનકે વિચરતાં ધર્માત્મા મુનિરાજોને વીતરાગના લઘુનંદનોને, અનંતાનુબંધીના ક્રોધ, માન, માયા અને લોભ તથા અપ્રત્યાખ્યાનીના ક્રોધ, માન, માયા અને લોભ તેમજ પ્રત્યાખ્યાનીના ક્રોધ, માન, માયા અને લોભ તથા દર્શન મોહ સંબંધીના રાગાદિ ન હોય પણ તેમને જે રાગાદિ રહ્યા છે. તે રાગાદિ ધર્મ પ્રત્યેના પ્રશસ્ત ભાવવાળા હોય, પણ સંસારના પોષક ભાવવાળા રાગાદિ ન હોય.

(કેટલાક સાધુઓ તથા હાલની વિદુષીઓ કહે છે કે "અમને જે રાગ છે, તે ગુણનો રાગ છે, શ્રાવક પ્રત્યેનો જે રાગ, તે ગુણનો રાગ છે, પણ જ્ઞાનીઓ કહે છે કે "તે વાત બરાબર નથી, છઠ્ઠા ગુણ સ્થાનકવાળાના પરિણામ જ કોઈ એવા હોય કે હું હવે ઝટ કયારે ૭માં ગુણ સ્થાનકમાં, અર્થાત્ સ્વસ્વરૂપમાં સ્થિર થાઉં.")

તે તરફ એટલે કે રાગાદિ તરફ, છઠ્ઠા-ગુણ-સ્થાનકવાળાનું ટકવું થતું નથી, તે તરફ વલણ નથી, (તારી પ્રોપટીમાં મારે હવે ટકવું નથી, તેમ તમે સાંસારિક કાર્યમાં, બીજાને કહી દ્યો છો ને? તેમ અમે પણ, કહીએ છીએ કે "હવે અમારે આ રાગાદિ પોષક સંગમાં રહેવું નથી, રહેવા ઈચ્છતા નથી,) તેમાં રૂચિ પણ નથી, પોતાના સ્વભાવમાં ટકીને, જે શુભાશુભ વૃત્તિઓ આવે છે, તેનું પોતાના જ્ઞાનમાં માત્ર જાણવું જ થાય છે, પણ તેમાં ટકવું, વલણ થવું કે રૂચિ થવી, એવું કાંઈ જ્ઞાનમાં થતું નથી, અને આશક્તભાવે, તેમાં ભળવું પણ થતું નથી, તીર્થંકર પદ બંધાય, તેવા ભાવ થાય, પણ, ત્યાં તે વૃત્તિનું, ભાવનું માત્ર જાણવું જ થાય છે, પણ આશક્તભાવે ત્યાં ભળવાનું થતું નથી, આવી દશામાં ઘણું પુણ્ય બંધાઈ જાય છે, તે પુણ્યને વીતરાગ દેવ, પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

પણ જે મોહી જીવો છે, તે મોહી જીવો, કર્મની ઉદય અવસ્થાથી થતાં શુભાશુભ ભાવોમાં, એ, જ્ઞાનમાં એકતાની ગાંઠ બાંધે છે, (અર-ર-ર, આ ગાંઠો, હજુ તમારે બાંધવી છે? આ ગાંઠમાં તો મરી ગયા, હવે કયા ભવને માટે ગાંઠ બાંધવી છે? ગાંઠ બાંધીને શું તે ગાંઠ ઉપર, તેલનું ટીપું નાખી, તે ગાંઠને શું હજુ એ તમારે મજબૂત બનાવવી છે? કાંઈક તો વિચારો).

શું ગાંઠ બાંધે છે? કે આ, મારા, છે, મારા છે, માટે એ ઠીક છે, બે બંગલા

આત્મજ્ઞાનની દશામાં, સમ્યક્જ્ઞાન દર્શનની અંશે અંશે રાગ રહિત સ્થિરતા રહેવી તે ક્ષયોપશમ ભાવ છે. અને તે ચોથા ગુણસ્થાનકવાળો ક્ષયોપશમ ભાવ છે. ત્યાં સકામ નિર્જરા થાય છે.

આ નિર્જરાનું જોર વધવાથી જીવનો મોક્ષ પણ થાય છે.

હવે અબંધ દૃષ્ટિથી, દર્શન મોહકર્મનો, બંધ થતો નથી, પણ બાહ્ય અને આભ્યંતર નિવૃત્તિ થાય છે, આ વિના, બીજા કોઈપણ ઉપાયથી, નિવૃત્તિ થાય તેમ નથી.

"સાધ્ય અને સાધન."

સાધ્ય એટલે મોક્ષ સ્વભાવ, સાધન એટલે મોક્ષ સ્વભાવને પામવાના ઉપાય, હવે એક જ્ઞાન માત્ર આત્મા જ છે, એટલે તેનો અર્થ એવો થયો કે "સાધન અને સાધ્ય, એક જ્ઞાન માત્ર આત્મામાં જ છે,

"एगो मे सासओ अप्पा, नाण दंसण संजुओ"

આમ એક આત્માના લક્ષે આત્માના સાધન દ્વારા આત્માના સાધ્યને, સાધતા, સાધતાં, એ સાધકદશા, પોતે જ પૂર્ણ સાધ્યમય થઈ જાય છે.

આવી રીતે પરિણમતા, પરિણમતા, પૂર્ણ સાધ્યમય થતાં, થતાં, પૂર્ણ સાધ્યના અભાવે, જે અલ્પરાગ રહે છે, તે અલ્પરાગથી, સહેજે-સહેજે પુણ્ય બંધાઈ જાય છે, તેને વીતરાગદેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

જેમ છે, તેમ સમજીને, સ્વમાં ઠરશે, તેનું કલ્યાણ થઈ જશે. આ રાજાને પુણ્યના ચાર ભાંગામાંથી, વર્તમાન કયા ભાંગાનો ઉદય વર્તે છે? તેને પણ સમજો....

પુણ્યાનુબંધી પુણ્ય નામના પહેલા ભાંગાનું વર્ણન થયું, હવે 'પાપાનુબંધી પુણ્ય, નામનો બીજો ભાંગો કોને કહેવાય, અને તેનું સ્વરૂપ શું છે, તે અવસરે કહેવાશે.

ૐ સત્ મણીલાલજી ગુરવે નમઃ



વ્યાખ્યાન નં : ૭

ॐ तत्सत्

સં. ૨૦૧૪ના અષાડ વદ ત્રીજને ગુરૂવાર તા. ૩-૭-૧૯૫૮

## "સિદ્ધપુર પાટણનો રસ્તો"

જ્ઞાનીઓએ સિદ્ધાંતથી સમજાવ્યા, ઉત્તરાધ્યયન, સૂત્ર ૧૮મું અધ્યયન, સંયતિ-રાજા આદિ અનેક જીવોનો અધિકાર, ચાલે છે.

"कम्पिले........................उव-णिग्गए"

આ રાજા પુણ્યાત્મા છે, ગર્દભાળી મુનિના સમાગમે, આ રાજા ધર્માત્મા થઈ જવાનો છે, પણ વર્તમાન શિકાર જેવા, અધર્મ કર્તવ્યમાં જોડાયેલો છે, છતાં વર્તમાનમાં તો પુણ્યાત્મા છે, તે સંબંધમાં પુણ્યના ચાર ભાંગાની વાત કરે છે.

પુણ્યાનુબંધી પુણ્ય, એ પ્રથમ ભાંગાની વાત અહીં ચાલે છે, જીવની પૂર્ણ શક્તિ તે ઉપાદાન છે, પૂર્ણ શક્તિને ઉપાદાન કહેવાય છે, તેની ઓળખાણ કરે તો સમ્યગ્-દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ, ધર્મ પ્રગટે છે, કારણ પ્રગટે તો કારણમાંથી કાર્ય થાય, કારણ વિના કાર્ય ત્રણકાળમાં થાય નહિ, કારણ પ્રગટે તો કારણમાંથી કાર્ય થાય, કારણ પ્રગટે તો કાર્યરૂપ મુક્તિ થાય, જ્ઞાન, દર્શન, ચારિત્ર, પ્રગટ કરવા તે, આત્માનો મૂળ સ્વભાવ છે, તેને આત્માનો મૂળ સ્વભાવ કહે છે. આત્માની મૂળ શકિત કહો, કે ઉપાદાન કહો, તે બધાનો એક જ અર્થ છે.

હવે જીવનો મૂળ સ્વભાવ જ મુકત થવાનો છે, મુકત થવાનો જીવનો જે સ્વભાવ છે, તે અંતરમાંથી, અંતરની શકિતમાંથી, જરૂર મુકત દશા પ્રગટે છે, જો શકિતમાંથી મુકિત પ્રગટતી ન હોય તો ત્રણ કાળમાં મુકત દશા પ્રગટે નહિ, પણ રાગની, પરની, કે મોહની, સહાયથી, અંતરમાં રહેલી શકિતરૂપ મુકિત પ્રગટતી નથી.

જે જીવ મોક્ષમાર્ગનો રસ્તો ભુલ્યો છે, તે, જીવે સાચા ગુરૂ હોય તેને મોક્ષ-માર્ગનો રસ્તો પૂછીને મોક્ષમાર્ગનો રસ્તો નક્કી કરવો.

અહીં પ્રશ્ન મૂકે છે કે "જે ભુલ્યો છે, તે પુછીને નક્કી કરે છે, કે નક્કી કરનારો જ્ઞાનીના જ્ઞાને નક્કી કરે છે? શું ભુલેલાના જ્ઞાને નક્કી કરે છે કે સામે સાચા જ્ઞાની ઉભા છે, તેમના જ્ઞાને કરી નક્કી કરે છે? જવાબમાં :- ભુલેલા જ્ઞાને નક્કી કરે છે, પણ સાચા ગુરૂ હોય તો પણ, તે સામાના જ્ઞાનમાં કાંઈ નક્કી કરાવી, દેતા નથી, પણ સામો જીવ પોતે, પોતાના જ્ઞાનમાં નક્કી કરે છે, વારંવાર પુછે છે, અને પુછેલાનો

વારંવાર, સદ્‌ગુરૂદેવ ઉત્તર આપે છે, પણ પુછનારો પોતાના જ્ઞાનમાં નક્કી કરે છે. માટે સ્પષ્ટપણે નક્કી થાય છે" જ્ઞાનમાં સચોટ નિર્ણય આવે છે કે "જે સમજે છે, તે પોતાની, ઉપાદાન શકિતથી સમજે છે, જે જે જીવો સમજે છે, તે તે જીવો, પોતે પોતાના સ્વભાવથી સમજે છે.

દ્રષ્ટાંતઃ—જેમ કોઈને સિદ્ધપુર પાટણ જવું છે, જનારે કોઈ જાણકારને પૂછયું કે "હે ભાઈ! સિદ્ધપુર પાટણ કયાં આવ્યું? ત્યારે જાણકાર ભાઈએ જનારને જવાબ આપ્યો કે "તમારે સિદ્ધપુર પાટણ જવું છે? તમે શું તેનો રસ્તો નથી જાણ્યો, તમારે તે રસ્તો જાણવો છે, ત્યારે જાણનારે, જવાબ આપ્યો કે "હે ભાઈ! તમે ઊભા છો, ત્યાંથી આઠ-દશ ગાઉ દૂર સિદ્ધપુર પાટણ છે. આ રસ્તે જતાં રસ્તામાં મોટામાં મોટા શીતળછાંયા સહિત, વડવાઈવાળા, બે મોટા વટવૃક્ષો આવશે, ત્યાંથી આગળ જતાં, એક મીઠા પાણીનું અમૃત સરોવર આવશે, ત્યાર પછી સિદ્ધપુર પાટણ આવશે, તમને કોઈ સિદ્ધપુર–પાટણનો રસ્તો બતાવનાર મળ્યો છે કે નહિ? ('હા, ગુરૂદેવ! તમે મળ્યા છો.")

આ પ્રમાણે સિદ્ધપુર પાટણ જવાના રસ્તાના જાણકારે, જે અજાણ છે, તેને કહ્યું, પણ તેનો ભરોસો વિશ્વાસ લાવીને, નક્કી કરે કોણ? ઉ. પોતેજ બતાવનાર? કે ભૂલેલો નક્કી કરે?

ઉત્તર: ભુલેલો નક્કી કરે, પણ બતાવનાર નહિ હવે જે ભુલ્યો છે, તે પોતાના જ્ઞાનમાં નક્કી કરે છે, ત્યારે તેની ભુલ ટળી જાય છે.

તેમ મુક્તિની ઝંખનાવાળો જીવ, આત્માના અવિનાશી કલ્યાણ પદની, પ્રાપ્તિની ઝંખનાવાળો જીવ, મારી મુકિતનું અંતરંગ કારણ શું છે? અને મારી મુકિતનું બાહ્ય કારણ શું છે? એમ મુકિતની તીવ્ર ઝંખનાવાળો જીવ પુછે છે કે "હે ગુરૂ ભગવંત? મારી મુકિત કેમ પ્રગટે? તેનું અંતરંગ કારણ, બાહ્ય કારણ અને તેનો ઉપાય, અને તેનો રસ્તો શું છે? તે મને કૃપા કરીને બતાવો!

તેનો ઉપાય બતાવતા શ્રી સદ્‌ગુરૂ, તેની ખરી જીજ્ઞાસા જોઈને, કહે છે કે "હે ભાઈ! એક આત્માની ઓળખાણથી આઠ કર્મનો નાશ કરતા, (૪) ચોથા ગુણસ્થાનકથી અંતિમ ગુણસ્થાનકની દશાએ ચડતા, જીવની મુકિત થાય છે, જ્ઞાનાવરણીય કર્મ, દર્શ-નાવરણીય, કર્મ, મોહનીય કર્મ અને અંતરાય કર્મ આ ચાર ઘાતી કર્મ છે, એ જાય તો સર્વજ્ઞ દશા પ્રગટે, અને વેદનીય કર્મ, આયુષ્ય કર્મ, નામ કર્મ અને ગોત્ર કર્મ આ ચાર અઘાતી કર્મો છે, આ સર્વ કર્મોનો નાશ થતા, સિદ્ધદશા પ્રગટે છે.

આત્માની સાચી ઓળખાણ, આત્માની સાચી શ્રદ્ધા કરતા આત્માના સ્વભાવની પરમ શાંતિનો અનુભવ થાય છે, આત્માની શ્રદ્ધા, અને જ્ઞાનરૂપી, ઓળખાણ એ બે

વડવૃક્ષરૂપ શીતળતા, સિદ્ધદશાના માર્ગમાં આવે છે, અને ત્યાર પછી આગળ વધતા ચારિત્રદશા પ્રગટે છે, એટલે સ્વરૂપ રમણતારૂપ, અમૃતસરોવર આવે છે. આનું નામ તે ચારિત્ર, આ રીતે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રરૂપ મોક્ષમાર્ગ પુરો થતાં જ કેવળજ્ઞાન અને કેવળદર્શન અને સિદ્ધપુર પાટણ એટલે સિદ્ધદશા પ્રગટે,

હવે જે રીતીએ સદ્ગુરૂએ રસ્તો અને ઉપાય બતાવ્યો, એજ રીતીએ, વિશ્વાસ લાવીને, શ્રદ્ધા બેસાડીને, જ્ઞાતાનું જ્ઞાન કરીને, નક્કી કરે કોણ? બતાવનાર કરે કે "ભુલેલો નક્કી કરે, ભુલેલો નક્કી કરે, જે પોતાના જ્ઞાનમાં ભુલ્યો છે, તે જ નક્કી કરે, ભલે પછી તે સાધુ સાધ્વી, શ્રાવક શ્રાવિકા, હોય પણ એજ સાચી સમજણથી, ભુલને ટાળીને, પોતાના જ્ઞાનમાં નક્કી કરે છે, કોઈ વેશવાળા, વાડાવાળા, વાણી કે શુભ વર્તન વાળા કે સદ્ગુરૂ નક્કી કરાવી દ્યે નહિ, પણ પોતે જાતે અંતરથી જાગીને નિર્ણય કરે તો જરૂર નિર્ણય થઈ શકે છે.

આત્માના ચૈતન્ય સ્વભાવને ઓળખીને તેની કિંમત કરે છે. મુલ્યાંકન કરે છે. અને તેનોજ મહિમા લાવે તો, મોક્ષરૂપ, આત્મલક્ષ્મી ઝટ ઝટ મળે, સ્વરૂપની શાંતિનું ભાન, તે મોક્ષમાર્ગનો વ્યાપાર છે. (હવે તમારે કયો વ્યાપાર કરવો છે? કપડાનો કે સ્વરૂપની શાંતિનો? વ્યાપાર કરવો છે?) તેમાં મુકિતરૂપી લક્ષ્મી ઝટ મળે છે.

ભગવાન શ્રી મહાવીર દેવે, તથા અનંતા તીર્થંકરોએ "**सव्वे देवा, सव्वे अरिहंता भगवंता एव माइक्खंति**" આચારાંગ સૂત્ર અરિહંત ભગવંતોએ કયો? વ્યાપાર કર્યો? મુકિતનો વ્યાપાર કર્યો કે કોઈ "બીજો વ્યાપાર કર્યો? બોલો જવાબ આપો! મુકિતનો વ્યાપાર કર્યો. આમ મોક્ષમાર્ગનો વ્યાપાર કરતા કરતા (આમ સ્વભાવની શકિત આવી, અને એ સ્વભાવની શકિત બતાવનાર, ગુરૂદેવનો પણ સમાવેશ આવ્યો.) મોક્ષરૂપી લક્ષ્મી, સંપૂર્ણપણે ન મળે ત્યાં સુધી, સકામ નિર્જરાની સાથે જે સ્હેજે સ્હેજે અલ્પ રાગથી પુણ્ય બંધાઈ જાય છે. તેને વીતરાગ દેવ, પુણ્યાનુબંધી પુણ્ય કહે છે,

અત્યારે સમાજમાં તથા સાધુ સાધ્વીઓમાં, બહુ ગળબળગોટા ચાલે છે. પુણ્યાનુબંધી પુણ્યનું સ્વરૂપ સમજતા નથી, અને જેમ તેમ ગોટા વાળે છે, અને ઉપરથી કહે છે. કે "અમે આનું સ્વરૂપ બરાબર સમજીએ છીએ. કેટલી ઘેરી અજ્ઞાનતા!"

ભાઈ? તારી ઉંધી બુદ્ધિને છોડ, અને જેમ છે, તેમ, તેના સ્વરૂપને સમજ્યા વિના નહિ ચાલે, જો ભાઈ? તેની સાક્ષી ઉત્તરાધ્યયન સૂત્ર ૨૯મું અધ્યયન, તેનો ૨૩મો બોલ, તેમાં ભગવંતે કહ્યું છે, કે

"धम्मकहाएणं भंते जीवे किं जणयइ?"
ઉત્તર—धम्मकहाएणं निज्जरं जणयइ, धम्मकहाएणं पवयणं पभावेइ,
पवयणं पभावेणं जीवे आगमि सस्स भद्दत्ताए कम्मं निबंधइ,

મુનિરાજ ધર્મ કથા કહેતા થકા શું ઉપાર્જન કરે ? निज्जरं जणयइ, નિર્જરા ઉપાર્જન કરે, તેની સાથે જે ધર્મ પ્રભાવના કરવાની ભાવના છે, તેનાથી आगमिस्सस्स भद्दत्ताए धम्मं निबंधइ કુશલાનુબંધી ભદ્રાનુબંધી પુણ્ય બંધાય અથવા પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. એટલે મુનિરાજને जाए सद्धाए निक्खंतो, જે જીવ શ્રદ્ધા સહિત મુનિ થયેલ, તે મુનિને રત્નાચારની એકતાના જોરે ઘણી નિર્જરા થાય છે, અને ધર્મ કથા કહેવાનો, જે ભલો ભાવ છે, તે ભલા ભાવથી, પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. એમ મુલસૂત્ર ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે.

સમ્યગ્દ્દષ્ટિ જીવ, પોતાના સ્વભાવના ભાન પછી, જ્યારે તદ્દન શુદ્ધ સ્વભાવના, અનુભવમાં ઠરી ન શકે, ટકી ન શકે, સર્વથા જ્યારે અનુભવના ભાનમાં ઠરી ન શકે, ત્યારે, ભૂંડાને–અશુભરાગને છોડીને શુભરાગ, તેમને આવે છે, અને તે ભલા રાગમાં વીતરાગદેવ, સદ્ગુરૂ, અને સત્શાસ્ત્રનું સામે નિમિત્ત હોય છે, (એમ નિમિત્તનો નકાર કરે તો, જ્ઞાન ખોટું, અને ઉપાદાનનો નકાર કરે તો શ્રદ્ધા ખોટી ).

દેવ ગુરૂ શાસ્ત્ર નિમિત્તરૂપ હોય જ છે. અને પોતે અશુભભાવથી બચે છે, જેટલા ટકા, પોતે અશુભભાવથી બચ્યો તેટલો પોતાને શુભ ભાવ છે. અને તેને તે બંધ તરીખે જાણે છે પરંતુ દેવ ગુરૂ શાસ્ત્ર પ્રત્યે જે ભલો રાગ રહ્યો છે, તે અલ્પ ભલા રાગથી, સહેજે સહેજે જે પુણ્ય બંધાઈ જાય છે, તે પુણ્યને વીતરાગદેવ, પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

સમ્યગ્દ્દષ્ટિને શુભરાગ, આવે છે, શુભરાગ આવે ત્યાં વચ્ચે દેવ, ગુરૂ, શાસ્ત્ર, નિમિત્તરૂપે આવે છે.

આત્મ સ્વરૂપની ઓળખાણ પછી જ્યાંસુધી સંપૂર્ણ વીતરાગતા ન પ્રગટે ત્યાંસુધી વચ્ચે શુભરાગ આવ્યા વિના રહેજ નહિ, શુભરાગ આવે ત્યાં વચ્ચે શુભરાગના નિમિત્તો, જેમકે વીતરાગી દેવ, સત્ગુરૂ સત્શાસ્ત્ર, વિગેરે આવે, તે શુભરાગથી, સહેજે સહેજે તીર્થંકરપદ, ચક્રવર્તીપદ, વાસુદેવનું પદ, બળદેવનું પદ, તથા સાધુદશામાં સ્વાર્થસિદ્ધ વિમાનના પદ બંધાઈ જાય, આવા ઉંચા પદને, પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

સમ્યગ્દર્શન વિના, ઉંચા પદ મળે, એવા પુણ્ય બંધાય જ નહિ, બાકી વ્યવહાર ધર્મના પ્રકારો અનેક હોય છે, પરંતુ નિશ્ચયરૂપ ભાવધર્મને સાધ્ય કરે, તોજ તે ભાવો વ્યવહારે ભલા છે, રૂડા, છે. શ્રેષ્ટ છે, તેને વ્યવહારે નિર્જરાના હેતુ કહેવાય, અને નિશ્ચયથી, પુણ્યાનુબંધી પુણ્ય બંધાય.

સકળ જગત્ ધર્મ ધર્મ કરતું ફરે છે, પણ ધર્મના મર્મ જાણતું નથી, ધર્મના માર્ગ તો કોઇ વિરલા જ જાણે છે, ધર્મનો મર્મ તો આત્મસ્વભાવમાં રહેવું તે જ છે,

અખંડ અભેદ સ્વભાવમાં વર્તવું તે જ છે, જો વર્તમાન સદ્‌ગુરૂના સંયોગે પોતાના ઉપાદાનની જાગૃતિમાં સમજીને દેહાધ્યાસ છુટે, દેહમાંથી આત્મબુદ્ધિ છુટે, દેહમાંથી આત્મબુદ્ધિ જાય, અને આત્મામાં જ આત્મબુદ્ધિ થાય. દેહમાંથી આત્મબુદ્ધિ ગઈ? અને આત્મામાં આત્મબુદ્ધિ થઈ? ઉત્તરઃ 'ના, જ્ઞાની કહે છે, કે "તે બેમાંથી એક તો છે.

આત્મામાં આત્મબુદ્ધિ થઈ હોય તો તું કર્મનો કર્તાય, નથી, અને કર્મનો ભોકતાય નથી, એ જ ધર્મનો મર્મ છે.

"अवि अप्पणोऽवि देहंमि नायरंति ममाइयं,

દશવૈકાલિક સૂત્રના, છઠ્ઠા અધ્યયનની, ૨૨ મી ગાથામાં પણ આચાર્ય, એ જ અભિપ્રાયની વાત કરે છે, કે "મુનિઓ પોતાના શરીરમાં, પણ મમત્વ ન કરે, તો પછી બહારના, બીજા સંયોગોમાં, કે પુણ્યના પ્રકોપમાં, કે શિષ્યાદિમાં, કે સંપ્રદાયમાં, કે શ્રાવકોમાં, મમત્વ કેમ કરે? અર્થાત્ નજ કરે, વળી તત્ત્વજ્ઞાની શ્રીમદ્ રાજચંદ્ર પણ આત્મસિદ્ધિ શાસ્ત્રમાં કહે છે કે"

"છુટે દેહાધ્યાસ તો નહિ કર્તા તું કર્મ,
નહિ ભોકતા તું તેહનો, એજ ધર્મનો મર્મ"
આ સિદ્ધિની, ગાથા—૧૧૫

આ રીતે, આત્માનું, સ્વભાવનું, સ્વસ્વભાવમાં વર્તવું તે જ ધર્મ છે, અને તે જ ધર્મનો મર્મ છે, અને વિભાવમાં વર્તવું, તે ધર્મ નથી, અને ધર્મનો મર્મ પણ નથી,

જે વિભાવ છે, તે નૈમિત્તિક છે, હવે નિમિત્તના લક્ષે ઉત્પન્ન થાય છે, અને તે નિમિત્ત, વિષય, સંગ આદિ છે, આ અશુદ્ધ નિમિત્તથી ભાન ભુલેલો આત્મા, એ સંસારમાં સંસરે છે, એટલે રઝળે છે, રખડે છે, અને રઝળે છે, એટલે તેમાં બેઠો, બેઠો, પરભાવનો કર્તા થાય છે.

પણ જ્યારે, આ શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, આત્મા, વીતરાગીદેવ, ગુરૂ, શાસ્ત્ર, એવા શુભ (શુદ્ધ) નિમિત્તોમાં સ્વરૂપના ભાન સહિત વર્તે છે, ત્યારે તે નિજ ભાવનો કર્તા થાય છે, અને નિજ ભાવનો ભોકતા થાય છે,

એમ પોતાના નિજ ભાવને ભોગવતાં સંપૂર્ણપદના ઉઘાડના અભાવે, જે શુભ રાગથી પુણ્ય બંધાય છે, તે પુણ્યને વીતરાગ દેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

અશુદ્ધ નિમિત્તે સંસરતા, પરિભ્રમણ કરતા, ભાન ભૂલેલો ચેતન, સંસારમાં રઝળે છે, ચિદ્‌ઘન આત્મા શુદ્ધ ભાવે રમે તો નિજ સ્વરૂપનો કર્તા છે, અને અત્ત કર્તા પરનો, એટલે નિજ ભાનને ભુલીને આત્મા પરભાવમાં રમે તો આત્મા પરનો કર્તા થાય છે, આત્મા જ્યારે શુદ્ધ સ્વભાવનો કર્તા બને છે, કર્તા ભોકતા, નિજ ઘરનો થાય છે, ત્યારે વીતરાગ દેવ, ગુરૂ, શાસ્ત્ર શુદ્ધ નિમિત્ત છે, આ રીતે શુદ્ધભાવ અને

અશુદ્ધ ભાવનું સ્વરૂપ જાણીને અશુદ્ધ ભાવના બે ભેદ, શુભભાવ, અને અશુભભાવ, આ બંનેનું પરમ સારભૂત યથાર્થ સ્વરૂપ જાણીને સમ્યગ્દષ્ટિપુરૂષ વિભાવરૂપ અશુદ્ધ નિમિત્તનો ત્યાગ કરે છે. અને સ્વભાવરૂપ ધર્મના સાધક કારણોમાં સત્‌સાધનોનો આશ્રય લ્યે છે, એનો અર્થ એવો થયો કે, "સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની વૃદ્ધિના ઉપાયોનું અવલંબન લે, જો અવલંબન, પર્યાયમાંથી સર્વથા છુટી જાય તો તે જીવ કેવળજ્ઞાની હોય, પણ હજુ પર્યાયમાં કેવળજ્ઞાન નથી. કેવળજ્ઞાન ન હોય, અથવા ન થાય ત્યાં સુધી અવસ્થામાં નિમિત્તનું અવલંબન છે. આમ સ્વરૂપના બાધક કારણોને તજે છે. અને સાધક કારણોને ભજે છે.

જેને પરિપૂર્ણ શુદ્ધ એવો જે સ્વસ્વભાવ રૂપ વસ્તુધર્મ પ્રગટી ચૂકેલો છે, તેવો આત્માપરમાત્મ પ્રભુની દૃઢ આશ્રય ભકિત પરમ અવલંબનભૂત એટલે આધારભૂત ગણીને તે તેને પરમપ્રેમે ભજે છે, આવા પરમ પ્રેમમાં જો ઉત્કૃષ્ટરસ આવી જાય તો તીર્થંકર ગોત્ર બાંધી દે, તેને પુણ્યાનુબંધી પુણ્ય, વીતરાગ દેવ કહે છે. આમ સમજીને જે જીવ આગળ વધશે તે જીવ એકાદ ભવમાં મોક્ષના અનંત સુખને પામી જશે.

ૐ

શ્રી પાર્શ્વનાથાય નમ :



### વ્યાખ્યાન નં : ૮

સંવત ૨૦૧૪ ના અષાઢ વદી ૪ ને શુક્રવાર તા. ૪-૭-૧૯૫૮

## "પુણ્યાનુબંધી પુણ્યની વ્યાખ્યા"

ઉત્તરાધ્યયન સૂત્ર ૧૮મું અધ્યયન.

"कम्पिल्ले.........................उवणिग्गए"

આ રાજા વર્તમાન, અધર્મી અને શિકારી છે, છતાં આ રાજાને આટલી બધી સગવડતા અને જાહોજલાલી કેમ? તો તેનો ખુલાશો સૂત્રકાર આ, પહેલી ગાથામાં જ કરે છે, ऋद्धिण, પૂર્વ પુણ્યનો ઉદય વર્તે છે, તે સંબંધમાં પુણ્યના ચાર ભાંગાની વાત કરે છે, પુણ્યાનુબંધી પુણ્ય, તેમજ પાપાનુબંધી પુણ્ય, કોને કહેવાય, તેની વાત યથાર્થ રીતે સમજાવે છે.

(શુભ પરિણામો છે, તે નિમિત્તના ભાવો છે, નિમિત્તના ભાવો નિમિત્તમાં છે, અને મારામાં-થતાં ભાવો મારામાં છે.)

નૈમિત્તિક ભાવોની સાથે, તથા જે દેવ, ગુરૂ, શાસ્ત્ર, તેની સાથે સંબંધ છે, શુભભાવોને ધન-કુટુંબાદિકની સાથે, બાયડી, છોકરાં છૈયા સાથે, નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, એટલે અશુભભાવ, પોતાનો નૈમિત્તિક છે, અને તેમાં ધનાદિક નિમિત્ત છે, પણ એણે અશુભભાવ કરાવ્યા નથી, પણ પોતે જ કરે તો થાય એટલે નૈમિત્તિક ભાવ પોતાના છે, અને સામે, નિમિત્ત તે ધનાદિક છે, આ શુભ અને અશુભ પર્યાયો છે.

હવે બીજી વાત એ છે કે "આત્માની શુદ્ધ, એટલે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તેનો શુદ્ધાત્માની સાથે સંબંધ છે."

આ રીતે ત્રણ પ્રકારના ભાવો આમાં લીધા છે. (૧) શુદ્ધભાવ, (૨) શુભભાવ, (૩) અશુભભાવ, તે-ત્રણેય ભાવો આત્માની પર્યાયમાં થાય છે, શુદ્ધ-પર્યાય આત્માની સાથે સંબંધ ધરાવે છે, શુભપર્યાય, દેવ, ગુરૂ, શાસ્ત્ર સાથે સંબંધ ધરાવે છે, અને અશુભ પર્યાય, ધન, કુટુંબ, બાયડી, છોકરા, સાથે સંબંધ ધરાવે છે.

હવે જેને ત્રિકાળી સ્વભાવનું ભાન, નથી, શુદ્ધ પર્યાયનો સંબંધ, આત્માની સાથે છે, એવા નિર્દોષ આત્માને જેણે માન્યો નહિ, તેણે, શુભ, અશુભ, એટલે, આત્માને અશુદ્ધ માની લીધો, અને શુભ અશુભ જ આત્માને માન્યો, જેણે શુભ કે અશુભ આત્માને સ્વીકાર્યો, તેણે શુભાશુભનો નાશક, હું આત્મા છું તેમ સ્વીકાર્યું નહિ, શુદ્ધ પર્યાયનો ઉત્પાદક હું આત્મા છું એમ સ્વીકાર્યું નહિ.

હવે શુભ અને અશુભ, તે બંને બંધભાવ છે, અને તે શુભાશુભ બંને બંધ ભાવને જેણે પોતાના માન્યા, તેણે શું ન માન્યું? ઉત્તર:— તેણે બંધનો નાશ કરનાર, બંધનને સર્વથા ઉખેડી નાખનાર, એવો, આત્માનો જે, અબંધક સ્વભાવ છે, તેને માન્યો નથી, એવા જીવો, યમ, નિયમ, તપ, જપ, ક્રિયા, કરે, દેવ, ગુરૂ, શાસ્ત્રની ભક્તિ કરે, તેનાથી જે પુણ્ય, બંધાય, અને ભેગું મિથ્યાત્વ ઉભું છે, તેથી તેની સાથે, ભેગું પાપ પણ બંધાય છે, તેથી તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

હવે અભવીજીવ, દ્રવ્ય, સંયમી થાય, અને દ્રવ્ય સંયમ પાળી, પુણ્યબાંધી, નવમી ગ્રૈવયે કે જાય, પણ તે પુણ્યને વીતરાગ દેવ પાપાનુબંધી, પુણ્ય કહે છે, કારણ કે "તેણે, (અભવીએ) શુભાશુભ ભાવથી રહિત, શુદ્ધ ભાવવાળો જે આત્મા છે, તેને તેણે માન્યો નહિ, તેથી તેના પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે. ક્રિયા કરવાની ના નથી, ઉંધુ સમજતા નહિ, પણ, સમજીને સમ્યક્ કરજો."

હવે શુભ ભાવની (બંધ ભાવ તે-પરની સાથે સંબંધ ધરાવે છે, કાંઈક કરશું તો, પામશું, એવી શુભ ભાવના ભાવે છે કે "મને પર, મલો, પર, મલો, (ભવ મળો, ભવ-મળો,) ભાવના ભાવે છે, બંધભાવની ભાવના ભાવે છે, યમ, નિયમ, કરવા, તેવી શુભભાવની વાત ચાલતી હોય, તે સાંભળીને, તેને અંદરમાં હર્ષ થઈ જાય છે, (ઠીક ત્યારે, યમ, નિયમ, એવા ભલાભાવ, કરવાનું તો મહારાજ પણ કહે છે ને? ઉત્તર :— ભલા! મહારાજ તો બધુંય કહે છે, પણ તું સમજ અને સમજીને કર....સમ્યક્ સ્વરૂપમાં, કર....)

તે જીવને બંધભાવ કરવાની ભાવના છે, તે ભાવનાથી, કષાયની, મંદતામાં, પરિણમી, જાય, અને નવમી ગ્રૈવેયકે જાય, તેવું પુણ્ય, બંધાઈ જાય, તો પણ, તે પુણ્યને વીતરાગદેવ, પાપાનુબંધી પુણ્ય કહે છે.

સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની, ધર્માત્મા હજુ અધૂરો છે, તેથી, શુભભાવ, વચ્ચે આવ્યા વિના રહે નહિ, શુભભાવ, આવે તે વાત જુદી છે, પરંતુ ભાવના તો શુદ્ધત્વ એટલે એક શુદ્ધતા-પ્રગટાવવાની જ છે. હું અત્યારે જ, પરિપૂર્ણ થઈ, જાઉં, અને શુભાશુભ ભાવ ટાળવાની ભાવના જ રહે છે.

જેને શ્રદ્ધામાં, શુભાશુભ બંધભાવોનો આદર જ નથી, તેને, જે પરિપૂર્ણ તત્ત્વ છે, તે જ સ્વીકાર્યું છે, શુદ્ધાત્માના આદરમાં, શુભ અશુભ બંધભાવનો, આદર તેને હોતો નથી, અને, શુભાશુભ બંધભાવના આદરમાં તેને શુદ્ધાત્માનો આદર નથી, જેને શુદ્ધાત્માનો આદર છે. તેને શુભાશુભ ભાવનો આદર નથી, વચ્ચે શુભભાવ આવે છે, તેથી જે પુણ્ય બંધાય, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

જેને શુદ્ધાત્માનો આદર નથી, તેને બંધભાવનો આદર છે. તેથી જે પુણ્ય બંધાય છે. તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

એક મ્યાનમાં બે તલવાર રહે નહિ, શુદ્ધાત્માની દશા પ્રાપ્ત કરવી, તે જ મારૂં સાચેસાચું કર્તવ્ય છે, તમારૂં કર્તવ્ય શું છે? શુદ્ધાત્માને પ્રાપ્ત કરવો તે જ, કે બીજું કાંઈ?

શાસ્ત્રકાર કહે છે, કે "મારા શ્રાવકોને ઘીએ ચોપડેલી રોટલી, થીગડાં માર્યા વગરનું કપડું, તથા રહેવા માટે, છાપરૂં, મળે તો બસ, છે, અને તે પણ ઘણો પરિગ્રહ છે, તેમાંથી પણ ઓછું કરવાનું છે, તમે ભલા! ઓછું કરો છો? કે વધારો છો?

શુદ્ધાત્મ પદ, પ્રાપ્ત કરવાનું, કર્તવ્ય સ્વીકાર્યા પછી, એ શુદ્ધાત્માની પૂર્ણ પ્રાપ્તિના અભાવે, જે કાંઇ રાગ, આવે છે, તે પ્રશસ્ત, રાગથી, ઘણા પુણ્ય બંધાઈ જાય છે, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

શુભ અશુભ અને શુદ્ધનો કોની સાથે સંબંધ છે ? તેને વિચારો....સત્સમાગમે સમજો....અને પુરૂષાર્થ કરો તો....જરૂર ધર્મને પામી શકો, આવા ઉદય વાળો ધર્મને પામી ન શકે, તેમ કહેવું નથી, અહીં બે ભાંગાની વાત કરી, આ રાજા વર્તમાન નવી તૈયારી કરીને, ધર્મને પામી જવાનો છે.

ૐ

શ્રી મહાવીરાય નમ:



વ્યાખ્યાન નં ૯

સંવત ૨૦૧૪ અષાઢ વદી ૫ ને તા. ૫-૭-૧૯૫૮ શનિવાર

## "(સ્વર્ગારોહણ તિથિ,)"

## "સાચા મરણ તો જ્ઞાનીઓનાજ હોય છે"

આજે પરમ તારક, શાસ્ત્રવિશારદ, પ્રતિભાસંપન્ન, આચાર્ય દેવ, પૂજ્ય સાહેબ શ્રી ૧૦૮ શ્રી મણિલાલજી મહારાજ સાહેબની સ્વર્ગારોહણ તીથિ છે.

મહાન પુરૂષોના જીવનમાંથી લેવાનું તો ઘણુંય હોય છે, પણ, આપણે જેટલું લઈએ, તેટલું ઓછું, પૂજ્યશ્રીના જીવનમાં, મુખ્ય બે બાબતો દ્વારા, આપણને જે પરમ પ્રેરણા મળે તેમ છે, તે બાબતોને આપણે વિચારીએ,

(૧) સંયમી જીવનની આરાધના,

(૨) અંત સમયે, સમાધિ સહિત દેહનું છોડવું.

જ્યારે અંતરમાંથી જ્ઞાન પ્રગટે, ત્યારે તેને ખબર પડે છે, કે હું ક્યાંથી આવ્યો છું, અને હવે મરીને ક્યાં જઈશ, તેની તેને ખબર પડે, જ્ઞાનીના જ્ઞાનનું મહાત્મ્ય જ કોઈ અપૂર્વ, અને અનોખું છે,

ઉ–સૂ–ના–૧૮માં અ–નો સૂત્રપાઠ પણ આ વાતને સાક્ષી આપે છે કે "સમ્યગ્જ્ઞાની સાધક આયુષ્યના કાળને જાણી શકે છે, જેમ કે

**अप्पणो य परेसिंच आउं जाणे जहा, तहा,**

શાસ્ત્રકાર કહે છે કે "જ્ઞાનીને સમાધિ—મરણના વખતની અગાઉથી ખબર પડી જાય છે, વળી શાસ્ત્રકાર કહે છે "જ્યારે, જ્યારે, મુનિવરોને, સમાધિ—મરણની ખબર પડી જાય છે, કે હવે, "મારૂં આયુષ્ય એક માસનું છે, ત્યારે, ત્યારે, તે મુનિવરો, ભગવાન, શ્રી મહાવીરની સમીપે, આવીને બે હાથ જોડીને વિનંતિ કરે છે કે "હે પ્રભુ! હે નાથ! મને મારા, જ્ઞાનમાં જણાય છે કે "મારૂં આયુષ્ય હવે એક માસ ઉપરાંત નથી, તો હું હવે એક માસનો સંથારો કરૂં? ભગવાન કહે છે કે "**अहासुहं, देवाणुप्पिआ, मा पडिबद्धं करेह**" અહો દેવાણુ–પ્રિય! તમને સુખ ઉપજે તેમ કરો, તે કાર્યમાં વિલંબ, ન કરો, આ રીતે ભગવાનની આજ્ઞા મળતા, ગિરિ, પર્વતાદિ ઉપર જઈને મુનિઓ એક મહિના આદિનો સંથારો પચ્ચખ્ખી દ્યે છે.

## "સંથારો કોણ કરી શકે?"

પાંચમાં, અને સાતમાંને સ્પર્શીને છઠ્ઠે ગુણ સ્થાનકે આવેલા ધર્માત્માઓ, જ સંથારો કરી શકે છે, અને તે પણ તેઓને, પોતાના કોઈ વિશિષ્ટ જ્ઞાન દ્વારા, આયુષ્ય જણાય તો, અથવા, આપ્ત પુરૂષ કેવળજ્ઞાનીની આજ્ઞા મળવાથી, અથવા વિશિષ્ટજ્ઞાની આચાર્યાદિના જ્ઞાનમાં જણાતા, જો સંથારો કરવાની આજ્ઞા મળે તો, અથવા તો કોઈ પૂર્વભવના, સમકીતિ મિત્ર દેવ, ધર્મપ્રેમે આવીને, આયુષ્ય સ્થિતિ કહી જાય, તો જ સંથારો કરી શકાય, તેરમાં ગુણસ્થાને, જે કેવળીઓને સંથારો થાય છે, તે ઉદય જન્ય છે, પુરૂષાર્થ જન્ય નથી, કેમકે, "તેઓને કષાયના કારણરૂપ મોહકર્મ નથી, તેથી પુરૂષાર્થ જન્ય સંથારો ૧૩માં ગુણ સ્થાનકે નથી."

જ્યારે કોઈ મુનિરાજો પર્વતાદિ પર સંથારો કરે છે, ત્યારે તે મુનિની સેવા કરનારા, સાથે રહેલા, (વૈયાવચ્ચી) કડાયા, સાધુઓને, પણ એક માસના ઉપવાસ હોય છે, જ્યારે, તે સંથારાવાળા મુનિવર, "**काल मासे कालं किच्चा**" કાળના અવસરે કાળ કરીને, પરલોકગામી થાય છે, ત્યારે "તે કડાયા, વૈયાવચ્ચી મુનિવરો, ભગવાન શ્રી મહાવીર દેવ, પાસે આવે છે. અને વંદન, નમસ્કાર, કરી, બે હાથ જોડી પુછે છે કે હે, ભગવાન! "**वुद्धपुत्त नियागट्ठी**" આપના અંતેવાસી, મુનિવર, કાળી કરીને **कहिं गए? कहिं उववन्ने?** ક્યાં ગયા, ? અને ક્યાં ઉત્પન્ન થયા? ભગવાન મહાવીર દેવ,

જ્ઞાનીઓના જ્ઞાનમાં એક શ્રેણી ઉભી, થાય છે, તેમાં પોતે ઉપયોગ મૂકે છે, ત્યાં તે જ્ઞાનીને ખબર પડી જાય છે કે "સમાધિ મરણે મરવાના અવસર આવી ચૂકયા છે. જ્ઞાનીને ધર્માત્માને જરૂર મરણની ખબર પડી જાય છે.

પૂજ્યપાદ, આચાર્યદેવ, શાસ્ત્રવિશારદ પૂજ્ય શ્રી મણિલાલજી સ્વામીને, કોઈ એક વ્યક્તિએ (કેશવલાલજી મહારાજ સાહેબ) આયુષ્ય સંબંધી પુછતા, તેમને જવાબ આપ્યો કે "સંવત ૨૦૦૦ના અષાઢ વદી પાંચમને સોમવારે સાંજે પાંચને પાંચ મીનીટે આ દેહ છુટી જવાનો છે, આ રીતે પૂ. મણિલાલજી મ. સાહેબે ૨૫ દિવસ અગાઉથી કહેલું." આના ઉપર ઘણું વજન છે, આ બાબત ઘણી મહત્ત્વની છે.

જ્ઞાનીને, જ્યારે મૃત્યુની છેલ્લી ભીંસ જણાય, (મરણનું દુઃખ અનંતુ હોય છે, અને જન્મનું દુઃખ પણ અનંતુ હોય છે તેમ જ્ઞાનીઓ કહે છે, આ બંને વખતે દુઃખ, દુઃખ ને દુઃખ જ હોય છે.) અને તે ભીંસ જણાતી હોય, તે વખતે અપૂર્વ હોંસ અને આત્માની અપૂર્વ સૌમ્યતા, એ બંને અંતરમાં ઝળકી ઉઠે છે.

(ભીંસ ભીંસનું કામ કરે છે, અને હોંસ તથા સૌમ્યતા પોતાનું કામ કરે છે.)

જેની દરેકે દરેક ક્ષણ આત્મભાનની જાગૃતિમાં જાય છે, તેવા ધર્માત્મા, આત્માર્થી, પવિત્ર જીવોને, દેહસ્થિતિ પુરી થવા વખતે, પોતાના ત્રિકાળી આત્મભાનમાં ઉપયોગ વર્ત્યા કરે છે,

પૂજ્ય શ્રી મણિલાલજી મ.ના દેહની સ્થિતિ પુરી થવા વખતે, શ્રી જોરાવરનગરનો ચતુર્વિધ સંઘ હાજર હતો, આત્મભાનપૂર્વક સ્વરૂપ તરફ પોતાના ઉપયોગને વાળી દીધો હતો, પોતાના સ્વરૂપમાં વર્તતા હતા, દેહ છુટતી વખતે આત્માની હોંસ, સૌમ્યતાપૂર્વક આત્માના ભાનમાં સ્વઉપયોગમાં, સ્વરૂપ રમણતામાં, પૂજ્ય શ્રી મણિલાલજી મહારાજ સાહેબનો ઉપયોગ રમતો હતો.

પૂજ્યશ્રીએ કહી દીધેલ, કે હવે હું મારા શાંત સ્વરૂપમાં સ્થિર થાઉં છું, મારા સ્વરૂપ તરફ જાઉં છું તમે બધાય ધર્મની ધૂન મચાવો, કેશવલાલજી મુનિ આદિ મુમુક્ષુ જીવોએ, "સહજાનંદી શુદ્ધ સ્વરૂપી–અવિનાશી હું આત્મસ્વરૂપ, દેહ મરે છે, હું નથી મરતો અજરામર પદ માહરૂં ઈત્યાદિ ધર્મની, પોષક ધૂનો મચાવી, (બોલાવી) થોડીવારે પૂજ્યશ્રીએ કહ્યું કે "હવે મને કોઈએ, બોલાવવો નહિ, તેમ જ તમો પણ મૌન થઈ જાઓ, હું મારા, શાંત સ્વભાવમાં છું, ધર્મભાવમાં છું, તમે તમારા ધર્મ–ધ્યાનમાં રહેજો."

સંવત ૨૦૦૦ના અષાઢ વદ પાંચમને સોમવારે સાંજે પાંચને ૫ મીનીટે, આ દેહ છુટી–જવાનો છે, આમ પૂજ્યશ્રીને સમાધિ મરણની ૨૫ દિવસ અગાઉથી ખબર પડી ગઈ હતી, અને બરાબર પૂજ્યશ્રીના કહેલા દિવસે દેહ છુટી ગયો હતો.

જ્ઞાનીઓના જ્ઞાનમાં એક શ્રેણી ઉભી, થાય છે, તેમાં પોતે ઉપયોગ મૂકે છે, ત્યાં તે જ્ઞાનીને ખબર પડી જાય છે કે "સમાધિ મરણે મરવાના અવસર આવી ચૂકયા છે. જ્ઞાનીને ધર્માત્માને જરૂર મરણની ખબર પડી જાય છે.

પૂજ્યપાદ, આચાર્યદેવ, શાસ્ત્રવિશારદ્ પૂજ્ય શ્રી મણિલાલજી સ્વામીને, કોઈ એક વ્યક્તિએ (કેશવલાલજી મહારાજ સાહેબ) આયુષ્ય સંબંધી પુછતા, તેમને જવાબ આપ્યો કે "સંવત ૨૦૦૦ના અષાઢ વદી પાંચમને સોમવારે સાંજે પાંચને પાંચ મીનીટે આ દેહ છુટી જવાનો છે, આ રીતે પૂ. મણિલાલજી મ. સાહેબે ૨૫ દિવસ અગાઉથી કહેલું." આના ઉપર ઘણું વજન છે, આ બાબત ઘણી મહત્ત્વની છે.

જ્ઞાનીને, જ્યારે મૃત્યુની છેલ્લી ભીંસ જણાય, (મરણનું દુઃખ અનંતુ હોય છે, અને જન્મતું દુઃખ પણ અનંતુ હોય છે તેમ જ્ઞાનીઓ કહે છે, આ બંને વખતે દુઃખ, દુઃખ ને દુઃખ જ હોય છે,) અને તે ભીંસ જણાતી હોય, તે વખતે અપૂર્વ હોંસ અને આત્માની અપૂર્વ સૌમ્યતા, એ બંને અંતરમાં ઝળકી ઉઠે છે.

(ભીંસ ભીંસનું કામ કરે છે, અને હોંસ તથા સૌમ્યતા પોતાનું કામ કરે છે.)

જેની દરેકે દરેક ક્ષણ આત્મભાનની જાગૃતિમાં જાય છે, તેવા ધર્માત્મા, આત્માર્થી, પવિત્ર જીવોને, દેહસ્થિતિ પુરી થવા વખતે, પોતાના ત્રિકાળી આત્મભાનમાં ઉપયોગ વર્ત્યા કરે છે,

પૂજ્ય શ્રી મણિલાલજી મ.ના દેહની સ્થિતિ પુરી થવા વખતે, શ્રી જોરાવરનગરનો ચતુર્વિધ સંઘ હાજર હતો, આત્મભાનપૂર્વક સ્વરૂપ તરફ પોતાના ઉપયોગને વાળી દીધો હતો, પોતાના સ્વરૂપમાં વર્તતા હતા, દેહ છુટતી વખતે આત્માની હોંસ, સૌમ્યતાપૂર્વક આત્માના ભાનમાં સ્વઉપયોગમાં, સ્વરૂપ રમણતામાં, પૂજ્ય શ્રી મણિલાલજી મહારાજ સાહેબનો ઉપયોગ રમતો હતો.

પૂજ્યશ્રીએ કહી દીધેલ, કે હવે હું મારા શાંત સ્વરૂપમાં સ્થિર થાઉં છું, મારા સ્વરૂપ તરફ જાઉં છું તમે બધાય ધર્મની ધૂન મચાવો, કેશવલાલજી મુનિ આદિ મુમુક્ષુ જીવોએ, "સહજાનંદી શુદ્ધ સ્વરૂપી–અવિનાશી હું આત્મસ્વરૂપ, દેહ મરે છે, હું નથી મરતો અજરામર પદ મારૂં ઈત્યાદિ ધર્મની, પોષક ધૂનો મચાવી, (બોલાવી) થોડીવારે પૂજ્યશ્રીએ કહ્યું કે "હવે મને કોઈએ, બોલાવવો નહિ, તેમ જ તમો પણ મૌન થઈ જાઓ, હું મારા, શાંત સ્વભાવમાં છું, ધર્મભાવમાં છું, તમે તમારા ધર્મ–ધ્યાનમાં રહેજો."

સંવત ૨૦૦૦ના અષાઢ વદ પાંચમને સોમવારે સાંજે પાંચને ૫ મીનીટે, આ દેહ છુટી–જવાનો છે, આમ પૂજ્યશ્રીને સમાધિ મરણની ૨૫ દિવસ અગાઉથી ખબર પડી ગઈ હતી, અને બરાબર પૂજ્યશ્રીના કહેલા દિવસે દેહ છુટી ગયો હતો.

જ્યારે અંતરમાંથી જ્ઞાન પ્રગટે, ત્યારે તેને ખબર પડે છે, કે હું ક્યાંથી આવ્યો છું, અને હવે મરીને ક્યાં જઈશ, તેની તેને ખબર પડે, જ્ઞાનીના જ્ઞાનનું મહાત્મ્ય જ કોઈ અપૂર્વ, અને અનોખું છે,

ઉ–સૂ–ના–૧૮માં અ–નો સૂત્રપાઠ પણ આ વાતને સાક્ષી આપે છે કે "સમ્યગ્જ્ઞાની સાધક આયુષ્યના કાળને જાણી શકે છે, જેમ કે

अप्पणो य परेसिंच आउं जाणे जहा, तहा.

શાસ્ત્રકાર કહે છે કે "જ્ઞાનીને સમાધિ—મરણના વખતની અગાઉથી ખબર પડી જાય છે, વળી શાસ્ત્રકાર કહે છે "જ્યારે, જ્યારે, મુનિવરોને, સમાધિ—મરણની ખબર પડી જાય છે, કે હવે, "મારૂં આયુષ્ય એક માસનું છે, ત્યારે, ત્યારે, તે મુનિવરો, ભગવાન, શ્રી મહાવીરની સમીપે, આવીને બે હાથ જોડીને વિનંતિ કરે છે કે "હે પ્રભુ! હે નાથ! મને મારા, જ્ઞાનમાં જણાય છે કે "મારૂં આયુષ્ય હવે એક માસ ઉપરાંત નથી, તો હું હવે એક માસનો સંથારો કરૂં? ભગવાન કહે છે કે "अहासुहं. देवाणुप्पिआ. मा पडिबद्धं करेह" અહો દેવાણુ–પ્રિય! તમને સુખ ઉપજે તેમ કરો, તે કાર્યમાં વિલંબ, ન કરો, આ રીતે ભગવાનની આજ્ઞા મળતા, ગિરિ, પર્વતાદિ ઉપર જઈને મુનિઓ એક મહિના આદિનો સંથારો પચ્ચખ્ખી દયે છે.

## "સંથારો કોણ કરી શકે!"

પાંચમાં, અને સાતમાંને સ્પર્શીને છઠ્ઠે ગુણ સ્થાનકે આવેલા ધર્માત્માઓ, જ સંથારો કરી શકે છે, અને તે પણ તેઓને, પોતાના કોઈ વિશિષ્ટ જ્ઞાન દ્વારા, આયુષ્ય જણાય તો, અથવા, આપ્ત પુરૂષ કેવળજ્ઞાનીની આજ્ઞા મળવાથી, અથવા વિશિષ્ટજ્ઞાની આચાર્યાદિના જ્ઞાનમાં જણાતા, જો સંથારો કરવાની આજ્ઞા મળે તો, અથવા તો કોઈ પૂર્વભવના, સમકીતિ મિત્ર દેવ, ધર્મપ્રેમે આવીને, આયુષ્ય સ્થિતિ કહી જાય, તો જ સંથારો કરી શકાય, તેરમાં ગુણસ્થાને, જે કેવળીઓને સંથારો થાય છે, તે ઉદય જન્ય છે, પુરૂષાર્થ જન્ય નથી, કેમકે, "તેઓને કષાયના કારણરૂપ મોહકર્મ નથી, તેથી પુરૂષાર્થ જન્ય સંથારો ૧૩માં ગુણ સ્થાનકે નથી."

જ્યારે કોઈ મુનિરાજો પર્વતાદિ પર સંથારો કરે છે, ત્યારે તે મુનિની સેવા કરનારા, સાથે રહેલા, (વૈયાવચ્ચી) કડાયા, સાધુઓને, પણ એક માસના ઉપવાસ હોય છે, જ્યારે, તે સંથારાવાળા મુનિવર, "काल मासे कालं किच्चा" કાળના અવસરે કાળ કરીને, પરલોકગામી થાય છે, ત્યારે "તે કડાયા, વૈયાવચ્ચી મુનિવરો, ભગવાન શ્રી મહાવીર દેવ, પાસે આવે છે. અને વંદન, નમસ્કાર, કરી, બે હાથ જોડી પુછે છે કે હે, ભગવાન! "बुद्धपुत्त नियागट्ठी" આપના અંતેવાસી, મુનિવર, કાળી કરીને कहिं गए? कहिं उववन्ने? ક્યાં ગયા, ? અને ક્યાં ઉત્પન્ન થયા? ભગવાન મહાવીર દેવ,

ઉત્તર આપતા કહે છે કે "હે મુનિવરો! મારો અંતેવાસી શિષ્ય, કાળને અવસરે કાળ કરીને, સ્વાર્થસિદ્ધ વિમાનમાં ગયો છે, અને ત્યાંનું ૩૩ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરીને, (અધુરી રહેલી જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના, મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્યનો અવતાર લઈ પૂર્ણ કરીને મોક્ષમાં જશે, "सिज्झिहिइ बुज्झिहिइ जाव सव्वदुखाण मन्तं करिहिइ" અનુત્તરોવવાઈ સૂત્ર."

સમાધિ મરણની જ્ઞાનીને ખબર પડી જાય, ત્યારે અંદરથી હોંશ અને દિવ્યતા પ્રગટે, કે "અંદરનો અપૂર્વભાવ, કોઈ જુદી જ જાતનો હોય છે, તેને જ્ઞાની ધર્માત્મા, પોતાના જ્ઞાનમાં જાણે છે, કે "વર્તમાન કાળે મોક્ષ નથી, પણ એક ભવ કરીને, મુક્તિ પમાય છે..

ધર્માત્મા મરણકાળે, આ પ્રમાણે આત્મ-સમાધિમાં રહીને, દેહને છોડે છે, અને એકાદ અવતાર કરી મોક્ષે જાય છે, તેવી સમાધિને માટે શુદ્ધ-જીવન જીવવું જોઈએ, માટે મહાન પુરૂષોનું સ. સંયમમય, જીવન, અને સમાધિ મરણનું, સ્વરૂપ સમજવું જોઈએ.

દરેકે દરેકનો આત્મા, જ્ઞાતા, દ્રષ્ટા, અવિનાશી, નિત્ય, અક્રિય છે, તેની શ્રદ્ધા થવી, પ્રતીતિ થવી, આવા આત્માનો જ્ઞાનમાં સચોટ વિશ્વાસ બેસી જવો, તે અપૂર્વતા છે, જેણે પુરૂષાર્થ કર્યો છે, તે પોતે પોતાની આત્મદશાને, જ્ઞાનદશાને, બરાબર જાણે છે.

શ્રદ્ધાજ્ઞાન પૂર્વક, ચારિત્રયમય જીવન જીવાય, તેની તો બલિહારી છે, પણ તે જીવન કદાચ ન જીવી શકાય, તો પણ, જ્ઞાન, અને શ્રદ્ધામય જીવન જીવવું જોઈએ, અને જો જ્ઞાન, શ્રદ્ધા, અને ચારિત્રની એકતામય, જીવન જીવે તો સાક્ષાત્ ભગવાન, થઈ જાય.

ધર્મી જીવના દેહની અંદર કે બહારની સગવડતા કે અગવડતા, ઉપર, સ્વભાવ ધર્મ સાધવાનો આધાર નથી, દેહ સારો હોય તો સ્વભાવધર્મ સાધી શકાય, તેમ નથી, અને દેહ નરસો હોય દુબળો હોય, રોગી હોય, કે માંદો રહેતો હોય, તો પણ સ્વભાવધર્મ, ન સધાય, એમ પણ નથી, પૂજ્યશ્રી મણિલાલજી મ. સાહેબને, વ્યાધિ હતો, છાતીનું કેન્સર હતું મહારોગ હતો, શરીર બળું બળું થતું હતું તેથી દાહજ્વર થતો હતો, આટલું આટલું હોવા છતાં પૂજ્યશ્રી, જ્ઞાન, ધ્યાનમાં રહેતા હતા, પૂજ્યશ્રીને વેદનીય કર્મનો તીવ્ર ઉદય વર્તતો હતો, છતાં આત્માનંદમાં રમતા હતા, ઝૂલતા હતા, સ્વરૂપના ઉપયોગમાં જ રહેતા હતા, શાંત સમાધિ હતી, અંતરમાં સમતા હતી, ધીરજ હતી, જડ દેહનો ધર્મ દેહમાં, અને મારા આત્માનો ધર્મ, મારા આત્મામાં, આ રીતે આત્મભાવે રમતા હતા.

પ્રશ્ન : સમતા વખતે પુણ્યનો ઉદય આવે ખરો ?

ઉત્તર : હોય અથવા ન પણ હોય, હવે એમ તેઓ જ્ઞાન દશામાં જાણતા હતા, તેથી, જ મરણ કાળે આત્મ સમાધિમાંજ ટકીને પુજયશ્રીએ દેહને છોડયો હતો.

શાસ્ત્ર, પણ કહે છે કે, ધર્માત્મા આત્માર્થી પવિત્ર ધર્માત્માઓ, સમાધિમાં મરણ કરીને, એક બે ભવે મુક્ત થાય છે, તીવ્ર અશાતા વેદનીય કર્મનો ઉદય વર્તતો હોય, છતાં સમાધિ મરણે દેહને છોડી, એકાદ બે ભવમાં મોક્ષમાં જાય છે.

દૃષ્ટાંત : સનત્ કુમાર ચક્રવતીને ૭૦૦ વર્ષ સુધી, મહાભયંકર, વેદના શરીરમાં રહી હતી, અને ગળત્ કોઢ હતો પાચ, પરૂ ચાલ્યા જતા હતો, તે વ્યાધિ શરીરમાં ૭૦૦ વર્ષ સુધી, રહ્યો હતો, પ્રથમ તે અતિરૂપવંત હતા, દેવો તેનું રૂપ જોવા આવ્યા હતા, રૂપનો ગર્વ કર્યો હતો. અને પૂર્વના કારણે શરીરમાં રોગ થયો, પણ પછી છ, ખંડનું રાજ્ય છોડી, વીતરાગ માર્ગે સાધુ દશામાં નિજ ગુણ ધર્મ સાધવા ચાલી નિકળ્યા, પોતે ધર્માત્મા હતા, સ્વરૂપની દશાને પામેલા હતા, તેથી વીતરાગ માર્ગે ચાલી, નીકળ્યા અને ત્યાં સ્વરૂપની જ્ઞાન, ધ્યાનની, સ્થિતિમાં રહ્યા, જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ કરતા હતા, (જ્ઞાનની સ્થિરતા, તેને ધ્યાન કહેવાય છે.)

આ ધ્યાનની શરૂઆત ચોથા ગુણસ્થાનકથી થાય છે (સમ્યગ્દર્શન હોય તેને જ ધર્મ ધ્યાન હોય છે.) અને આઠમાં ગુણસ્થાનકે શુકલધ્યાનની શરૂઆત થાય છે, અને ૧૩માં તથા ૧૪માં ગુણસ્થાનકે તેની પૂર્ણતા થાય છે.

બાંધેલા અશાતા વેદનીય કર્મનો ઉદય, ભોગવવાનોજ હતો, ભલે સાધુ થઈ જાય, તેથી શું ? તે પીડા, ૭૦૦ વર્ષ સુધી રહી, તેમાં તે સનતકુમાર મુનિ, પોતાના સ્વરૂપની શાંતિ, સમતા ધૈર્યમાં રહ્યા હતા, તે શાંતિ, સમતાને જોઈને બે દેવો, વૈદ્યનું રૂપ લઈ, તે, મહામુનિ પાસે આવ્યા, અને કહ્યું કે " મુનિરાજ ! અમે તમારી દવા કરવાને આવ્યા છીએ, તે વખતે મહામુનિ સનત્ કુમાર, કહે છે કે " ( આપણે ઘણીવાર શાસ્ત્રો સાંભળ્યા, પણ શરીરની શાતાનો રાગ ભુલાતો નથી, કેમ ખરૂં ને ? ) હે ! વૈદ્યો ! સાંભળો મારી વાત, રોગનો કાળ પુરો થયા વિના, રોગ કેમ ટળે ? તમારાથી તે રોગનો કાળ પુરો થયા વિના, કેમ ટળશે ? આ મુનિને લબ્ધિ પ્રગટેલી હતી, મોઢાની અમી લઈ, શરીર પર ચોપડતા, રોગ મટી જાય, કોઢ મટી જાય, તેવી લબ્ધિ, એટલે શક્તિ, મુનિ પાસે હતી, પણ મુનિએ, વૈદ્યરૂપ લઈને આવેલા દેવોને કહ્યું કે " તમે, પૂર્વના પ્રારબ્ધ કર્મને ફેરવી શકો છો ? ઉત્તરમાં દેવોએ ના, કહી, અમારી તે તાકાત નથી, હે, ભવ્યજીવો ! સાક્ષાત કેવળી ભગવાન હોય તો પણ પૂર્વ પ્રારબ્ધ કર્મને ફેરવવાને સમર્થ નથી, ઉદયમાં આવેલા કર્મને કોઈ ફેરવવા ત્રણકાળ ત્રણ લોકમાં સમર્થ નથી.

પૂર્વે ભુલ કરીને અશાતા વેદનીય કર્મ જે જે પ્રકારે બાંધેલ હતું તે, તે પ્રકારે, દેહમાં જણાવાનું હતું ( તે કર્મ દેહમાં વ્યાધિ જણાવે તેને તું તારા જ્ઞાનમાં જાણ્યા

કર, તેમાં રાગ, દ્વેષ કરવાનું પ્રયોજન શું છે? વિચાર તો કર....ઉ-કાંઈ નહિ) તેથી આત્માને શું? કાંઈ નહિ લેવાય, નહિ ને દેવાય નહિ, માટે દેહમાં રોગ છે, અને તે આત્માને બાહ્ય ઉપાધિ છે, રોગ, થાય તે વખતે, રાગ ટાળીને સમાધિ મરણે દેહ જરૂર છોડી શકાય છે.

પૂજ્યશ્રીને અંત સમયે, મહારોગ હતો, છાતીમાં કેન્સર હતું, લીંબડીથી (પોપટલાલ) સર્જન ડોકટરને બોલાવ્યા હતા તે જોરાવરનગર આવ્યા, તેમણે પૂજ્યશ્રીના શરીરને જોઈ ને કહ્યું કે "આપને કેન્સરનું દર્દ છે, માટે પેટમાં, આપ કહો તો કાણું પાડીને, રબ્બરની નળી મૂકી દઉં, તે દ્વારા, પ્રવાહી પદાર્થો લઈ શકાશે, તેના ઉત્તરમાં પુજ્યશ્રીએ ડોકટરને, ના, પાડી દીધી, કે "મારે તે પ્રમાણે કરવું નથી. દેહની સ્થિતિ હશે. ત્યાં સુધી દેહ રહેશે.

પૂજ્યશ્રીએ અંત સમયે સમાધિ મરણે દેહને છોડી દીધો, સંવત ૨૦૦૦ની સાલનું ચાતુર્માસ, વાંકાનેર મુકામે નક્કી થયેલ હતું જોરાવરનગરથી વિહાર કરી, કેમ્પમાં આવ્યા (સુ. ન.) ત્યારે પુજ્યશ્રીની મરજી વાંકાનેર જવાની ઘણી હતી, પણ થોડો સમય પસાર થતા પુજ્યશ્રીના શરીરમાં વ્યાધિએ જોર કર્યું એવા વખતે, નવ દિક્ષિત (કેવળમુનિ) મુનિવરો આદિએ પુજ્યશ્રીને વિનંતિ કરી કે ગુરૂદેવ! હવે આપણે વાંકાનેર ચાતુર્માસ કરવા પહોંચી જઈએ, ત્યારે પૂજ્યશ્રીએ, પંડિત કેશલલાલજી મ. આદિ મુનિવરોને કહ્યું કે "હવે મને રસ્તામાં મૂકી દેવો છે? શરીરની વ્યાધિ જોતા આપણે વાંકાનેર નહિ જઈ શકીએ એવું મને લાગે છે.

ત્યારે પછી જોરાવરનગરના સંઘને બોલાવીને કેમ્પમાંથી પાછો વિહાર કરી, જોરાવરનગર આવ્યા. અને સં. ૨૦૦૦ના અષાઢ વદ પાંચમને સોમવારે સાંજે પાંચને પાંચ મીનીટે પૂજ્યશ્રીએ, આ ક્ષણભંગુર દેહને છોડી દીધો, આવા મરણ જોઈને જીવ સમજી જાય તો કામ થઈ જાય, આ, પુજ્યશ્રીના મરણને જોઈને તેમનો અંતેવાસી શિષ્ય,' કેશવ, બોલી ઉઠયો, કે "મરણ હો, તો આવા જ હો."

કોઈના શરીરમાં વ્યાધિ ન હોય અને દુઃખ પણ ન દેખાય, એવી રીતે મરણ કરે તેથી તે ધર્માત્મા હતો. તેમ ન કહેવાય, તેથી તે સમાધિ મરણે મરી ગયો, તેમ પણ ન કહેવાય, કોઈ મહા મિથ્યાત્વી. અને અજ્ઞાની હોય, એવો હોવા છતાં જરા પણ મરણ વખતે દુઃખ ન, દેખાય, તેવી રીતે મરણ કરે, અથવા મરી જાય, હવે, જુવો તેને મરતી વખતે અશાતા ન હોય, છતાં અજ્ઞાનને લીધે, મહા ભુંડા ભાવ વર્તતા હોય અને મરીને નર્કે પણ ચાલ્યો જાય, કારણ કે અંદરમાં અનંતુ આર્ત ધ્યાન, અને રૌદ્ર ધ્યાન છે, તે બંને ધ્યાન, તે કર્યા કરતો હોય છે. મહા મમત્વથી ભરેલો હોય છે.

હવે કોઈ બહારથી શાંત દેખાતો હોય, પણ જેની દૃષ્ટિ ઉંધી પડી હોય તે અજ્ઞાન ભાવ છે તેને સમાધિ મરણે ધર્માત્માના મરણે મર્યો છે, એમ ન કહેવાય, તેને ધર્મી ન કહેવાય, એવા જીવોના મરણને બાલ મરણ કહેવાય છે, જડ મરણ કહેવાય છે, અજ્ઞાન મરણ કહેવાય છે, અસમાધિ મરણ કહેવાય છે. **સાચા મરણ તો જ્ઞાનીઓના જ હોય છે.** એમ સિદ્ધાંતો પોકારીને કહે છે, અને તેમાં વર્તમાન જ્ઞાનીઓનો અનુભવ સાક્ષી પુરે છે.

જે જીવ મરતી વખતે જ્ઞાનદશામાં જાણીને, આજ ટાઈમે દેહ છુટવાનો છે, તો તે જ ટાઈમ પ્રમાણે દેહને છોડીને જ્ઞાનીનો આત્મા સમાધિ મરણે દેહ છોડતો ચાલ્યો જાય છે, તેજ રીતે પૂજ્યશ્રીએ કહેલ ટાઈમ પ્રમાણે દેહને પૂજ્યશ્રીના આત્માએ છોડી દીધો.

કોઈ વખતે, સરળ પરિણામી, મંદ કષાયી, અજ્ઞાની જીવોને, પણ, જ્ઞાનાવરણીય કર્મના, ક્ષયોપશમના કારણે, આયુષ્યની પૂર્ણતાનો ખ્યાલ આવી શકે ખરો, અને મરણ સમયે, પ્રભુનું નામ લેતો થકો, પણ મરે, તો પણ અંદરમાં સમ્યગ્ આત્મ અનુભવ નથી, તેથી, તેને, કદાચ, આયુષ્યસ્થિતિ, અગાઉથી જાણેલ સમય પ્રમાણે પુરી થાય, તો પણ, તેના તે, જ્ઞાનને, સમ્યગ્જ્ઞાન, કહી શકાય નહિ, તેમજ તે મરણને, પણ સમાધિ મરણ કહેવાય નહિ.

ગજસુકુમાર મુનિ બાળવયે ત્રિકાળી સ્વરૂપની સ્થિરતામાં, તથા જ્ઞાન ધ્યાનમાં, બેઠા હતા, રમતા હતા, માથે, પાપના ઉદયે અગ્નિ ભરવામાં આવ્યો, તો પણ આત્મા, ચિદાનંદ, જ્ઞાતા દ્રષ્ટા, પવિત્ર શાંત સરોવરરૂપ, શીતળ સ્વરૂપમાં ઝૂલે છે, તે સ્વરૂપ ભાવનાના જોરે તેમણે એટલે કે ગજસુકુમાર મુનિએ, એમ માન્યું કે "દેહ દેહમાં, જડ, જડમાં અગ્નિના પરમાણું અગ્નિમાં, તેમાં મારા આત્માનું શું? અગ્નિ તો સ્થૂલ હાડકાને પકડે છે, જે સળગવાના જ સ્વભાવવાળા છે, તે સળગતા જણાય છે, તેનો હું જાણનારો છું, તે સળગી જાય તેમાં મારે શું? જે સળગવાનાજ સ્વભાવવાળા છે. તે સળગી જાય છે, હું જ્ઞાયક સ્વભાવે, જાણકાર છું, જ્ઞાયક ભાવે હું મારામાં ઉભો છું, દેહના સ્થૂલ પરમાણું અગ્નિમાં બળી જાય છે. અગ્નિના પરમાણું અગ્નિમાં અને હું જ્ઞાયક, જાણનાર મારામાં છું, એમ આત્માને ભાવતા, તે મહામુનિ શુકલ ધ્યાનની શ્રેણી માંડીને, આત્મદશાની ઉજ્જવળતા રૂપ, કેવળજ્ઞાનની પૂર્ણદર્શા, પૂર્ણ સમાધિ પામી ગયા, સિદ્ધ દશા પામ્યા, પૂર્ણ સમાધિ એટલે નિર્વાણને પામી ગયા.

સમ્યગ્દર્શન તે સમાધિ છે, મતિજ્ઞાનાદિ પાંચેય જ્ઞાન તે પણ સમાધિ છે, એમ દશા શ્રુત સ્કંધ સૂત્રમાં કહેલ છે.

આખી માથાની ખોપરી બળી ગઈ, તેમાં આત્માને શું? જે સળગવાની હતી, તે સળગતા સળગતા, સળગવાના ભાવે, સળગી જાય, તેમાં ચેતન પ્રભુને શું? દેહ સળગે છે તે મારા જ્ઞાનમાં જણાય છે, તેનો હું જાણનાર છું દેહ જાય, તેમાં આત્માને

શું ? આ રીતે નાના બાળવયના મહાજ્ઞાની ગજસુકુમાર મુનિએ વિચાર્યું અને સ્વભાવની પૂર્ણ શુદ્ધિને પામ્યા.

જેમ ઘરનો મંડપ બળી જતાં, કાંઈ આકાશ બળતું નથી, તેમ આત્મભાન જેને વર્તે છે, તેને દેહની અશાતા કાંઈ લાગતી નથી, પુરૂષાર્થ મંદ હોય તો પણ દેહમાં મમત્વ બુદ્ધિ ન કરે, બસ—જે જાય તેને જાણે, દેહ બગડે, પડે, કે હાડકાં ભાંગે માથું ફૂટે, રોગ આવે, તે બધાયને જાણે, જે થાય, તેને જાણે.

કદાપિ ધર્માત્માઓને મરતી વખતે અશાતા વેદનીય કર્મનો ઉદય હોય, મરતી વખતે અસાધ્ય રોગ જેવું પણ દેખાય, કદાચ કોઈ વખતે છાતી પણ ભરાઈ જાય, મોટા અવાજથી 'રાડ, પણ પડાઈ જાય, રૂદન જેવું થઈ જાય, આંખમાં જળજળીયાં, પણ આવી જાય, છતાં ધર્માત્મા બરાબર જાણે છે કે "પરમાણુનો યોગ એવો જ હોય, આવી રીતે, ધર્માત્મા, આત્માનંદમાં ઝૂલતા, સ્વરૂપ સ્થિતિમાં ટકતાં, શાંતિ, અને આત્મ સમાધિમાં રહ્યા થકા દેહને છોડે છે, તેને સમાધિ–મરણ કહેવાય છે, એવો જીવ એક, બે ભવ કરીને, મોક્ષમાં જાય, ગજસુકુમાર મુનિ તેમ જ સનતકુમાર મુનિ તેજ ભવે મોક્ષે ગયા છે.

પરદેશી રાજાને, સૂરિકંતા રાણીએ ઝેર આપ્યું, તે રાજાના શરીરમાં પરિણમી ગયું, રાજાએ તે જાણ્યું, છતાં રાજા વિચારે છે કે "રાણીએ રાણીનું દ્વેષ રૂપ કામ કર્યું, અને હું મારૂં જ્ઞાનરૂપ કામ કરૂં આ રાજા, સમકિતી છે, સાચો શ્રાવક છે, શ્રાવકે કેવી રીતે જીવન જીવવું જોઈએ, તે બરાબર જાણે છે, અપરાધીઓને જ્ઞાનમાંથી ઉપેક્ષિત કેમ કરી નાખવા, તેને તે જાણે છે, સાચા શ્રાવકો, આટલું જાણતા હોય તો, સાચાં નિર્ગ્રંથો તો કેટલું જાણતા હોય ? અને કેટલું ઉપેક્ષિત કરી શકે ? તે કાંઈ કહ્યું જાય તેમ નથી,

શું ? પરદેશી રાજા, વૈદ્યને બોલાવીને ઝેર ઉતરાવવા ધારે તો શું ન ઉતરાવી શકત ? જરૂર ઉતરાવી શકત, આ રાજા, રાણીને તોપના ગોળે ઉડાડી દેવા ધારે તો શું ઉડાડી દેવા સમર્થ ન હતો ? ઉત્તર, હતો.

(૭૦૦૦)સાત હજાર ગામડાઓમાં તે રાણીની નિધ્વંસના ન થાય, તિરસ્કાર કે અનાદર ન થાય, તે માટે, આ રાજાએ મને રાણીએ ઝેર આપ્યું છે, તેવી વાત પણ કોઈને ન કરી, પોતાના પ્રિય પુત્ર, સૂર્યકાંતને, પણ ન કહ્યું જોયું ? સ્વદયામાં પરદયા, સહેજે આવી જ જાય છે, આ રાજા એક અવતાર કરીને મોક્ષમાં જશે, આવા જ્ઞાનીના મરણને સમાધિ મરણ કહેવાય છે, અને અજ્ઞાનીના મરણને બાલ મરણ કહેવાય છે.

આ રાંકો જીવ, અનંતવાર, બાલ–મરણે મર્યો છે, એકવાર જો સમાધિ મરણે મરે તો, તેના બધાય, બાલ મરણો ટળી જાય, જેનું મરણ બગડે, તેનું સર્વસ્વ બગડયું અને જેનું મરણ સુધરે તેનું સર્વસ્વ સુધર્યું.

## "પૂજ્યશ્રીના જીવનની રૂપરેખા"

સંવત ૧૯૨૯ના, કાર્તિક સુદી એકમને સોમવારે ધોલેરા બંદર મધ્યે, પૂજ્યશ્રીનો જન્મ થયો હતો, પોતે જ્ઞાતીએ દશાશ્રીમાળી વણિક હતા, જન્મ સોમવારે અને મરણ પણ સોમવારે, ૧૮ વર્ષની નાની વયે, લીંબડી નાના સંપ્રદાયમાં ગચ્છાધિપતિ, આચાર્યદેવ, પૂજ્યશ્રી, ગોપાળજી સ્વામી પાસે. સં. ૧૯૪૭માં, પોષ, સુદી સાતમને શુક્રવારે, પરમ પારમેશ્વરી જીન-પૂજિત, ભગવતી દીક્ષા અંગીકાર કરી હતી.

પછી પૂજ્યશ્રીએ, શાસ્ત્ર અભ્યાસ શરૂ કર્યો હતો, અને થોડા સમયમાં જ, શાસ્ત્રોના ગંભીર, ઉંડા આશયોને, જેમણે સરલ અને સ્પષ્ટપણે પકડી લીધા હતા, આ રીતે પૂજ્યશ્રીની સુવાસ દેશોદેશમાં પ્રસરી ચૂકી હતી.

## "સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ"

પૂજ્યશ્રી, ૧૯૭૯ની સાલમાં શ્રાવણ મહિનામાં વાંકાનેર મધ્યે આત્માનુભવને, આત્મદર્શનને, અર્થાત્ સમ્યગ્દર્શનને પામ્યા હતા.

## "વિહારને ચાતુર્માસના સ્થળો"

ધોલેરા, લીંબડી, વાંકાનેર, ધાંગધ્રા, મુંબઈ, અહમદનગર, બ્યાવર, મારવાડ, પંજાબ, ગૂજરાત, ઝાલાવાડ, કાઠીયાવાડ, જામનગર, જેતપુર, જુનાગઢ, પોરબંદર, ગોંડલ, રાજકોટ, વઢવાણકેમ્પ, વઢવાણસીટી, પાલણપુર, જોરાવરનગર, વિરમગામ, વવાણીયા, વિગેરે સ્થળોએ પૂજ્યશ્રીએ, વિહાર તેમ જ ચાતુર્માસ કરેલ હતા.

## "ગ્રંથ રચના"

"મારી વિશુદ્ધભાવના, (૧) તત્વચિંતામણિ ગ્રંથ, (૨) અંતરના ઉદ્ગારો, (૩) શુદ્ધાત્મવિચાર, (૪) સ્વાનુભૂતિવિચાર, (૫) પ્રશ્નોત્તર મણિરત્નમાળાના પાંચ ભાગ, (૧૦) મણિરત્ન કાવ્ય, (૧૧) સ્વદ્રવ્યશોધક તત્વવિચાર ગ્રંથ, (૧૨) પ્રાચીન, સંક્ષિપ્ત, મહાવીર, જૈન પટાવળી, (૧૩) અમે દિક્ષા શા માટે લીધી, (૧૪) ચંપકસેનનો રાસ, (૧૫) કુસુમશ્રીનો રાસ, (૧૬) ચંદ્રિકાનો રાસ, (૧૭) શીલગુણસુંદરીનો રાસ, (૧૮) કનકાવતીનો રાસ, (૧૯) મોતીચંદ ગુણમંજરીનો રાસ, (૨૦) સુભદ્રા સતીનો રાસ, (૨૧) શ્રેણીક રાજાનો રાસ, (૨૨) મહાવીર પ્રભુના ૨૭ ભવનો રાસ, (૨૩) કેસરીસિંહનો રાસ, (૨૪) વિગેરે નાના-મોટા ૫૪ ગ્રંથોની પુજ્યશ્રીએ રચના કરેલ છે. તેમાંથી ૧૬ લગભગ ગ્રંથો, પ્રગટ થયેલા છે, અને બાકીના અપ્રગટપણે છે.

પુજ્યશ્રી, શિયાળામાં કોપીન પહેરીને, પરોઢીયાના ૪ વાગ્યે, શીતને સહન કરવા રૂપ જ્યાં ઘણી ઠંડી આવતી હોય, તે સ્થળે ધ્યાનમાં બેસતા હતા, આ રીતે

ઠંડીને સહન કરવારૂપ તેઓશ્રીનો તપ અદ્ભૂત હતો, લગાતાર, ત્રણ વર્ષ સુધી, જેઓએ લુખ્ખી રોટલી (૧) દૂધ (૨) અને પાપડ (૩) આ ત્રણ જ દ્રવ્યો ખાવા (તેથી વધારે નહિ) તે રૂપ વૃત્તિ સંક્ષેપ રૂપ તપને કર્યો હતો, (કોઈ શરીરના રોગના કારણે નહિ) પુજ્યશ્રીના મુખમાં નિરંતર, નવકાર મંત્રનો અજપા, જાપ ચાલુ જ રહેતો હતો, આ રીતે ૫૪, વર્ષ સુધી નિરંતર, આત્મજ્ઞાન, અને વિશેષ ધ્યાનમાં પુજ્યશ્રી રહેતા હતા, ૭૨ વર્ષની ઉંમરે દેહને છોડયો.

## "અપૂર્વ ધૈર્ય"

પુજ્યશ્રી, લગભગ ૩૦ વર્ષની, ઉંમરે એટલે કે ૧૨ વર્ષની સંયમ પર્યાય થઈ, ત્યારે અહમદનગર બાજુ વિહાર કરી જતા હતા, ત્યારે રસ્તામાં ૪૦ ગાઉનું જંગલ આવતું હતું, ત્યાં જંગલમાં ખડની ઝૂંપડીમાં એક દિવસ, રાત, રહેલા, ત્યારે રાત્રિના ૧૨ વાગ્યાના સમયે એક ભયંકર સિંહ, તેમની પાસે આવીને બેઠો, (તે વખતે સાથેના ૫ સંતો નિદ્રાધીન હતા,) આ વખતે પોતે એકલા જ જાગૃત બેઠા હતા, સિંહ પાસે આવીને લગભગ ૩ કલાક બેસી રહ્યો, છતાં પૂજ્યશ્રીને જરા પણ ભયની, એક રેખા પણ ન સ્ફુરી, છેવટે સિંહ ચાલ્યો જાય છે, આ રીતે, તેઓશ્રીને કેટલો દેહ મમત્વ દૂર થયો હશે? એ વિચારવા જેવું છે.

વળી ધોલેરા બંદરમાં પૂજ્યશ્રી પોતાના, ગુરૂદેવ શ્રી મોહનલાલજી સ્વામી તથા નથુજીસ્વામી, આદિ સંતોની સાથે, રાત્રિના ધર્મકથા કરતા હતા, ત્યારે ઘણા જીજ્ઞાસુ શ્રોતાઓ હાજર હતા, આ વખતે એક મોટો સર્પ, ધોળી મૂંછ વાળો, આવે છે, એ વખતે દરેક શ્રોતા વર્ગો ભયભીત બની ઉઠીને દૂર જવા લાગે છે, પરંતુ આપણા પરમ ઉપકારી ગુરૂદેવ શ્રી મણિલાલજી મહારાજ સાહેબ, ત્યાંથી, જરાપણ ખસ્યા નહિ, અર્થાત્ તેમના તેમ બેસીને ધર્મ કથા ચાલુ રાખી, આ વખતે સર્પે ગુરૂદેવ પાસે આવીને, પગે ભરડો લીધો, ત્યારે શ્રાવક વર્ગ, તેમજ વડીલ ગુર્વાદિકો, પણ વાત્સલ્યના કારણે, જરા ચિંતાવાળા બન્યા, પરંતુ આ દિવ્ય વિભૂતિને જાણે કશું જ નથી, એમ સ્થિર ભાવે બેઠેલા જોઈને વડીલોને અંતરનો આનંદ પણ થયો, છેવટે જાણે ગુરૂ-મહારાજના ધૈર્યની કસોટી કરવા આ સર્પ કેમ ન આવ્યો હોય? એમ થોડી વારમાં સર્પ ભરડો છોડી દઈને સ્વસ્થાને ચાલ્યો જાય છે, આવા ધૈર્યને ધરનાર પુજ્ય ગુરૂદેવ હતા.

## "દેવને પણ પ્રતિબોધ"

હવે પુજ્ય શ્રી અહમદનગરથી બોમ્બેનું ચાતુર્માસ કરીને દેશમાં પધારતા હતા, તે વખતે વિરમગામથી સુરેન્દ્રનગર તરફ આવતા, વચ્ચે ઢાંકી સ્ટેશન સાંજના પહોંચે છે. સ્ટેશન માસ્તર પાસે વેઈટીંગ રૂમની માગણી કરતા, તેઓએ કારણવશાત્ 'ના' પાડી, આ વખતે સુર્યાસ્તનો સમય નજીક હતો, ગામ બહુ દૂર હતું, તેથી સુર્યાસ્ત

પછી મુનિને વિહાર ન કરાય, આ દ્રષ્ટિએ, પુજ્યશ્રી ગામમાં નહિ જતા, સ્ટેશન સામે જીનમાં ઉતરવાની તેના રક્ષક માણુસ પાસે રજા માગે છે, આ રક્ષક વ્યક્તિ, જ્ઞાતિનો બ્રાહ્મણ હતો, અને તેને અંતરમાં જૈનો, તેમજ જૈન–મુનિ, અને જૈન ધર્મ પ્રત્યે છૂપો, છૂપો, ઉંડો દ્વેષ હતો, તેથી તે રક્ષક બ્રાહ્મણે, ત્યાં એક રૂમમાં ઉતરવાની રજા આપી, તે રૂમમાં એક બ્રાહ્મણનો આત્મા, કમોતે દેહ છોડીને, વ્યંતર દેવ થયેલ, તે દેવ, ત્યાં જે કોઇ વ્યક્તિ રાતવાસો રહે, તેને જીવતા પાછા આવવા દેતો નહિ, તેવા રૂમમાં ઉતારો આપું તો મારૂં વૈર કાંઈક શમે, આવી ભાવનાથી તે રક્ષક બ્રાહ્મણે ગુરૂદેવને ભૂતિયા રૂમમાં ઉતાર્યા, આ વિષે ગુરૂદેવ અજાણ હતા.

ત્યાર પછી સ્ટેશન માસ્તરને ખ્યાલ આવ્યો કે "મુનિયો સાંજના કયાં ગયા હશે? તપાસ કરૂં, છેવટે તપાસ કરતાં ભૂતિયા રૂમમાં મુનિયો રાત્રિ ગાળવા રહ્યા છે, તેવો ખ્યયાલ આવતા, સ્ટેશન માસ્તર, ગામમાં જઈને શ્રાવકોને સાથે લઈને, ગુરૂદેવ, પાસે આવે છે," અને "આમાં તો વ્યંતરદેવ રહે છે, ઇત્યાદિ ગુરૂદેવને જણાવે છે, અને આપ અહીંથી, બીજી જગ્યાએ પધારો, અહીં રહેનાર સવારે જીવતા નીકળતા નથી, માટે આપ અહીં ન રહો, એવી વિનંતી શ્રાવકો તેમજ સ્ટેશન માસ્તર કરે છે."

પરંતુ આ વખતે, સુર્યાસ્ત પછી પ્રતિક્રમણનો કાળ પણ વ્યતીત થઈ ચૂકયો હતો, તેથી ગુરૂદેવે ધીર ગંભીર, અને શાંત સ્વરે કહ્યું, અહો દેવાણુપ્રિય! હવે મુનિઓને (રાતના) વિહાર કરવો કલ્પે નહિ, વળી મુનિયો તો "जीवियास मरणभय विप्पमुक्क।" જીવનની આશા, અને મરણના ભય રહિત હોય છે, અર્થાત્ બનનાર, તે ફરનાર નથી, અને ફરનાર તે બનનાર નથી. જો અમારૂં આયુષ્ય હશે, તો કાંઈ કોઈ કરી શકે તેમ નથી, માટે તમે નિશ્ચિંત રહો, આથી શ્રાવકો, તેમ જ સ્ટેશન માસ્તર, મનમાં દુઃખ ધરતા, મુનિયોના ધૈર્યની અને આચારની પ્રશંસા કરતા નિજ નિજ ઘરે ચાલ્યા જાય છે.

હવે સ્વાધ્યાય કાળ પછી, દરેક મુનિયો સૂઈ જાય છે, આ વખતે, પુજ્ય ગુરૂદેવ, સ્વાત્મચિંતનમાં રહે છે, સમય જતાં રાતના ૧૨ વાગ્યે, વ્યંતરદેવ અદ્રશ્યપણે આવીને આખા મકાનને ધ્ધણાવે છે, પરંતુ મુનિયો ડરતા નથી, તે જોઈને તેને લાગ્યું કે "અહીં મારૂં કાંઈ ચાલે તેમ નથી, તેથી, મુનિના ઉપકરણો, પાત્રા પુસ્તક પોથી વિગેરેને દૂર, દૂર બહાર ફેંકી દયે છે, અને ચાલ્યો જાય છે.

આ ખ્યાલ પૂજ્યને આવે છે, તેથી, પૂજ્ય, મેઘરાજજી મ. સાહેબને ઉઠાડીને બહાર ફેંકેલ પુસ્તક, પોથી વિગેરે ઉપકરણોને અંદર લઈ આવવાનો આદેશ, કરે છે, મહારાજ સાહેબ બધા ઉપકરણો લઈ આવીને તે રૂમમાં યથાસ્થાને મૂકે છે, પછી સુઈ જાય છે.

વળી થોડી વારે તે વ્યંતર ફરીને પણ, પુસ્તકાદિ ઉપકરણોને બહાર ફેંકી દઈને ચાલ્યો જાય છે. આ વખતે પણ પૂજ્ય ગુરૂદેવે, બીજા મુનિને ઉડાડીને પુસ્તકાદિને પાછા લઈ આવવાનો આદેશ કર્યો, અને મુનિરાજ લઇ આવીને રૂમમાં મૂકીને, સુઈ ગયા, આ વખતે પણ પૂ. મણિલાલજી મ. સાહેબ જાગતા હતા.

ફરી ત્રીજી વખત, વ્યંતર આવે છે, અને તે રીતે ફેંકવાનું કામ ચાલુ કરે છે, ત્યારે ગુરૂદેવે વ્યંતરને પડકાર્યો કે "અહો! દેવાણુપ્પિય! આ રીતે કરવાથી તને શું ફાયદો છે? તું મારી પાસે હાજર થઈને વાત કર, શા માટે આમ કરે છે? આ વખતે વ્યંતર ગુરૂદેવ પાસે હાજર થાય છે. અને પોતાનો ઇતિહાસ જણાવતાં કહે છે, કે "મને આ ઘરનું મમત્વ છે, તેથી આમાં કોઈ રહે, તે મને ગમતું નથી, માટે હેરાન કરૂં છું. આ રીતે વ્યંતરની વાત સાંભળી, પૂજ્ય ગુરૂદેવે તેને ધર્મનો બોધ કરતા, દશવૈકાલિક સૂત્રની પ્રથમ ગાથા કહી, અને તેનો અર્થ કહી સંભળાવ્યો, અને મમત્વ, મોહ એજ સંસારનું, દુઃખનું, ભવનું, કારણ છે. તેમ સમજાવ્યું માટે, હે આત્મન્ (દેવ!) તું તે ઘરના મોહના કારણે, દુઃખી દુઃખી થઈ રહ્યો છે, અને બીજાને પણ દુઃખી કરી રહ્યો છે, માટે, આ મમત્વને છોડી, દે, આ રીતે ગુરૂદેવના બોધવચનો, સાંભળીને દેવ પ્રસન્ન થાય છે. સંતુષ્ટ થાય છે, અને હવે, પછીથી કોઈને પણ હેરાન નહિ કરવાનું વચન, આપે છે, અને તે રૂમની વાસના છોડી દઈને કોઈ દિવસે ત્યાં નહિ આવું, એવો કોલ આપીને ગુરૂદેવને વંદન કરીને, દેવ સ્વસ્થાને, ચાલ્યો જાય છે.

સવાર થતાં, મુનિઓ નિર્વિઘ્ને બહાર નીકળે છે, અને વિહાર પંથે જવા તૈયાર થાય છે, ત્યારે રક્ષક, બ્રાહ્મણ, મુનિયોને જીવતા જોઈને આશ્ચર્ય પામે છે, અને મુનિના ચરણમાં પડે છે, ત્યારે ગુરૂદેવ, તેના ઉપર કરૂણા લાવીને, ધર્મનો બોધ આપે છે. અને હવે પછીથી કોઈ મુનિયો પ્રત્યે આવું નહિ, કરવાનું સમજાવે છે, ત્યારે બ્રાહ્મણ પોતાની ભુલની કબુલાત કરીને માફી માગે છે, ગુરૂદેવ આગળ પ્રયાણ કરે છે, આ સાંભળીને સ્ટેશન માસ્તર. તેમજ ઢાંકી, ગામના શ્રાવકોને, પણ આશ્ચર્ય થાય છે, અને મુનિયોનું પવિત્ર, સંયમી અને નિષ્ઠાયુક્ત, આવું ઉંચુ જીવન જોઈ, ને, ઘણાજ ખુશ થાય છે, અને ગુરૂદેવ પ્રત્યેનો પરમ આદર બહુમાન વ્યક્ત કરે છે.

આ રીતે ગુરૂદેવે આવા, દેવને પણ પ્રતિબોધ્યો અને પોતે અટલધૈર્ય ધારણ કર્યું, તે તેમના જીવનમાં કોઈ જુદી જ છાપ પાડે છે, અર્થાત્ દેહ પ્રત્યેનો કેટલો કેટલો મમત્વ છુટયો હશે? તોજ આવા વખતે આ રીતે ટકી શકે, એ વાત આપણે ખુબ જ વિચારવા યોગ્ય છે.

વળી ગુરૂમહારાજ, જૈનસિદ્ધાંતમાં પારંગત હતા. એટલું જ નહિ પરંતુ સાથે, અન્ય ધર્મનું પણ ઉંડું જ્ઞાન ધરાવતા, દિગંબરના ગ્રંથો પણ સારી રીતે, મનન-

પૂર્વક વાંચેલા હતા? તેની સાક્ષી તેઓના બનાવેલા ગ્રંથો પૂરી પાડે છે, સિદ્ધાંત દ્દષ્ટિએ અનુયોગધાર ભગવતીસૂત્ર ઉત્તરાધ્યયન ચંદ્ર પન્નત્તિ, સૂર્ય પન્નત્તિ આદિના ખૂબ જ જાણકાર હતાં તથા જ્યોતિષમાં પણ નિપુણ હતા.

વ્યાખ્યાન-સભા, ચર્ચાસભા તથા વાંચણી, આદિમાં તેઓ ખૂબ જ પ્રખરજ્ઞાન ધરાવતા હતા, તેથી જનવલ્લભ હતા, ગમેતેવા પ્રશ્નોના શાસ્ત્ર દ્દષ્ટિએ સચોટ ખુલાસા કરતા હતા.

સંવત ૨૦૦૦નું ચાતુર્માસ જોરાવરનગર કર્યું, તે વખતે પૂજ્યશ્રીને વ્યાધિ વધતો ગયો, તે વ્યાધિ છેલ્લા સાત મહિના રહ્યો, છેલ્લે પૂજ્યશ્રીએ સાગારી સંથારો કર્યો હતો, અને તે સંથારો દશ દિવસ સુધી ચાલ્યો, અષાઢ વદી ૫ ને સોમવારે સાંજે ચતુર્વિધ સંઘની હાજરીમાં વિનશ્વર દેહને છોડી દીધો.

ગુરુદેવ સ્વર્ગમાં ચાલ્યા ગયા, તે સમાચાર સાંભળતા, ગામેગામના ભાવિક શ્રાવકો, અંતિમદેહના દર્શનાર્થે ઊભરાવા લાગ્યા, આ રીતે હજારો માણસોની હાજરીમાં, જોરાવરનગરના સંઘે નવ ઘુમ્મટવાળી અપૂર્વ શોભાયુક્ત, વહાણના આકાર-વાળી પાલખી બનાવી હતી, આ પાલખી ૧૦ દિવસ અગાઉથી બનતી હતી, તેઓના સંસારી સ્વજનોએ, તે પાલખીનો ખર્ચ ઉપાડયો હતો, ગુરુદેવને અગાઉથી જ્ઞાન થયેલ, તેથી સંઘે પાલખી તૈયાર કરી હતી અને તે પાલખીને ગુરુદેવે પાંચમની સવારે જોઈ હતી. આ રીતે હજારો વ્યક્તિની આંખે આંસુ ઊભરાતા, જય જય નંદાના અવાજ સાથે, પૂજ્ય ગુરુદેવના દેહને પાલખીમાં પધરાવી, આખા ગામમાં પાલખી ફેરવીને સ્મશાન તરફ તે પાલખીને લઈ જવામાં આવી.

આ વખતે વર્ષાઋતુના કારણે સુરેન્દ્રનગર તેમ જ વઢવાણ વરસાદ ચાલુ જ હતો. નદી બે કાંઠામાં આવેલ હતી, જોરાવરનગરમાં ગાજવીજ ને વરસાદના ચિહ્નો જણાતા, હતા, આથી શ્રાવકવૃંદે વિચાર્યું કે હવે શું કરવું? આ દેહ અને પાલખીને ક્યાં બાળવા? બહાર, વરસાદના કારણે બળી શકે નહિ, કેમ કે તે પાલખી તે જમાનામાં લગભગ ૫૦૦) રૂપિયાના ખર્ચથી બનેલ, ૨૫ થી ૩૦ મણ તો જેની અંદર લાકડા વપરાયેલ હતા, જે એરોપ્લેન જેવા આકાર અને કદવાળી હતી, તેથી અંદર છાપરામાં લઈ જવાનો પ્રયત્ન કર્યો, પરંતુ બહુ મોટી હોવાથી પાલખી અંદર ન જઈ શકી.

તેથી અમુક વ્યક્તિઓએ નિર્ણય કર્યો કે "પાલખીના ઉપરના ઘુમ્મટ કાપીને અંદર છાપરામાં લઈ જવી; પરંતુ તે વખતે ગુરુ ગુણરાગી એવા એક સુખલાલ કુંવરજી ભાઈએ વિરોધ કર્યો, કે પાલખી કપાય નહિ, તમે બહાર બાળો, ગુરુના પુણ્ય પ્રતાપે, વરસાદ અટકી જશે."

છેવટે તેમ જ થયું, અર્થાત્ પાલખી છાપરામાં અખંડપણે જઈ શકી નહિ, કાપી પણ નહિ અને બહાર ખુલ્લા મેદાનમાં અગ્નિસંસ્કાર, આપણા પરમ તારકના દેહને

થયો, તેઓના પુણ્યયોગે ૨॥ – ૩ કલાક વરસાદનો એક છાંટો પણ ન પડયો, જાણે કે "કોઈ ભક્તદેવ અદશ્યપણે જાણે વરસાદને અટકાવી ન રહ્યો હોય, તેમ લાગતું હતું."

ત્રણ કલાક પછી, વરસાદ એવો ઇંદ્રાધાર વરસ્યો કે, "દરેક વ્યક્તિઓને જ્યાંનું ત્યાં રહેવું પડયું, અર્થાત્ આખા શહેરમાં પાણી પાણી, જળબંબાકાર થઈ પડયું."

આ રીતે ત્રણ દિવસ સુધી ઓછાવધતા પ્રમાણમાં વરસાદ ચાલુ જ રહ્યો હતો. ત્રીજા દિવસે સાંજના ચાર વાગ્યે, 'બે નાના (રામજીમુનિ તથા કેવળદાસજીમુનિ) મુનિઓ થંડિલના કારણે જ્યાં ગુરુદેવના દેહને બાળ્યો હતો, તેની નજીકમાં ગયા હતા, અને તે સ્થળને ઝીણવટભરી દષ્ટિએ જોતાં તેઓને, રાખના ઢગલામાં અગ્નિ બળતા અંગારાઓ દેખાયા, તેમ જ તેમાંથી નીકળતો ધુમાડો પણ દેખાયો, આ રીતે આવા વરસાદ ઉપર પડવા છતાં ત્રણ ત્રણ દિવસ સુધી, તે સ્થળે અગ્નિ જલતો રહ્યો એ પણ એક આશ્ચર્યજનક ઘટના ગણાય, જે ગુરુદેવના પ્રતાપની નિશાનીરૂપ હતી.'

આવા અમારા પૂજ્ય ગુરુદેવ જતાં, અમારા સંપ્રદાયમાં, ત્યાગીવૃંદોમાં, તેમ જ શિષ્ય સમુદાયમાં કદાપિ ન પૂરી શકાય તેવી ખોટ પડી છે.

આવા વખતે અનેક ભાવિક આત્માઓ તરફથી, ગુરુવિરહનાં કાવ્યો પત્રરૂપે આવવા લાગ્યાં, જે વાંચતાં હૃદય ભરાઈ આવે, આવા પુરુષોના ગુણનું વર્ણન થઈ શકે તેમ નથી, કારણ કહ્યું છે કે —

"આભ જેસો કાગળ કરું, લેખન કરું વનરાય.
સમુદ્ર સઘળા શાહી કરું, પણ ગુરુગુણ કથ્યા નવ જાય."

કેમ કે "આ દિવ્ય પુરુષનો આ, 'કેશવ તથા કેવળ' ઉપર કોઈ અપાર ઉપકાર છે."

અંતમાં, પૂજ્યશ્રીએ જીવનમાં અપનાવેલ ગુણોને આપણે જીવનમાં ઉતારીએ, તો જ સાચા અર્થમાં ગુરુની સ્વર્ગારોહણતિથિ ઉજવી ગણાય.

આ રીતે, ગુરુદેવના ગુણને સાંભળીને, સમજીને, હૃદયમાં ઉતારીને જે જીવ સ્વરૂપમાં ઠરી જશે, તેનું અલ્પકાળમાં અવિનાશી કલ્યાણ થઈ જશે, વંદન હો જીવણલાલજીના રામજીના કેવળદાસજીના ગુરુદેવને.

ॐ શ્રી સદ્‌ગુરુદેવ.

"બોલો, મણિલાલજી ગુરુદેવકી જે."



## વ્યાખ્યાન નં : ૧૦

સં. ૨૦૧૪ના અષાઢ વદ ૬ રવિવાર તા. ૬-૭-૧૯૫૮

## "આત્માની કેળવણી"

ઉ-સૂ-૧૮મું-અ, તેની પ્રથમ ગાથા ચાલે છે, "कम्पिले............उवणिग्गए"

સંયતિ રાજાનો અધિકાર ચાલે છે, કાંપિલ્ય નગરનો સંયતિ રાજા, તેના પૂર્વ પુણ્યને લઈને, ચારે બાજુની તેને સગવડતા છે. છતાં શિકાર કરવા જાય છે, અહીં પ્રશ્નકાર પ્રશ્ન કરે છે કે "આવા અધર્મી-રાજાને, શિકારી રાજાને, આટલી બધી સગવડતા કેમ?"

તો ત્યાં શાસ્ત્રકાર કહે છે કે "उदिण्ण," પૂર્વ પુણ્યનો ઉદય વર્તે છે. પુણ્યના ચાર ભાંગા છે, તેમાં પહેલા બે ભાંગાની વાત ચાલે છે. પુણ્યાનુબંધી પુણ્ય અને પાપાનુબંધી પુણ્ય.

ધર્મને ધરનારો આત્મા છે, અનંત ધર્મોમાં એક ધર્મી આત્મા છે, એવો આત્મા, એક જ્ઞાન સ્વરૂપી, સ્વાધીન, સ્વતંત્ર પદાર્થ છે, જેમ પરમાણુ એક વસ્તુ=(દ્રવ્ય) છે, તેમ આત્મા પણ એક વસ્તુ છે (દ્રવ્ય છે). વસ્તુ હોવા છતાં, જડ તે જડ છે, અને ચેતન તે ચેતન છે. જાણવું તે ચેતન વસ્તુનું સ્વરૂપ છે.

જાણવું તે પરમાણુંનું સ્વરૂપ છે કે આત્માનું સ્વરૂપ છે? ઉત્તર:— આત્માનું સ્વરૂપ છે. તેમાં વર્તમાન જેટલું પર પદાર્થ તરફ લક્ષ જાય છે, તે શું છે? ઉત્તર:- જાણવું, એવું આત્માનું સ્વરૂપ છે, તેનાથી પર, બંધભાવ છે, સંસારભાવ છે, વિકારભાવ છે.

પર પદાર્થના સંસર્ગમાં જેટલું લક્ષ જાય છે, તે બધોય બંધભાવ છે, હવે તેમાં સ્ત્રી, કુટુંબ-કબિલો, ધન-માલ, મિલકત, પૂર્વ પુણ્યના ઉદયે, જાહોજલાલી, તે તરફ લક્ષ જાય તો તે પાપભાવ છે.

આ રાજાને વર્તમાન પુણ્યના ઉદયે જાહોજલાલી છે, તે તરફ તેનું લક્ષ જાય છે, તે તેનો બધોય પાપભાવ છે, આ રાજા, વર્તમાન પાપભાવમાં પરિણમી રહ્યો છે.

દાન, દયા, યમ, નિયમ, તપ, જપ, દેવ, ગુરુ ધર્મની ભક્તિ તરફ લક્ષનું જવું તે બધોય પુણ્યભાવ છે.

અને જ્ઞાનીઓએ અનુભવીને ત્રીજો ભાવ કહ્યો છે. આત્માના સ્વભાવની સન્મુખ દૃષ્ટિ કરવી તેને વીતરાગદેવ શુદ્ધભાવ, એટલે ધર્મભાવ કહે છે. આ રાજા ગર્દભાળી મુનિના સમાગમે, શુદ્ધભાવને પામી જવાનો છે, એટલે ધર્મને પામી જવાનો છે.

આત્માને જ્ઞાન ધ્યાનમાં જો કેળવવો હોય, (હવે મારે મારા આત્માને રાગ, દ્વેષ, મોહ, માયા, વિષય કષાય, પાંચે ઇન્દ્રિયોના, વિષયોમાં ધોળી ધૂળના મમત્વમાં કેળવવો નથી, મારે મારા આત્માને જ્ઞાન, ધ્યાનમાં જ અને આવી સાચી સમજણમાં, શુદ્ધ વર્તનમાં કેળવવો છે,) અને જો મોક્ષનું કાર્ય લાવવું હોય, (આ માનવભવમાં મોક્ષનું કાર્ય લાવ્યા વિના જંપીને બેસવાનું નથી) તો પર પદાર્થના લક્ષે આત્મા ન કેળવાય; કારણ કે શક્તિરૂપે આત્મા ભગવાન છે, અનંતા પરમાણુંથી છૂટું, ભિન્ન તત્ત્વ છે, એવું જે છૂટું તત્ત્વ, તે તત્ત્વદૃષ્ટિ સિવાય ગમે તેવા ભાવો હોય, પછી શુભ કે અશુભભાવ હોય, પ્રશસ્ત હોય કે અપ્રશસ્તભાવ હોય, ભલા કે ભૂંડા ભાવ હોય, પરંતુ તે બંધભાવ છે, તે બંધભાવના લક્ષે આત્મા કેળવણી પામ્યો નથી, પામે નહિ અને પામશે પણ નહિ.

દાનના ભાવ કરવાથી જપ, તપ, શિયળના ભાવ કરવાથી, લક્ષ્મીની તૃષ્ણા ઘટે અને પુણ્યના ભલા પરિણામ થાય, પણ તે થયેલા પુણ્યના ભલા પરિણામથી, આત્મ સ્વભાવ કેળવણી પામે નહિ, "**એક गणा देगा, तो अनंत गणा मिलेगा,**" એવા ભાવ હોય તો પાપભાવ છે.

પર સન્મુખ દૃષ્ટિ વડે, આત્મસ્વભાવ કેળવાય કે ઉઘડે જ નહિ; દુનિયા કહે છે કે "હજી, સુધરો તો ખરા? ભાઈ! બગડી છે તો પર્યાય, તે પર્યાયને સુધારવી હોય તો, સાચા જ્ઞાનીના સંસર્ગથી, તે પર્યાય સુધરે તેમ છે, પણ સાચા, જ્ઞાનીના વિરુદ્ધ, સંસર્ગ અને પ્રવર્તનથી તે પર્યાય સુધરે તેમ નથી.

પ્રશ્નઃ—પર સન્મુખ દૃષ્ટિ વડે કે પરના સંસર્ગથી આત્મા કેળવાય નહિ, અને ઉઘડે પણ નહિ, એમ આપ કહો છો તો, અમારે શું કરવું?

ઉત્તરઃ—સાચા જ્ઞાનવાળો, શું પુણ્ય પરિણામ ન કરે? કરે ખરો પણ તેમાં તેને કર્તૃત્વ બુદ્ધિ થતી નથી.

"લાખો પાપી તીર ગયે સત્સંગકે પરતાપસે."

ભાઈ સત્સમાગમનો વારંવાર પરિચય કરીને, આત્માની ઓળખાણ કર, તો આત્મસ્વભાવ કેળવાય, આત્મા કેળવાય અને ઉઘડે પણ ખરો, પ્રગટે પણ ખરો, આત્મા જ્ઞાન સ્વભાવી છે, તેની અંતર્મુખ દૃષ્ટિ કરવાથી, અંદરમાં જે અનંતગુણ પીંડ આત્મા છે, તેને દૃષ્ટિમાં લેવાથી, (કોઈ રૂપિયા આપે તો ઝટ દઈને દૃષ્ટિમાં લઈ,

લ્યે છે, અને આ રૂપિયો છે, તે સાચો છે કે ખોટો છે, તેને પણ પોતે પોતાના જ્ઞાનથી જાણી લ્યે છે, અને સાચા-ખોટાનો નિર્ણય પણ પોતાના જ્ઞાનથી પોતે કર્યો છે.) સાધક આત્મા રાગદ્વેષની સંતતિને ઉખેડી નાખે છે, રાગદ્વેષની સંતતિ અનાદિ કાળથી, પ્રવાહની અપેક્ષાએ ચાલી આવે છે.

તેને મૂળમાંથી ઉખેડી નાખે છે, પરપદાર્થ તરફ દૃષ્ટિ કરવાથી, સંસાર વૃદ્ધિને પામે છે, અને સ્વસન્મુખ દૃષ્ટિ કરવાથી તે સંસાર ઉખડી જાય છે, (જીવોને કાંતો એકલી મિથ્યાત્વવાળી દશા જોઈએ છે, અને કાંતો એકાંત મોક્ષ–દશા જોઈએ છે, પણ વચલી સાધકદશા જીવોને જોઈતી જ નથી.)

જ્ઞાનીના ગુણગ્રામ દાન, શિયળ, યમ, નિયમ, વ્રત, પચ્ચખ્ખાણના પરિણામ વગેરે નૈમિત્તિક ભાવો છે, તે શુભભાવો છે, ભલા ભાવો છે, તે ભાવો સામા નિમિત્તના લક્ષ વગર થતા નથી, અને સામેના નિમિત્ત, તેવા ભાવો કરાવી દેતા નથી.

પણ સામેના નિમિત્તનું લક્ષ પોતે કરે છે. ત્યારે તેવા ભલા ભાવો થાય છે, અને સામેના નિમિત્ત વગર, ભૂંડા ભાવો પણ થતા નથી, અને નિમિત્ત ભૂંડા ભાવો કરાવતું પણ નથી, પોતે કરે તો જ થાય છે.

પ્રશ્નઃ—ઉપવાસ કરવા છે તેમાં શું નિમિત્ત આવે છે?

ઉત્તરઃ—આજે મારે ખાવું છે અને આજે મારે ખાવું નથી, તેમાં ઇચ્છાની મંદતા (નિરોધ) તે ખાવું નહિ, અને ખાવું તે ભૂંડી ઇચ્છા, તે બંનેને જણાવનાર શાસ્ત્રો છે, માટે તેમાં શાસ્ત્રનું નિમિત્ત આવ્યું, તપની ખરી વ્યાખ્યા તો, "**इच्छा निरोध स्तपः**" તેમાં આત્માનું નિમિત્ત છે, બીજાનું નથી.

મોક્ષ અને મોક્ષનો માર્ગ, તે માર્ગ તો જ્ઞાન, આનંદ વગર, ત્રણ કાળ, ત્રણ લોકમાં પરલક્ષે થયો નથી, થવાનો નથી, અને થશે પણ નહિ, શુભાશુભ ભાવ, પરલક્ષ વગર થતા નથી, માટે મોક્ષ થાય, ત્યાં શુભાશુભ ભાવ થાય નહિ, અને જ્યાં, શુભાશુભ ભાવ થાય ત્યાં મોક્ષ થાય નહિ, એટલે મોક્ષમાં શુભાશુભ ભાવનો સદંતર અભાવ છે, અને શુભાશુભ ભાવમાં મોક્ષનો અત્યંત અભાવ છે મોક્ષનો માર્ગ જ્ઞાનાનંદ સ્વભાવી આત્મા છે, તેને દૃષ્ટિમાં લઈને, તેમાં ઠરવાથી, રાગદ્વેષની સંતતિ તૂટી જઈને, મોક્ષમાર્ગ દશા પ્રગટીને, મોક્ષ પ્રગટે છે.

સમ્યગ્ દર્શન જ્ઞાનાદિક મોક્ષમાર્ગ પ્રગટીને સંપૂર્ણ મોક્ષદશા જ્યાં સુધી ન પ્રગટે, ત્યાં સુધી વચ્ચે જ્ઞાનીને સંત વીતરાગી મુનિરાજોને, દેશવિરતિ ધર્માત્મા શ્રાવકોને અને અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવાત્માઓને શુભરાગ આવે છે, અને તે અલ્પ શુભરાગથી (અલ્પ શુભરાગમાં નિમિત્ત કોનું હોય? ઉત્તરઃ—વીતરાગી દેવ, ગુરુ, શાસ્ત્રનું)

અંદરમાં અલ્પરાગ હોય છે, તેનાથી ઘણું પુણ્ય બંધાઈ જાય છે, તેને વીતરાગદેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

હે ભાઈ? દયા, દાન, યમ, નિયમ, વગેરેના ભલાભાવ કરું તો, આત્મામાં સમ્યગ્દર્શન, જ્ઞાન ચારિત્ર પ્રગટે, એમ જો તું માનતો હોય તો અમારું કહેવું સાંભળીને જરા વિચારમાં તો પડી જા, વિચાર તો કર.

ત્યાં શિષ્ય પ્રશ્ન કરે છે કે હે ગુરુદેવ? હું શું વિચાર કરું? ગુરુદેવ ઉત્તર આપે છે, કે શુભભાવ તે બંધભાવ છે, પરભાવથી તારો ત્રિકાળી સ્વભાવ પ્રગટે ખરો? કદી પ્રગટે નહિ, પાપને ટાળવાને માટે, પ્રથમ પાપના પરિણામ છોડવાને માટે, દુનિયાદારીના, અન્યાય, અનીતિના વેરઝેરના, કાવા-દાવાના, છેતરપીંડીના પરિણામ તે પાપભાવ છે, તેનો નાશ કરવા માટે, પુણ્યભાવનો નિષેધ નથી, પણ પુણ્યભાવથી, મોક્ષમાર્ગ ખીલશે, એવી જે તારી ઊંધી માન્યતા અજ્ઞાન, મિથ્યાત્વ છે, તે અજ્ઞાન ભાવમાં, ઊંધી માન્યતામાં શુભ કરણી દ્વારા, જે કાંઈ પુણ્ય બંધાય છે, તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, જ્ઞાની, ધર્માત્માની ભાવના, પરબંધન, પરભાવને, ટાળવાની જ હોય છે.

"સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્ પુરુષને પંથ જો."
(અપૂર્વ અવસર,) શ્રીમદ્

જ્ઞાની સાધક શું સમજે છે? તે એમ સમજે છે કે પરાપદાર્થ મને, મરતી વખતે ત્રણકાળ ત્રણલોકમાં આશ્રયરૂપ નથી, પણ મારો ત્રિકાળી જ્ઞાન સ્વભાવ જ મને આશ્રયભૂત છે. એવા ધર્માત્માને, ટાણા આવીને ઊભા રહે ત્યારે, એ સમજે છે કે "રાગને ટાળવાને માટે, આ પુણ્યની કરણી છે, અને તે શક્તિ અનુસાર કરે છે, પણ, તે ભાવથી મુક્ત થઈને મોક્ષ મળશે, એમ તે માનતો નથી. એમ સમજતો થકો જ્ઞાની, શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્રના, (અમુક અંશે) બળવડે સમસ્ત કર્મને ઉખેડતો જાય છે, અરે! જડમૂળમાંથી ઉખેડી નાખે છે.

મારો આત્મા સહજાત્મ સ્વરૂપ છે, એવી પ્રતીતિ કરીને, જ્ઞાની પોતાના આત્મ-સ્વભાવને પ્રાપ્ત કરે છે, પરપદાર્થનું અહમ્ અને મમ જેને છૂટયું છે, તેને પોતાના પૂર્વ પુણ્યના ફળમાં પણ અહમ્પણું છૂટયું છે, અને તેને જગતના, સર્વ પુણ્યના ફળનું અહમ્પણું છૂટયું છે, જેને પોતાના તથા પરના પરપદાર્થો ઉપાધિરૂપ લાગે, તેને જગતના સર્વ પર પદાર્થો ઉપાધિરૂપ લાગે.

દરિયો છે, અને તમારો આત્મા પણ અનંત ગુણનો દરિયો છે, તેમાં જે અતિશય પણે વહેતું—

"અલખ નિરંજન ચેતન જ્યોતિ, સંતો જેનું ધ્યાન ધરો,
આ કાયામાં આતમ હીરો, ભૂલી કયાં ભવ માંહીં ભમો."

(દરિયામાં જુઓ તો તરંગોનું પરિણમન, સમય સમય, થયા કરે છે. પવન હોય તો આપણુને તે તરંગો દેખાય છે, અને પવન ન હોય તો ન દેખાય, પણ તરંગો તો સમય સમય થયા જ કરે છે,) પૂર્ણ એક સ્વસંવેદન, તેને આત્મા પ્રાપ્ત કરી લ્યે છે.

હવે સંસારની વેદનામાં પરનો સંયોગ છે. સંસારનું વેદન કે, જે શુભાશુભ લાગણીનું છે, અને તે અનેક પ્રકારનું હોય છે. (**इसमें एक प्रकार है, संयोगमें अनेक प्रकार है**) તે અનેક પ્રકારનું વેદન તે મારો સ્વભાવ નથી, એમ બરાબર સત્‌ના સમાગમે ઓળખાણ કરીને, પોતાના સ્વભાવમાં જ્યાં ઠર્યો, એટલે એક પ્રકારની શકિતનો અનુભવ થાય છે, અને જ્યાં એક એક પ્રકારની શકિતનો અનુભવ થયો, ત્યાં અનંતગુણની શાંતિનો અંશે અનુભવ થાય છે, એટલે આત્માના આનંદનો સ્વાદ આવે છે, વિકારી સંવેદનમાં, અનેક સંયોગો હોય છે, અને અવિકારી સંવેદનમાં એકેય સંયોગ હોતો નથી.

જ્ઞાનીઓનો અનુભવ પોકારીને કહે છે કે આ વિધિ વડે આત્માનો અનુભવ થાય છે, અને એ અનુભવના જોરે, આત્માની શકિત ઉઘડતી જાય છે, પણ હજુ પૂર્ણ શકિત ઉઘડી નથી, ત્યાં વચ્ચે અલ્પરાગ આવે છે, તેનાથી જે પુણ્ય બંધાય છે, તેને વીતરાગ દેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

ૐ

શ્રી નેમીનાથાય નમઃ



## વ્યાખ્યાન નં ૧૧

સંવત ૨૦૧૪ અષાઢ વદી ૭ ને સોમવાર તા. ૭-૭-૧૯૫૮

## "સ્વાર્થસિદ્ધના દેવ કરતાં શ્રાવક સુખી"

कम्पिले..........उग्घणिग्गए

આ રાજા વર્તમાન પુણ્યની સામગ્રીમાં મસ્ત બનેલો છે, આસક્તભાવે, તેમાં પરિણમી રહ્યો છે, અને શિકાર જેવા કાર્યમાં વર્તમાન વર્તી રહ્યો છે, આવા અધર્મીને, આવી સામગ્રી કેમ? તો શાસ્ત્રકાર ઉત્તરમાં કહે છે કે उग्घिण्ण પૂર્વ પુણ્યના ઉદય વર્તે છે, તે સંબંધમાં પુણ્યના ચાર ભાંગાની વાત ચાલે છે.

(૧) પુણ્યાનુબંધી પુણ્ય, (૨) પાપાનુબંધી પુણ્ય, (૩) પુણ્યાનુબંધી પાપ, (૪) પાપાનુબંધી પાપ.

હવે અહીં પુણ્યાનુબંધી પુણ્ય કેવી રીતે બંધાય તથા પાપાનુબંધી પુણ્ય કેવી રીતે બંધાય છે? તેની વાત ચાલે છે.

જ્ઞાનના પુરુષાર્થને જ્ઞાનીઓએ પરમાર્થભૂત વ્યવહાર કહ્યો છે, (જેને વ્યવહાર જ્ઞાનના, પુરુષાર્થ વગરનો છે, તેનો વ્યવહાર પરમાર્થભૂત નથી.

(૧) પરમાર્થે પરમાર્થ, (૨) પરમાર્થે વ્યવહાર, (૩) વ્યવહારે પરમાર્થ, (૪) વ્યવહારે વ્યવહાર.

ધર્મના અનુષ્ઠાનોના ચાર ભાંગા આ પ્રમાણે છે.

પુરુષાર્થ વડે આત્માની પવિત્ર આનંદદશા ખીલે છે, માટે એવો અદ્દ્ભુત પુરુષાર્થ કરો કે "એવા અદ્દ્ભુત પુરુષાર્થના બળવડે કર્મની નિર્જરા થતી જાય અને આત્મા નિર્મળ બનતો જાય, એમાં જે અલ્પરાગ અને તે અલ્પરાગને લીધે પુણ્ય બંધાઈ જાય, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

સાચો પરમાર્થ જોઈતો હોય તો સાચો પુરુષાર્થ કરો, સાચા પુરુષાર્થથી પૂર્ણ-પરમાત્માપદ નહિ પમાય, ત્યાં સુધી સહેજે સહજે તીર્થંકર નામ ગોત્ર જેવી કર્મ પ્રકૃતિ પણ બંધાઈ જશે, સાચો પુરુષાર્થ આત્મા જાતે કરે તો જરૂર થાય તેમ છે. જ્ઞાની કહે છે કે "આત્માની જાતનો યથાર્થ પુરુષાર્થ ભાવ, સાચા પુરુષાર્થથી પૂર્ણ પદ પમાઈ જવાશે, અને સાથે અધૂરાશ હોવાને લીધે તથા જે કાંઈ અલ્પરાગ હોય તેને લીધે જે પુણ્ય બંધાઈ જાય, તે પુણ્યને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

પુરુષાર્થ વિનાનો કોઈ પણ જીવ નથી, આ રાજા, વર્તમાન શિકારના પુરુષાર્થમાં પરિણમી રહ્યો છે, તે તો જરા તપાસો, સાચો પુરુષાર્થ લાવ, ભાઈ! સત્ય પુરુષાર્થ ચેતનનો છે.

હવે દર્શન, જ્ઞાન, ચારિત્રનું કામ કરવાનું છે, દર્શનનું કામ દર્શન કરે છે, જ્ઞાનમાં જ્ઞાનનું કામ કરવાનું છે, આત્મા સદાય, ચિદ્દ્ઘન જ્ઞાન માત્ર છે, અરૂપી જ્ઞાન જ જીવનું નિશ્ચય શરીર છે. (આ સ્થૂલદેહ તે જીવનું શરીર નથી) તેનો પ્રયત્ન જ્ઞાનમાં જ વધે છે, તેનું સાધન જ્ઞાનમાં જ છે. સત્‌વાણી, સત્શાસ્ત્ર, સદ્દ્ભક્તિ, દેવ, ગુરુ, ધર્મના ગુણગ્રામ, શ્રવણ, મનન, ચિંતવન, નિદિધ્યાસન, દેવ, ગુરુના ચરણોમાં સર્વથા સમર્પણ વગેરે સર્વ વિરોધરહિત, સત્સાધનોથી, સદ્દ્અનુષ્ઠાનોથી, સાચી શ્રદ્ધા થઈ શકે છે.

દેવ, ગુરુ, શાસ્ત્ર તે બાહ્ય નિમિત્ત છે. મનન, ચિંતવન, નિદિધ્યાસન, તે અંદરનાં નિમિત્ત છે.

આત્માનો સાક્ષાત્કાર, સર્વ વિરોધરહિત સદ્દ્અનુષ્ઠાનોથી થઈ શકે છે, જ્ઞાનની સ્થિરતામાં ચારિત્ર છે, જ્યાં સુધી જ્ઞાન ઠર્યું નથી, ત્યાં સુધી ચારિત્ર નથી, જ્ઞાનની સ્થિરતા રૂપ જ ચારિત્ર છે, લોકો શુભ કરણીને ભલા ભાવને બાહ્યની ધર્મક્રિયાને ધર્મ માને છે, મનાવે છે, પણ તે સાચી વાત નથી, પાપના પરિણામને ટાળવા માટે પુણ્યનું અવલંબન બરાબર છે.

પણ તે પુણ્ય, તે પુણ્ય છે, અને ધર્મ તે ધર્મ છે. ધર્મતત્ત્વ પુણ્યતત્ત્વથી તદ્દન જુદું જ છે, અને ધર્મતત્ત્વથી પુણ્યતત્ત્વ તદ્દન જુદું જ છે, એમ બંને તત્ત્વો જુદાં જુદાં છે.

નવ તત્ત્વમાંથી સંવરતત્ત્વ, નિર્જરાતત્ત્વ તે ધર્મતત્ત્વ છે. નિર્જરાતત્ત્વ તે ધર્મતત્ત્વ છે, સંવરતત્ત્વ તે (ગુરુતત્ત્વ) ધર્મતત્ત્વ છે. પૂર્વે ભૂલભાવે જેવો જેવો ઊંધો ભાવ કર્યો હતો, (ભૂલભાવે ઊંધો ભાવ ન કર્યો હોત, તો જીવ મોક્ષમાં જ હોત, એક ભૂલ તે કઈ ભૂલ? ઉત્તર :— શુભ પરિણામને ધર્મ માનીને બેસી જવું તે, પુણ્યને સંવર માનવો તે ભૂલ છે.)

એ જ રીતે વર્તમાન સવળો થઈને સત્‌ સમાગમના ટચમાં જો જીવ આવે તો, સવળો પુરુષાર્થ જે પોતાના આત્મામાં છે, તે જરૂર પ્રગટ કરી શકાય છે?

કેટલા જીવો તેને પ્રગટ કરીને મોક્ષમાં ગયા?

(૧) આત્માનું સાચું સુખ જોઈતું હોય તો,

(૨) કેવળજ્ઞાન પ્રાપ્તિનું કાર્ય કરવું હોય તો,

(૩) મોક્ષદશા પ્રગટ કરવી હોય તો.

તારા આત્માના આનંદનો પુરુષાર્થ કર, જન્મ, જરા, મરણ ટાળવા હોય, અને

સાચું સુખ જોઈતું હોય તો, તારા આત્માની અંદરનો સાચો પુરુષાર્થ કર, પૂર્ણતાનો લાભ મેળવતાં મેળવતાં પૂર્ણતાની પ્રાપ્તિના અભાવે જે પુણ્ય બંધાઈ જાય, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

પ્રશ્નઃ—સમકિતી જીવ ધર્મ કરતો જાય છે અને સાથે પુણ્ય બંધાતું જાય છે, તો તે તેમાંથી ક્યારે મુક્ત થાય?

ઉત્તરઃ—ભાઈ! સમકિતી જીવને વધારેમાં વધારે પુણ્યનો બંધ પડે તો, એક અંતો ક્રોડા, ક્રોડી સાગરોપમનો જ બંધ પડે, અને મિથ્યાત્વીને પુણ્યનો બંધ પડે, તો ૧૫ ક્રોડાક્રોડી સાગરોપમનો બંધ પડે છે.

સમકિતીના પુણ્યમાં જે રસ છે, તે રસ ઊંચા પ્રકારનો છે, જેમ કે "મૈસુબમાં રહેલો રસ, અને મિથ્યાત્વીના પુણ્યમાં જે રસ છે, તે નીચા પ્રકારનો, હલકા પ્રકારનો રસ છે, જેમ કે મોતિયા લાડવાનો રસ.

મિથ્યાત્વીના પુણ્ય સાવ લુખ્ખા છે.

સમકિતીના પુણ્ય સાકરની માખી જેવા છે, એટલે કે સાકર ઉપર બેઠેલી માખીને કોઈ પકડવા જાય, તો તે તુરત જ ઊડી જાય છે તેમ. સમકિતી આત્મા, પૂર્વના પુણ્યમાં ફસાઈ નહિ જતાં, લેપાઈ નહિ જતાં, અવસર આવ્યે, સર્વસ્વનો ત્યાગ કરી દેશે.

અને મિથ્યાત્વીનાં પુણ્ય, બળખાની માખી જેવા છે.

સૂત્રપાઠઃ—बज्झइ मच्छिया व्व खेलम्मि—ઉ. સૂ. અ. ૮

એટલે કે બળખાની માખીને કોઈ પકડવા જાય, તો તે ઊડી શકતી નથી, પણ તેમાં જ લેપાઈ જઈને, ખૂંચી જઈને, પોતાના પ્રાણ ગુમાવે છે. તેમ મિથ્યાત્વી જીવ, પૂર્વ પુણ્યના ઉદયમાં એવો તો સલવાઈ જાય છે કે ન પૂછો વાત, મરતી વખતે હાય....હાય....કરતો જાય છે.

કેવળ નિરૂપાધિક શુદ્ધ આત્મતત્ત્વ છે. તેમાં જ્ઞાન અને આનંદ સિવાય બીજું કાંઈ નથી.

(જીવને વિકારી અવસ્થામાં પણ આનંદ લાગે છે, તો અવિકારી અવસ્થામાં કેટલો આનંદ આવે? કે ન પૂછો વાત.) તે આનંદ, અનંતકાળ સુધી જીવ ભોગવ્યા કરે, છતાં ખૂટે તેમ નથી, અને વિકારી આનંદ તો ખૂટી જાય છે, માટે અવિકારી આનંદ લાવવાના પુરુષાર્થમાં પડી જા.

હવે તે સ્વાધીન સુખનો સ્વીકાર, તે જ અખંડ, અભેદ આત્માની સાચી શ્રદ્ધાનો સ્વીકાર છે, (જીવે અનાદિ કાળથી, ઇન્દ્રિયસુખનો સ્વીકાર કર્યો છે; પરંતુ અતીન્દ્રિય આત્મિકસુખનો હજુય સ્વીકાર કર્યો નથી,) તેનું (આત્માનું) પરથી

જુદાપણાનું જ્ઞાન, તે સાચું જ્ઞાન છે, અને રાગદ્વેષરહિત વર્તન, તે જ સાચું ચારિત્ર છે, એટલે-શ્રદ્ધા, જ્ઞાનપૂર્વકનું વર્તન તે જ ચારિત્ર છે, તે બધુંય એક સાચા જ્ઞાનથી થાય છે, આના વિના થયું નથી, થવાનું નથી અને થશે પણ નહિ. આમ જે માનતા નથી, સ્વીકારતા નથી, કબૂલતા નથી, આનો અંદરમાં નિષેધ વર્તે છે, નકાર વર્તે છે અને દેહાદિક-પુણ્ય આદિની ક્રિયામાં જ ઉત્સાહ લાવનારા ધર્મના નામે અજ્ઞાનતાનું, મૂઢતાનું પોષણ કરે છે, આવા જીવો કદાપિ શુભભાવ કરે તોપણ તે પાપાનુબંધી પુણ્ય બાંધે છે, અને જો અંદરમાં શુભભાવ હોય તો જ, પાપાનુબંધી-પુણ્ય બાંધે, પણ જો અંદરમાં શુભભાવ ન હોય તો પાપાનુબંધી પાપ જ બાંધે છે.

પ્રશ્ન :— પાપાનુબંધી પુણ્ય બાંધે તેનું ફળ શું ?

ઉત્તર :— જ્ઞાની શાંતિથી સમજાવે છે કે "સંસારમાં જે મોટો કહેવાય છે, તે પુણ્યથી કહેવાય છે, સંસારમાં મોટો તે પુણ્યથી મોટો, ધર્મમાં મોટો તે ધર્મથી જ (ગુણથી જ) મોટો કહેવાય છે (જ્ઞાની તો પોતાના સ્વભાવના પુરુષાર્થથી થવાય છે, કેવળજ્ઞાન પોતાના સ્વભાવના પુરુષાર્થથી થાય છે. ગમે તેવો પુણ્યનો ઉદય વર્તતો હોય, અને તેનાથી મોટો કહેવાતો હોય, છતાં તેનાથી કેવળજ્ઞાન ન પમાય. સંસારમાં પુણ્યના યોગે કદાચ દુર્ગુણો બહારમાં ન દેખાય, પરંતુ જ્યારે પુણ્યક્ષય થશે, ત્યારે જેમ જંગલમાં સૂકાં લાકડાંઓ, અરણીના લાકડાંઓ, વાંસના લાકડાંઓ, આપોઆપ બળે છે, તેમ આત્મા પોતે પોતાથી જ પોતાના અપરાધોથી દુઃખી થવાનો.

**"जबलग तेरा पुण्यका पहोंचत है इकरार।**
**तबतक अवगुण माफ है, गुन्हा करो हजार॥"**
**"पुण्यक्षय जब होत है, उदय होत है पाप।**
**जले वनकी लकडी, प्रजणे आपोआप॥"**

આ નિર્દોષ પરમાર્થમાં તો અલ્પ પણ ભૂલ નભી શકે તેમ નથી. જેમ આંખમાં કણું ન રહી શકે, તેમ, આ માર્ગમાં જરા પણ ભૂલ ન નભી શકે. ભૂલને કાઢજો, બીજાને ભૂલ કાઢવાનું કહેજો, પણ ઈર્ષ્યા કરતા નહિ, બીજો ભૂલ કાઢે, કે ન કાઢે, પણ તમે ભૂલમાં, ઈર્ષ્યામાં પરિણમતા નહિ. આ નિર્દોષ પરમાર્થ માર્ગમાં, ગુણે મોટા તે મોટા છે, પણ આબરૂએ મોટા તે મોટા નહિ, પરિવારે મોટા તે મોટા નહિ, આંખમાં કણું ન રહી શકે તેમ આ માર્ગમાં, અલ્પ પણ ભૂલ, ત્રણકાળ, ત્રણલોકમાં નભી શકે તેમ નથી, પુણ્યે મોટા હોય તો તેની તમો વાહ વાહ કરો છો ? પણ ગુણે મોટા હોય તેની તમે ઓળખાણેય કરી ? તેના ચરણમાં કાંઈ અર્પાયા ! અર્પાયા ? જરૂર અર્પાઈ જાઓ....

પુણ્યે મોટા તે પરમાર્થ માર્ગમાં મોટા નહિ, સ્વભાવ ધર્મ તો લોકોત્તર માર્ગ છે, આત્મ ધર્મમાં, લોકોત્તર માર્ગમાં કોઈને પુણ્યથી મોટો કહેવો તે અન્યાય છે.

કેવળીના ધર્મની આશાતના કરવા બરાબર છે, ધર્મથી મોટાને ચક્રવર્તી રાજા તથા ઇન્દ્રો પણ નમે છે. "देवाऽवि तं नमंसंति" સૂત્રપાઠ-પણ આ પુણ્યથી મોટો છે, માટે મારે નમવું પડે એમ માનીને, ચક્રવર્તી રાજાઓ કે ઇન્દ્ર મહારાજાઓ નમતા નથી, પણ ધર્મમાં મોટા હોય, જેમ કે "હરિકેશી મુનિ" તેવા ગુણવાન આત્માઓને નમે છે.

સંસારના પુણ્ય તે શું છે? સંસારના પુણ્ય તે અજીવનું ફળ છે. પુણ્ય સાથે જીવના ગુણનો સંબંધ નથી, પુણ્યતત્ત્વ જુદું અને ચેતન ગુણતત્ત્વ પણ જુદું, બહારથી યશ, કીર્તિ પુષ્કળ હોય, ખમ્મા....ખમ્મા....થતું હોય, તે નામ કર્મની શુભ પ્રકૃતિનો ઉદય છે, જેટલો નામ કર્મની શુભ પ્રકૃતિનો ઉદય છે, તે શું છે? તે અજીવ છે, તે ધર્મનું લક્ષણ નથી, તેને ધર્મનું લક્ષણ માનીને, શુભભાવ કરે, તેનાથી જે પુણ્યબંધ થાય છે તથા ભેગું મિથ્યાત્વ હોવાથી જે પાપ બંધાય છે, તે પાપાનુબંધી પુણ્ય છે, આડીઅવળી ખતવણી કરશે. તેનું ઊંધું પડશે, ઊંધું પડશે અને કષાયની મંદતાએ શુભ કરણી કરશે. પુણ્ય બંધાશે, તે પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહે છે.

ધર્માત્માની કોઈ નિંદા કરે, હેલના કરે, અનાદર કરે, તોપણ તે ધર્માત્માને કાંઈ બાધા-પીડા નથી, કોઈ ધર્માત્માની પાસે જબરદસ્ત મોટો પુણ્યનો યોગ હોય, તોપણ તે ધર્માત્માની પુણ્યથી કિંમત નથી, પુણ્યમાં પૂરા અને ગુણમાં પૂરા, સાક્ષાત્ તીર્થંકર ભગવાન છે.

તો તેઓ પણ ગુણને આરાધીને દેહમુક્ત દશાને પામ્યા – "दुविहं खवेऊण य पुण्णपावं" ઉ-સૂ-અ-૨૧,

પુણ્ય-પાપનો ક્ષય કરી આત્મા સિદ્ધ પરમાત્મા થઈ ગયો.

ધર્માત્માને એટલે શ્રાવકને પાંચમા ગુણ સ્થાનકે અપયશ, અકીર્તિ અને અનાદેય નામ કર્મનો બાહ્યથી કદાચ યોગ દેખાય, પણ અંતરમાં વેદન નથી; કારણ કે "તેમને પ્રકૃતિના વેદનની અસર અંતરમાં આવે જ નહિ, એવો એ જ્ઞાની છે, ધર્માત્મા છે. અંતરંગ, સ્થિરતાનો શાંત સમાધિરૂપ, એને પુરુષાર્થ વર્તે છે, પાંચમા ગુણ સ્થાનકને પામેલો શ્રાવક કદી, બે આનાની પ્રાપ્તિ કરવા માટે મજૂરી કરતો પણ દેખાય, છતાં અંતરસ્વભાવના, મહાસુખમાં તૃપ્ત છે.

પૂણિયા શ્રાવકને બે આનાની સાહ્યબી છે, છતાં અંતરમાં મહાસુખી છે. અંદરમાં વિચાર તો કરો, તમારો આત્મા તમને જવાબ દેશે? કે સુખ ક્યાં હોઈ શકે?

અહીં શાસ્ત્રકાર સમજાવે છે કે "મહાસુખમાં એ શ્રાવક કેવો તૃપ્ત છે?"

ઉત્તર આપતાં કહે છે કે "આનંદાદિ શ્રાવકો, સ્વાર્થસિદ્ધ વિમાનના દેવો કરતાં મહાસુખી છે, બે આનાની મજૂરી કરનાર સમકિતી ધર્માત્મા શ્રાવકની શાંતિ વધારે હોય છે. અંતરની શાંતિ અને સ્થિરતા, જે સ્વાર્થસિદ્ધ વિમાનના દેવોને

છે, તેના કરતાં અંદરની શાંતિ અને અંદરની સ્થિરતા શ્રાવકને અધિક હોય છે, તથા સમાધિસ્વરૂપની બળવાન ભાવના પણ અધિક હોય છે, તેથી તે સ્વાર્થસિદ્ધ વિમાનના દેવો કરતાં તે શ્રાવકો અધિક અધિક સુખી છે.

દેવ કરતાં શ્રાવકને જે અધિક સુખી કહ્યા તે કોના આધારે? ઉત્તર :— ભાઈ! અંતરની શાંતિ અને અંદરની સ્થિરતાના આધારે શ્રાવકોને સુખી કહ્યા છે. પૂર્વે પુણ્યાનુબંધી પુણ્ય બાંધીને સ્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા છે, પણ તે પુણ્યનો ઉદય ગુણને દબાડતો નથી, કારણ કે, “પુણ્ય બાંધતી વખતે જરાપણ આત્માના ગુણને દબાડયા ન હતા, તો ઉદય વખતે પણ, ગુણોને નહિ દબાડે ભાઈ! નહિ દબાડે! નિજ ગુણને દબાડતા નથી તેથી તેવા પુણ્યને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

સંસારમાં પુણ્યની પ્રધાનતા છે, ગમેતેવા અધર્મોના કામો કરતા હોવા છતાં, ખમ્મા, ખમ્મા....થાય, ધર્મમાં ગુણની પ્રધાનતા છે, તેથી જ્ઞાની, પુણ્યથી દૂર રહીને, તેના સ્વામીપણે ધણીપણે ન ભળતાં, નિસ્પૃહપણે જાણી લ્યે છે, અને તે અજ્ઞાની, પુણ્યની સાહ્યબીમાં જાહોજલાલી હોય તો, તેમાં રક્ત થઈ જાય છે, આ રાજાને પુણ્યનો ઉદય છે, તેમાં તે રકત થઈને, શિકાર જેવા અધર્મ કાર્ય ઉપજાવી રહ્યો છે.

પુણ્ય એક તત્ત્વ છે, પુણ્યથી જ્ઞાની ન થવાય, ધર્માત્મા પણ ન થવાય, લોકોત્તર ધર્મમાં ગુણની જ મુખ્યતા છે, એટલે કે પુણ્યથી આત્માનું હિત ન થાય, જે જીવ, પુણ્યવૈભવ, યશ, કીર્તિ, આદેય નામ, એ બધાંય ઉપરનું લક્ષ અને એને લઈને વૈભવ, યશ, કીર્તિ ઉપર જે જીવ મારાપણાની દૃષ્ટિએ જુએ છે, તે જીવ, જીવ-અજીવના, લક્ષણની જુદાઈ નહિ સમજનારો છે.

મેં લાખ ખરચ્યા, મને કોણ વખાણે છે. એમ અજ્ઞાની જુએ છે, અને તે જુદાઈ નહિ સમજનારો હોવાથી અજ્ઞાની, એવો અજ્ઞાની, ધર્મકરણી કરે, યમ, નિયમ, તપ, જપ કરે છે. તે અજ્ઞાનીને ધર્મકરણી કરવાની પછવાડે જે ભલો ભાવ હોય છે, તેનાથી જે પુણ્ય બંધાય છે, તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

જ્ઞાનીને હિતઅહિતની સમજણ હોય છે, જીવના લક્ષણથી જીવને ખતવે છે (જુએ છે) અજીવના લક્ષણથી અજીવને ખતવે છે, પુણ્યના લક્ષણથી પુણ્યને ખતવે છે, અને સંવરના લક્ષણથી સંવરને ખતવે છે, એવો વિવેક જ્ઞાનીને હોય છે, તેથી તેને ભલા ભાવથી, જે સહેજે પુણ્ય બંધાય છે તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

આવો સમકિતી ધર્માત્મા જેને પૂર્ણ કેવળજ્ઞાન પ્રગટી ચૂકયું છે, એવા સર્વજ્ઞ દેવની ભક્તિ પરમદૃઢ આધારભૂત ગણીને, પરમપ્રેમે ગુરુને તથા ભગવાનને ભજે છે, તેવો જીવ, ભગવાનને તથા ગુરુને ભજતો થકો શું કહે છે? ઉત્તર :—હે ગુરુદેવ? હે ભગવાન! હે સહજાત્મસ્વામી! આપશ્રીને જેવો શુદ્ધધર્મ પ્રગટ્યો છે, તેવો જ

અમને શુદ્ધધર્મ, પ્રગટો-પ્રગટો ને પ્રગટો ! એમ નિરંતર અજંપા જાપ જપે છે, દૃષ્ટિ પૂર્ણતામાં પડી છે, સામે ભગવાન છે, તે પૂર્ણતાનું અવલંબન છે, તેનાથી એટલે કે "શુભ રાગથી જે પુણ્ય બંધાય છે, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે, આવી રીતે પ્રભુને અવલંબતા (જો દશામાં રાગ ન હોય તો, ભગવાનનું અવલંબન તથા ગુરુ-દેવનું અવલંબન પણ ન હોય,) પરભાવને પરિહરે છે, આત્મધર્મમાં રમણતા અનુભવતા તેને આત્મભાવ પ્રગટે છે, પૂર્ણાનંદપદ પ્રગટે છે.

દોહરો :—"શુદ્ધદેવ અવલંબન ભજતા, પરિહરીએ પરભાવ,
આત્મધર્મ રમણ અનુભવતા પ્રગટ આતમભાવ."

સમ્યગ્ દૃષ્ટિની આવી પ્રવૃત્તિ તત્ત્વથી એટલે કે પરમાર્થથી હોય છે, કારણ કે તેને નિશ્ચયપણે ગ્રંથિભેદ થયો હોય છે. એટલે વિવેકદ્વારા, વિવેકની પરિશુદ્ધિને લીધે, તે ઉત્તમ ્ત પ્રમાણ હોઈને જેમ છે તેમ, ખતવણી કરે છે. તેથી તે સ્વાર્થસિદ્ધ વિમાનના દેવો કરતા, મહાન સુખી છે, તે સુખના અનુભવમાં પૂર્ણ સુખના અભાવે, જે કાંઈ રાગ છે, તેને લીધે, સહેજે સહેજે, પુણ્ય બંધાઈ જાય છે, તેને વીતરાગદેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

ૐ

શ્રી નેમીનાથાય નમઃ



## વ્યાખ્યાન ૧૨

સંવત ૨૦૧૪ના અષાઢ વદ ૮ને મંગળવાર તા. ૮-૭-૧૯૫૮

## "શાસ્ત્રોના સવળા અર્થે મોક્ષ"

ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૧૮મું સંજતિ રાજાનો અધિકાર વંચાય છે.

**कम्पिले नयरे राया :-** સૂત્રપાઠ

(૧) પુણ્ય, (૨) પાપ, (૩) ધર્મ, એમ ત્રણ વસ્તુનું સ્વરૂપ સમજાવે છે.
પુણ્યના ચાર ભાંગા છે. તે સમજવા જેવા છે.
આજે એમ સમજાવે છે કે, 'જે જ્ઞાની છે, નિજસ્વરૂપ જેણે વેદ્યું છે,

એવા સ્વરૂપ વેદી જ્ઞાનીને હિત, અહિત, શ્રેય, અશ્રેય, ન્યાય, અન્યાય, પરમાર્થ અપરમાર્થ, લાભ, અલાભનો વિવેક હોય છે. પ્રકૃતિના જે સંયોગો છે, તેને વિવેક-વાળો જ્ઞાની જેમ છે, તેમ જાણી લે છે; જાણવામાં જરાય ભૂલ કરતો નથી. સંયોગો ગમેતેવા હોય તોપણ જ્ઞાની તેને નિર્દોષપણે જાણ્યા કરે છે. જાણવામાં ક્યાંય અટકવાનું હોય નહિ. પણ જે જીવો નિમિત્તને આશ્રિતે (નિમિત્તનો આશ્રય લઈને નિમિત્તમાં અટક્યાં છે.) અટક્યા છે. તે જીવો માત્ર વાતો જ કરે છે. વાતો જ કરનારા છે. પણ પુરુષાર્થ કરવાની બુદ્ધિ કરતા નથી.

भणन्ता अकरेन्ताय, बन्ध मोक्खयइण्णिणो,
वाया विरिय मेत्तेण, समासासेन्ति, अप्पय

ઉ. સૂત્ર અ, છઠ્ઠું ગાથા ૧૦

ભાઈ સત્ય પુરુષાર્થ કરીશું, તો આપણું કલ્યાણ થશે. અને કેટલાક બાળ જીવો કહે છે કે ભગવાને દીઠું હશે, તેમ થશે, (જ્ઞાની તથા અજ્ઞાની બંને એમ જ કહે છે, છતાં કહેવાની પછવાડે બંનેના ભાવમાં મોટા આંતરા હોય છે.) તેમના જ્ઞાનમાં મારા જેટલા ભવો દીઠા હશે, તેટલા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવ પરિભ્રમણ થયા વિના મારો મોક્ષ નહિ થાય, જે વખતે કાળલબ્ધિ પાકશે, ભવિતવ્યતા આવીને ઊભી રહેશે. તે જ વખતે સમ્યગ્દર્શન થશે, એમ કથનમાં નિમિત્તાધીનતા રાખીને, પુરુષાર્થને ઉડાડે છે. પુરુષાર્થરહિત થઈને કેવળ દ્રવ્યાનુયોગની વાતો કરે, તો તેને વીતરાગ દેવ—નિશ્ચયાભાષી કહે છે. भणन्ता अकरेन्ताय માત્ર ભણી જ જાય છે. પણ કાંઈ કરતા નથી. એવા માત્ર નિશ્ચયાભાષી જીવો, કદાચિત શુભયોગ દ્વારા પુણ્યને બાંધો, તો તે પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

પણ જેને કેવળ જ્ઞાનીનો અખંડ વિશ્વાસ થયો છે. કેવળજ્ઞાનીની અંતરમાં સાચી પ્રતીતિ આવી છે. તેને ચારે પડખે સમાન પ્રતીતિ જોઈએ.

सव्व भूयप्प भूयस्स, सम्मं भूयाइ पासओ,
पिहिआ सवस्स दंतस्स, पावकम्मं न बंधइ

દશવૈકાલિક સૂત્ર અ. ૪થું ગાથા ૯

જેને સમાન પ્રતીતિ આવી છે તેણે જ કેવળજ્ઞાનીએ દીઠું છે. તેનો સ્વીકાર કર્યો છે. બાકી તો હજુ કોઈએ સ્વીકાર પણ કર્યો નથી, વાતો કરનારા કરોડો છે. પણ મારા મહાવીર ભગવાનનો સ્વીકાર કરનારા થોડા વીરલા છે.

હવે જેણે કેવળજ્ઞાનીને માન્યા છે, સ્વીકાર્યા છે, તેને રાગદ્વેષ હોય નહિ, અજ્ઞાનપૂર્વકના મિથ્યાત્વ સહિતના રાગદ્વેષ હોય નહિ, તેને એવી ઊંધી શ્રદ્ધા ન હોય ? કેવી ઊંધી શ્રદ્ધા ન હોય ? ઉત્તર કેવળી ભગવાને મારા ભવ જેટલા દીઠા હશે તેટલા થશે. માટે હવે હું પુરુષાર્થ ન કરું તોય મારો મોક્ષ થશે. એવી ઊંધી

શ્રદ્ધા, ઊંધી માન્યતા, તેને ત્રણ કાળ–ત્રણ લોકમાં ન હોય. પુરુષાર્થ એની મેળે જાગશે. ભગવાને જોયા હશે. તેટલા ભવ થશે, પછી ભવ નહિ થાય. એમ માને તો તે મિથ્યાદૃષ્ટિ જીવ છે. અર્થાત્ એમ માને કે કેવળી ભગવાને મારો મોક્ષ દીઠો હશે, ત્યારે જ થશે. માટે હવે હું પુરુષાર્થ ન કરું, એમ માનીને બેસે તો તે પણ જીવ મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની છે. આવો મિથ્યાદૃષ્ટિ જીવ. થોડો શુભ ભાવ કરે ને પુણ્ય થાય તો તેના પુણ્યને વીતરાગ દેવ પાપાનુબંધી પુણ્ય કહે છે, અને સમ્યગ્દશામાં સાચી શ્રદ્ધાની દશામાં જે પુણ્ય બંધાય છે તે પુણ્યને વીતરાગ દેવ પુણ્યાનુબંધી પુણ્ય કહે છે.

ભગવાને મારો મોક્ષ જોયો હશે, ત્યારે જ મારો મોક્ષ થશે. પણ મારા પુરુષાર્થ વિના ભગવાને મારો મોક્ષ જોયો નથી, માટે મારે તો પુરુષાર્થ દ્વારા મોક્ષ પ્રગટાવવાનો છે. એમ શ્રદ્ધતો થકો પુરુષાર્થમાં જે જીવ આગળ વધી રહ્યો છે. તે જીવને પુરુષાર્થની અધૂરાશના કારણે, વચ્ચે જે પુણ્ય બંધ પડે છે તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

અહીં કોઈ એમ કહે કે "અનંતી વાર સામાયિક કરી, પ્રતિક્રમણ કર્યું, ચારિત્ર પાળ્યું. પૌષધ કર્યા, ઉપવાસ કર્યા, એકાસણા, આયંબિલ કર્યા. ચૌવિહાર કર્યા, બ્રહ્મચર્ય પાળ્યું; સત્ સમાગમ કર્યો. ઉપાશ્રયમાં બેઠા છતાં કાંઈ ન વળ્યું; કાંઈ ન થયું, કાંઈ ન દીઠું. અરર, આવું તો અનંતવાર કર્યું. એમ કહેનાર જીવ મિથ્યાદૃષ્ટિ છે. મિથ્યા માન્યતાવાળો છે. અને એવા જીવે ક્રિયા ઉપર દોષ મૂકી દીધો છે. ભાઈ! કરણીનો કોઈ દોષ નથી. (તારાથી કરણી ન થાય તો ન કર પણ શુભ કરણીમાં કાંઈ બળ્યું નથી, તેમ તો તું ન જ બોલ). કરણી ઉપર દોષ મૂકનાર અઢારમા પાપ સહિત તેરમું અભ્યાખ્યાન નામનું પાપ સેવે છે.

અહીં તો પુરુષાર્થ સહિત સમ્યગ્જ્ઞાન ચારિત્રની વાત છે. સમ્યગ્દર્શન સહિત જ્ઞાનબળનો જ્યાં પુરુષાર્થ વર્તે છે. ત્યાં ચારિત્રનો ગુણ પ્રગટે છે. કોઈ પણ ક્રિયા કોઈને નુકસાનકારક નથી. ચાહે તો જ્ઞાની કરતો હોય કે અજ્ઞાની કરતો હોય. પણ તે બેમાંથી એકેયને ક્રિયા નુકસાનકારક નથી. નુકસાન કરતી પણ નથી. તેમાં ક્રિયાનો દોષ નથી, પણ તારી ઊંધી માન્યતાનો દોષ છે. એમ જ્ઞાની પોતાના ઉપાદાનના પૂર્ણ સામર્થ્યનું બળ પોતે પોતાની શક્તિમાં જુએ છે. અને અજ્ઞાની જોતો નથી. અને જ્ઞાનીને તે પ્રાપ્ત થયેલ અંશ શક્તિના જોરે. સંપૂર્ણ શકિતના અભાવે જે સહેજે પુણ્ય બંધાઈ જાય છે તે પુણ્યને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

અજ્ઞાની જીવ ઉપાદાનને ભુલીને "**आप आपको भूलके हेरान हो गये**" પરાશ્રિત બુદ્ધિવડે નિમિત્તાધીન રહી, પુરુષાર્થરહિત થઈને "**भणन्ता अकरेन्ताय**" બોલે પણ કરે નહિ. આત્માર્થને નકારતો થકો, પરમાર્થને નકારતો થકો, કદાચ ભલા ભાવથી, પુણ્ય બાંધી લે; તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

બહુ સમજવાની વાત છે, લોકોને ઊંધી માન્યતાના પોષણ બહુ મળેલા છે, તેથી જ્યાં ત્યાં નિમિત્તની, પરાધીનતાને દેખે છે. (હે ભવ્ય જીવો, તમને અંદરમાંથી વૈરાગ્ય કેમ ફાટી નીકળતો નથી હે અનંતધૈર્યના ધણી, ધૈર્યને ધારણ કર, સમ્યક્ વૈરાગ્યમાં તરબોળ થા.) અનંત-અનંત શક્તિવાળા પૂર્ણ પોતાના સ્વભાવનો મહિમા દેખતો નથી.

અત્યારે આ વર્તમાનમાં ધર્મકાળ છે, પણ જોનો ખરો, કાળ તો જડ પદાર્થ છે, અજીવ છે, પણ એક દેહ કરીને મોક્ષ જઈ શકાય, એવો ધર્મકાળ, એટલે સ્વભાવ પરિણામ, સ્વકાળ, વર્તમાનમાં પણ છે, પણ લોકોને ઊંધી માન્યતાથી કામ કરવું છે, તેથી તેનો મેળ, ઘણા કાળમાં તેને બેસે તેમ નથી, ત્રણકાળ, ત્રણલોકમાં મેળ મળે તેમ નથી, અનાદિથી ઊંધી માન્યતાથી, પોતાની કલ્પનાએ કામ કરતો આવ્યો છે, હજુપણ ઊંધી માન્યતાથી કામ કરવું છે? 'હા, તો તેનો મેળ ત્રણકાળમાં બેસે તેમ નથી, પુરુષાર્થ કરવો નથી, મહેનત કરવી નથી અને વાતો કરવી કે જ્ઞાની જાણે, ભગવાન જાણે, મહાવીર જાણે, આપણાથી કાંઈપણ નિર્ણય ન થાય, "જા, બિલ્લી મોભામોભ" કેવળજ્ઞાન થાય, ત્યારે બધુંય જણાશે. આમ શંકામાં રહીને, શંકા સહિતની સમતા, તે જ મિથ્યાત્વ છે. કોઈ પૂછે કે સામાયિક કેવી થઈ? પૌષધ કેવો થયો? સાધુપણું કેવું પળાય છે? તો કહે કે "ભગવાન જાણે, ભગવાન સ્વીકારે તે સાચું, પણ ભાઈ! દેહરૂપી દેવળમાં બેઠેલો ચેતન ભગવાન, જાણે તેવી સામાયિક આદિ ન થયા ને? ઊંધો નિર્ણય કરવાથી, આત્મજ્ઞાન એટલે કે ગુણનો ઉઘાડ ત્રણકાળ, ત્રણલોકમાં થાય નહિ. કદાચ શુભ ભાવથી, તું માને કે પુણ્યાનુબંધી પુણ્ય થાય, પણ તે વાત પણ બને નહિ, કેવળ પાપાનુબંધી પુણ્ય બંધાય, પણ ગુણનો ઉઘાડ, પુણ્યાનુબંધી પુણ્ય અને ભવ કટી તો ન જ થાય.

જે જ્ઞાની છે. ધર્માત્મા છે એવા, જ્ઞાની ધર્માત્મા પુરુષાર્થ વડે, એવો યથાર્થ નિર્ણય કરે છે કે તે નિર્ણય, પૂર્વાપર વિરોધરહિત હોય છે, એવો નિર્ણય કરે, કે "એક બે ભવમાં મારો પોતાનો મોક્ષ મારી પોતાની દશામાં થવાનો જ છે, એ નિર્ણયને કેવળજ્ઞાનીએ પણ કબૂલ્યો છે, મોક્ષદશા પોતાને વિષે પ્રગટ થવાની છે, એમ શંકારહિત તત્ત્વમાંથી નિઃસંદેહ સાક્ષીપણે કબૂલાત લાવે કે "જે કેવળજ્ઞાનીઓએ સ્વીકાર્યું છે, તે જ થવાનું છે, એવો તેને સચોટ અખંડપણે પોતાના જ્ઞાનમાં નિર્ણય વર્તે છે.

આત્મા સામે જોનારને પ્રકૃતિ સામે જોવાનું રહેતું જ નથી, ભલે પછી પુણ્ય પાપનો ગમે તેવો ઉદય વર્તતો હોય, ગમે તેટલો ઉદય વર્તતો હોય, છતાં તેને પ્રકૃતિ સામે જોવાનું રહેતું જ નથી, એમ જ છે, અનંત જીવો એ જ પ્રમાણે સાધક દશામાં વર્તે છે. એમ જ વર્ત્યા છે, કર્મનો ગમે તેવો ઉદય આવે, તોપણ પોતામાં

વળી સુબાહુકુમારના જીવે એક જ વાર સુદત્ત અણગારને આહાર વહોરાવ્યો, તો તેની ભવકટી થઈ ગઈ, એમ શાસ્ત્રના દાખલા ટાંકે છે, (તમે કેટલીવાર સાધુને આહાર વહોરાવ્યો ? શું તમારી ભવકટી (ભવ કપાઈ ગયા ? (થઈ ગઈ ?) તો આ રીતે આપણે પણ ત્યાગીઓને, આહાર આદિ દાન આપીને ભવકટી કરી લેશું, મોક્ષ મેળવી લેશું, (આમ ટૂંકા ટુંટિયા વાળીને બેસવું છે ?) આપણે મહારાજ સાહેબ કહે છે, તેવી માથાકૂટમાં પડવા કરતાં, એક જ વાર, સારા સાધુને આહારપાણી વહોરાવી દેશું, તો આપણે પણ મોક્ષ લઈ લેશું, પણ ભાઈ ? એ વહોરાવનાર કોણ ? સામે વહોરનાર પાત્ર પણ કોણ ? વહોરાવાની પાછળ તેમની ભાવના પણ કેવી ? કયા ભાવે તેમણે ભવકટી કરી ? કયા ભાવે તેમણે ભવભ્રમણ તોડયું છે ? તે તો તું જોતો નથી, અને માત્ર બહારના, ઉપલક્રિયા ભાવે દાન આપવાથી કલ્યાણ થઈ જશે, એમ માનીને બેઠો છું તે તારું અજ્ઞાન છે.

વળી નાગેશ્રી બ્રાહ્મણીએ, પણ ધર્મઘોષ મુનિના શિષ્ય ધર્મરુચિ અણગારને આહાર વહોરાવ્યો, છતાં તે નાગેશ્રી બ્રાહ્મણી એકેક નર્કમાં બબ્બે વાર જશે, તે શું વહોરાવવાના કારણે ? ઉત્તરઃ—ના, પણ વહોરાવવાની પાછળ રહેલા ભૂંડા ભાવના કારણે નર્કમાં જશે, ભાવને જોતો નથી, અને આમ ઓછામાં ઓછી મુશ્કેલીનો માર્ગ (સહેલામાં સહેલો માર્ગ) શોધ્યા કરવાથી, આવી તારી વૈધ્ય વૃત્તિથી, ક્ષુદ્ર વૃત્તિથી, મોક્ષ મેળવવાનો ભ્રમ તું છોડી દે, અને પુરુષાર્થ કર. અનાદિનું અંદર અજ્ઞાન દૂર થયા, વિના તારો ગુરુ કે તારો પ્રભુ તને મોક્ષ આપશે. એમ તારા ગુરુ, અને તારા પ્રભુને, સદોષી (દોષવાળા) માનવાનું મિથ્યાત્વ છોડ.

(પચ્ચીસ) ૨૫ પ્રકારના મિથ્યાત્વમાં કહ્યું છે કે "સાધુને કુસાધુ કહે તો મિથ્યાત્વ, અને કુસાધુને સુસાધુ કહે તો મિથ્યાત્વ. સંપૂર્ણ જ્ઞાનદશાનો ઉઘાડ થયા વિના, કે ઉઘાડ થયા પહેલાં, તારો મોક્ષ થાય તેમ નથી, અને તે ઉઘાડ તારો પોતાનો જ કર્યો થવાનો છે, પુણ્ય સહાયભૂત હશે, તો જ ઉઘાડ થશે, એમ ન માની બેસ, પણ જેને ધર્મ પામવો હોય તે જીવ તેના માટે નવી તૈયારી, અને નવો પુરુષાર્થ કરે, તો વર્તમાનમાં પણ ધર્મને પામી શકે છે.

જુઓ ભાઈ ? તીર્થંકર, દેવાધિદેવ, ગુણમાં પણ પૂરા, અને પુણ્યમાં પણ પૂરા, અથવા ગુણમાં પણ જબરા, અને પુણ્યમાં પણ જબરા. તો તેઓ ગુણને આરાધીને મોક્ષમાં ગયા, તેની સામે ૧૨ ચક્રવર્તીઓમાંથી, સંભુત ચક્રવર્તી અને બ્રહ્મદત્ત ચક્રવર્તી, પુણ્યમાં તો ઘણા જબરા હતા પણ ગુણમાં મીંડા હતા, તો મરીને ૭મી (સાતમી) નરકે ગયા.

માત્ર સસલાની દયા પાળવાથી મોક્ષ થતો હોય તો, આ બે ચક્રવર્તીને પુણ્યનો

ઉદય છ ખંડની સાહ્યબીનો હતો, તો તેઓએ શું જીવનમાં કોઈ જીવોનું રક્ષણ નહિ કર્યું હોય? દયા નહિ રાખી હોય? જરૂર રક્ષણ કર્યું હોય, દયા પણ રાખી હોય, પરંતુ અંદરમાં આત્મલક્ષ નહિ થયેલ તેથી, તેઓના પુણ્યે નરક અટકાવી નહિ, અર્થાત્ તેઓ બંને નરકમાં ગયા, તેથી ફલિત થાય છે કે "સમ્યગ્ દર્શનના અભાવમાં જો કોઈ જીવ, કોઈ જીવોની દયા પાળે, પુણ્ય પણ બાંધે, શુભભાવ કરે, મંદ કષાય કરે, તોપણ પરિભ્રમણ ટળે નહિ." માટે પુણ્યથી મોક્ષ થતો નથી.

પુણ્યમાં સાવ ઓછા, પણ ધર્મમાં મહાન જબરા, હરિકેશી મુનિ (ચાંડાલ જાતિના હતા) તથા કપિલ કેવળી તેઓ પુરુષાર્થ કરીને ધર્મને પામી ગયા, અને મોક્ષમાં પણ ગયા, તેમ જ પુણ્યમાં મીંડા પણ ગુણમાં જબરા, તે પુણિયો શ્રાવક તે શ્રાવક પુરુષાર્થ કરીને ધર્મને પામી ગયા.

પુણ્યમાંય મીંડા અને ગુણમાંય મીંડા, એવા વર્તમાન વિષયભોગના ભિખારી, દુનિયાના શંકા જીવો.

આમ કહીને સમજાવે છે કે "ગમે તેવો પુણ્ય, પાપનો ઉદય, વર્તતો હોય, છતાં વર્તમાન નવી તૈયારી અને પુરુષાર્થની જાગૃતિ કરે તો, જીવ તે જાગૃતિથી, ધર્મને પામી જાય, આવા ધર્મની પૂર્ણતા ન થાય, ત્યાં સુધી સહેજે પુણ્ય બંધાય, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

શાસ્ત્રોના દાખલાઓ ટાંકીને, તેના અર્થ બરાબર નહિ કરતા, અવળા-સવળા અર્થ કરીને, કદાચ શુભ કરણી કરે, અને પુણ્ય બાંધે તો તે પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે, તેનાથી ભવ કરી થાય તેમ નથી, માટે જેમ છે, તેમ સમજીને આગળ વધશો તો જીવનું કલ્યાણ થઈ જશે, અહીં પુણ્યાનુબંધી-પુણ્યની તથા પાપાનુબંધી પુણ્યની વાત કરી, હવે પુણ્યાનુબંધી પાપ તથા પાપાનુબંધી પાપ, એ બે ભાંગાની વાત અવસરે કરશું? આ બધું સાંભળીને શાસ્ત્રોના સવળા અર્થ કરીશ તો તારો મોક્ષ હથેળીમાં છે.

ॐ

— નમો મુનિસુવ્રતાય —



આત્માનું જ્ઞાન, શ્રવણરૂપ આત્માનો ઉપદેશ લાગે, ચોંટે, આત્માનો ઉપદેશ ચોટ્યા પછી બોધ પામે, અને તેની **મીમાંસા** થાય. મીમાંસા એટલે થયેલા બોધમાં ચારે બાજુની વિચારણા, સૂક્ષ્મ અને સ્થૂલને વિચારે, સૂક્ષ્મતત્ત્વને પણ વિચારે અને સ્થૂલતત્ત્વને પણ વિચારે, વિચારણા કરે, ઉહાપોહ કરે. હેય, ઉપાદેય, જ્ઞેય, આદિના સૂક્ષ્મ વિચાર કરે તો, સૂક્ષ્મવિવેક પ્રગટે.

ચોથા શ્રમણસૂત્રમાં પણ આપણે બોલીએ છીએ કે "એક બોલથી તેત્રીસ બોલ સુધીના બોલોમાં, જે મહાપુરુષો જાણવા જોગ જાણતા હશે! છાંડવા જોગ છાંડતા હશે! આદરવા જોગ આદરતા હશે, તેને ધન્ય છે. આ બોલવા પાછળ શું સૂચવે છે? એ એમ સૂચવે છે કે સમ્યગ્ દૃષ્ટિ જીવોમાં હોય; જ્ઞેય, ઉપાદેયનો વિવેક બરાબર હોય છે.

ત્યાર પછી પ્રતિપત્તિ એટલે આદેય, એક આત્મા છે. એક આત્માને ગ્રહણ કરે, આત્મા અંગીકાર થયા પછી, તત્ત્વનું નિશ્ચય રૂપ માન્યપણું થાય, એ બધું થયા પછી **પ્રવૃત્તિ** એટલે તત્ત્વરૂપ પ્રવૃત્તિ એટલે તદ્રૂપ, પ્રવૃત્તિ એટલે જેનું ગ્રહણ કર્યું તેને અનુરૂપ પ્રવૃત્તિ થાય, આચરણ થાય, આ પ્રમાણે આઠ ગુણ કહ્યા.

**૧. અદ્વેષ :** સત્ પ્રત્યે અણગમાનો અભાવ તે અદ્વેષ ગુણ.

૨. **જિજ્ઞાસા** : સત્ તત્ત્વને જાણવાની અંતરંગમાં ઉત્કૃષ્ટ તાલાવેલી.

૩. **સુશ્રૂષા** : આત્માને સાંભળવાની ઉત્કૃષ્ટ ઇચ્છા.

**૪. શ્રવણ** : સત્ તત્ત્વ સાંભળવાનો પરમ પ્રેમ.

**૫. બોધ** : આત્માનું જ્ઞાન, આત્માનો બોધ અંતરમાં પ્રગટે.

**૬. મીમાંસા** : એટલે થયેલા આત્મબોધમાં ચારે બાજુની ઉપાદેય વિચારણા, સૂક્ષ્મ સ્થૂલ તત્ત્વોની વિચારણા હેય, જ્ઞેય, ઉપાદેય તત્ત્વોનો વિવેક.

**૭. પ્રતિપત્તિ** :— એટલે સ્વીકાર, આદેય, ઉપાદેય, એક આત્મા જ છે; તેમ માનીને એક આત્માને જ ગ્રહણ કરે.

**૮. પ્રવૃત્તિ :** જે આત્માને ગ્રહણ કર્યો, તેને અનુરૂપ પ્રવૃત્તિ, આચરણ.

આ આઠેય વ્યવહાર ગુણોની પ્રાપ્તિ, જીવને વર્તમાન વર્તતી પર્યાયમાં ધર્મકરણી કરતી વખતે, તીવ્ર મલિનતા થવા દે, અને ધર્મકરણીનો વ્યવસાય બરાબર રહ્યા કર્યો. આમ આ પ્રકારના વ્યવહારગુણ દ્વારા, ધર્મ સાધનમાં નિમિત્ત-રૂપે, હરકત કે વિઘ્ન નહિ કરનાર, પાપને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે. ૧. યમ, ૨. નિયમ, ૩. આસન ૪. પ્રાણાયામ ૫. પ્રત્યાહાર, ૬. ધારણા, ૭. ધ્યાન અને

૮. સમાધિ, આ આઠ બોલ દ્વારા ધર્મકરણીની અંદર, પોતે પોતાનું અંતઃકરણ શુદ્ધ કરવા ધારે તો, તેમાં હરકત, વિઘ્ન નહિ કરનાર, પાપના ઉદયને, પુણ્યાનુબંધી પાપ કહેવાય છે. અહીં પુણ્યાનુબંધી પુણ્ય, તેમ જ પાપાનુબંધી પુણ્યની વાત કરી, હવે ત્રીજો ભાંગો પુણ્યાનુબંધી પાપ, તેની પણ આજે વાત કરી, તેને સાંભળીને લક્ષગત કરીને સત્પુરુષાર્થ ઉપાડી, સમ્યગ્ દર્શનને પામી જશે તો જીવનું અવિનાશી કલ્યાણ થઈ જશે.

ૐ

શ્રી મલ્લીનાથાય નમઃ



## વ્યાખ્યાન ૧૪

સંવત ૨૦૧૪ના અષાડ વદ ૧૦ ને ગુરુવાર

## "અષ્ટાંગયોગ"

ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૧૮, ગાથા પહેલી સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. કાંપિલ્ય નામના નગરની અંદર, 'નામેણું' નામ, એટલે નામ માત્ર નામ સંયતિ છે, નામ નિક્ષેપે સંયતિ છે, પણ ભાવ નિક્ષેપે સંયતિ નથી, તેથી શિકારના કર્તવ્ય કરે છે. ચતુરંગી સેના લઈને, શિકાર કરવા જાય છે. આવા રાજાને રાજપાટની પ્રાપ્તિ કેમ થઈ? તો ત્યાં શાસ્ત્રકાર પોતે જ ઉત્તર આપે છે કે उद्दिण्ण पूर्व पुण्यनो ઉદય વર્તે છે, તેથી વર્તમાન પૂર્વ પુણ્યના ઉદયમાં જોડાય, અને પાપબુદ્ધિ ટળે નહિ, તો તેવા પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

પુણ્યના ચાર ભાંગા છે, તે ક્રમેક્રમે કહેવાઈ રહ્યા છે. જેનું લક્ષ પોતાના સ્વરૂપ તરફ નથી, આત્મા તરફ નથી, પણ સાંસારિક સુખો મેળવવાના લક્ષે, સાંસારિક ભોગો ભોગવવાના લક્ષે, આધિભૌતિક પદાર્થો મેળવવાના લક્ષે, જે ધર્મકરણી કરે છે અથવા તો ધર્મકરણી થાય છે, તેથી તો ધર્મકરણીમાં મન, વચન, કાયાના જોગ ભલા હોવાથી, અને ચારિત્ર મોહનીય કર્મની પ્રકૃતિનો મંદ ઉદય હોવાથી, વર્તમાન મન, વચન, કાયાના જોગ ભલા હોવાથી, અને ભાવ પણ ભલા હોવાથી, પુણ્યનો બંધ થાય છે. પણ એ સંસારના લક્ષે બંધાયેલું પુણ્ય, એ પુણ્યના ઉદયના લક્ષે જે કાંઈ

સામગ્રી મળશે, તે સામગ્રીના ભોગવટામાં આત્માની, આત્મિક સમૃદ્ધિ દબાય છે, પણ જે સંસારની ઇચ્છા વિના આધિભૌતિક પદાર્થોના સુખની ઇચ્છા વિના, આત્મ સ્વભાવના લક્ષે ગુણની, સ્વરૂપની આરાધના કરતાં કરતાં (ભલે તે પછી આરાધના, જઘન્ય હોય, મધ્યમ હોય કે ઉત્કૃષ્ટ હોય) એમ જ્ઞાનાદિની આરાધના કરતા કરતા પૂર્ણ મોક્ષદશાના અભાવે જે સહેજે પુણ્ય બંધાય છે. તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

એવા પુણ્યવાળા આત્માને સ્વતંત્ર હક્ક મળે, બીજાને દબાવીને, વર્તમાન સુખના ભોગવટા ન લ્યે, જન્મતાં લાખો રૂપિયાના ઢગલા મળે, અથવા લાખો રૂપિયાના ઢગલા ઉપર જન્મ થાય, પણ બીજાના હક્ક દબાવીને, વર્તમાન ભોગવટા કોણ લ્યે? ઉત્તર :– જે જીવે પૂર્વે પોતાના આત્માની જ્ઞાનાદિકની સત્તા લૂંટી હોય તે જીવ, વર્તમાન લૂંટમાંથી લાવા લેવા ધારે, બીજાનો હક્ક દબાવીને લાવો લેવો, બીજા ઉપર જોરજુલમ ગુજારીને લાવો લેવો, તે બધુંય પાપાનુબંધી પુણ્ય છે.

જીવ, સંસારના લક્ષે પુણ્ય બાંધે છે, રાજા તો ગયા અને રાજાના રાજ્ય પણ ગયા, તે પ્રજાને લૂંટીને ભોગ ભોગવતા હતા. વર્તમાન તેમને જે પુણ્યનો ઉદય હતો, તે પાપાનુબંધી પુણ્યનો ઉદય હતો, પૂર્વે આત્માની સત્તા દબાવીને પુણ્ય બંધાણું છે, તે વર્તમાન તેના ભોગવટામાં આત્માની સત્તા દબાય છે, તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

વર્તમાન ૫, ૨૫, હજાર કે લાખ રૂપિયાનો કોઈ વ્યાપારી આસામી થાય, પણ બીજાના લોહી ચૂસીને લાવા લ્યે છે. તો તે પુણ્ય કેવા પ્રકારના છે? ઉત્તર:– ભાઈ! તે પુણ્ય પાપાનુબંધી પુણ્ય છે, પૂર્વે આત્માની સત્તા દબાવીને, બાંધેલું પુણ્ય તે બીજાને વર્તમાન દબાવીને ભોગવટો લ્યે છે, તેમાં આત્માની સત્તા પણ, વર્તમાનમાં દબાતી જાય છે; બીજાની આંતરડી દુભાવીને લાવા લેવા, તે પાપાનુબંધી પુણ્ય છે. તમારું પુણ્ય કેવું છે? તે તમે જાતે તપાસ કરો, અને બીજાને દુભવીને લાવા લેવાય છે? કે 'દુભાવ્યા વિના લાવા લેવાય છે? તે તમે તપાસો, અને પાપથી બચો.

ત્રીજા ભાંગામાં દર્શનમોહ મંદ છે, તેમાં બંધાયેલા પાપને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે.

અને બીજા ભાંગામાં દર્શનમોહ તીવ્ર છે, તેમાં બંધાયેલા પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

જો આત્માના લક્ષે પુણ્ય બંધાયું હોય તો તે પુણ્યના ભોગવટામાં બીજાને અગવડતા ન આપે દર્શન, જ્ઞાનના અંશો ઊઘડયા હોય, સત્‌માં પરિણમી રહ્યો હોય તેમાં જે અલ્પરાગના યોગે, પુણ્ય બંધાયા હોય, તેના ભોગવટામાં બીજાને અગવડતા

ન આપ, કેમ કે આત્માના લક્ષે તે પુણ્ય બંધાયું છે. આત્માની સ્વતંત્રતાના સ્થાનમાં રહ્યા થકા તે પુણ્ય બંધાયા છે, તેના ઉપર કોઈની તરાપ ન હોય, તેવા પુણ્યવાળો જીવ, કદાચ ઘરના બારણા ઉઘાડાં મૂકે, છતાં તેનું ધન કોઈ લ્યે નહિ, અને કદાચ ભૂલમાં કોઈ લઈ ગયા હોય તો પણ પાછું આપી જાય; કારણ કે 'પૂર્વ' આત્માની સ્વતંત્રતાનો હક દબાવ્યો ન હતો. માટે, અને હવે વર્તમાન ભોગવટામાં પણ આત્માની સ્વતંત્રતાનો હક દબાતો નથી, અને એવા આત્માઓ, વીતરાગની એક જ વાણી સાંભળી, વીતરાગ માર્ગે ચાલી નીકળે છે, માટે બરાબર સમજી જાઓ, વર્તમાન કાવાદાવાના જૂઠા કામ થતા હોય, અને આત્માની સ્વતંત્રતા લેવા ધારે, એટલે જૂઠા કામા કરીને સ્વતંત્રતા લેવા ધારે તો તેના ભોગવટા ભવિષ્યમાં કેવા થશે?

ઉત્તરઃ—મહાભયંકર રીતે થશે, પણ જો ઇચ્છાનિરોધપણે આત્માના સ્વતંત્ર લક્ષે, જો ત્યાગ કરે, વૈરાગ્ય કરે ભલે પછી તે ત્યાગ, સાવ નાનામાં નાનો હોય તોપણ, ભવિષ્યમાં વસ્તુઓ મળે, પણ તે વસ્તુઓનો આસકતભાવે ભોગવટો ન લ્યે, એ ભોગવટો આત્માને રઝળાવે નહિ, પણ એ ભોગવટાને છોડીને, પોતે જ છૂટી જાય, એવંતાકુમાર, ઉદયન રાજા, વગેરે મહાપુરુષોએ એક જ વાણી સાંભળી, અને ભોગના રાગને, ભોગવટાને છોડીને, પોતે જ છૂટી ગયા, ત્યારે આ રાંકાને શકોરું છોડવું પણ વસમું પડે છે, આવા પુણ્યાનુબંધી પુણ્યવાન જીવોને કરોડોની સંપત્તિ છોડવી હોય તો મુખના બળખાની માફક છોડીને, વીતરાગમાર્ગે "भिक्षां देहि" કહીને ચાલી નીકળે છે.

આવા પુણ્યવંત ભરત ચક્રવર્તી પણ, છ ખંડની સાહ્યબીને, મોઢાના બળખાની માફક છોડીને ત્યાગીને, વીતરાગમાર્ગે નીકળ્યા.

આત્માની જે સ્વભાવદશા છે, તેનું જેને ભાન છે, તેને તો આત્મા સિવાયના પદાર્થો, પોતાના આત્માની લક્ષ્મીને લૂંટનારા છે એમ લાગે છે. તેથી તેઓ સામાયિક, સંવર, પચ્ચખ્ખાણ આદિ, આત્મામાં જ છે, અન્ય સ્થળે નથી, તેમ માનીને પરપદાર્થોનો મોહ ત્યાગે છે, ભગવતી સૂત્રમાં પણ એમ જ કહ્યું છે. सूत्रपाठः—**आया सामाइए, आया सामाइयस्स अट्ठो, आया संजमे, आयासंजमस्स अट्ठो, आया संवरे, आया संवरस्स अट्ठो, आया पच्चक्खाणे, आया पच्चक्खाणस्स अट्ठो,**—આત્મા એ જ સામાયિક છે, અને સામાયિકનો અર્થ-પરમાર્થ પણ, આત્મા એ જ સંયમ છે અને સંયમ, એ જ આત્માનો પરમાર્થ છે, અર્થાત્ સંયમનો અર્થ પરમાર્થ આત્મા જ છે, આત્મા સંવર છે, અને સંવરનો પરમાર્થ પણ આત્મા જ છે, એ જ રીતે, આત્મા પ્રત્યાખ્યાન છે, અને પ્રત્યાખ્યાનનો અર્થ પરમાર્થ આત્મા જ છે, આવું જેને સદ્જ્ઞાન વર્તે છે, તે જીવોને પર પદાર્થોમાં તન્મયપણું, સ્વામીપણું, અહંકાર કે અભિમાન ન હોય અર્થાત્ ન થાય.

તળાવના તળિયે પગ અડાડી રાખીને, પાણીની સપાટી ઉપર હાથ પછાડવાથી,

પાણીમાં તરવા પડેલા અન્ય મનુષ્યોની ગણુતરીમાં ગણાવવા માટે, એ જીવ જરાય હકદાર નથી, તીવ્ર દર્શનમોહમાં પડ્યો છે, અને ધર્મકરણી કરે તો તે વખતે મંદકષાય હોય, અને પુણ્ય બંધાય તો તે પાપાનુબંધી પુણ્ય છે; તેવી જ રીતે વ્યવહારની આસક્તિઓ, અંતઃકરણમાં ભરી રાખીને, સંસારનું લક્ષ અંતઃકરણમાં ભરી રાખીને યમ, નિયમ, જપ, તપ, ક્રિયા, ભકિતની (કોઈ ક્રિયાનો નિષેધ નથી, પણ બીજા, ત્રીજા ભાંગાનું સ્વરૂપ સમજાવાય છે,) વાતો કરવાથી, આત્મા તરફ જનારા, અન્ય સાધકોની હરોળમાં, ગણાવાનો તેનો જરાય અધિકાર નથી.

જયાં સુધી તમે તમારી શકિતને, વાણી, મન, કાયા, સંકલ્પ, વિકલ્પ દ્વારા વહી જતી અટકાવશો નહિ, ત્યાં સુધી તમારા અંતઃકરણમાં રહેલા તમે તમારા સ્વરૂપના, આનંદની મોજો માણવાને જરાય હકદાર નથી. માટે પરનું ધણીપણું; મારાપણું છોડીને, સંસારના કાદવને અંતરમાંથી કાઢીને, દેવ, ગુરુ, ધર્મ પ્રત્યે સ્થિર થઈ જાઓ! એટલે શુદ્ધતાના લક્ષે જે પુણ્ય બંધાય, તે પુણ્યાનુબંધી પુણ્ય છે.

સંસારના લક્ષે, પાપના લક્ષે, જે પુણ્ય બંધાય તે પાપાનુબંધી પુણ્ય છે.

પુણ્યના લક્ષે, મારા દેવ, ગુરુ, શાસ્ત્ર, વીતરાગી છે, એમ વીતરાગતાના લક્ષે; તથા મારે મારી વીતરાગદશાનું આચરણ કરવું છે; એમ વીતરાગી દેવ, ગુરુ, શાસ્ત્ર તથા પોતાની વીતરાગતાના લક્ષે, થતા પરિણામ, તે પુણ્ય પરિણામ છે, ત્યાં દર્શન મોહ મંદ પડ્યો છે, મંદ છે, તેથી ભેગું પુણ્ય બંધાય છે, તેને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે.

એ લક્ષે દેવ, ગુરુ, ધર્મનું શરણ કરે, અને વ્યવહાર રત્નત્રયનું આચરણ કરે; તેમાં તે પાપનો ઉદય, જરાય હરકત કરતો નથી, તેથી તેને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે.

પાપના લક્ષે પાપ બંધાય તે પાપાનુબંધી પાપ છે.

અંતઃકરણની શુદ્ધિને માટે, યમ-નિયમની પ્રાપ્તિને માટે, દેવ, ગુરુ, શાસ્ત્ર પણ વીતરાગતાના પ્રેરક છે, અને મારે પણ વીતરાગતાની પ્રાપ્તિ કરવી છે, એમ વીતરાગતાના લક્ષે, ધર્મકરણી કરનારને પાપનો ઉદય વિઘ્ન ન કરે, તેને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે.

૧. યમને વ્રત પણ કહે છે, અને તે યમના-(વ્રતના) પાંચ પ્રકાર છે; ૧ અહિંસા-યમ; ૨. સત્યયમ, ૩. અચૌર્યયમ, ૪. બ્રહ્મચર્યયમ, અને ૫. અપરિગ્રહયમ.

એ પ્રત્યેકના તારતમ્યના કારણે ચાર પ્રકાર છે, ૧. ઇચ્છાયમ, ૨. પ્રવૃત્તિયમ, ૩. સ્થિરયમ, ૪. સિદ્ધિયમ.

નિયમ :—એટલે શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ભગવાનનું ધ્યાન, ઈશ્વરનું ધ્યાન, પરમેશ્વરનું ધ્યાન.

**યમ**=જીવનપર્યંતનો ત્યાગ.

**નિયમ** :— મર્યાદિત સમય માટેનો ત્યાગ.

આસનના બે ભેદ છેઃ દ્રવ્યથી આસન અને ભાવથી આસન, દ્રવ્યથી આસન, એટલે કાયાની ચપળતાને રોકીને, એક સ્થાને સ્થિરતારૂપ, એક આસને બેસીને, (દ્રવ્ય આસનમાં વર્તમાન કેટલી ચપળતા વર્તી રહી છે? ભૂઈ? ક્યાં ગઈ હતી, ક્યારે આવી, ક્યાં બેઠી હતી, મેં તો તારા માટે અહીં જગ્યા રાખી હતી, વગેરે).

પદ્માસન લગાવે, વીરાસન કરે અર્થાત્ આપણુને જે આસન ઠીક લાગે તે કરીને દ્રવ્ય આસન સ્થિર કરે, અને ભાવથી પણ આસન કરે, પરભાવનું આસન પરભાવનો અધ્યાસ, એટલે પરભાવની વિકલ્પરૂપ બેઠક, છોડી દઈને આત્માભાવમાં બેસવું, સ્થિર થવું, (બે ઘડી તો બેઠો, પણ ૪ પ્રકારની વિકથા રૂપ પરભાવમાં તો ગયો, તેથી કાંઈ લાભ ન થયો, માટે વિકથારૂપ, પરભાવ જાય તો જ લાભ છે.) આત્મભાવમાં બેઠક કરવી તે ભાવ આસન છે.

**પ્રાણાયામ** : સ્થૂલ શારીરિક પ્રાણાયામ નામની ક્રિયા, હઠયોગ નામની ક્રિયા, જૈન ધર્મમાં, વીતરાગમાર્ગમાં ઇષ્ટ નથી, એ ક્રિયામાં વાયુને બહાર કાઢવામાં આવે છે, એટલે તેને **રેચક** કહેવામાં આવે છે, અને બહારના વાયુ લઈને અંદરમાં આવે છે તેને **પુરક** કહેવામાં આવે છે. કુંભમાં પાણીની જેમ, પ્રાણને સ્થિર કરવામાં આવે તેને **કુંભક** કહેવામાં આવે છે, આ પ્રક્રિયાઓ શરીરને કષ્ટ આપવા રૂપ અને મનને ચંચળતાના કારણરૂપ હોઈને કલેશરૂપ થાય છે, માટે આ બાહ્ય પ્રાણાયામ કલેશરૂપ હોવાથી, વીતરાગમાર્ગમાં વિવક્ષિત નથી; અહીં તો આધ્યાત્મિક ભાવપ્રાણાયામ જ પ્રશસ્ત છે, આધ્યાત્મિક ભાવપ્રાણાયામ કે જેમાં બાહ્ય, ભાવ,=પરવસ્તુ ભણી જતો ભાવ; એ ભાવને રેચ દેવામાં આવે છે એટલે એ ભાવને જુલાબ દેવાય છે, એટલે બહાર કઢાય છે (એને બાહ્યભાવને તમે જુલાબ તો દ્યો, ડૉકટર આવ્યા છે, એક પડીકી લઈ લ્યો, મળ, મેલ નીકળી જશે, બોલો! જુલાબ લેવો છે ને ?) તેને રેચકક્રિયા કહેવાય છે.

હવે જેમાં આંતરભાવ પુરાય છે, અંતરાત્મભાવ પુરાય છે, તે રૂપ પૂરકક્રિયા કહેવાય છે.

હવે **કુંભક** :—અંતર આત્મભાવની સ્થિરતારૂપ ક્રિયા હોય, તેને કુંભક કહે છે સહજ પ્રાણુયમ યોગ છે, પરંતુ હઠયોગ નથી, આવો આત્મ સ્વભાવરૂપ, ભાવપ્રાણાયામ છે, અહીં આધ્યાત્મિક રૂપ, ભાવપ્રાણાયામ, વીતરાગ માર્ગમાં ઇષ્ટ છે, વિભાવભાવને

રેચ દેવો અને વીતરાગભાવ ભરવો, અને ભરેલા ભાવને અંદરમાં સ્થિર કરવો તે ભાવ પ્રાણાયામ ૩ પ્રકારનો છે.

**પ્રત્યાહાર :—** એટલે વિષય વિકારોમાંથી ઇન્દ્રિયોને પાછી ખેંચી લેવી, તેનું નામ તે પ્રત્યાહાર, પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં ઇન્દ્રિયોને ન જોડવી, જેમ કે શ્રોતેન્દ્રિયનો વિષય સાંભળવું, તો તેમાં તે ઇન્દ્રિયને ન જોડવી, એમ પાંચે ઇન્દ્રિયો વિષે સમજવું તે પ્રત્યાહાર છે.

**ધારણાઃ—** ધારણા એટલે, ચિત્તના દેશ–બંધ, તે ધારણા. અહીં શિષ્ય પ્રશ્ન પૂછે છે કે, "ચિત્તનો દેશ બંધ એટલે શું ? કે જેને તમે ધારણા કહો છો ? ગુરુદેવ ઉત્તર આપતા કહે છે કે "ચિત્તને અમુક તત્ત્વ ચિંત્વનાદિ મર્યાદિત સ્થળે બાંધી રાખવું, એટલે રોકી રાખવું તે ધારણા."

**ધ્યાન :—** ધ્યાન એટલે, આત્મ દ્રવ્યમાં એકાગ્રતા એકતાનતા, એટલે ધ્યાન અહીં શિષ્ય, પ્રશ્ન પૂછે છે કે "જેને તમો ધ્યાન કહો છો, તે શું છે ?" ઉત્તર :- "**એકાગ્રચિન્તા નિરોધો ધ્યાનમ્**" એકાગ્ર– ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે ધ્યાન, તત્ત્વ સ્વરૂપને એકાગ્રપણે ધ્યાનમાં લેવું તેનું નામ તે ધ્યાન.

**સમાધિ :—** સમાધિ એટલે પોતાના જ્ઞાનમાં પોતાના જ્ઞાન અને ધ્યાન દ્વારા સ્વરૂપનું નિર્મળપણું, સ્વચ્છપણું, તે સમાધિ આત્મતત્ત્વસ્વરૂપ થઈ જવું, તત્ત્વને પામવું એટલે તત્ત્વમાં લીન થઈ જવું, તે સમાધિ. જ્યાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ત્રણેયનો ભેદ રહે નહિ, એટલે તે ત્રણેય એકરૂપ થઈ જાય તે સમાધિ.

આમ અનાદિકાળના, ખોટા ફડચા, જૂઠા પ્રપંચો ઊંધી માન્યતાઓ, એ તમામને તોડવા માટે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ અષ્ટાંગયોગની પ્રાપ્તિને માટે સત્પુરુષોના, સમાગમે, જ્ઞાન મેળવીને, અંતઃકરણ શુદ્ધ કરવાને માટે, પોતે પ્રયત્ન કરે તો તે, પોતાના પુરુષાર્થના ફળમાં જે કાંઈ પુણ્ય બંધાઈ જાય, અને તેનો ઉદય, ધર્મ-કરણી કરવામાં હરકત કરે નહિ, એવા પાપને પુણ્યાનુબંધી પાપ કહેવાય છે.

ૐ

"નમો અરનાથાય"



# વ્યાખ્યાન ૧૫

સંવત ૨૦૧૪ના અષાડ વદ ૧૧ શુક્રવાર તા. ૧૧-૭-૧૯૫૮

## "પાપાનુબંધી પાપનું સ્વરૂપ"

ઉ-સૂ-અ ૧૮, ગાથા ૧ સંયતિ રાજાનો અધિકાર વંચાય છે, આ રાજાને, પૂર્વના પુણ્યનો ઉદય પુષ્કળ છે, આવો પુણ્યશાળી આત્મા હોવા છતાં વર્તમાન, શિકારના કર્તવ્યમાં જોડાયો છે; તો તેના પુણ્ય કેવા પ્રકારના છે. તે સંબંધમાં પુણ્યના ચાર ભાંગા બતાવાય છે, પહેલા ત્રણ ભાંગાનું વિવેચન થઈ ગયું છે, હવે ચોથો ભાંગો પાપાનુબંધી પાપ તેનું વિવેચન કરાય છે.

પાપાનુબંધી પાપ એટલે જન્માંતરના સંચિત પાપથી, ગરીબાઈ વગેરેના દુઃખો ભોગવવાની સાથે, પાપ કરવાંની બુદ્ધિ પણ છૂટે નહિ. અને ન છાજે તેવા, અધર્મોના કામ કર્યા કરે, કોઈનેય પણ ન છાજે એવા, લોકનીંદનીય કાર્યો, અધર્મો, જીવનમાં થયા જ કરે, આ પાપ, આ જિંદગીનાં દુઃખ અને અગવડતા આપવાની સાથે જીવનને મહાપાપી અધર્મી બનાવવાનું નિમિત્ત બને, અને આવા જન્માંતરને માટે, પાપ નિપજાવનાર બને, એટલે જન્માંતરના માટે પાપના પોટલા નિપજાવનાર પરિણામને પાપાનુબંધી પાપ કહેવાય છે.

અહીં શિષ્ય પ્રશ્ન કરે છે કે "આ તો આપે વર્તમાનની વાત કરી પણ તે જીવે પૂર્વે એવા કેવા પ્રકારના કર્તવ્યો કર્યા કે તેને આવું પાપ બંધાઈ ગયું? ગુરુદેવ ઉત્તર આપે છે, જો ભાઈ! શુદ્ધ દ્રવ્યાર્થિક નયે. નિશ્ચય નયે, ગુણ દૃષ્ટિએ, સ્વભાવ દૃષ્ટિએ આત્માને અમે અકષાયી કહ્યો છે, તે કથનને પકડી રાખીને, વર્તમાન પોતામાં અનેક દોષો હોવા છતાં, સ્વચ્છંદે વર્તતો હોવા છતાં, પોતાને ધર્મી માને, અને પરમાર્થ પ્રેરક, વ્યવહારનો, પુણ્ય પરિણામનો નિષેધ કરે, જ્ઞાનીના સાપેક્ષ કથનને, એકાંતપણે સ્વીકારીને પોતાની પાપવૃત્તિને, વિકારવૃત્તિને પોષે છે. અને સામેથી શાસ્ત્રોના કથન ટાંકીને દલીલો મૂકે, તર્કો કરે, જેવા કે 'જો તમે આવો જ આત્માને કહ્યો છે, તો પછી તમે, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે ત્યાગવાનું કેમ કહો છો?

વળી બાહ્ય પરિગ્રહ નવ પ્રકારનો "खेत, वत्थु हिरण्ण, सुवण्ण धन धान्न, दुपद चउपद. कुविय, અને આભ્યંતર પરિગ્રહ ૧૪ પ્રકારનો मिथ्यात्व. क्रोध, मान, माया, लोभ, हास्य. रति-अरतिभय. शोक, दुगंछा. स्त्रीवेद, पुरुषवेद, नपुंसकवेद, એ બધાયને ત્યાગવાનું કેમ કહો છો?

વળી આભ્યંતર-રાગદ્વેષરૂપ પરિગ્રહને તથા છકાય જીવના આરંભને છોડવાને કેમ કહો છો ? તેનાથી મુક્ત થવાને શા માટે ? કહો છો ? જ્ઞાનમાત્ર આત્મા છે **आया से विन्नाया ।**

આત્મા તે જ જ્ઞાન છે, અને જ્ઞાન છે તે જ આત્મા છે, એટલે તેમાં બીજું કાંઈ નથી. જ્ઞાન માત્ર આત્મામાં આધિ-વ્યાધિ-ઉપાધિ નથી, તો શા માટે ? તે આધિ-વ્યાધિ ઉપાધિને છોડવાનું કહો છો ?

વળી પૂર્વે અનંતીવાર ત્યાગ કર્યો; વૈરાગ્ય કર્યો, તપ, જપ, કર્યાં ? સામાયિક, પ્રતિક્રમણ કર્યા છતાં તે ભલા પરિણામથી પ્રશસ્તભાવથી આત્મજ્ઞાન ન થયું, સંસાર પરિત ન થયો, સમ્યગ્દર્શન ન થયું, આમ તમે ઘણી વખત કહેતા આવ્યા છો, અને કહ્યું પણ છે વળી યમ, નિયમ, જપ, તપ, વ્રતાદિની ક્રિયા વડે અકષાયી આત્માને લાભ જ ન થાય, એમ તમે કહેતા આવ્યા છો, વળી તમે કહ્યું છે કે "શુદ્ધ ઉપયોગ કે શુદ્ધ ભાવ વિના ધર્મ નથી, રત્નત્રયની એકતા વિના ધર્મ નથી." ઉપયોગે ધર્મ, પરિણામે બંધ, 'ક્રિયાએ કર્મ, આ બધું સાંભળીને' આમ કોઈપણ જીવ, એકાંત નિશ્ચયને, તથા પરમાર્થ કથન પકડીને, સ્વભાવગુણભૂત દૃષ્ટિને ભૂલીને, પરમાર્થભૂત, વ્યવહારથી રહિત થાય છે, પરમાર્થને પહોંચી વળવાના પુરુષાર્થથી રહિત થાય છે, અને ઉપરથી એમ માને છે કે "મારે રાગ, દ્વેષ સર્વથા નથી, તમે જ આત્માને અકષાયી કહ્યો છે, એમ માને અને પુરુષાર્થહીન થઈને આખોય રાગદ્વેષમાં વર્તે, સ્વચ્છંદમાં વર્તે તે પાપ છે, એમ પાપના લક્ષે પાપ બંધાય તે પાપાનુબંધી પાપ છે.

સ્વચ્છંદમાં વર્તતો જીવ, મંદકષાય=કષાયની તીવ્રતાનો અભાવ, અંદરના ત્યાગ, વૈરાગ્ય થયા વિના, સ્વછંદમાં વર્તીને જશે ક્યાં ? પાપના લક્ષે પાપ બાંધીને તે જશે ક્યાં ? ઉત્તરઃ-નરક નિગોદાદિ અશુભ ગતિમાં જશે. ત્રણકાળ, ત્રણલોકમાં જે અંદરમાંથી, પરિણમીને જ્ઞાની થયો છે. તેનો ઉપદેશ, પાપમાં-અશુભમાં, સ્વચ્છંદમાં, અણાચારની પ્રવૃત્તિમાં જવાનો હોય જ નહિ.

શાસ્ત્રની અંદર મોક્ષમાર્ગનું કથન છે, તત્ત્વાર્થસૂત્ર અધ્યાય પહેલો, પ્રથમ સૂત્રઃ-

**"સમ્યગ્દર્શન જ્ઞાન, ચારિત્રાણિ, મોક્ષમાર્ગઃ"**

ઉત્તરાધ્યયન સૂત્ર ૨૮ મું અધ્યયન, ગાથા ૨,

**नाणं च दंसणं चेव, चरितं च, तवो तहा, ।**
**एस मग्गोत्ति पन्नतो, जिणोहिं वरदंसिहिं ॥ २ ॥**

ત્યાં એમ જ આવે છે, કે "પુણ્ય પાપ સર્વથા હોય છે; કારણ કે "પુણ્ય એ બંધભાવ છે, વળી મોક્ષમાર્ગમાં એવું કથન છે કે, "પંચમહાવ્રતાદિના પરિણામ, તે પુણ્યાશ્રય છે, તે કર્મભાવ છે, અને તે બધોય છાંડવા યોગ્ય છે.

પણ હજુ જે જીવ, પરમાર્થ તત્ત્વને, નિશ્ચય તત્ત્વને, સ્વભાવ દષ્ટિરૂપ તત્ત્વ કેવું છે. તેને તે પામ્યો નથી. પ્રતિક્રમણસૂત્રમાં આવે છે કે **परमत्थ संथवो वा, सुदीठ परमत्थ सेवणा,** અર્થ:—પરમાર્થતત્ત્વ–આત્મતત્ત્વના પરિચયને, સ્વાનુભવને પામ્યો નથી, તેમ જ પરમાર્થ તત્ત્વને પામેલા સુદષ્ટિવંત, જ્ઞાની પુરુષોની સેવાને પણ જે પામ્યો નથી, અને રાગ, દ્વેષ, મોહના, અજ્ઞાન અને મિથ્યાત્વ, પરિણામમાં તથા ભાવમાં ટકયો છે, અને મંદ કષાયનો, પરમાર્થ હેતુભૂત, વ્યવહાર પુરુષાર્થને ઉડાડી દઈને, તેને અભેરાઈ ઉપર ચડાવી દઈને, દેવ, ગુરુ, ધર્મની ભક્તિ આદિ કે "જે પરમાર્થને પામવાના નિમિત્ત છે, તેને છોડી દઈને, સ્વચ્છંદે–અણાચારમાં વર્તે છે. તે જીવ, પાપના લક્ષે, પાપાનુબંધી પાપ બાંધીને દુર્ગતિમાં ચાલ્યો જાય છે, તેને મુમુક્ષુપણું પણ સંભવતું નથી.

વળી જે ધર્માત્મા છે, તે ધર્માત્માને સાધક જીવ કહેવાય છે, હજુ પૂર્ણ સાધ્યને પામ્યો નથી, પહેલા ગુણસ્થાનકે, સ્વરૂપના બાધક જીવો હોય છે, ચોથાથી તે બારમાં ગુણ–સ્થાનક સુધીના સાધક જીવો છે. તેવા ધર્માત્માને, ચારિત્રની (ચોથા ગુણસ્થાનક કરતાં, પાંચમા ગુણસ્થાનકે, સ્થિરતા વધારે હોય, અને પાંચમા કરતા, છઠ્ઠા ગુણસ્થાનકે સ્થિરતા વધારે હોય, એમ આગળ આગળના ગુણસ્થાનકમાં વિશેષ સ્થિરતા વધતી જાય છે.) અધૂરાશ છે, પણ અભિપ્રાયમાં રાગાદિ, ક્રોધાદિ, માનાદિ અને અસ્થિરતાને, સર્વથા હેય માને છે.

ચોથા ગુણસ્થાનકે અપ્રત્યાખ્યાનીના ક્રોધાદિ હોય, પાંચમા ગુણસ્થાનકે, પ્રત્યાખ્યાનીના ક્રોધાદિ હોય અને સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને છઠ્ઠે ગુણસ્થાનકે, વિચરનારા મુનિરાજોને, સંજ્વલના, ક્રોધાદિ હોય, અને સાતમા ગુણસ્થાનકથી ઉપર ચડનારાઓને સ્વરૂપની સ્થિરતા વધતી જાય છે, અને કષાયો ઘટતા જાય છે.

છતાં વચ્ચે શુભ પરિણામ આવે જ્યારે વચ્ચે ભલા પરિણામ આવે ત્યારે, વચ્ચે શુભ નિમિત્તો આવે. આજે, શુભ નિમિત્તો સાધકદશાવાળાને આવે છે, તેને ચોથા ભાંગાવાળો જીવ નિષેધે છે, અને અશુભમાં વર્તે છે. એમ અશુભમાં વર્તનાર, સ્વચ્છંદે પ્રવર્તનાર, અણાચાર સેવનાર જીવ, પાપાનુબંધી પાપ બાંધીને, નરક નિગોદમાં ચાલ્યો જાય છે.

"કોઈ સમજ્યો નથી ને પડારાનો પાર નથી" જે મુમુક્ષુ મોક્ષમાર્ગી છે, તે સાધક સ્વભાવનો પરમાર્થભૂત વ્યવહાર, એટલે નિશ્ચયસ્વરૂપના લક્ષે રાગ ટાળવાનો પુરુષાર્થ સાધક જીવો પણ કરે છે. એટલે વ્યવહાર પણ કરે છે. અને જ્યાં જેમ ઘટે, ત્યાં તેમ તે બરાબર સમજે છે. ચોથા ગુણસ્થાનકે અવિરતિ હોય, પાંચમા ગુણસ્થાનકે દેશવિરતિ હોય, અને છઠ્ઠા ગુણસ્થાનકે સર્વવિરતિ હોય, એમ તે સમજે છે. શાસ્ત્રમાં અનેક ઠેકાણે કદાચ કથનમાં (પોતાને) વિરોધ જેવું દેખાય તો સાંભળનારો, સમજનારો,

તેનો પરમાર્થ આશય, નયની અપેક્ષાથી સમજી લ્યે, સમજી લ્યે, પણ, ક્યાંય મૂંઝાય નહિ, અને પોતાથી ન સમજાય, તો તેના કથનવાળાને, ઉપદેશકને, પૂછીને સમજી લ્યે, પણ જ્યાં ત્યાં દોડાદોડ કરે નહિ, અને ફેં ફેં પણ કરે નહિ, શાસ્ત્રમાં શુભ પરિણામથી બંધ થાય છે, તેમ ઠામઠામ કહ્યું છે. ઠેકાણે ઠેકાણે કહ્યું છે, માટે મારે શુભ પરિણામ એટલે મંદ કષાય નથી કરવો. બંધ મારે નથી જોઈતો, કેમ નથી જોઈતો ? દેવ, ગુરુ, ધર્મની ભક્તિરૂપ, વ્યવહારનો વિકલ્પ, તેનાથી પુણ્ય બંધાય છે, તો તેથી બંધ પડી જાય માટે મારે બંધ નથી કરવો. એમ એકાંત પક્ષને પકડીને કહે છે કે, "મારે તો આત્માનું ધ્યાન કરવું છે, જો હું દેવ, ગુરુ, શાસ્ત્રની ભકિતનો વિકલ્પ કરું, શાસ્ત્ર વાંચવાનો વિકલ્પ કરીને શાસ્ત્ર વાંચું. પ્રભાવના કરવાનો વિકલ્પ કરીને પ્રભાવના કરું, અને યમ, નિયમ, જપ, તપમાં જોડાઉં તો મારા જ્ઞાન, ધ્યાનમાં મહાન ખલેલ પડે છે. એમ માનીને તેને (ભલા અનુષ્ઠાનોને) છોડી દે તો તેને સાચી દૃષ્ટિ કે જ્ઞાન, ધ્યાનની ખબર જ નથી અને પરમાર્થ હેતુભુત વ્યવહારનો નકાર કરનાર જીવ, પાપ લક્ષે, પાપ બાંધીને, નરકાદિ તિર્યંચ ગતિમાં ચાલ્યો જાય છે.

પહેલાં ગુણસ્થાનકે બે પ્રકારના પરિણામવાળો જીવ હોય છે, એક પુણ્ય પરિણામવાળો મિથ્થાત્વીજીવ, અને બીજો પાપ પરિણામવાળો મિથ્યાત્વીજીવ. પુણ્યના ત્રીજા ભાંગાવાળો (એટલે કે પુણ્યાનુબંધી પાપવાળો) જીવ, પુણ્ય પરિણામવાળો મિથ્યાત્વી છે. અને ચોથા ભાંગાવાળો (એટલે કે પાપાનુબંધી પાપવાળો) પાપ પરિણામવાળો મિથ્યાત્વી છે, એક સમ્યક્ત્વનો સન્મુખ થનારો મિથ્યાત્વી હોય અને એક સમ્યકત્વનો નિષેધ કરનારો મિથ્યાત્વી હોય.

અંતર સ્થિરતા વિના, (જ્ઞાનની સ્થિરતાને વીતરાગદેવ ધ્યાન કહે છે, તે ધ્યાન ચોથા ગુણસ્થાનકથી શરૂ થાય છે. અને સાતમા ગુણસ્થાનકે પૂરું થાય છે, તેમાં ઉજ્જવળતા વધતા શુકલ ધ્યાન શરૂ થાય છે, અને તેરમા ગુણસ્થાનક સુધી તે રહે છે, અને ૧૪મા ગુણસ્થાનકના અંત સમયે પૂરું થતાં જ મોક્ષ થાય છે.) યોગની સ્થિરતા વિના તું શું કરવાનો છે? તું ગૃહસ્થ હો કે મુનિ હો, પણ જો તને તારા દેહ માટે, સગવડતા માટે અનુકૂળતા માટે, સાવદ્ય વૃત્તિઓ આવતી હોય, અને તને રોગથી, ક્ષુધાથી, અંદરમાં પીડા તથા આકુળતા થતી હોય, ત્યારે કોઈ મારી સેવા કરે તો ઠીક, દવા લાવી દે તો ઠીક, મારી પાસે બેસીને, સારી સારી વાતો કરે તો ઠીક, એવા તને ભાવ વર્તતા હોય છે, એ વખતે દેહમાં તને પ્રેમ, સ્નેહ, વહાલપ વર્તે છે, અને તે પણ પાપાકારી સાવદ્ય વૃત્તિઓ આવે છે, અને બીજા જીવો, કોઈ મુનિની સેવા, ભકિત, વૈયાવચ્ચ, યમ, નિયમ, સામાયિક આદિ કરતા હોય તો, ત્યાં તને ઉત્સાહ નથી આવતો, તો તું પાપી છું, પાપના લક્ષે જે પાપ બંધાય છે, તે પાપાનુબંધી પાપ છે.

તું પાપી છું, પણ ધર્મી નથી, પરમાર્થ હેતુભુત ક્રિયા કરતા હોય તેને જોઈને, તું એમ માને છે કે, અર....ર....ર....પુણ્ય બંધાઈ જશે, એ દેખીને તને ઉત્સાહ આવતો નથી, તો તું પાપી છું, પણ ધર્માત્મા નથી, કદી જો તું, પૂર્ણવીતરાગ થઈ ગયો હો, તો પરમાર્થ હેતુભુત વ્યવહારક્રિયા કરવાનો, કોઈ પ્રશ્ન તારા માટે રહેતો નથી, પણ જો તું પાપમાં સાવદ્ય પરિણામમાં શરીર પ્રત્યેની વહાલપમાં અટક્યો છો, તો એમ વિવેકહીન થઈને, દેવ, ગુરુ, ધર્મ, મુનિ, સાધુસાધ્વી, શ્રાવક, શ્રાવિકા, વગેરે પર પદાર્થ છે. પુણ્યથી બંધ થાય છે, માટે તે પણ પરપદાર્થ છે અને તેની સેવા ભકિત પણ પુણ્યબંધનું કારણ છે, એમ માને છે, અને શુભ નિમિત્તને ટાળીને, તેને છોડી દઈને પાપમાં, અશુભમાં, ભૂંડા ભાવમાં વર્તે છે. શુદ્ધ થયો નહિ, અને શુભમાં રહ્યો નહિ, તો તે જીવ પાપમાં જ પ્રવર્તે છે, તેવા પાપી, મિથ્યાદષ્ટિ જીવને, પાપના લક્ષે, જે પાપ બંધાય છે, તે પાપાનુબંધી પાપ છે, અને એવા પાપ બાંધી, તે જીવ દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

કારણ કે, તેને વીતરાગધર્મનું બહુમાન નથી. દેવ, ગુરુ, ધર્મ, વીતરાગી છે, તેના પ્રત્યે તેને શુભ-રાગ પણ આવતો નથી, જ્ઞાનીઓ કહે છે કે, "જ્યાં લગી, પોતાની સગવડતા ટકી રહે, એવા વિષય કષાય અને સંસારના ભાવ ઊભા છે, એટલે પાપભાવ ઊભા છે, ત્યાં લગી, (તમારામાં પાપભાવ ઊભા છે કે "ઢળી ગયા છે ?") જૈન શાસન ઊભું રહો, ટકી રહો, દેવ, ગુરુ, ધર્મ, જયવંત વર્તો, શાસનની પ્રભાવના કરનાર, સદ્‌ગુરુદેવ, સદા માટે જયવંત રહો, સત્સ્વરૂપ સદાય જયવંત વર્તો એવા, અપૂર્વ ભાવ તથા દેવ, ગુરુ, ધર્મ, ઇષ્ટ નિમિત્તોની ભક્તિ, ભક્તિમાં ઉત્સાહ ભાવ, એ રહેવો જ જોઈએ, એનો નિષેધ કરનાર, એને એ જ પાપની રુચિમાં ઊભા રહેનારને, પાપના લક્ષે, પાપ બંધાય, તે પાપનુબંધી પાપ છે.

સ્ત્રી, કુટુંબાદિ વ્યવહારમાં રાગબુદ્ધિ છે, તે પાપબુદ્ધિ છે, તેમાંથી નિવૃત્તિ લઈને, સત્‌દેવ, સદ્‌ગુરુ અને સદ્‌ધર્મની ભક્તિ, વિનય, બહુમાન, યમ, નિયમ, જપ, તપ, આંગણે સંયમધારી મુનિ પધારે તો, તેના સુપાત્રમાં દાન, વીતરાગ શાસનની પ્રભાવના, જિનના ગુણગ્રામ, જિનપૂજા, સામાયિક, "જિનસ્તવન" પ્રાર્થના સૂત્રપાઠ :- **इस्सं लोगस्स उज्जोयगरे, धम्म तित्थयरे, जिणे, अरिहंते कितस्सं चउवीसंऽपि केवली"**

કોઈ રોગી ગ્લાન, મુનિ હોય તો તેની સેવા વૈયાવચ્ચ અર્થાત્ તમારા ગૃહસ્થાશ્રમમાં સાધર્મી બંધુની સેવા રોગી હોય, ગ્લાન હોય, તો તેની વૈયાવચ્ચ, સાધર્મી આત્માઓની સેવા કરવાનો ભાવ, જેને આવતો જ નથી, અને બીજા કરતા હોય તો "પુણ્યનો બંધ બાંધી આ બિચારા સંસારમાં રખડશે" આમ સેવાભાવ ઈત્યાદિનો નિષેધ કરતો હોય અને બધાય શુભ-ભાવોને સુવાડી દીધા હોય, અને તે પુણ્ય ભાવ, તેને નથી આવતો, તો તે પાપભાવમાં જ ઊભેલો, અધર્મી અને પાપી છે, પાપના

લક્ષે જે પાપ બંધાય છે, તે પાપાનુબંધી પાપ છે, પાપના લક્ષે પાપી પાપના પોટલા બાંધે છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે.

દેહાદિ સ્ત્રી, પુત્ર વગેરેમાં રગે રગે પ્રેમ ઊભો છે, પણ પરમાર્થભુત વ્યવહારના નિમિત્તોનો પ્રેમ નથી, આદર નથી, તેને ધર્મની રુચિ પણ નથી, અને તે જીવ પાપની રુચિને પોષણ આપ્યા કરે છે, અને કોઈ આવી રીતે કરે તો (સેવાભક્તિ કરે તો) બાપડા! બિચારા! અર....ર....ર આવું તો અનંતવાર કર્યું અને કરે છે, તો તેનું શું થશે? તેમ માનીને તિરસ્કાર કરે છે, અને પવિત્ર ધર્મની પ્રભાવનાને પોષણ આપનારા એવા સાચા દેવ, ગુરુ ધર્મ વિષે આદર નથી, તે જીવ, પરમાર્થ હેતુભુત વ્યવહારનો, યમ, નિયમ, સામાયિક, પ્રતિક્રમણ, જપ-તપનો નિષેધ કરીને, પાપની રુચિમાં ટકીને, પ્રશસ્તરાગનો નિષેધ કરનારો, પ્રશસ્ત વ્યવહારનો નિષેધ કરનારો છે, અને તે પાપમાં ટકીને નિષેધ કરનારો છે, સદ્ધર્મની ઉન્નતિને ઇચ્છતો નથી, તેથી તે પાપીજીવ છે, પાપની આસક્તિવાળો છે, પાપના લક્ષે જે પાપ બંધાય છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે.

ૐ

"નમો કુંથુનાથાય"

❋❋

## વ્યાખ્યાન નં : ૧૬

સં. ૨૦૧૪ના અષાડ વદ ૧૧ શનિવાર તા. ૧૨-૭-૧૯૫૮

## "જીવનો વિકાસ કેમ અટક્યો છે?"

ઉ-સૂત્ર-૧૮મું અ, ગાથા પહેલી, સંયતિ રાજાનો અધિકાર.

કાંપિલ્ય નગરનો રાજા, સંયતિ નામ માત્ર સંયતિ છે, પણ ભાવમાં શિકારનો વેગ ઉપડયો છે, પૂર્વ પુણ્યના ઉદયે સમૃદ્ધિનો પાર નથી, તે સમૃદ્ધિ આ રાજાને કયા ભાવે મળી, અને કયા ભાવે બાંધી? તે સંબંધમાં પુણ્યના ચાર ભાંગા કહેવાય, પહેલા ત્રણ ભાંગાનું સ્વરૂપ કહેવાઈ ગયું.

હવે ચોથો ભાંગો સમજાવે છે, જે મુમુક્ષુ છે, અંદરથી સત્સમાગમે જાણવાની

જિજ્ઞાસા છે, આત્માનું સ્વરૂપ કેવું છે, તે જાણવાની જિજ્ઞાસા છે, એવો જે મુમુક્ષુ છે, તેને જરૂર યથાયોગ્ય વિવેક હોય છે, યથાયોગ્ય વિવેક ન હોય તો ત્યાં મુમુક્ષુપણું ઘટતું નથી, પરમાર્થ અને પરમાર્થભુત વ્યવહાર તથા નિમિત્તભુત વ્યવહાર, એ ત્રણેને જેમ છે, તેમ બરાબર જાણે. હિત, અહિત, હેય, ઉપાદેયને બરાબર સમજે છે. મારું હિત શામાં છે ? અહિત કેમ થઈ રહ્યું છે ? હેય એટલે છાંડવા યોગ્ય શું છે ? ઉપાદેય એટલે આદરવા યોગ્ય શું છે ? તેને સમજે. ભક્તિ, ત્યાગ, વિનય, વૈયાવચ્ચ, વૈરાગ્ય વગેરે, જ્યાં જેમ ઘટે ત્યાં, બરાબર વિવેક કરીને આચરે. વીતરાગી પરમ તત્ત્વની દૃષ્ટિ હોય, ત્યાં ભૂંડા રાગની સંસારની દશા. સંસારના રાગની રુચિ ન બદલાય, એમ બને જ કેમ ? ન બદલાય એમ રહે જ નહિ, અવશ્ય બદલાય.

કોઈ એમ કહે છે કે, "અમને વીતરાગી પરમતત્ત્વની દૃષ્ટિ ઊગી છે, હા ભાઈ ! ઊગે, તેની ના નથી. પણ ભૂંડા રાગાદિની, દિશા ન બદલાય, એમ કેમ બને, જ્યાં લગી વીતરાગી નિર્ગ્રંથ મુનિપણું, અને જ્ઞાનની સ્થિરદશા નથી. ત્યાં લગી આત્મધર્મની ઉન્નતિમાં ઇષ્ટ નિમિત્ત, ઇષ્ટ ભક્તિ, ઇષ્ટ વિનય, ઇષ્ટ બહુમાન અને ઇષ્ટ પ્રણિધાન, અને તેમાં જ સમર્પણ વગેરે શુભ પ્રસંગોનો મેળ મેળવવાનો ઊમળકો આવ્યા વિના ન રહે, જો પરમાર્થને પામ્યો હો, તો આત્માની વીતરાગ દશામાં ઠરી જા, ઓતપ્રોત થઈ જા, તન્મય થઈ જા.

પણ જ્યાં લગી, અપ્રશસ્ત રાગ છે, ભૂંડો રાગ છે, સંસારનો પ્રેમ છે, ત્યાં લગી સાચા પરમાર્થને અનુકૂળ નિમિત્તનો, જો તું અનાદર કરીશ, સાચા, દેવ, ગુરુ, ધર્મ, એ સાચા પરમાર્થને અનુકૂળ નિમિત્ત છે. તેનો જો તું અનાદર કરીશ, તો તું ક્યાં જઈશ ? ક્યાં ઉતારા થશે ? તેનો તો જરા વિચાર કર.

હવે તું આગળ વધ્યો હોય, તો યમ, નિયમ, જપ, તપ, સામાયિક, પ્રતિક્રમણ આદિ, સાચા પરમાર્થને પહોંચી વળવાના અનુકૂળ નિમિત્તો છે, તેનો અનાદર અને અનુત્સાહ, જે જીવ રાખીને બેઠો છે, તે જીવ મહાન અજ્ઞાનતામાં પડ્યો છે, એવો જીવ પાપના લક્ષે પાપ બાંધનારો હોવાથી, તેને પાપાનુબંધી પાપ બંધાય છે.

ઉ. સૂ. અ. ૮. ગાથા ૫ મી.

"भोगामिसदोसविसन्ने, हियनिस्सेय सवुद्धिवोच्चत्थे ।
बालेय मंदिय मूढे, वज्झइ मच्छिया व खेळम्मि ॥"
ગા. નં. ૫

કામભોગની અને વળી મોહ પમાડે એવી, પ્રવૃત્તિમાં ખૂંચી ગયેલો, તથા પોતાની હિત-અહિતની બુદ્ધિને ખોઈ બેઠેલો, એવો આત્મા ભલે કોઈપણ પ્રકારની પોતાની ચતુરાઈને લીધે પોતાની જાતને ભારે કુશળ, મહાન પંડિતની કોટીવાળો

માનતો હોય, અને અનેક શાસ્ત્ર સિદ્ધાંતોના શ્લોકો, તથા ગાથાઓ, મોઢે કડકડાટ બોલી જતો હોય, "शुद्धोऽस्मि, बुद्धोऽस्मि, निरंजनोऽस्मि" એટલે, હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું, એમ બોલતો હોય, તોપણ જ્ઞાની તો તેને બાલજીવ, અજ્ઞાની-પ્રાણી, મંદપ્રાણી અને મૂઢપ્રાણી જ માને છે, અને તે બાલ અજ્ઞાની, મૂઢપ્રાણી, વિષયભોગોમાં જ ચોંટયો રહે છે, તેમાં જ ચોંટીને, પરમાર્થ-હેતુભુત જે શુભ પરિણામ છે, તેનો નિષેધ કરીને, વિષયોમાં ચોંટયો રહે છે. તે જીવ, પાપના લક્ષે કરીને, પાપનો જ બંધ કરનારો છે.

"बज्झइ मच्छिया व खेलम्मि"

જેમ બળખા ઉપર માખી ચોંટી જાય છે, તેમ અર્થાત્ જેમ માખી બળખામાંથી છૂટી થઈ શકતી નથી, પણ ત્યાંને ત્યાં જ રામશરણુ થાય છે, તેમ એ અનાડી, બાલ, મૂઢ, અજ્ઞાની જીવ, ધર્મસ્નેહ પ્રશસ્તરાગ, શુભનિમિત્તો અને પરમાર્થપ્રેરક, વ્યવહાર તે બધાયનો પાપમાં ટકીને નિષેધ કરનારો છે, (ત્રિકાળી સ્વરૂપમાં ટકીને નિષેધ કરે, તો તે બરાબર છે.) અને મોજશોખમાં એવો ચોંટયો રહે છે, કે "તેમાંને તેમાં જ રહીને, પાપના લક્ષે પાપ બાંધીને, રામશરણુ એટલે મૃત્યુને શરણુ થાય છે, અને દુર્ગતિમાં ચાલ્યો જાય છે, તેથી તે પાપી મિથ્યાત્વી જીવ છે. એવો જીવ પાપના લક્ષે પાપ બાંધે છે, તે પાપાનુબંધી પાપ છે.

હવે જ્ઞાની ભલામણ કરે છે. ઉ. સૂ. અ. ૭, મું. ગા. ૨૮ મી.

"बालस्सपस्स बालत्तं, अहम्मंपडिवज्जिया ।
चिच्चाधम्म अहम्मिट्ठे, नरएसु, उववज्जइ ॥२८॥"

હે જિજ્ઞાસુ! મૂર્ખ મનુષ્યોની મૂર્ખતા તો જુઓ? બાલ અજ્ઞાનીની બાલિશતા તો જુઓ કે જે પરમાર્થ અને પરમાર્થહેતુ વ્યવહાર, નિમિત્તહેતુ વ્યવહાર, એ બધાયને ફેંકી દઈને, કોઇ એકાંત દૃષ્ટિ પકડીને, કેટલાક જીવો દેહાદિની ક્રિયાકાંડમાં અટકયા જ પડયા છે. બેઘડીનું ચારિત્ર કયાંથી? એમ બોલે છે, પણ ચારિત્રનો મૂળ પાયો જે સમ્યગ્દર્શન છે. તેનું તો ભાન જ નથી. વળી કોઈ સાચા નિમિત્તના નિષેધમાં, પરમાર્થહેતુભુત, વ્યવહારના નિષેધમાં આવું તો અનંતવાર કર્યું, એમ તેને નિષેધવામાં અટકયા છે, વળી કોઈ નિંદા કરવામાં અટકયા છે, અમે બહુ સારા છીએ, અમારો આચાર બહુ સારો છે. અમારા સંપ્રદાયમાં સમ્યક્જ્ઞાનની વાતો થાય છે, એમ સ્વપ્રશંસામાં અટકયા છે, વળી કોઈ માત્ર મનની લુખ્ખીસુક્કી ધારણામાં અટકયા છે, વળી કોઈ કર્મભાવમાં, મોહભાવમાં અટકયા છે. વળી કોઈ ભકતોની વાહવાહરૂપ પ્રશંસામાં અટકયા છે, વળી કોઈ ચેલાચેલીની ગવેષણાની દોડધામમાં અટકયા છે. જ્ઞાની કહે છે કે "લોકોને ભુલાવવાના સ્થાન જ્યાં ત્યાં ઘણા જ રહેલા છે, તેથી જ જીવનો વિકાસ અટકયો છે.

અનાદિની ઊંધી દૃષ્ટિ સદ્જ્ઞાનની સત્સ્વરૂપની વિરાધના અને સાચી પરીક્ષાનો અભાવ હોવાથી, ધર્મઘેલા જીવોને, ઠામઠામ ઊંધું સમજાવનારાનો યોગ સાંપડે છે. ત્યારે તે જીવ, પરમાર્થ, પરમાર્થહેતુ વ્યવહાર, નિમિત્તહેતુ વ્યવહાર, તે બધાયને ફેંકી દઈને, અધર્મોનો સ્વીકાર કરીને અધર્મી થાય છે, અને પાપ બાંધીને નરક, નિગોદરૂપ દુર્ગતિમાં ચાલ્યો જાય છે. સત્સ્વરૂપની વિરાધનાનું ઉત્કૃષ્ટ ફળ નિગોદ છે, એમ સમજાવીને જ્ઞાની કહે છે કે " ઉ. સુ. અ. ૭મું ગાથા ૨૯મી માં કહ્યું છે કે—

धीरसपरसधीरत्तं, सच्चधम्माणुवत्तिणो ।
चिच्चाअधम्मं धम्मिट्ठे, देवेसु उववज्जइ ॥२९॥

આ ગાથાનો એવો અર્થ છે કે "પોતાના આચરણ દ્વારા, એટલે પરમાર્થ. પરમાર્થહેતુ વ્યવહાર, નિમિત્તહેતુ વ્યવહાર અને સત્યધર્મને અનુસરનારા ધીર પુરુષોનું ધીરપણું, તો 'પશ્ય' એટલે તમે જુઓ કે "જે અધર્મને ફેંકી દઈને સંસારપોષક પરિણામનો ત્યાગ કરીને, ભૂંડા પરિણામોને ફેંકી દઈને ફગાવી દઈને પરમ ધાર્મિક બને છે, અને પરમ ધાર્મિક બનવાના પરિણામે, પરમ દિવ્યતાને પામે છે, પછી મોક્ષગતિને પણ પામે છે. એવી બે દશા બતાવીને પુરુષાર્થ ઉપડાવે છે.

ઉ. સૂ. અ. ૭ મું ગાથા ૩૦ મીમાં જ્ઞાની કહે છે કે—

"तुलियाणं बालभावं, अबालंचेव, पंडिए ।
चइऊणं बालभावं, अबालं सेवाए मुणी ॥३०॥

ઉપાડ–તારા પુરુષાર્થને શું સંસારમાં પડચો છું? વિવેકી મનુષ્યે પોતાનો પુરુષાર્થ ઉપાડીને, અંદરમાંથી તુલના કરીને બાલભાવ, એટલે અજ્ઞાનપણું અબાલભાવ એટલે સમ્યકજ્ઞાનપણું, તે બંનેય ભાવની તુલના કરીને, બાલભાવને ફેંકી દઈને, અબાલભાવનો સ્વીકાર કરી લેવો જોઈએ. વિવેકી મનુષ્યે એમ જ કરી લેવું જોઈએ.

હવે વિશેષ વિવેચનથી સમજાવે છે કે જેને પોતાની પોતાના માટે, તમામ પ્રકારની સગવડતા રાખવી છે. જરાય અગવડતા ગમતી નથી. અને પોતાની નિંદા થાય તો, તે જરાપણ ગોઠતું નથી, તો અહીં જ્ઞાની કહે છે કે, "તો પછી સુપાત્ર મુનિ કે કોઈ સુપાત્ર સાધર્મી બંધુની સેવા કરવી કેમ ગોઠતી નથી? તથા વીતરાગ ધર્મની (પ્રભાવનાની) નિંદા થતી હોય; દેવ, ગુરુ, ધર્મની નિંદા થતી હોય (આતો બધાય લઈ હાલ્યા છે, વેળુમાં દોડ મૂકી છે. બિચારા! દોડ્યા કરે છે.) તો તને કેમ ગોઠે છે? અંદરમાં ધર્મની રુચિ હોય ત્યાં સંસારનો કે દેહાદિનો ભૂંડો રાગ છોડવાને માટે શુભ પરિણામ કરવાની 'ના પાડી નથી. ભલા ભાવ લાવવાની કોઈ જ્ઞાનીએ કે શાસ્ત્રે' ના, પાડી નથી; કારણ કે "જેને સત્‌ની રુચિ હોય, તેને પ્રશસ્ત રાગ થયા વિના રહે નહિ, છતાં તે રાગનો રાગ નથી, સંસારનો રાગ નથી, પૂર્ણ વીતરાગી, દેવ, ગુરુ ધર્મનો રાગ છે, આવો રાગ પ્રથમ ભૂમિકામાં હોય જ છે.

પરમાર્થ મોક્ષમાર્ગમાં એટલે અનંતજ્ઞાન સમુદ્ર ભગવાન, ચૈતન્યઘન, આત્માના ધર્મમાં પુણ્ય, પરિણામનો નિષેધ છે, પણ તે ક્યારે નિષેધ છે, (અશુભમાં ઊભો છે, અને શુભનો નિષેધ કરે છે. આ તો કેવી અજ્ઞાનીની અજ્ઞાનતા!) આત્મજ્ઞાન સહિત સ્વરૂપના જ્ઞાન સહિત તારા પોતાના પુરુષાર્થ વડે, તારા અંતરંગ અભિપ્રાયમાંથી શુભ–અશુભ બંને ભાવોનો નિષેધરૂપ અબંધભાવ ઊભો રહે ત્યારે વળી ધર્માત્માને અધૂરી દશા છે, અધૂરું ચારિત્ર છે, ત્યાં લગી નિશ્ચય સ્વરૂપના લક્ષે ધર્મની પ્રભાવનાના ભાવો, પૌષધ, સામાયિક કરવાના ભાવો સાંજ, સવાર, પ્રતિક્રમણ કરવાના ભાવો થાય છે.

ચાર જ્ઞાનના ધણી, અને ૧૪ પૂર્વના જાણકાર, મહાવીર પ્રભુના પટ્ટોધર શિષ્ય ગણધર, શ્રી ગૌતમસ્વામીને પણ એવા ભાવ થયા હતા, અરે થાય છે, (પણ તે ભાવમાં શું પરિણામ થયા? ઊઠવા–બેસવારૂપ દેહની ક્રિયા થઈ તે? પરંતુ તે ગૌતમ-જ્ઞાની તે દેહની ક્રિયા તેમ જ ભક્તિ બહુમાનના શુભ પરિણામ, કે મુનિચર્યારૂપ બહારના યોગની ક્રિયા, તેને તેઓ ધર્મ માનતા નથી. અકષાયી આત્માના લક્ષે, તીવ્ર કષાય ટાળવાનો પુરુષાર્થ તે અકષાયી આત્મામાં જવા માટે નિમિત્ત છે; એમ ધર્માત્મા શુભ નિમિત્તોને જેમ છે તેમ બરાબર જાણે છે, તેથી સત્પુરુષાર્થને પોતાનો માને છે, વળી કોઈ નિશ્ચય સ્વરૂપના અનુભવ વિના માત્ર દેવ, ગુરુ, ધર્મની ભકિત, વિનય, દેહાદિની ક્રિયા વગેરેને તથા વ્યવહાર ધર્મને ઉપાદેય માનીને બેસી જાય છે, અને જોગની (યોગની) ક્રિયાથી મોક્ષનું સાધન માને અને પુણ્ય પરિણામમાં રોકાઈ જાય. તો તે પરમાર્થ હેતુભુત વ્યવહાર એટલે સાચો પુરુષાર્થ નથી. નિશ્ચયના લક્ષ વિના મંદ કષાય થાય, તો તે વાસ્તવિક મંદ કષાય નથી, મંદ કષાય એટલે પ્રશસ્તરાગ, તે વાસ્તવિક નથી, છતાં જેને સ્વાનુભવ દશા પ્રાપ્ત થઈ નથી, આનંદનો રસ, આનંદનો ઊંમળકો જેને આવ્યો નથી, તેને આવા શુભભાવને છોડી દઈને અશુભમાં જવું એમ કોઈ શાસ્ત્ર સિદ્ધાંતમાં કોઈ જ્ઞાનીએ કહ્યું નથી.

દેવ, ગુરુ, ધર્મ એ ત્રણેય વીતરાગ સ્વરૂપ છે, તેનો પરમાર્થ ગ્રહીને, સ્વતત્ત્વ સંબંધીની રુચિ વધારે, અને સાચું સમજવાનો પોતે જાતે પુરુષાર્થ કરે તો તે પુરુષાર્થ થતાં, શુભ પરિણામના વિકલ્પો આવે અને તે શુભ પરિણામના વિકલ્પની સાથે શુભ નિમિત્ત આવે જ, તેનો જે જીવ નિષેધ કરે છે, અને સંસારના ભૂંડા રાગોમાં વર્તે છે, (આનો નિષેધ કરીને, સ્વરૂપમાં ઠરી જાય તો તેના જેવું એકેય સુંદર કાર્ય નથી,) તેને પાત્રતા કે ઊંચી ભૂમિકા, યોગ્યતા, લાયકાત જોઈતી જ નથી, અશુભ આચારનો આદર કરીને, પાપનો આદર કરીને પાપના લક્ષે, પાપ બાંધીને, અર.... ર....ર, તે જશે ક્યાં? તેને પવિત્ર ધર્મની રુચિ જ નથી, નિમિત્ત હેતુ વ્યવહારની રુચિ જ નથી, એવો જીવ પાપના લક્ષે પાપ બાંધી જશે ક્યાં? પવિત્ર ધર્મની રુચિ નથી, અને એને તો સંસાર રાખવાની રુચિ છે, જ્ઞાનીઓ દૃષ્ટાંત આપીને સમજાવે છે.

દૃષ્ટાંત :— એક લાખ રૂપિયાનું મકાન કરવું હોય તો ત્યાં બરાબર વ્યવસ્થા રાખવાના ભાવ કર્યા જ કરે છે. મારે જાતે વ્યવસ્થા રાખ્યા વિના છૂટકો નથી, વળી વખતની કાળજી રાખવા માટે, સમયની કાળજી રાખવા માટે એની જ રુચિમાં રહે છે, અને અહીં ધર્મ સ્થાનકમાં રુચિવાળા જીવો આવતા હોય તેનો નિષેધ કરે, તો તે પાપમાં ટકવાવાળો પાપી પાપાનુબંધી પાપ બાંધવાવાળો છે, વળી પોતે જાતે જ દેખરેખ રાખે છે, મજૂર વગેરે શું કરે છે? કેટલું કામ કર્યું? મજૂર ક્યાં ગયા? મફતમાં સમય કેટલો કાઢ્યો? વગેરે વગેરે દેખરેખ રાખે છે. કાંકરી સારી છે કે નહિ? પથરો લોપાલનો છે કે કોઈ બીજા ગામનો? ચૂનો ચીકણો છે કે નહિ? જો ચૂનો ચીકણો નહિ હોય તો લાખ રૂપિયાનો હજીરો પડી જશે, તેના પાયા ખૂબ ઊંડા મજબૂત અને જડબેસલાક કરવા, ઊંડા ઊંડા કરવા, બહુ મજબૂતાઈથી પૂરવા વગેરેની કાળજી અને રુચિ રાખે, પણ મારા સત્‌સ્વરૂપની શ્રદ્ધાના પાયાનું શું? પવિત્ર દેવ, ગુરુ, ધર્મ, તે બધાયની ભક્તિ કે યથાશક્તિ પ્રભાવના, અહોભાવ આદર કર્યો નથી, અને પરમાર્થ હેતુરૂપ, પુરુષાર્થનો એટલે યમ, નિયમ, જપ, તપ, સામાયિક, પ્રતિક્રમણ ક્રિયાકાંડ જે જે ભૂમિકા ઉપર હોય તે તે ભૂમિકાને અનુરૂપ નિમિત્ત હેતુ ભુતવ્યવહારનો અને ક્રિયાકાંડનો નિષેધ કર્યો, તેણે આનો (સત્સ્વરૂપનો) આદરસત્કાર કર્યો નથી, સમજીને હજુય કરતો નથી, તો તેવો જીવ પાપના લક્ષે પાપ બાંધીને, જો આયુષ્ય પૂર્ણ થાય તો, મરીને ક્યાં ઉતારા કરશે? હું મરીને ક્યાં ઉતારા કરીશ, તેનો તે વિચાર જરાય કરતો નથી.

સત્‌દેવની, ગુરુની, ધર્મની ભક્તિ, પ્રભાવનાના નિમિત્તો મેળવવા પ્રત્યે અરુચિ રાખનારા, શુભભાવમાં અરુચિ રાખનારા અને સંસાર પ્રસંગમાં રુચિ રાખનારાને (તેમને) ભૂંડા રાગની રુચિ છે, હવે અહીંયા રુચિ રાખીને બેઠા, તે પ્રશસ્તરાગ છે, જ્ઞાની કહે છે કે "એટલોય પ્રશસ્તરાગ, પરમાર્થે હેય છે, પરમાર્થે હેય છે એમ જ્ઞાનીઓએ કહ્યું તે પકડી લીધું, અને શુભભાવ, આદિ શુભ અનુષ્ઠાનોને છોડી દઈને અભેરાઈએ ચડાવી દીધા, પણ હું કોણ છું? કેવો છું? કેટલો છું? ક્યાંથી આવ્યો છું? ક્યાં જઈશ? મારું કર્તવ્ય શું છે? હું શું કરી રહ્યો છું? અને મારે શું કરવું જોઈએ, તેનું જેને જ્ઞાન નથી, અને તેવો જીવ શુભભાવનો નિષેધ કરીને મરીને ક્યાં જશે? તે જીવ સ્વચ્છંદમાં જ વર્તે છે, એટલે ભૂંડા રાગમાં જ અટક્યો છે, તે પણ પ્રશસ્તરાગનો નિષેધ કરીને (શું જ્ઞાનીઓએ આખો સંસાર હેય છે. એમ નથી કહ્યું. ઉત્તર :— કહ્યું છે.) વિવેકહીન થઈને, શુભ નિમિત્તને ટાળીને, અશુભમાં વર્તે છે, તે પાપ પરિણામી મિથ્યાદૃષ્ટિજીવ, પાપના લક્ષે પાપ બાંધે છે, તેને જ પાપાનુબંધી પાપ કહેવાય છે.



## વ્યાખ્યાન નં. ૧૭

સંવત ૨૦૧૪ અષાઢ વદી ૧૩ ને રવિવાર તા. ૧૩-૭-૧૯૫૮

### "ત્રિકાળી સ્વરૂપની દૃષ્ટિ થયે, રાગની દિશા બદલાય"

ઉ. સૂત્ર. ૧૮ મું અ. ગાથા પહેલી, "कम्पिल्ले नयरेशया" સંપતિ રાજા, આદિ અનેક રાજાઓનો અધિકાર વંચાય છે.

તેમાં પુણ્યાનુબંધી પુણ્ય, પાપાનુબંધી પુણ્ય, પુણ્યાનુબંધી પાપ એ ત્રણ ભાંગાની વાત કરી, હવે પાપાનુબંધી પાપ એ ચોથા ભાંગાનું સ્વરૂપ કહેવાય છે.

પોતાની જાતે પોતામાં ઠરી જવાનું છે, ઇષ્ટ-અનિષ્ટના વિકલ્પને વિકળતાને છોડીને, સાચું સમજીને, પોતામાં ઠરી જવાનું છે, પાપાનુબંધી પાપ જ બાંધી જીવ સંસારમાં પરિભ્રમણ કર્યા જ કરે છે, તેના સ્વરૂપને સમજાવે છે, મુમુક્ષુ હશે તે સમજી લેશે ? જેને પોતાના ત્રિકાળી સ્વરૂપની દૃષ્ટિ થાય, તેને રાગની દિશા, બદલાયા વિના રહે નહિ, તેનું કારણ બતાવે છે, તેનું કારણ એ છે કે "સાધકદશા છે. જ્યાં સુધી સાદકદશા છે, ત્યાં સુધી રાગ થઈ જાય, જ્યાં સુધી પૂર્ણ વીતરાગ નથી, ત્યાં લગી બુદ્ધિપૂર્વક કે અબુદ્ધિપૂર્વક રાગ થઈ જાય, તે જીવ રાગને કયાં વાળે ? ઉત્તરઃ—પવિત્ર જૈન શાસનની શોભા વધારવામાં વીતરાગી દેવ, ગુરુ, ધર્મની શોભા વધારવામાં ભક્તિ કરવામાં, સત્‌દેવ સદ્‌ગુરુ તથા સદ્‌ધર્મનું બહુમાન થાય તેવી ભાવના થવી જોઈએ.

જો મનની વૃત્તિ તૂટીને મન સંબંધીનો વિકલ્પ તૂટીને વિતરાગદશામાં જે જીવ સ્થિર થઈ ગયો હોય, તેને કોઈ કાંઈ કહેતું જ નથી, શું કહેતું નથી ? ઉત્તરઃ—તું વિવેક તો લાવ, એમ કાંઈ પણ એને કોઈ કહેતું નથી, ત્યાં કહેવાપણું કાંઈ રહેતું નથી, કારણ કે "તે વિકલ્પ ટાળીને, સ્વરૂપમાં સ્થિર થઈ ગયો છે. વળી જેને સાચી દૃષ્ટિ પ્રગટી છે. સાચી દષ્ટિ વર્તે છે, તે નિત્ય શાસ્ત્ર વાંચન, મનન અને તે પહેલા શાસ્ત્રશ્રવણ અથવા જ્ઞાન, ધ્યાન, સ્વરૂપની સ્થિરતા કરવાનો પુરુષાર્થ અને તેના માટે બે-ચાર ઘડીની નિવૃત્તિ લઈને, યમ, નિયમ, જપ, તપ, સદ્‌દેવ, ગુરુ, ધર્મની ભક્તિમાં, વિનયમાં, જિનેન્દ્ર ભગવાનની આજ્ઞામાં તે વર્તતો જ હોય, તેની સાચી સમજણ તેનો વિવેક, તેને હોય જ.

સંયમના હેતુથી, યોગ પ્રવર્તના,
સ્વરૂપલક્ષે, જિનઆજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ, ઘટતી જાતી સ્થિતિમાં
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો,
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?

(શ્રીમદ્ રાજચંદ્ર :-)

એવો વિવેકીજીવ અંતરંગ અભિપ્રાયમાં એમ સમજે છે, શું સમજે છે ?

ઉત્તર :— કે હું પૂર્ણ શુદ્ધ વીતરાગી છું રાગનો.

એક કણિયો પણ મારો નથી, રાગનો એક અંશ પણ મારામાં નથી, આ પરમાર્થ દૃષ્ટિમાં સ્થિર થવા વખતે, તો શુભ વિકલ્પનો પણ નિષેધ હોય.

પણ જ્ઞાની કહે છે કે "તેને તું સમજ....અમે જે કહીએ છીએ, તે અમારી જાતે વેદીને અનુભવીને કહીએ છીએ, પણ નિમિત્તનો પુરુષાર્થ એટલે રાગ ટાળવાનો પુરુષાર્થ કરતા મંદકષાય, મંદકષાય એટલે શુભ ભાવ થઈ જાય છે. પણ અશુભમાં ઊભેલા શુભનો નકાર કરે, પાપમાં સ્વછંદતા પોતાનો એકાંત પક્ષ પકડીને ઊભેલાં ભલા ભાવનો કષાયની મંદતાના પુરુષાર્થનો ન-કાર કરે તો તે જીવ આત્માર્થી નથી, પણ સંસારાર્થી છે, એટલે તે ભોગાર્થી છે. વિષયભોગનો જ કામી છે, તેને શાસ્ત્રમાં પાપી કહ્યો છે. એવો પાપ પરિણામી વજ્ર મિથ્યાદૃષ્ટિ જીવ પાપના લક્ષે જે પાપ બાંધે છે, તેને પાપનુબંધી પાપ કહેવાય છે.

ઉ- સૂ. અ. ૫. ગા. ૧૦મી માં કહ્યું છે કે

" कायसा वयसा मत्ते वित्ते गिध्धे य इत्थिसु।
दुहओ मलं संचिणइ, सीसुणागोव्व मट्टियं ॥

"સંસારની તમામ પ્રવૃત્તિઓમાં ગૃહસ્થીઓના તમામ પ્રસંગોમાં, ધનમાં, સ્ત્રીઓમાં દીકરાઓ તથા કુટુંબમાં તનથી, મનથી, વચનથી આસક્ત બનેલો તે " सीसुनागोव्व मट्टियं, એટલે અળસિયાની પેઠે અળસિયા માટી ખાય એટલે માટી પેટમાં ભરે અને માટીમાં જ આળોટે તેમ તે બંને પ્રકારે મેલનો સંચય કરે છે. જેમ અળસિયું બહારથી પણ માટીના મેલથી ખરડાય છે. અને પેટમાં પણ માટી ભરે છે. એટલે અંદરમાં પણ માટીથી ખરડાય છે. તેવી દશા, પરમાર્થ હેતુભૂત વ્યવહારનો નિષેધ કરનાર જીવો સંસારમાં ઊભેલા છે. પણ આત્માર્થી નથી, ભોગાર્થી છે એવા જીવોની અળસિયા જેવી દશા થાય છે.

શાસ્ત્રકાર કહે છે કે, " ઘરના તથા લગ્નાદિ પ્રસંગોમાં, ઘણી કાળજી રાખવાની વૃત્તિ રાખે છે, તેમાં તીવ્ર આસક્તિથી જોડાઈ જાય છે, સંસારનું રૂડું દેખાડવાની

ઇચ્છા છે, અને તનથી, મનથી, વચનથી, ખરેખર આસક્ત બની જાય છે; પરંતુ પવિત્ર વીતરાગદેવની, ગુરુની, ધર્મની, શોભા, મહત્તા, દેદીપ્યમાનપણું જિન શાસનની ઉન્નતિના અર્થે વીતરાગ દેવોની શોભા વધારવા અર્થે, તન, મન, ધન, ખર્ચવામાં સંકોચ કરે છે. અર....ર....ર, પુણ્ય બંધાઈ જશે. તો શું થશે? ભગવાને પુણ્યને હેય કહ્યું છે, એમ જે કહે છે, એટલે શુભભાવનો અનાદર કરે છે, (ત્યારે શું ભગવાને સંસારમાં તન, મન, ધન ખર્ચવાનું કહ્યું છે? જરા-બતાવશો?) તેને સત્નો અનાદર છે, કદી તું એમ કહે કે, આત્મા શુદ્ધ છે, અકષાયી છે, નિરંજન છે, નિરાકાર છે. અનંત જ્ઞાનનો પિંડ છે, અસંખ્ય પરદેશી અંખડ આત્મા છે, એમ કહેનારને જ્ઞાની કહે છે કે "તે તારા માટે (તેવો આત્મા) નથી, કારણ બતાવીને સમજાવે છે." કારણ કે "પવિત્ર, જ્ઞાયક જો તું રહે સર્વ પ્રત્યે સમભાવી જો તું રહે, તો તે બોલવું તારા માટે ઠીક છે."

પણ જ્યાં, જ્યાં, ધર્મ પ્રભાવના, ભકિતના નિમિત્તોની જરૂર જણાય, ત્યાં તે રૂડા નિમિત્તના બહાને, લોભ કષાય, માન કષાય અને ધનની આસકિત આદિનો તારે ઘટાડો કરવો જોઈએ, તારા કષાયો ઘટવા જોઈએ, તેને બદલે લોભ, માન, કષાયના નિમિત્તોનો વધારો કર્યે જ જતો હોય, અને ઉપરથી કોઈ કહે (શિખામણ આપે) ત્યારે તે કહે છે કે, "શું કરીએ? અમે સંસારીવ્યવહારમાં બેઠા છીએ, અમારે ઘર, સ્ત્રી, પુત્ર, આદિ, વ્યવહાના કાર્યોમાં, તન, મન, ધન ખર્ચવું પડે છે, આમ ધર્મકરણી પ્રત્યે ધર્મપ્રભાવના પ્રત્યે યમ, નિયમ, ધર્મકરણી પ્રત્યે, દુર્લક્ષ કરનારને, આત્માની રુચિ નથી, એવો જીવ, અળસિયું જેમ બંને પ્રકારથી, માટીના મેલથી ખરડાય છે. તેમ, આવો જીવ પણ, તીવ્ર દર્શન-મોહ અને તીવ્ર ચારિત્ર-મોહ, એ બંને પ્રકારના મોહ દ્વારા કર્મ બાંધતો જાય છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે.

જે જીવ, આત્મજ્ઞાન દશાને પામ્યો હોય, તોપણ જ્યારે તે, જીવ નિર્વિકલ્પ ઉપયોગમાં ન રહી શકે, ત્યારે, (નિર્વિકલ્પ ઉપયોગ દશામાં તો સર્વથા સંપૂર્ણપણે કેવળી ભગવાન તથા સિદ્ધ ભગવાન ટકી શકે.) ગણધર ગૌતમ જેવા પણ એક અંતર્મુહૂર્ત ઉપરાંત તે દશામાં ટકી શકે નહિ, ત્યારે શાસ્ત્ર અભ્યાસ, સ્વાધ્યાય, તેની ભૂમિકા અનુસાર, યમ, નિયમ, જપ, તપ, દેવ, ગુરુ, ધર્મની ભક્તિ આદિનું પરમાર્થના લક્ષે અવલંબન લચે જ છે, જો વર્તમાન વર્તતી દશામાં, પરમાર્થના લક્ષે અવલંબન લેવાનું છૂટી ગયું હોય તો, તે દશામાં કેવળજ્ઞાન જ હોય, ધર્મની પ્રભાવનાના નિમિત્તે દેવ, ગુરુ, ધર્મની શોભા વધારવા માટે યથાશકિત બધુંય કરે. તન, મન, ધન, વગરે ખર્ચે, સમય જોઈને આખોય ભકિતમાર્ગમાં ઉછળી પડે.

પોતાને અકષાઈ પૂર્ણ પવિત્ર સ્વભાવમાં જવું છે. બીજે કયાંય જવું નથી, તેથી પુરુષાર્થ વડે, કષાય ઘટાડવાના નિમિત્તો મેળવે છે, ઇષ્ટ નિમિત્તો ધર્મ સાધનમાં,

તન, મન, ધન, ખર્ચીને, અથવા પોતાનો વીતરાગી દેવ, ગુરુ, ધર્મ પ્રત્યેનો પ્રેમ વધારીને, ધર્મની પ્રભાવના કરે, આત્માર્થી પોતાનો પુરુષાર્થ, (તે પોતાની શક્તિને ગોપવે નહિ,) ગોપવે નહિ પણ, પુરુષાર્થના વેગને વધારતા, વધારતા, પરમાર્થના લક્ષે જે ભલા પરિણામ થાય છે, અને તેનાથી પુણ્ય બંધાય છે, તે પુણ્યબંધથી જરાય ડરે નહિ, ભડકે નહિ, અર....ર....ર, પુણ્ય બંધાઈ જશે, અને મારે સંસારમાં રખડવું પડશે એમ ભડકે નહિ. માળ ઉપર જવું છે, તો પગથિયા ઉપર ચડતા જરાપણ બીવે નહિ, ભડકે નહિ.

વર્તમાન ઘણા લોકો એકાંત નિશ્ચયાભાસમાં (હેય? હેય! એમ કર્યા જ કરે છે, અરે ભાઈ! તું ઊભો તો રહે! હેય! હેય! શું કર્યા કરે છે?) એટલે અશુભમાં વર્તે છે, પાપ પરિણામમાં વર્તે છે, ભૂંડા પરિણામમાં વર્તે છે, તે કદી ધર્મની વાતો ભલે કરતો હોય, તોપણ તેમને સંસારનું જ પોષણ છે. "भणन्ता अकरेन्ता य" (ભણે) માત્ર બોલે પણ કરે નહિ, મોક્ષ સ્વભાવનું એમને પોષણ નથી, પરમાર્થ હેતુ, નિમિત્ત હેતુભુત વ્યવહારનું પોષણ નથી, જેમ અળસિયું બંને રીતે ખરડાય છે, તેમ તે જીવ, દર્શનમોહ, અને ચારિત્રમોહથી ખરડાય છે; કારણ કે તેઓ, એવું માને છે કે "અરે....રે....પુણ્ય બંધાઈ જશે, જ્ઞાનીઓ પુણ્યને સંસારનું ફળ કહે છે, એમ જ્ઞાનીઓ ઉપર નાખે છે, આવા નિશ્ચયાભાસી અનેક જીવો પડયા છે, આપણા જીવે પણ, આમ જ કરીને અનંત સંસારમાં પરિભ્રમણ કર્યું છે.

અમે પુણ્યથી સંસારનું ફળ માનીએ છીએ, પુણ્યને ધર્મ માનતા નથી, અને જ્ઞાનીઓએ પણ, એમ જ કહ્યું છે, ભાઈ! તું ઊભો તો રહે? તું કયાં ઊભો છું? તારું વલણ કોની તરફ છે? તને કોની રુચિ છે. તેનો વિવેક તારામાં હોવો તો જોઈએ ને? સમજણ ભેદજ્ઞાન, ભેદવિજ્ઞાન, તારામાં હોવાં તો જોઈએ ને? હવે ઉ. સૂ. અ. ૯મું ગાથા ૫૩ મીમાં કહ્યું છે કે,

"सल्लं कामा विसं कामा, कामाआसिविसोवमा।
कामभोगे पत्थेमाणा, अकामा, जन्ति दुग्गइं।

આવા જીવોને જ્ઞાનીઓ કહે છે કે વાસનાઓ અને તૃષ્ણાઓ ભારેમાં ભારે શલ્યરૂપ છે, વાસનાઓ ઝેરરૂપ છે. વાસનાઓ ભયંકરમાં ભયંકર સર્પ જેવી છે. જેઓ વાસનાઓને વશ પડીને કામભોગને ઝંખ્યા કરે છે, કામભોગોને "पत्थेमाणा" માગ્યા કરે છે, કામભોગની વારંવાર પાર્થના કરવા છતાં (કામભોગો પુણ્ય તો પામે. અને પુણ્ય ન હોય તો ન પામે.) કામભોગોને પામી શકતા નથી, એવા તે अकामा जन्ति दोग्गइं "અકામા" એટલે કયાંય કામભોગોના સંયોગો થવાના નથી. એવી દુર્ગતિને પામે છે, દેવગતિ મનુષ્યગતિ. તથા સંજ્ઞા તિર્યંચ પચંદ્રિયગતિ એ ત્રણેય ગતિઓમાં કામભોગો છે. તે સિવાયની ગતિને તે જીવ પામે છે. દુર્દશાને પામે છે,

પોતાને કોની રુચિ છે, તેનો વિચાર કરતો નથી. અને ધર્મકરણીનો નિષેધ, શુભ ભાવોનો નિષેધ, સંસાર વાસનામાં ઊભો રહીને કરે છે. એથી તે જીવ પાપાનુબંધી પાપ બાંધીને आकामा क्षन्ति वीगइ કે જ્યાં ઘણા કાળ સુધી કામભોગોના સંયોગો થવાના નથી એવી દુર્ગતિઓમાં ચાલ્યો જવાનો છે.

હવે અહીં ધર્માત્માઓને મુમુક્ષુ જીવોને જ્ઞાનીઓનો ઉપદેશ છે કે અહો! ભવ્ય જીવો. પરમાર્થને માટે આત્માને ઓળખો, તેના માટે યમ, નિયમ, જપ, તપ, સામાયિક, પ્રતિક્રમણ આદિમાં ઝૂકી જાઓ. અને આત્માને ઓળખો. સૂપગડાંગ્ સૂત્ર પ્રથમ શ્રુતસ્કંધ તેનું છઠ્ઠું અધ્યયન ગાથા ૨૬ મી સૂત્રપાઠ.

कोहं य माणं य तहेव मायं
लोभं चउत्थं अज्झत्थदोसा
एयाणि वन्ता अरहा महेसी
ण कुव्वई पाव ण, कारवेइ ॥

ક્રોધ, માન, માયા અને લોભ આ ચારેય અંતરાત્મા, એટલે અધ્યાત્મના ભયંકરમાં ભયંકર દોષો છે, તેમાંય પ્રાણીઓની કરુણા કરતો, (એટલે "સવ્વી જીવ કરું શાસન રસિ, ઐસી ભાવ દયામન ઉલ્લસી") એટલે તમામ પ્રાણીઓ તરફ કરુણા સમભાવ કેળવવા મથતો એવો કોણ? અર્હન્ત એવા મહર્ષિઓ, આ ચારેય, દોષોને હાંકી કાઢીને (તમે એ ચારેય દોષો રાખ્યા છે કે હાંકી કાઢયા છે? તેને હાંકી કાઢવા માટે, પરમાર્થના પુરુષાર્થમાં તો છોને? એ તમોને ગમે છે ને?) પોતે જાતે પાપ પ્રવૃત્તિ કરે નહિ, અને બીજાની પાસે પણ પાપ પ્રવૃત્તિ કરાવે નહિ, એવા જ્ઞાનીઓનો, જિજ્ઞાસુ ધર્માત્માઓને ઉપદેશ, (આત્માને ઓળખવા માટેનો) પરમાર્થના લક્ષે, વિષય કષાયને ઘટાડવાનો છે.

સ્વભાવની મોટાઈ જાણો! શું માનની, મોટાઈમાં મર્યા પડયા છો? અને ધર્મની રુચિ, વધારવાના નિમિત્તે, સત્દેવ, ગુરુ, ધર્મની ભકિત, પ્રભાવના આદિમાં લાગી જાઓ? દશા આગળ વધી ગઈ હોય તો યમ કરવાનો ઉપદેશ દેવાની જરૂર રહેતી નથી.

પ્રશ્નઃ—શુભ, અશુભ, એ બંને અશુદ્ધ છે, એમ માની, શું કરવું નહિ? અને શુ કરાવવું નહિ?

ઉત્તરઃ—તીવ્ર કષાયને ઘટાડીને; અશુભ પરિણામને ઘટાડીને, મંદ કષાયનો પુરુષાર્થ કરવા માટે, જ્ઞાની ધર્માત્મા, શુભકરણી કરવાનો ઉપદેશ આપે છે. આદેશ હિ. યમ, નિયમ, જપ, તપ, સામાયિક પ્રતિક્રમણ, ૧૨ ભાવના ભાવવી, ઈત્યાદિ, મ્યક્ પ્રકારે, શુભભાવ કરવાનો--કરાવવાનો અને સાથે જ્ઞાન, પાપભાવને છોડવા-છોડાવવાનો ઉપદેશ આપે છે.

દશ, વૈકાલિક સૂત્ર અ. ૮, ગાથા, ૩૪ મી.

अधुवं जिवियं नाच्च, सिद्धिमग्गं वियाणिया।
विणियट्टिज्ज भोगेसु, आउं, परिमिय मप्पणो॥

જીવનને અધ્રુવ જાણીને અને પૂર્ણ સ્વતંત્રતાના માર્ગને "सिद्धिमग्गं वियाणिया" તે તારા આત્માની પૂર્ણતાનો સ્વતંત્ર માર્ગ છે. તેને બરાબર જાણીને અને પોતાનું આયુષ્ય બિલકુલ પરિમીત છે, તે પણ ધ્યાયમાં રાખીને, "विणियटिञ्जभोगेसु" પાપ પરિણામથી, કામભોગોથી અટકવું જોઈએ. અમર્યાદિત અને બાધક એવા, કામભોગોથી તારે પાછા હઠવું જ પડશે, આમ તીવ્ર કામભોગોનો રાગ ઘટાડીને, તીવ્ર કષાય ઘટાડીને, મંદ કષાય કરવા જ્ઞાની ધર્માત્મા બેધડકપણે ઉપદેશ આપે છે. દ્રવ્ય ક્ષેત્રાદિ જોઈને શુભ કરવાનો ઉપદેશ આપે, સાંભળનાર જો જિજ્ઞાસુ અને આત્માર્થી હોય તો તે જ્યાં જ્યાં, જે જે નિમિત્ત દેખાય, ત્યાં ત્યાં, તે તે, નિમિત્તનો આગમાર્થ, પરમાર્થ બરાબર સમજી લ્યે છે.

મારો આત્મા એક દ્રવ્ય છે, તે દ્રવ્ય સ્વભાવથી શુદ્ધ છે, અબંધ છે, નિર્લેપ છે એમ જ માને અને પછી અનેકાંત ન્યાય દૃષ્ટિને, યથાસ્થાને જેમ છે, તેમ સમજે પુરુષાર્થને ઉત્થાપે નહિ, પરમાર્થ હેતુ વ્યવહારનો, એકાંતપક્ષે નિષેધ કરે નહિ, પરમાર્થ હેતુ વ્યવહાર માર્ગનો ઉપદેશ આપનાર આપે, અને સાંભળનાર પરમાર્થના લક્ષે પ્રેમથી સાંભળે. ૧૨ પ્રકારની ભાવના યમ, નિયમ, જપ, તપ, સામાયિક, શ્રવણ મનન, આદિ ભલા ભાવમાં ટકીને, પોતાનો આત્મા સત્ છે, તે સત્ સ્વરૂપની ભાવના વડે, રાગદ્વેષ, પ્રમાદને ટાળવાનો ધર્માત્મા જ્ઞાનીઓ જે ઉપદેશ આપે છે, તે ઉપદેશને આત્માર્થી જીવ ગ્રહણ કરે.

હું અકષાયી છું, અસંયોગી છું, પરધર્મથી ભિન્ન અખંડ જ્ઞાનમાત્ર છું. તેમાં સ્થિર રહેવાને માટે, વર્તમાન, અવસ્થામાંથી રાગાદિ કષાય ઘટાડવાનો પુરુષાર્થ પૂર્ણ વીતરાગ ન થાય, ત્યાં લગી રહે છે, આવા ધર્મીજીવને જ્ઞાનીનો ઉપદેશ છે, છતાં કોઈ મત્તાર્થી, માનાર્થી, કદાગ્રહી, "ગદ્ધા પૂંછ પકડાતો પકડા" તેવા હોય તો પોતાના આગ્રહને પોષે, આગ્રહને પોષતો જાય, અને ઊંધી ખતવણી પણ કરતો જાય, અને સાચા પુરુષાર્થનો પરમાર્થહેતુ વ્યવહારના, નિમિત્તહેતુ વ્યવહારનો, પાપભાવમાં, સ્વચ્છંદ-ભાવમાં, ઊંધાભાવમાં ઊભો રહીને નિષેધ કરે છે, તો તે નિષેધ કરનારો, મહાપાપી-જીવ, એકાંતપક્ષમાં પડેલો હડાગ્રહી, પાપના લક્ષે પાપ બાંધીને દુર્ગતિમાં ચાલ્યો જાય છે, માટે જેમ છે; તેમ સમજીને સ્વરૂપમાં ઠરો. તમારું કલ્યાણ થશે.

શ્રી શાંતિનાથાય નમઃ



## વ્યાખ્યાન નં. ૧૮

સંવત ૨૦૧૪ના અષાડ વદ ૧૪, તા. ૧૪-૭-૫૮ને સોમવાર

## "જ્ઞાનીનો ઉપદેશ વાતો માટે નથી"

ઉ-સૂ-૧૮મું. અ. સંયતિરાજા આદિ અનેક રાજાઓનો અધિકાર વંચાય છે.

સૂત્રપાઠ:— कम्पिले नयरे राया उदिण्ण बल वाहणे

પૂર્વ પુણ્યના ઉદયે ઘણી સમૃદ્ધિવાળો કાંપિલ્ય દેશનો રાજા વર્તમાન શિકાર કરવા નીકળી ચૂક્યો છે, આવા અધર્મી રાજાને, આટલી બધી સમૃદ્ધિ કેમ?

શાસ્ત્રકાર કહે છે કે "उदिण्ण" એતો ભાઈ? પૂર્વ પુણ્યનું ફળ છે, પુણ્યની ચોભંગી છે, પુણ્યાનુબંધી પુણ્ય વગેરે ત્રણ ભાંગા કહેવાઈ ગયા?

હવે પાપાનુબંધી પાપ, એ ચોથા ભાંગાની વાત ચાલે છે.

જે જીવ તત્ત્વને જેમ છે તેમ, બરાબર સમજે છે, તે જીવ મોહ પામતો નથી, સમ્યગ્દૃષ્ટિ જીવે, અખંડ અભેદ આત્માનો વિશ્વાસ માણ્યો છે, તેવા સમ્યગ્દૃષ્ટિ જીવને દર્શનમોહ હોતો નથી, એવો જીવ, પરમાર્થ હેતુભુત વ્યવહારમાં એટલે પુરુષાર્થમાં આગળ વધતાં વધતાં, જે કાંઈ ચારિત્રમોહ બાટી રહ્યો છે, તેને ઉત્તરોત્તર ક્ષીણ કરતો જાય છે, અને ક્રમે ક્રમે મોહનો નાશ થતો જાય છે, સમ્યગ્દૃષ્ટિ જીવ, અનેક પ્રકારે પ્રવૃત્તિ ઉપર કાપ મૂકીને સુક્ષ્મતત્ત્વનો વિચાર કરે, અને જ્ઞાનીઓના ભેટા થયા હોય તો તેમનો ઉપદેશ ઘણા પ્રેમથી સાંભળે.

શાસ્ત્ર કહે છે કે "ચાર જ્ઞાનના ધણી ભગવાન શ્રી મહાવીર દેવના ગણધર, પટ્ટધર શિષ્ય અને ચૌદ પૂર્વના જાણનાર, દ્વાદશાંગીના જાણનાર, અને અનેક લબ્ધિઓના ધારક, તદ્ભવ મોક્ષગામી, (તીર્થંકરદેવ તે જ ભવે મોક્ષ જાય અને તેમનો ગણધરો પણ તે જ ભવે મોક્ષે જાય) એવા ગણધરો પણ જ્ઞાની, ધર્માત્મા, સત્પુરુષોનો ઉપદેશ સાંભળે, તે સત્પુરુષના નીકળતા ઉપદેશમાં નિમિત્તની પણ ભાષા આવે શું ભાષા આવે? ઉ-રાગદ્વેષ, મોહનો નાશ કરો, પ્રમાદને છોડો, સંકલ્પ-વિકલ્પનો નાશ કરો, રાગદ્વેષ મોહ કે પ્રમાદ તે આત્માનો સ્વભાવ નથી. માટે તેનો નાશ કરો, અલ્પ પણ પ્રમાદ ન કરો, કેવળજ્ઞાની મહાવીરદેવ, ગણધર ગૌતમસ્વામીને કહે છે કે,

"तिण्णोहुसि, अण्णवंमहं, किं पुण चिट्ठसि तीरमागओ ।
अभितुर पारंगमित्तए, समयं गोयम ! मा, पमायए ॥३४॥

ઉ. સૂ. અ. ૧૦,

અર્થ:—હે ગૌતમ! તું મોટો દરિયો તરી ચૂકયો છું, મહાન મોટો સંસાર-સમુદ્ર તરી ચૂકયો છું, તો હવે તું કાંઠે આવીને કેમ બેસી રહ્યો છું? કાંઠામાં કેમ અટકીને બેસી રહ્યો છું (એક પગલું ઉપાડે તો કેવળજ્ઞાન થાય) સામે પાર પહોંચવા માટે તું ત્વરા કર....તેમાં તું એક ક્ષણ માત્રનો પણ પ્રમાદ ન કર.

ચાર જ્ઞાનને ચૌદ પૂર્વના જાણકાર ગણધરદેવ શ્રી ગૌતમસ્વામી પોતે પોતાના અભિપ્રાયમાં બરાબર જાણે છે કે "પરમાર્થે-શુદ્ધ નિશ્ચય નયથી, મારા સ્વભાવમાં રાગદ્વેષ, મોહ કે પ્રમાદ નથી, પણ હજુ વર્તમાન, અધૂરી અવસ્થા છે, તેથી પરના નિમિત્તે મલિનતા થઈ જાય છે, તે મલિનતામાં જરૂર પરનું નિમિત્ત છે, એમ, પરમાર્થને, વ્યવહાર તથા નિશ્ચયને, બંને ન્યાયે, ધર્માત્મા જિજ્ઞાસુ જ્યાં જેમ ઘટે, ત્યાં તેમ તે બરાબર સમજે છે, અને સમજ્યા પછી, પરમાર્થના લક્ષે એકને મુખ્ય અને એકને ગૌણ, (જે કાંઈ કરણી કરવી છે, તેમાં પરમાર્થનું લક્ષ હોવું જોઈએ) એમ યથાસ્થાને જેમ છે તેમ સમજીને સ્વીકારે છે.

પરમાર્થના લક્ષે એકને મુખ્ય અને એકને ગૌણ, એમ યથાસ્થાને જેમ છે તેમ, જોયા વિના, જાણ્યા વિના, વિવેક વિના, રાગદ્વેષને મૂકયા વિના, પુરુષાર્થ કરશે કોણ? કયાંથી કરશે? બધી સમજણ પોતાને જાતે પુરુષાર્થ ઉપાડીને કરવી પડશે.

સત્પુરુષ, જ્ઞાની, સાચા પરમાર્થની દિશા બતાવે છે. પણ સત્પુરુષ કોઈ જીવ કે અજીવને પરિણમાવી ન શકે; કારણ કે શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે, પણ મર્મ કહ્યો નથી, મર્મ તો સત્પુરુષના જ્ઞાનમાં અને હૃદયમાં રહેલો છે.

ગુરુદેવનો મહિમા, પોતાની સમજણમાં ઉતારવો જોઈએ. બોલકા થઈને અનંતવાર બોલી ગયા, પણ કલ્યાણ ન થયું, માટે જેમ છે તેમ, સમજ્યા વિના, તારો છૂટકો થવાનો નથી, સત્પુરુષ પરમાર્થના માર્ગની દિશા બતાવી દે, જેમ કે આ નર્કગતિમાં જવાનો માર્ગ છે, આ દેવગતિમાં જવાનો માર્ગ છે, આ મનુષ્ય-ગતિમાં જવાનો માર્ગ છે, આ તિર્યંચ ગતિમાં જવાનો માર્ગ છે; એમ બતાવે, પણ વિચારીને કયા રસ્તે, કયા માર્ગે જવું, તે પોતાના હાથની વાત છે. પરભાવનો ત્યાગ, સંસાર પરિગ્રહનો ત્યાગ, સંસાર પરિગ્રહથી તથા દેહાદિ વિષયોમાં વૈરાગ્ય, આ ત્યાગ અને વૈરાગ્યનો પુરુષાર્થ લક્ષે થવો જોઈએ, અંતરંગ જ્ઞાનની સ્થિરતાનો પુરુષાર્થ; વીતરાગ દૃષ્ટિની દૃઢતાને માટે થવો જોઈએ.

હવે તેમાં પાત્રતા અને સત્સમાગમનું બળ જોઈએ. તેમાં પાત્રતા અને સત્સમાગમનું બળ નહિ હોય તો વીતરાગ દૃષ્ટિની દૃઢતા નથી, અંતરંગ જ્ઞાનની સ્થિરતા નથી, તેમ જ પરભાવનો અને સંસાર પરીગ્રહનો ત્યાગ નથી અને જ્યાં સુધી સત્પુરુષનું બહુમાન નહિ આવે, અને મહિમા નહિ સમજાય ત્યાં સુધી હૃદયથી બહુમાન નહિ આવે.

શાસ્ત્રમાં એક નહિ પણ અનેક અપેક્ષાથી કથન હોય, તેને કોઈ પણ જીવ પોતાના સ્વચ્છંદ વડે સમજવા માગે તો, ત્રણકાળ, ત્રણલોકમાં સમજી શકે નહિ.

હવે જે મતાર્થી હોય, (અનંતકાળથી જીવ આમાં જ સલવાઈ ગયો છે.) તે પોતાના આગ્રહને પોષે, આગ્રહને પોષતો જાય, અને તેમાં ઊંધી ખતવણી કરે, અને પરમાર્થનો, અશુભ ભાવમાં પાપના પરિણામમાં ઊંધી ખતવણીમાં મતાર્થ, માનાર્થમાં અશુભ ભાવમાં અટકીને નિષેધ કરે, તો તે જીવ મહાપાપી અને મિથ્યાદૃષ્ટિ છે. તે જીવ પાપાનુબંધી પાપ બાંધી દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

માનાર્થી મતાગ્રહને જુએ છે પણ આત્માને જોતો નથી. માનાર્થીને માન જ ગોઠે જેમ કે "આવો ! આવો ! પધારો ! જુઓ ! જુઓ ! અમારો ધર્મ કેવો છે ? અમારો આચાર કેવો છે ? અમારું દેરાસર અને શ્રી સીમંધર સ્વામીની પ્રતિમા તથા સમોવશરણ કેવા સારા છે ? તેને જુઓ ! તેની કેવી જાહોજહાલી છે ! તેને જુઓ, એમ કહેનારને આત્મા ગોઠતો નથી.

વળી ઘણા જીવો શાસ્ત્રના શબ્દોને ધારી રાખે છે. મનની ધારણા બરાબર કરે છે. પણ જ્ઞાનીઓના વચનોનો આશય અને તેમાં રહેલા પરમાર્થને તે બિચારા જાણતા નથી, માત્ર પોતાના સંપ્રદાયનો આગ્રહ રાખે છે. બસ અમારા સંપ્રદાયમાં કહેલું જ સાચું છે. બાકી બીજું બધુંય ખોટું છે, વળી કોઈને દેવ, ગુરુ, ધર્મની ભક્તિ, જૈન શાસનની સેવા, યમ, નિયમ, જપ, તપ, આદી ભલા પ્રસંગોમાં નિમિત્ત થવામાં બાધા દેખાય છે.

તેનું કારણ પોતાને દેહાધ્યાસ છે, ધન તથા શરીરની મમતા છે. દેહાધ્યાસ અને શરીરની મમતામાં, ધનની મમતામાં ટકીને (ભાઈ ! આ સારા પ્રસંગો છે. તેમાં નિમિત્ત થશો ? ઉત્તરમાં 'ના, ના, આવા તો ઘણાય પ્રસંગો આવે, તેમાં શું લાભ થશે ? કાંઈ નહિ, કદાચ પુણ્ય બંધાય અને મોઢું મીઠું થાય, અમારે પુણ્ય જોઈતું નથી, અમારે તો મોક્ષ જોઈએ છે. આમ બોલીને શુભ ભાવથી દૂર રહે છે.) પરમાર્થ હેતુ વ્યવહાર નિમિત્ત હેતુ વ્યવહારનો નિષેધ કરીને, પાપાનુબંધી પાપ બાંધી દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

વળી કોઈએ બુદ્ધિ બળ વડે, શાસ્ત્રનું જાણપણું ધારી રાખી, કથન માત્ર વિચારવાના વિકલ્પમાં, ચર્ચા કરવા માત્રના વિકલ્પમાં પોતે પોતાના વિષે જ્ઞાનીપણું માન્યું છે, તે જીવ પરમાર્થ અને વ્યવહારરહિત છે. પુરુષાર્થરહિત છે; કારણ કે એકાંત માન્યતાના આગ્રહમાં રોકાયો છે. આવા, આવા ! ધંધા કેટલા કાળથી જીવ કરતો આવ્યો છે ? ઉત્તર :— અનંતકાળથી.

વળી કોઈ એમ માને કે " આત્મા શુદ્ધ જ છે, જ્ઞાતા, દ્રષ્ટા સાક્ષીમાત્ર છે.

વળી આત્મા અક્રિય છે. માટે હુ " આમ કરીશ, તો કર્તાપણું આવી જશે. મમતાનો દોષ આવી જશે, કોઈની સેવા, દાન, શિયળ, તપ, ઊંચી ઊંચી ભાવના, ભાવનાના પરિણામ, એટલે સેવા આદિ પુણ્યના પરિણામમાં નિમિત્ત થઈ જવાશે તો, રાગદ્વેષ થશે, આમ બોલું તો આમ દોષ આવશે, તેમ બોલું તો તેમ દોષ આવશે, દેવાદિની ભક્તિમાં નિમિત્તાધીનપણું આવી જશે, એ આદિ કલ્પનામાં જ રોકાયો હોય, પડ્યો હોય, તો શાસ્ત્રકાર કહે છે કે "તે જીવ પુરુષાર્થ અને પરમાર્થહેતુ વ્યવહાર છોડીને સ્વચ્છંદમાં જ વર્તે છે. અને સ્વચ્છંદમાં વર્તતો થકો, આત્મા અકર્તા છે, એવી ભાષાને, સાંભળવામાં આમ બોલીશ તો આમ થશે, તેમ બોલીશ તો તેમ થશે, એ રીતે અખંડ, અભેદ, ત્રિકાળી આત્મતત્ત્વને ભૂલીને, વારંવાર વેદિયાવેડામાં અને વાદવિવાદમાં જ અટક્યો છે. આવા જીવના દૃષ્ટાંતો, અત્યારે નજરોનજર જોવામાં આવે છે, સાચા પુરુષાર્થના પોષક જે ઇષ્ટ નિમિત્તો, સદ્‌ગુરુ, સદ્‌ધર્મ, સદ્‌દેવની રુચિ, આદર, બહુમાન, ભક્તિ, તે બધાયનો ઉપેક્ષિત થઈને, નિષેધ કરીને, બીજા બહાના બતાવે છે. તેનું કારણ-નિશ્ચયાભાસ દૃષ્ટિ છે, દેહાદિ સંસારની દૃષ્ટિ છે, મમતા છે.

"જેવી દૃષ્ટિ રાખીને, કરશે ગ્રંથ તપાસ,
જેવું ઠસાણું હૃદયમાં, તેવો પડશે ભાસ."

નિશ્ચયના શબ્દો મનમાં ધારી રાખી, તે સંબંધમાં પાછો રાગમાં રોકાય. અને પુરુષાર્થહીન થઈને, પરમાર્થહેતુ વ્યવહારથી રહિત થઈને સ્વચ્છંદમાં વર્તે છે, અને ઉપરથી એમ કહે છે કે "શુભ પરિણામ, મંદ કષાય, તે ઉદય કર્મની અવસ્થા છે. અશુભને ટાળીને આપણાથી શુભમાં અવાય નહિ, તે તો બધાય ઉદય કર્મની અવસ્થા છે. ભલા પરિણામ આત્માના નથી, પણ જડના પરિણામ છે. આત્મા તો અકર્તા અને અભોક્તા છે, એમ બોલનાર જીવને જ્ઞાની કહે છે કે "જરા ધીરો થા. પુરુષાર્થ કર. અને અકર્તા, અભોક્તા એ તારી પવિત્ર પરમાર્થદશા છે તેને તું પ્રગટ તો કર, હું એક છું, અખંડ છું, જ્ઞાતા છું, દ્રષ્ટા છું. આખાય જગતનો સાક્ષી છું તેવી પરમાર્થ દશા તથા સ્વરૂપ દ્યોતક અકષાયી સ્વરૂપનું લક્ષ તો આવ્યું નથી. પ્રગટયું નથી. એટલે કે પરમાર્થહેતુ વ્યવહાર પણ આવ્યો નથી. અને ખાલી માત્ર વાતો કરે છે. અને જે કષાય ઘટાડવાના ઇષ્ટ નિમિત્તો દેવ ગુરુ ધર્મ છે, એ દેવાદિનો અને તેના નિમિત્તકર્તા, ધર્મકરણીનો અનાદર કરવારૂપ સ્વચ્છંદમાં વર્તે છે. તેનાથી જે કાંઈ પાપ બંધાય છે તેને પાપાનુબંધી પાપ કહેવાય છે.

ઇષ્ટનિમિત્તોનો અનાદર કરવારૂપ જે સ્વચ્છંદ છે, તે પાપ પરિણામ છે. તેનાથી જે પાપ બંધાય છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે. જીવ પોતે જે ભૂલ કરે છે, તેને ટાળવા માટે જ્ઞાનીઓએ સત્ સમાગમે, સત્ શાસ્ત્રનો અભ્યાસ, દેવ, ગુરુ,

ધર્મની ભકિત, શાસ્ત્રશ્રવણ અને સત્ પુરુષોનો સમાગમ કરવાની ખાસ ભલામણ કરી છે. વળી હું કાંઈક જાણું છું, મેં શાસ્ત્રો વાંચ્યાં છે. મોઢે કર્યાં છે. બધાય કેમ વર્તે છે, કેટલામાં છે તે હું જાણું છું, એ આદિ સ્વચ્છંદ તથા પ્રતિબંધમાં વર્તતો જીવ. શરૂઆતના શુભ સાધનો પણ નહિ ગ્રહિ શકે —

( સમાગ્ દૃષ્ટિ કહે છે કે હું કાંઈ જ જાણતો નથી. કેવળ જ્ઞાન ન થાય ત્યાં સુધી હું અધૂરો છું. એમ એ પોતાને માને છે. ત્યારે મિથ્યાદૃષ્ટિ જીવને પૂર્વ પુણ્યના ઉદયના ફળ ટાણે ધારણાથી બે શબ્દો બોલતા આવડયા. એટલે એ એમ માને છે કે " મારા જેવો આ જગતમાં કોઈ જ્ઞાની નથી. કેટલુંએ મિથ્યા અભિમાન ગુમાન, અહંકાર સેવી રહ્યો છે. તેનું તે બિચારાને, બાપડાને ભાન જ નથી ) અને બીજી અનેક પ્રકારની કલ્પનાઓમાં વર્તે છે. પણ તેવો જીવ આત્માર્થપણું પામશે નહિ. જ્ઞાની કહે છે કે સૂત્રપાઠ :- ઉ. સૂ. અધ્યયન, ૪ ગાથા ૮

**छन्दंनिरोहेण उवेइ मावखं, आसे जहा सिक्खिय वम्मधारी।**
**पुव्वाइं वासाइं चरेप्पमत्तो, तम्हामुणीखिप्प मुवेइ मोक्खं ॥ ८**

જેમ કેળવાયેલો–પરોટાયેલો અશ્વ અને બખતરધારી અશ્વ પોતાના સ્વચ્છંદને રોકયા પછી જ એ વિજયી થાય છે. અને વિજયી થાય છે, તેથી એ સ્વતંત્ર બને છે. તેમ સાધક મનુષ્ય, જિજ્ઞાસુ મનુષ્ય, ધર્માત્મા જીવ, પોતાના સ્વચ્છંદના છાંદાને રોકયા પછી જ સ્વતંત્ર બની શકે છે. અપ્રમત્ત સાધકે ઘણા લાંબા સમય સુધી સંયમ આરાધવો, સંયમ સાચવવો તેમાં જ સાચી સ્થિરતા કરવી, તેમ એ સાધકને ઘટે છે. આમ વર્તનારો મુનિ કે શ્રાવક અથવા ધર્માત્માસાધક શિઘ્ર સ્વતંત્રતાને પામે છે. આ રીતે વર્તતા સાધક મુનિને, શ્રાવકને કે ધર્માત્માને વાસના કે તૃષ્ણાને આધીન થઈને પરવશ રહેવું પડતું નથી, પણ અખંડ, અભેદ, આત્માના બળ વડે, અલ્પ કાળમાં સ્વતંત્ર મોક્ષદશા પ્રાપ્ત કરે.

આ ગાથાનો અર્થ ઘણો વિશાળ છે. તેમાં ઘણો આશય સમાયેલો છે, વર્તમાનમાં જે શુષ્ક જ્ઞાની, તેને સમ્યક્જ્ઞાનીઓએ કહ્યું કે "તારામાં કષાયની મંદતા નથી, મંદતાનો નિરોધ કે ઘટાડો નથી, હેઠેથી ઉપડયો નથી, ત્યાં સુધી જો તું એમ માનીશ કે "હું જ્ઞાની છું, શુદ્ધ–બુદ્ધ છું, તો તારા માટે આગળ વધવાની તક પણ નથી. અનંતકાળથી સ્વચ્છંદમાં રખડવું થયું છે. જેમ છે તેમ મધ્યસ્થપણે ઊભો રહી સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા સમજવાનો યથાર્થ ઉપાય, સત્સમાગમ, તથા સત્ પાત્રતા વડે અભ્યાસ કરે તો જ સમજાય તેમ છે.

અનંતકાળથી આત્માના નામે, ધર્મના નામે આત્મા, જ્ઞાતા, દ્રષ્ટા છે,એમ આત્માના નામે, સ્વચ્છંદ અને મતાગ્રહથી, (જ્ઞાન ગુણને ઢાંકીને જીવે બહારનું બધુંય કર્યું છે)

કરણી કમાણી કરી તેમાં કરણી કમાણીનો દોષ નથી, પણ તેમાં તે કરણી કમાણી તેં સ્વચ્છંદપણે કરી છે, તેમાં સર્વજ્ઞ પ્રભુએ સર્વત્ર સ્વછંદપણું ટાળવાનું તને ઉપદેશ્યું છે. પણ ત્યાં જગતના જીવોએ ઊંધી ખતવણી કરીને કરણી કમાણીને ટાળી દીધી. છોડી દીધી, અને સ્વચ્છંદપણું તો તેવુંને તેવું જ (ઊભું રાખ્યું છે.) ઊભું રહ્યું છે. પરમાર્થ હેતુભુત વ્યવહાર તો ૧૨માં ગુણસ્થાનકના અંત સમય સુધી છે આમ સ્વચ્છંદમાં ટકીને પરમાર્થ હેતુભુત વ્યવહાર પુરુષાર્થનો નિષેધ કરીને જે જીવ સ્વચ્છંદમાં વર્તીને પાપ બાંધે છે. તેને જ્ઞાની પાપાનુબંધી પાપ કહે છે.

જ્ઞાનીઓએ નિષ્કારણ કરુણાથી આત્માર્થી જીવોને માટે શાસ્ત્રો રચ્યા છે. આ ઉપદેશ આપ્યો છે. હવે તેમાં કેવળી ભગવાનના જ્ઞાનમાં વીતરાગ દશાની વાતો આવે, જ્ઞાન દર્શન ચારિત્રની આરાધનાની વાતો આવે. પરમાર્થ હેતુ વ્યવહાર, નિમિત્ત હેતુ વ્યવહારની વાતો આવે, તે બધીય વાતો, ખાલી વાતો કરવા માટે, નથી પણ ઠરવાને માટે તે વાતો છે. માટે તું તારા સ્વરૂપમાં ઠરી જા.

વિવેકજ્ઞાન, ભેદજ્ઞાન, સ્વરૂપની વહેંચણી કરે તેવું જ્ઞાન. એ કાંઈ ઝટ, ઝટ, થઈ જતું નથી, તેના માટે તો ધીરા થઈને, લાંબાકાળ સુધી, જ્ઞાનીને તથા તેની આજ્ઞાને સેવતા માંડ માંડ થાય છે. મારા દ્રવ્ય, ગુણ, પર્યાય શું ? અને પરના દ્રવ્ય, ગુણ, પર્યાય શું ? સ્વપરની વહેંચણીરૂપ વિવેકજ્ઞાન ઝટ દઈને થઈ જતું નથી, તેને મેળવવાને માટે, કામનાનો, વાસનાનો, તૃષ્ણાનો અને એમાંય સ્વચ્છંદપણાનો ત્યાગ કરીને પરમાર્થહેતુ પુરુષાર્થ નિમિત્તહેતુ વ્યવહાર કરવાની ખાસ જરૂર છે.

પણ જે જીવ પાપમાં, અશુભમાં ઊભો રહીને સાચો પુરુષાર્થ અને નિમિત્ત-હેતુભુત વ્યવહારનો નિષેધ કરનાર છે. તે જીવ પાપી છે, તેને પાપાનુબંધી પાપ બંધાય છે. માટે તે બધાયને જેમ છે, તેમ સમજીને, સ્વને પામવાનો પુરુષાર્થ કરી, સ્વસ્વરૂપના એકાદ અંશને જે જીવ પામી જશે, તે જીવનું અલ્પકાળમાં કલ્યાણ થઈ જશે.

"નમો ધર્મનાથાય"



## વ્યાખ્યાન ૧૯

સવંત ૨૦૧૪ના અષાડ વદી ૦)) ને મંગળવાર ૧૫-૭-'૫૮;

## "મુમુક્ષુ-આત્માનું વ્યવહાર આચરણ"

ઉ—સૂત્ર ૧૮ મું અધ્યયન, ગાથા ૧ લી, સંયતિરાજાનો અધિકાર વંચાય છે. પુણ્યના ત્રણ, ભાંગાનું સ્વરૂપ કહેવાઈ ગયું, હવે છેલ્લો ભાંગો પાપાનુબંધી પાપ છે, તેનું સ્વરૂપ કહેવાય છે. જીવ કેવી રીતે પાપાનુબંધી પાપ બાંધીને, દુર્ગતિમાં ચાલ્યો જાય છે તે સમજાવે છે.

જેનો આત્મા સાધક સ્વભાવે પરિણમ્યો છે, તે આત્મા, જે જે પગથિયે હોય, અને જે જે આદરવા યોગ્ય કરવા યોગ્ય, આચરવા યોગ્ય હોય, તે તે કાર્ય, ત્યાં ત્યાં વિધિ સહિત કરે અને આચરે.

કોઈ જીવ પોતાને ધર્મી માનીને ધર્મી કહેવડાવતો હોય, અને તેના કુટુંબની, કોઈ નિંદા કરે તો તે, તેની સામે કજિયા કરવા ઊભો થઈ જાય, પણ જૈન શાસનની નિંદા થતી હોય, દેવ, ગુરુ, ધર્મની નિંદા, હેલના થતી હોય, તેઓને ઉતારી પાડતા હોય, ત્યારે તે કહે છે કે "આપણે તો મધ્યસ્થપણે રહેવું જોઈએ, મધ્યસ્થતા જાળવવી જોઈએ, ધર્માત્માને તો સમભાવ જ હોય, અને જૈનશાસન તો ૨૧ હજાર વર્ષ નભવાનું છે, એમ માનીને બેસી રહે, તો તે ઊંધો વીતરાગી છે, અને તે ધનાદિકનો રાગી છે, ઊંધો વીતરાગી એટલે વિત્ત–કહેતા પૈસાનો જ રાગી=(પ્રેમી) છે. કોઈ શાસનની નિંદા કરે, ત્યારે કોઈ એમ કહે છે કે "આપણું કર્યું કાંઈ થતું નથી, એમ કહેનારા દુર્બુદ્ધિ જીવો, સાચા નિમિત્તની વીતરાગી દેવ, ગુરુ, ધર્મની અને વીતરાગ શાસનની અવગણના કરે છે.

ધર્મ પ્રભાવનામાં યમ, નિયમ, ધર્મકરણી તથા શ્રવણ, મનનમાં, ઉદાસીન રહેવું છે. અને ઘરમાં, સંસારમાં, રજેરજને બરાબર નભાવી રાખવાની કાળજી પૂરેપૂરી રાખવી છે, તે વિપરીત દૃષ્ટિવાળો જીવ, પાપાનુબંધી પાપ બાંધીને, દુર્ગતિમાં ચાલ્યો જાય છે, તેને આત્માનો, ધર્મનો, જૈનશાસનનો કે જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયની આરાધના કરનાર મુનિરાજોનો પ્રેમ કે આદર નથી.

કોઈ કહે કે દેવ, ગુરુ ધર્મ તો વીતરાગી છે, માટે ધર્મના બહાને રાગ ન કરાય, (ત્યારે શું સંસારના બહાને રાગ કરાય?) જ્ઞાની કહે છે, કે એ વાત પરમાર્થે સાચી છે, પણ ઘરબારથી તથા શુભ વિકલ્પથી તું એકવાર રહિત થઈ જા, જો ભાઈ!

ધરણારનો વિકલ્પ તે અશુભરાગ છે, અને દેવ, ગુરૂ, ધર્મ સંબંધીનો વિકલ્પ તે શુભ રાગ છે, તેનાથી રહિત થઈને, એકાંત શુદ્ધ સ્વભાવમાં ઠરી જા, ઓતપ્રોત થઈ જા, સિદ્ધ ભગવાનને કે કેવળી ભગવાનને, શાસન કેમ ચાલશે, તેનો વિકલ્પ નથી, સાતમા ગુણસ્થાનકથી ઉપરના ગુણસ્થાનમાં, અપ્રમત્ત-દશામાં. વિચરનારા મુનિવરોને, બુદ્ધિપૂર્વકનો વિકલ્પ નથી કે "જૈનશાસન કેમ ચાલશે ? કેમ ટકશે ? કેમ નભશે?" એવો તું થઈજા, એ દષ્ટિ, અને એવું નિર્વિકલ્પ વર્તન જરૂર મોક્ષનું કારણ છે; પણ તું પ્રથમ ભૂમિકા તૈયાર કર, વીતરાગ દશાની, સિદ્ધ ભગવાનની વાતો, અપ્રમત્ત દશાની વાતો, જ્ઞાનાદિકની વાતો પોતાના સ્વરૂપમાં ઠરવા માટે જ છે.

તત્ત્વદષ્ટિના યથાર્થભાન સહિત જે જે, જ્યાં જ્યાં, આદરવા યોગ્ય છે. તે તે, ત્યાં ત્યાં, તે ન્યાયને, યથાર્થ રીતે સમજીને, એ જીવ ત્યાં ત્યાં જરૂર આચરે, માટે તમે યથાર્થ રીતે સમજો, અને આચરો. શાસ્ત્રમાં "કેવળજ્ઞાની ભગવાન તથા તેમના પગે ચાલનારા, ગણધર ગૌતમ પ્રભુ કહે છે કે, ઉ-સૂ-અ. ૩૨, ગા. ૩,

"तस्सेस मग्गो, गुरु विद्ध सेवा, विवज्जणा बालजणस्स दुरा।
सज्झाय पगन्त निसेवणाय, सुत्तत्थ संचितणया धिई य॥"

ગા. નં. ૩

હે સાધક ! તારો સુખમય સ્થિતિએ પહોંચવાનો માર્ગ, કે જેમાં જરા ય દુઃખ નથી, (અને આવેલું સુખ પાછું, ત્રણકાળમાં જાય નહિ એવું છે.) એવો માર્ગ છે.

સદ્ગુરુદેવ તથા અનુભવી વૃદ્ધોની સેવા કરવી, અને અજ્ઞાની "विवज्जणा बालजणस्सदुरा" અસંયમી મનુષ્યની સોબતથી દૂર રહેવું, પરિચયથી દૂર રહેવું અને નિરંતર, સ્વાધ્યાય "सज्झाय पगत निसेवणाय" કરવો, એકાંત સ્થાનમાં રહીને મનન કર્યા કરવું, તથા શાસ્ત્રોના અર્થોને, વારે, વારે વિચાર્યા કરવા, અને અડગ ધૈર્ય રાખવું, એ સાધક જીવોનો પરમાર્થ પ્રેરક વ્યવહાર છે. મુમુક્ષુ જીવોને ધર્મપ્રભાવના આદિ શુભ પ્રસંગોમાં, ભલા પ્રસંગોમાં, ધર્મકાર્યોમાં, બહુમાન, વિનય, ભક્તિ, આવ્યા વિના રહે નહિ; ત્યાં પુરુષાર્થનું પ્રયોજન છે, કેવળજ્ઞાની એટલે વીતરાગી પ્રભુની આજ્ઞાનું આરાધન છે. ત્યાં નમ્રતા અને વિવેક હોય, જેણે મતાગ્રહથી, અભિપ્રાય બાંધ્યો છે. તે પોતાને જ્યારે અનુકૂળ યુક્તિ મળે ત્યારે રાજી રાજી થઈ જાય, અને ઘોડા થઈ નાચવા લાગે છે, અને ઊભો થઈ જાય છે, પણ જેને સાધક સ્વભાવ ઉઘડયો છે. તે, કે "ઉઘડવાની યોગ્યતામાં જેનો આત્મા આવ્યો છે, તે (જીવ) આત્મા યથાસ્થાને, યથાર્થ ન્યાયપૂર્વક વિચારીને સમજે છે, અને એવું સમજવાની જેને કામના છે, અવિરુદ્ધ ન્યાય સમજવાનો કામી છે. (અને તે જ યથાર્થ છે.) અને તેને આચરવાનો કામી પણ છે, તેને ભગવાન મહાવીર દેવ "આત્માર્થી" કહે છે, અને ખરેખર તે જ આત્માર્થી કહેવાય ? આત્માર્થી સાધુ, શ્રાવક એવા જીવોને પણ,

સર્વજ્ઞ ભગવાન મહાવીરદેવની શિક્ષા છે, એટલે ભલામણ છે, ઉ. સૂ. ૩૨ મું અધ્યયન, ગાથા ૫ મીમાં કહ્યું છે કે—

" न वा लभेज्जा निउणं सहायं गुणाहियं वा गुणओ समं वा।
एगोऽवि पावाइं विवज्जयंतो विहरेज्ज कामेसु असज्जमाणो ॥५॥

હે મુનિઓ! ગુણમાં પોતા કરતા, ચડિયાતો હોય અથવા ગુણમાં પોતાની બરોબરિયો હોય, તેવો નિજ ગુણમાં નિપુણ શિષ્ય કે નિપુણ સાથી કે નિપુણ શ્રાવક, જો તને ન મળે તો, સમાધિ સાધવાની વૃત્તિવાળો, શ્રમણ સાધુ, કામભોગોમાં અનાસકત રહેતો થકો, વિષયમાં તથા સંસારની વાતો તથા પારકી પંચાતમાં અનાસકત રહેતો થકો, પાપકર્મનો ત્યાગ કરતો થકો, અમે સર્વજ્ઞ કહીએ છીએ કે ભલેને પછી તે એકલો રહેતો હોય, તોપણ તે આત્માર્થી છે, કારણ કે સાધક સ્વભાવ ખુલ્યો છે. અને જે વીતરાગ પ્રભુની આજ્ઞા છે, તે આચરવાનો કામી છે. આવો જે આચરવાનો કામી છે, તે કદાચિત્ એકલો રહે, એકલો હોય તોપણ તેને અમે આત્માર્થી કહીએ છીએ.

જ્ઞાનીઓ કહે છે કે "જગતના જીવો અભિપ્રાય જોઈને, આ જીવ અત્યાર સુધી, પદાર્થના બોધને પામ્યા છે. પણ જ્ઞાનીના અભિપ્રાયે બોધ પામ્યો નથી, એ પ્રત્યે લક્ષ ન કરતા, (વિલાયત જઈને અનેક પ્રકારની ડિગ્રીઓ, મળે તેવા પદાર્થના બોધને પામ્યો છે) જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે જોઈને, આત્માનું લક્ષ કરે તો, જરૂર આત્મધર્મ સહેજે પમાય છે, સાધક સ્વભાવ સહેજે ઉઘડી જાય છે, જીવે અનાદિથી, સમ્યક્ત્યાગી જ્ઞાનીઓના અભિપ્રાય પ્રત્યે જોઈને પોતાના પ્રત્યે લક્ષ જ કર્યું નથી, હવે જો વીતરાગી સમ્યક્ત્યાગી જ્ઞાનીના અભિપ્રાય પ્રત્યે લક્ષ કરીને, જીવ જો પોતા પ્રત્યે લક્ષ કરે તો જરૂર જીવ સમ્યક્ જ્ઞાનને પામે, પણ હું કાંઈક જાણું છું. સમજું છું. મને બધુંય આવડે છે. મારામાં તુલનાત્મક શકિત છે. એવી ડંફાસ વડે, કેટલાક જીવો, અનંત જ્ઞાની મહાપુરુષો થઈ ગયા, તેમના અતીન્દ્રિય જ્ઞાનના ન્યાયની તુલના કરતા નથી, ત્યાં સ્વચ્છંદી પોષાય છે. તે પ્રત્યે દુર્લક્ષ કરે છે. પાંચ પચ્ચીસના ટોળામાં બેઠો હોય, અને વિકારની વૃત્તિઓ ઊછળતી હોય, અને સ્વચ્છંદને પોષતો હોય તો અપૂર્વ લોકોત્તર માર્ગ કેમ સમજાય? એ માટે ડંફાસને છોડી દો.

કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી, સ્વસ્વરૂપ પ્રગટ કરવામાં જ મંડયા રહેવાનું છે, સત્ પુરુષની ઉપાસના કરવામાં જ મંડયા રહેવાનું છે, સત્ પુરુષની ઉપાસના વિનય કરવા જ્ઞાનીઓએ જણાવ્યું છે, સાધક આત્મા, જ્યાં જ્યાં, જે જે વીતરાગના ન્યાયથી સમજવું અને આચરવું ઘટે, ત્યાં ત્યાં તે તે યથાર્થપણે સમજે અને આચરે, (અમે સમજીએ છીએ? ઉ–તમારું બધુંય ખોટું છે.) જે જે આચરવું ઘટે, તે તે ત્યાં ત્યાં સમજણપૂર્વક આચરે, એટલે કે ધર્માત્મા જ્ઞાનીના માર્ગે, વીતરાગના માર્ગે,

જેને અંતરમાં વર્તવાની કામના છે, તેવો જીવ સત્ પુરુષ જે સમજે છે, આચરે છે) તે જ મારે સમજવું છે. અને આચરવું છે, એમ ઇચ્છે છે, અને પ્રવર્તે છે. (સમજવું છે. પણ આચરવું નથી–અને આચરતા હોય, તેનો નિષેધ કરવો છે) તેથી જેને સાચી જિજ્ઞાસા છે, તેને જ અમે આત્માર્થી કહીએ છીએ, અને તે જ પૂજ્ય છે. જે આત્માર્થી હોય, તે પૂજ્ય હોય છે. ભગવાન મહાવીરદેવ પડકાર કરીને કહે છે કે જરૂર આત્માર્થી હશે તે, પૂજ્યપણાને પામી જશે, દશવૈકાલિક સૂત્રમાં જ્ઞાનીઓએ કહ્યું છે કે–

"आयारमट्ठा विणयं पउंजे, सूसूस्समाणो परिगिज्झ वक्कं ।
जहो वहिट्ठं अभिकंखमाणो, गुरुं तु ना सायइ स पूज्जो"

અ–૯, ઉ–૩–ગા–૨

જે કોઈ સાધક, (સાધુ, સાધ્વી, શ્રાવક–શ્રાવિકા, એમ ચતુર્વિધ સંઘ,) આચારની પ્રાપ્તિને માટે વિનયનો પ્રયોગ કરે છે, અને વિનયનો પ્રયોગ કરતો થકો, ગુરુઓના વાકયને ધ્યાનપૂર્વક, સાંભળવાની ઇચ્છા કરે છે, ઇચ્છા કરતો થકો, ગુરુના વાક્યોને બરાબર સ્વીકારીને, સાચા મોતીએ વધાવી, મસ્તક ઉપર ચઢાવી, તહત્ પ્રમાણ કરે છે. ગુરુના ઉપદેશને અનુસરતો રહે છે, કદી પણ ગુરુની આશાતના કરતો નથી, તેને જ વીતરાગ ભગવાન કહે છે, કે તે જ આત્માર્થી અને પૂજ્ય કહેવાય છે, દશ-વૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે—

"तेसिं गुरुणं गुण सायराणं सोच्चाणं मेहावी सुभासियाइं
चरे मुणी, पंचरए तिगुत्तो, चउकसायावगए, स पूज्जो" ॥

દશ–વૈ–સૂ–અ–૯, ઉ–૩, ગા–૧૪

ગુણના સાગર જેવા, ગુરુજનોના આવા સુવચનો સાંભળીને, જે બુદ્ધિમાન સાધક જીવ, (મુનિ હોય તો મુનિ અને શ્રાવક હોય તો શ્રાવક,) શ્રદ્ધા જ્ઞાનપૂર્વક, પંચ મહાવ્રત કે, શ્રાવકના ૧૨ વ્રત, તે બધાયને બરાબર આચરે. મન, વચન, કાયાને બરાબર સંયમમાં રાખે તથા ક્રોધ, માન, માયા, લોભ, (મુનિ હોય તો સંજ્વલના ક્રોધાદિ તેઓને હોય, પણ પ્રથમના અનંતાનુબંધ આદિ ૧૨ કષાયો ન હોય, શ્રાવક હોય તો, અપ્રત્યાખ્યાની આદિના ૮ કષાયોના ત્યાગ હોય,) એ ચારેય કષાયોને દૂર કરીને, કષાયોથી દૂર રહે, એવા જીવો આત્માર્થી અને પૂજ્ય કહેવાય છે.

પણ કોઈ એકાંતનિશ્ચય કથન સાંભળીને પરમાર્થભૂત પુરુષાર્થથી (પરમાર્થને પહોંચી વળવાનો પુરુષાર્થ, પરમાર્થ તરફ લઈ જાય, તેવો પુરુષાર્થ, પોતાની જાતનું વીર્ય સ્વતરફ વળી જાય તેવો પુરુષાર્થ,) રહિત થઈ જાય, હું આત્મા શુદ્ધ જ છું. મારે સર્વથા, રાગ, દ્વેષ, મોહ નથી એમ માને. પોતે પોતાના છાંદે સ્વછંદમાં વર્તે,

તે જીવ પાપાનુબંધી પાપ બાંધીને દુર્ગતિમાં ચાલ્યો જાય છે, એમ ભગવાન મહાવીર દેવ કહે છે, જે જીવ મંદકષાયનો પુરુષાર્થ તથા તેના સાધનોને છોડીને દઈને (બંધનું સ્વરૂપ જેને જણાઈ જાય, તે શું બંધમાં પડયો રહે? સ્વચ્છંદમાં પડયો રહે? કે તેને છોડી દે? ઉત્તર :— છોડી દે, બંધમાં કે સ્વચ્છંદમાં પડયો ન રહે?) અનાચારમાં પાપના પરિણામમાં વર્તે છે, સ્વચ્છંદમાં વર્તે છે, અને ઉપરથી કહે છે કે મારે મંદકષાયનો પુરુષાર્થ કરવો નથી, કાં ભાઈ? નથી કરવો? ઉત્તર :— મંદકષાયના પુરુષાર્થથી પુણ્ય બંધાઈ જાય માટે મારે મંદકષાયનો પુરુષાર્થ નથી કરવો, દેવ, ગુરુ, ધર્મની ભક્તિ, પ્રભાવનારૂપ, વિકલ્પ અને તે વિકલ્પોથી, થતાં ત્યાગ, વૈરાગ્ય, ક્રિયાકાંડના ભલાભાવ, ભલા વિકલ્પથી થતાં પુણ્ય પરિણામ અને તે પરિણામ (તેનાથી) પુણ્ય બંધાય છે, ભગવાને પુણ્યને હેય કહ્યું છે, એમ એકાંત પક્ષને પકડીને અંદરમાંથી કહે છે કે મારે આત્માનું ધ્યાન કરવું છે–અને આત્માના ધ્યાનમાં રહેવું છે, અને હું તો તેમાં જ રહું છું અને દેવ, ગુરુ, ધર્મની ભક્તિ તથા શુભ કાર્યોના વિકલ્પોમાં જોડાઈ જાઉં. તો અર...ર...ર, પુણ્ય બંધાઈ જાય, (સ્વરૂપની આરાધનામાં સહેજે પુણ્ય બંધાઈ જાય છે, જેને ઉત્કૃષ્ટ પુણ્ય બંધાતુ નથી, તેને સ્વરૂપની આરાધનામાં ખામી છે.) આ રીતે શુભ તથા પરમાર્થને પહોંચી વળવાના નિમિત્તને ટાળીને, સ્વચ્છંદમાં વર્તે છે, તેને વીતરાગ ધર્મનું તથા મુનિઓનું બહુમાન અને વિનય ભક્તિ નથી, તે જીવ, વજ્ર મિથ્યા દૃષ્ટિ છે, ભલે પછી તેના ઘરે કે તેના ચરણમાં કરોડો રૂપિયાની રેલમછેલ થતી હોય કે કોટયાધિપતિ તેને નમતા હોય તોપણ આવો મિથ્યા દૃષ્ટિ-જીવ, પાપના લક્ષે, પાપ બાંધે છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે.

જેને સંસારનો પ્રેમ, સંસારનો રાગ, સંસારનો મોહ અને અપ્રશસ્તરાગ, હજુ ઊભો છે, ત્યાં લગી સાચા પરમાર્થના નિમિત્તોનો અનાદર રાખે તો તે, મહા અજ્ઞાની છે, તે અશુભને ટાળીને, તું વીતરાગી થઈ ગયો હોય, તો અમારે તને કાંઈ કહેવું નથી, પણ એકલો, રાગનો રાગ, રગે રગે ઊભો છે, અને પરમાર્થના નિમિત્તોનો અનાદર કરે છે. તેમાં જે પાપ બંધાય છે, તે પાપનુબંધી પાપ છે. જો તારી શક્તિ, ઉપવાસ આદિ કરવાની ન હોય તો ન કર.... અને કરતા હોય તો તેની સામે હાથ જોડીને ઊભો રહે, પણ જે ઉપવાસ આદિ કરે છે. તેને નિંદ નહિ, આવું તો અનંતવાર કર્યું', આ તો વેળુમાં દોટ મૂકી રહ્યા છે;' એમ ન કહો, એમ ન બોલો, પણ જો તમારી શક્તિ હોય તો તેને સમજાવો, જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં તેને શાંતિથી, ધીરજથી સમજાવો; પણ તેના ઉપર અણગમો તો ન જ લાવો.

મુમુક્ષુજીવ બરાબર સમજે છે. સત્સમાગમવાળો પરમાર્થ હેતુવ્યવહાર અને નિમિત્તહેતુ વ્યવહારવાળો, મુમુક્ષુજીવ, સારી પેઠે સમજે છે, કે મારો આત્મા, કે જે પોતાના નિજ ભાન વિના અનંતકાળથી આથડયો, તેનું કારણ સત્સમાગમે સાચા ગુરુને

સેવ્યા ન હતા તે છે, અને તેની સાથે અભિમાનને છોડયું ન હતું, હું કાંઈક જાણું છું તે ડંફાસ અને અભિમાન છોડયું ન હતું તે છે. અનંતકાળથી અથડાવાપણું આ અભિમાનથી અને ડંફાસથી થયું છે. હું આટલો કાળ આ ડંફાસથી દુઃખી થયો; તો હવે મિથ્યાભિમાન ટાળીને વિનયપૂર્વક સંતચરણ નહિ સેવું, તો હજુ પણ મારે તેનાં તે દુઃખ સહવાનો વારો આવશે. અભિમાનથી, ડંફાસથી કોઈનું કલ્યાણ થયું હોય તેવું હજુ સુધી સાંભળ્યું નથી, પણ વિનયમાર્ગના સેવનથી, સૌ કોઈનું કલ્યાણ થયું છે, થાય છે અને થશે. અરે! શાસ્ત્રમાં તો એટલી બધી હદ સુધી કહ્યું છે કે જે સદ્‌ગુરુના ઉપદેશથી, પોતાને કેવળ જ્ઞાન થયું છે, અને ગુરુ પોતે હજુ છદ્મસ્થ, એટલે જ્ઞાનાવરણીય કર્મ યુકત રહ્યા છે, અને પોતે, (શિષ્ય) જ્ઞાનાવરણીય કર્મના આવરણથી રહિત થયો છે, મુકત થયો છે, અર્થાત્ કેવળ જ્ઞાન થયું છે, તોપણ કેવળી ભગવાન, ભૂત નૈગમ નયની અપેક્ષાએ પરમ ઉપકારી ગુરુનો વિનય કર્યે જ જાય છે, એવો આ વિનયનો માર્ગ છે.

શ્રી વીતરાગ દેવે આ માર્ગ ભાખ્યો છે, એ માર્ગનો મૂળ હેતુ કોઈ મુમુક્ષુ આત્માર્થી સૌભાગ્યવાન પુરુષો જ સમજે છે, માટે હું પણ બધીય ડંફાસ અને અભિમાનને છોડી દઈને પરમ, વિનયમાર્ગનું અનુકરણ કરું એમ સમજીને મુમુક્ષુજીવ જરૂર વિનયનું આચરણ કરે. જે મુમુક્ષુ વિનયથી નમ્ર હોય છે તે કદીપણ અભિમાનથી ઉન્નત, અક્કડ કે ઉન્મત્ત હોતા નથી, ધર્મની પ્રાપ્તિ થવી, તે પ્રથમ પગથિયે વિનયનો જ પ્રભાવ છે.

વિનય = વિ + નય, વિ = विषेशेण, = વિશેષ પ્રકારે, નય = નયતિ = લઈ જાય છે, વિશેષ પ્રકારે આત્મ સન્મુખ લઈ જાય, તે ગુણને વિનય કહેવાય છે, આત્મવિદ્યા પ્રત્યે આત્માનું નયન જવું દોરી જવું, લઈ જવું = એટલે આત્મવિદ્યા (પ્રત્યે) તરફ દોરી જનાર, તે વિનય. એ દોરવણી જ્યાં હોતી નથી, એવા જીવો અશુભમાં ઊભા થતા, આવા રૂડા, વિનયનો નિષેધ કરે છે, તે પાપાનુબંધી પાપ બાંધી દુર્ગતિમાં ચાલ્યા જાય છે.

વિનયથી આત્મવિદ્યાની પ્રાપ્તિ હોય છે. માટે મુમુક્ષુ જીવો વિનયનો આવો મહા પ્રભાવ જાણતા હોવાથી, સ્વભાવથી જ વિનીત હોય છે; તેથી પોતાનાથી અધિક ગુણવંતોનો, તેઓ યથાયોગ્ય વિનય સાચવે છે, જેમ કે ઊઠીને સામા જવું, આસન આપવું, દાન, પૂજન, બહુમાન, સત્કાર, આદિ ઉચિત ઉપચાર અને ઉચિત વ્યવહારને આચરે છે.

સત્પુરુષના વચનામૃતનો અને સત્ સાધનનો પરમાર્થ હેતુ વ્યવહાર સાધનનો, યથાયોગ્ય વિનય અને બહુમાન, ગૌરવ આદિ તે કરે છે, અને તેમાંથી કોઈની ય પણ, સ્વપ્નાંતરે લેશ માત્ર આશાતના કે અવગણના કરતા નથી; કારણ કે તે જાણે છે

કે એક સત્‌પુરુષની, કે એક સત્ પુરુષના વચનની, કે એક સત્ સાધનની આશાતના, તે સર્વ સત્ પુરુષોની, સર્વ સત્ પુરુષોના વચનની, અને સર્વ સત્ સાધનોની, આશાતના કરે છે; અને એકની પૂજામાં, વિનયમાં, બહુમાનમાં સર્વનો વિનય બહુમાન અને પૂજા કરે છે; કારણ કે તે સર્વ, સત્, એક, અખંડ, અભેદ, પરમામૃતરૂપ સાગર સ્વરૂપ છે, એટલે એકની વંદના તે સર્વની વંદના છે, અને એકની નિંદના, તે સર્વની નિંદના છે આમ જાણતા હોઈ, તે ભવભીરુ મુમુક્ષુ જીવો, કોઈ પણ સત્‌ની આશાતનાને દૂરથી જ વર્જે છે.

અને જ્યાં ક્યાંય પોતાથી અધિક ગુણ દેખે છે, ત્યાં આ સાચા ગુણાનુરાગી, મુમુક્ષુનો આત્મા પ્રફુલ્લ બને છે, પ્રમોદ ભાવ આવે છે, અને તે ગુણ પ્રત્યે, સહજ સ્વભાવે વિનયથી ઝૂકી પડે છે, નમી પડે છે, આવો તેને ગુણ પ્રત્યેનો અતિશય પ્રમોદ રહે છે, પણ ગુણ દેખીને તે કદી મત્સર, મચ્છર કે અભિમાન ધરતો નથી, અથવા અભિમાનથી અક્કડ રહેતો નથી, અથવા હું જાણું છું, તેવી ડંફાસ મારતા નથી, પણ સત્‌ચરણમાં વિનયથી નમી પડે છે, અને પરમાર્થ હેતુ વ્યવહારમાં વર્તે છે, પણ તેને જરાપણ ઉત્થાપતો નથી, તે જીવ, પરમાર્થ સ્વરૂપ પામવાનો. પણ જે જીવ, અભિમાન અને ડંફાસમાં ઊભો રહીને, પરમાર્થને નિમિત્ત હેતુવ્યવહારનો નિષેધ કરે છે, જીવ, પાપની રુચિવાળો હોવાથી પાપાનુબંધી પાપ બાંધીને, એટલે પાપની રુચિમાં જે પાપનો બંધ પાડે છે, તેને પાપાનુબંધી પાપ કહેવાય છે, અને તેવું પાપ બાંધીને, તે જીવ દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

॥ નમો ધર્મનાથાય ॥



## વ્યાખ્યાન નં. ૨૦

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૧ ને બુધવાર તા. ૧૬–૭–૧૯૫૮

## “સ્વમાન અને નિર્માનની વ્યાખ્યા”

ઉ–સૂત્ર– ૧૮મું. અ, ગાથા પહેલી. સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. આ સંયતિ રાજા મહાપુણ્યનો ધણી છે, “उद्दिण्ण” એ સૂત્ર દ્વારા, પુણ્યના ચાર ભાંગા સમજાવ્યા.

કોઈ એમ કહે છે કે, અમે શરીરને પ્રારબ્ધને સોંપી દીધું છે. કોઈ એમ માનીને

બેસે છે કે, અમે શરીરને પ્રારબ્ધ ઉપર સોંપી દીધું છે, શરીરતો પૂર્વકર્મને લીધે મળેલું છે, અને પૂર્વકર્મના દેખાતા ફળોને, અમે જ્ઞાતા, દ્રષ્ટાપણે જાણનારા અને જોનારા છીએ, અને અમે અનાસકિતભર્યું જીવન જીવીએ છીએ. જ્ઞાની કહે છે કે એવું તો ત્યારે જ કહી શકાય, કે જ્યારે ખૂનીના ખંજરને અને ભકત તરફથી મળતા માન–પાન તથા ભોજનને જોતાં જ બંને તરફ દૃષ્ટિ પડતાં જ એક જાતની તારી સ્થિતિ રહેતી હોય, પ્રવૃત્તિ રહેતી હોય, ત્યારે જ માની શકાય કે તેં શરીરને પ્રારબ્ધ ઉપર છોડયું છે, અને કર્મના ફળને જાણનાર, જોનાર છો; પણ ખૂનીના ખંજરને જોતાં જ અંદરમાં ભય ઉત્પન્ન થતો હોય અને ભક્તો તરફથી માન, પાન થતાં હોય, મન-ગમતું ભોજન મળતું હોય, ત્યાં અંદરમાં ગલગલિયા થતાં હોય, રાગ ઉત્પન્ન થતો હોય, ત્યાં સુધી તમે તમારા શરીરને પ્રારબ્ધ ઉપર છોડયું છે, અને કર્મના ફળને જ્ઞાતા, દ્રષ્ટાપણે જોઈએ છીએ, અને અમે અનાસકતપણે રહીએ છીએ, એ પ્રમાણે કહેવાને તમે હક્કદાર નથી, બીજાને શા માટે છેતરો છો? હૃદયના ઊંડાણમાં આસકિતને છુપાવીને, અન્યની પાસે અનાસકતપણું જાહેર કરતાં અને જ્ઞાતા, દ્રષ્ટાપણે અમે વર્તીએ છીએ, એમ બીજાની પાસે, તમારી જાતને જાહેર કરતા, તમે કેમ અચકાતા નથી? કેમ ડરતા નથી? શું તમને તમારા ઈશ્વરનો, ભગવાનનો ડર નથી? શું પૂર્વના પુણ્યના ફળમાં ફાલ્યા છો, અને ફુલ્યા છો? અને પોતાને ભગવાન તરીકે પૂજાવો છો? અને મનાવો છો?

વર્તમાન ભોગ ભાવની આસકિતમાં પાપના પરિણામમાં, પરિણમી ગયા હો, તો વર્તમાનમાં પાપબુદ્ધિ છૂટી નથી, અને પૂર્વના પુણ્યના ફળમાં, બરાબર ભીંસાઈ જઈને, પોતાની પાપ પરિણતિ ને, ધર્મ મનાવનારા એવા પાપાનુબંધી પુણ્યવાળા જીવો તો જુઓ! પૂર્વના પુણ્યમાં ભીંસાઈ જઈને પાપ, પાપ અને પાપ જો કર્યા કરશે, અને પાપાનુબંધી પાપવાળા જીવો તો જુઓ! તેઓ તીવ્ર પાપમાં ભીંસાઈ જઈને, વર્તમાન જો પાપ પરિણામ નહિ છોડે, તો એ ત્રણેય પ્રકારના જીવો મનુષ્ય-ભવ હારીને દુર્ગતિમાં ચાલ્યા જશે, પણ જો વર્તમાન પાપ પરિણામ છોડીને, બીજા, ત્રીજા કે ચોથા નંબરના પુણ્યના ભાંગાવાળા જીવો હોય, તોપણ પાપ પરિણતિ છોડીને, સત્સમાગમમાં આવીને, પરમાર્થને પમાડે તેવો પુરુષાર્થ કરશે, નવેસરથી તૈયારી કરશે, તો તે જીવો, ધર્મને પામી જશે, તેમાં વિશેષતા એ છે કે કોઈ જીવ પૂર્વ નિદાન એટલે નિયાણું કરીને, (શ્રમણ સૂત્રમાં આવે છે **पडिक्कमामि, तिर्हि सल्लेहिं, मायासल्लेणं, नियाणसल्लेणं, मिच्छा दंसणसल्लेणं**, આવ્યો હોય, નિયાણું કરતી વખતે તીવ્ર નિકાચિત્ રસ આવ્યો હોય, તે જીવ કદાચ ધર્મને ન પામી શકે, તે વાત જુદી છે.

શાસ્ત્રમાં કહેવાય છે, કે "**वासुदेवा सव्वे नियाणकडा**" છતાં પણ શ્રીકૃષ્ણ વાસુદેવ, સમ્યગ્દર્શન ધર્મને પામી ગયા હતા, માટે આવા પ્રકારના મહાપુરુષોના આચરણથી

ભોજન મળ્યા, અને જોતાં જ જીભ લળકારા કરવા માંડે, અને ભાઈ સાહેબ! તેને વશ થઈને, પેટમાં ઓરવા માંડે, એવી પ્રવૃત્તિવાળી ઇચ્છાઓનો ત્યાગ.

(૪) દરેક રીતે ઓછામાં ઓછી જરૂરિયાતે જીવન જીવવું, બસ! આ પ્રમાણે ચાર બોલમાં વર્તશો તો, જરૂર તમને દિનપ્રતિદિન, જાણે ઊંચી ગતિ થતી ન હોય! તેમ તમારા જ્ઞાનમાં તમોને, જણાશે, અને અંતે સદ્‌ગુરુના સમાગમે, મળેલ સમ્યગ્ બોધને, તથા મળેલ મોક્ષમાર્ગની વાતોને, ક્રમેક્રમે અમલમાં મૂકતા મૂકતા, આત્માના દિવ્ય આનંદના માર્ગે, એક દિવસે, જરૂર પ્રયાણ કરતા લઈ જશો, આ ભવે કે પરભવે જરૂર, તે માર્ગે પ્રયાણ કરતા થઈ જશો. આ પ્રમાણેની પ્રવૃત્તિ કરવામાં, કોઈપણ કર્મનો ઉદય ના પાડે તેમ નથી, કદાચ વિઘ્ન નાખે, છતાં પોતે પ્રવૃત્તિ ચાલુ રાખે તો, તેમાં તે ના પાડે તેમ નથી, માટે જ્ઞાનીઓના જ્ઞાનમાં, સ્પષ્ટ નક્કી હોય છે, કે "વર્તમાન જીવ, નવી તૈયારી કરીને, ધર્મ પામવા ધારે તો જરૂર પામી શકે તેમ છે.

વ્યવહારની ભીંસમાં ભીંસાયેલા, પાપાનુબંધી પાપવાળા, જીવને જ્ઞાની કહે છે, કે "ભાઈ! તું શા માટે આકુળતા કરે છે? ઉત્તરઃ—મને ચારે બાજુની અનુકૂળતા હોય તો, હું સેવા, ભક્તિ, સત્સમાગમ કરી, આત્માને સમજીને, આત્માના આનંદને મેળવી શકું, પણ એ બધુંય તો જેઓ વ્યવહારની ભીંસમાંથી નીકળી ગયેલા છે. તેના માટે છે, પણ મારા જેવા વ્યવહારની ભીંસમાં ભીંસાયેલાને માટે નથી, આમ પાપાનુબંધી પાપવાળો બોલે છે, તેને પણ જ્ઞાની કહે છે, કે "ભાઈ! પાપાનુબંધી પાપના ઉદયે, વ્યવહારની ભીંસને તું પાપનું ફળ સમજી લે, અને મંદ-કષાયથી, શાંતિથી તમામ વ્યવહારની ભીંસને, તારે સહન કરી લેવી તથા અનુકૂળતા અને પ્રતિકૂળતાના ભેદોને તોડીને, જે વેળા, જે સ્થિતિમાં હો તે વેળાએ, તે સ્થિતિમાં પણ, જો તું આત્માનું સ્મરણ રાખવા ધારે તો આવા પાપના ઉદયે, પણ આત્મ-સ્મરણ રાખવાને તું જરૂર સમર્થ થઈ શકીશ, પાપાનુબંધી પાપનો ઉદય વર્તતો હોય તોપણ જો જીવ નવેસરથી ધર્મની શરૂઆત કરવા ધારે તો જરૂર ધર્મની શરૂઆત કરી શકે."

પાપાનુબંધી પાપવાળાને પ્રત્યેકે પ્રત્યેક શ્વાસોશ્વાસે જુદી જુદી ઇચ્છા ઉત્પન્ન થવાની, પરંતુ પાપાનુબંધી પાપવાળાએ, પ્રત્યેકે પ્રત્યેક શ્વાસોશ્વાસે, આ તો પૂર્વના પાપનો ઉદય છે, એમાં મારે જરાપણ જોડાઈ જવા જેવું નથી, એ મંત્રને જો મજબૂત કરે તો તે મંત્રના જોરે જુદી જુદી ઉત્પન્ન થતી, ઇચ્છાઓ જરૂર મંદ પડી જાય, અને એ જ મંત્રના જોરે, ટાઈમની પરિપકવતાએ, એવા કર્મો તથા કર્મના ઉદયો અને કર્મના પરિણામો તેને બોજારૂપ લાગતા નથી, પણ અગાઉ થઈ ગયેલી જુદી જુદી ઇચ્છાઓ મુજબ બંધાયેલ, પાપકર્મના ઉદયે, અવશ્ય અગવડતા આવવાની

અને તેના પરિણામો તારે પોતાને ભોગવવાના, એ બધુંય હોવા છતાં એ બધાયથી હું 'આત્મા' જુદો મારું લક્ષણ ચૈતન્ય છે, તેનું લક્ષણ જડત્વ છે, મારું લક્ષણ-જ્ઞાતા દ્રષ્ટા છે, તેનું લક્ષણ, સડણ, પડણ, વિધ્વંસક છે, આ એક નવો મંત્ર છે. આ નવા મંત્રનો દિનપ્રતિદિન, જો નશો ચઢી જાય, અથવા ચઢી જવાથી તે કર્મો, તેના ફળો અને તેના પરિણામો બોજારૂપ નથી લાગતા, પણ સાવ હળવા લાગશે.

આ જે મંત્ર બતાવ્યો, તેને ખૂબ મજબૂત કરવાથી, એક જ વાર તેનો નશો ચઢી જવાથી જોકે, કર્મો અને તેના બળો બળી જતાં નથી, સાવ ભસ્મિભૂત થઈ જતાં નથી, પણ હળવાં તો જરૂર થઈ જાય છે, માટે પાપાનુબંધી પાપવાળા, નવેસરથી, ધર્મકરણી કરવા ધારે તો (આવા પાપના ઉદયવાળા) જરૂર કરી શકે છે. ધર્મ કરવા ધારે તો તે વખતે કોઈ ઉદય તેને રોકી શકે, કે ના પાડી શકે તેમ નથી, માટે પોતાની જરૂર તૈયારી હોવી જોઈએ. આ પ્રમાણે, ત્રણેય ભાંગામાં વર્તતો જીવ, નવેસરથી જો ધર્મની તૈયારી કરવા ધારે તો જરૂર કરી શકે છે, તેના માટે કર્મનો ઉદય રોકી શકે, 'ના' પાડી શકે તેમ નથી, અહીં પુણ્યના ચારેય ભાંગાનું સ્વરૂપ કહેવાઈ ગયું, જીવ ગમે તે ભાંગામાં હોય, છતાં ધર્મ કરી શકે છે, ધર્મ સ્વતંત્ર છે, તે પોતાના હાથની વાત છે.

આ સંયતિરાજાને, પૂર્વે બંધાયેલા પુણ્યનો ઉદય છે, અને તેનો ઉદય વર્તતો હોવાથી, બધીય અનુકૂળતા છે, પણ પૂર્વે આ રાજાએ જ્ઞાન, દર્શન, ચારિત્રની તથા આત્માના ધર્મની આરાધના કરતાં કરતાં, કાંઈક કચાશ રાખી છે. (રહી ગઈ છે.) આરાધના કોને કહેવાય? અને વિરાધના કોને કહેવાય? તેની વાત આગળ આવશે, આ રાજાને આરાધનામાં કાંઈક કચાશ રહી ગયેલ હોવાથી, આવા શિકાર જેવા કર્તવ્યોમાં વર્તમાન તે જોડાયો છે, છતાં આ રાજાને એવા પ્રકારનું પુણ્ય સત્તામાં પડ્યું છે કે "તે હજુ ઉદય આવ્યું નથી, તે ઉદય આવતા, વિના હરકતે મહાન પુરુષની જોગવાઈ બની જશે, આ સંયતિરાજાને તદ્ભવ મોક્ષગામી, નિર્વિકલ્પ સ્વ-સંવેદનમાં રિક્ત બની ગયેલા, મહાપુરુષનો જોગ બની જશે, એવા પ્રકારનું પુણ્ય, આ રાજાને સત્તામાં પડેલું છે, તે ઉદયમાં આવતા મુનિના ભેટા થશે."

અહીં કાંપિલ્યનગર તથા પુણ્યના ચાર ભાંગા બતાવ્યા, હવે **"नामेण संजए नामं"** આ રાજા નામનિક્ષેપ સંયતિ છે, તો નામનિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ, અને ભાવનિક્ષેપે સંયતિ કોને કહેવાય, તેના ભાવ ભેદ ઘણા છે તે અવસરે કહેવાશે.

"નમો અનંતનાથાય"



# નિક્ષેપોના વ્યાખ્યાનો

## વ્યાખ્યાન નં. ૨૧

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૨ ને ગુરુવાર તા. ૧૭–૭–૧૯૫૮

### "નામનિક્ષેપનું યથાર્થ સ્વરૂપ"

ઉ. સૂત્ર. અ. ૧૮મું, ગાથા પહેલી સંયતિરાજાનો અધિકાર વંચાય છે, "**नामेणं संजए नामम्**" કાંપિલ્યનગરના સંયતિરાજાને '**उदिण्ण**' એટલે પૂર્વના બાંધેલા પુણ્યનો ઉદય છે, તેના ચાર ભાંગા કહેવાઈ ગયા, પૂર્વના બાંધેલા પુણ્યના ઉદયે, આ રાજાને....ખમ્મા....ખમ્મા....થઈ રહ્યું છે, પાણી માગે ત્યાં દૂધના પ્યાલા મળે છે, તેની આજ્ઞાનું કોઈ ઉલ્લંઘન કરતું નથી. એટલે ચારેય બાજુની સગવડતા આ રાજાને રહેલી છે, પણ પૂર્વે દર્શન, જ્ઞાન, ચારિત્રની તથા આત્માની, આત્માના ધર્મની આરાધના કરતાં, આ રાજાને કાંઈક કચાશ રહી ગઈ છે. આરાધના કરતાં કાંઈક વિરાધના થઈ ગઈ છે; તેથી તેમાં પાપ બંધાઈ ગયું છે, તેથી શિકાર જેવા અધમ કર્તવ્યમાં જોડાય છે.

આ રાજાને સત્તામાં એવું પુણ્ય પડયું છે, કે મહાન ગર્દભાળી મુનિના ભેટા થવાના છે, ગર્દ=એટલે ગતિ ભાળી છે. એટલે પોતાના જ્ઞાનમાં પોતે પોતાની ગતિ ભાળી છે કે "હું આ જ ભવે મોક્ષે જવાનો છું." એવા મહાજ્ઞાની, ધ્યાની સંત-વીતરાગી મુનિશ્રી ગર્દભાળીની આ રાજાને જોગવાઈ મળી જશે, એવા પ્રકારનું પુણ્ય, આ રાજાને સત્તામાં પડયું છે, પુણ્ય તો એવું છે કે "સંત-વીતરાગી મુનિના ભેટા કરાવી દેશે."

આ ગાથાના ત્રીજા પદમાં "**नामेणं संजए नामम्**" એનો અર્થ કરે છે. સંયતિ માત્ર નામે કરીને નામ છે, નામ માત્ર સંયતિ છે, પણ ગુણે કરીને વર્તમાન તે સંયતિ નથી, ગુણે કરીને સંયતિ નથી, એટલે કે "વર્તમાનભાવનિક્ષેપે સંયતિ નથી, પણ નામ માત્ર સંયતિ છે, એટલે માત્ર નામનિક્ષેપે સંયતિ છે, વર્તમાન અંદરમાં સંયતિના જરાય ગુણ નથી, નામ માત્ર સંયતિ નામ છે. પણ ગુણ પ્રમાણે સંયતિ નામ નથી, નામે તો સંયતિ છે, અને કર્તવ્ય શિકારના કરવા નીકળ્યો છે. મૃગલાઓનો શિકાર કરવા નીકળ્યો છે, એટલે નામમાત્ર સંયતિ છે, પણ નામ પ્રમાણે ગુણ હાલમાં નથી.

યાદ રાખજો, વચન કે વેશમાં, વૈરાગ્ય રહે અને મન પાપનું ઘર બની જાય, તો તે નામનિક્ષેપે સંયતિ છે, પણ ભાવનિક્ષેપે સંયતિ નથી, ભલે ઉપદેશમાં, વચનમાં વૈરાગ્ય આવતો હોય, આત્માની વાતો કરતો હોય પણ મોજશોખમાં પડી ગયો હોય, મન વિષયમાં ભટકતું હોય, તો તે નામ માત્ર સંયતિ છે. નામ માત્ર સાધુ છે, પણ ભાવે સંયતિ કે ભાવે સાધુ નથી.

જે આરંભ, પરિગ્રહથી નીકળી, (પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એમ છકાયના કુટા કરવા, તે બહારનો આરંભ છે ખેત્ત, વત્થુ, હિરણ્ણ, સુવણ્ણધનધાન, દુપદ, ચઉપદ અને કુવિય, એ નવ પ્રકારનો પરિગ્રહ તે બહારનો મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા, લોભ અને નવ નોકષાય, એ ચૌદ પ્રકારનો અંદરનો આરંભ છે, અને તેના ઉપર, રાગદ્વેષ તે અંદરનો પરિગ્રહ છે.) સાધુ થઈને નિરારંભતા અને નિષ્પરિગ્રહતાનું જે યથાર્થ પાલન કરતા નથી. તે માત્ર નામનિક્ષેપે સંયતિ છે. પણ ભાવનિક્ષેપે સાધુ કે સંયતિ નથી. કેટલાક, સાધુ-સાધ્વીનો વેશ તો ધારણ કરે છે અને બહારમાં કાંઈક બીજું બતાવે છે. અને અંદરમાં બીજો કાંઈક ભેદ રાખે છે.

પ્રભુ મહાવીરનો સિદ્ધાંત કેવળ વેશપૂજા કરવાનો નથી, પરંતુ ગુણની પૂજા કરવાનો સિદ્ધાંત છે. જે કોઈ સાધુ-સાધ્વીમાં સાધુતાનો કે સાધ્વીપણાનો ગુણ નથી તો તે કેવળ વેશ છે, એટલે નામમાત્ર સાધુ છે, નામમાત્ર સાધ્વી છે પણ ભાવનિક્ષેપે સાધુ-સાધ્વી નથી. જે લોકો કેવળ વેશથી જ સાધુ-સાધ્વી બને છે. તેઓ ધર્મના બહાના નીચે દેખીતા ધર્મના, અનુષ્ઠાનો સ્વીકાર કરીને પણ દુઃખને જ ભોગવે છે, અને પરતંત્રતા જ અનુભવે છે નામ કે વેશે સાધુ-સાધ્વી તો થાય પણ ભાવ સાધુ-સાધ્વીપણું આવ્યું કે કેમ? ભાવનિક્ષેપે હું સાધુતામાં-સાધ્વીતામાં આવ્યો છું કે નહિ? તે આજે જોવું છે કોને? અમે આ પ્રમાણે કરીશું તો લોકો અમને માનશે, અને અમે આ પ્રમાણે નહિ કરીએ, તો લોકો અમને માનશે નહિ. આ પ્રમાણે વિચાર કરીને, માત્ર બાહ્ય સાધુ-સાધ્વીનો વેશ લઈને, માત્ર બાહ્ય ક્રિયા કરી અને કરાવી, (આમ હું કરીશ અને કરાવીશ, તો ઘણા લોકો મારા અનુયાયી થઈ જશે. મને પૂજશે, માનશે, મારી આજ્ઞાને પાળશે. "દુનિયા ઝૂકતી હૈ, ઝૂકાનેવાલા ચાહીએ.") શાસ્ત્રકાર કહે છે કે, એ તો વણીકવૃત્તિ છે, આ પ્રમાણે કેવળ વણીકવૃત્તિ કરનાર, કેવળ નામનિક્ષેપે સાધુ-સાધ્વી છે, પણ ભાવનિક્ષેપે સાધુ-સાધ્વી નથી, આત્માના ગુણની કે આત્માના ભાવની સાધકભાવનાથી સાધના કરે, તે જ ભાવે સાધુ-સાધ્વી કહેવાય, એ સિવાય બીજા બધા નામનિક્ષેપે સાધુ-સાધ્વી કહેવાય પણ, ભાવનિક્ષેપે સાધુ-સાધ્વી ન જ કહેવાય.

જ્ઞાની ભગવાન એમ કહે છે કે "નામનિક્ષેપે સાધુ-સાધ્વી? વેશધારી સાધુ?

તું સત્ય માનજે કે માત્ર પોપટિયા જ્ઞાનથી અહં અને મમ પોષાય છે." (**ज्ञानस्य फल विरत्ति**: જ્ઞાનની શકિતઓ અંદરમાં વધતી જાય, ખીલતી જાય, તો વિરતિપણું. પણ જો વધતું જાય, બાહ્યમાં તો (ચોથા ગુણસ્થાનકે અવિરતી હોય પણ અંદરમાં ભાવે અંશે વિરતિ હોવી જોઈએ. જો અંદરમાં અંશે પણ વિરતી ન હોય તો ચોથું ગુણસ્થાનક જ નથી.) તેને આચારાંગ સૂત્રમાં કહે છે કે ત્યાં લોકેષણા વધે છે. માણસો મારી પાસે આવે, તેઓને ઠીક પડે તે રીતે હું કહું, બોધું, તેવી લોકેષણા વધે છે, અને તેની સાથે દેહની જરૂરિયાતો પણ વધે છે.

જ્યારે ભાવ સાધુપણાથી, આત્મજ્ઞાનથી, અહં અને મમકાર ઓગળે છે, અને લોકેષણા નષ્ટ થાય છે. ત્યારે દેહની જરૂરિયાતો ઘટતી જાય છે, અને અંતે લોકેષણાની ચિંતામાંથી છૂટી જઈને, (કેટલા આવ્યા? કોણ આવ્યા? કોણ ગયા? કોણ બેઠા? કોણ ન આવ્યા? વગેરે છૂટી જાય છે.) પોતાના આત્માના આનંદમાં પ્રવેશ કરી શકાય છે. અને ત્યાં જે નિર્વિકલ્પ આનંદનો અનુભવ થયો, તે જ ભાવનિક્ષેપે સાધુ છે, શ્રાવક છે અને સમ્યગદૃષ્ટિ છે, ભાવનિક્ષેપે થયેલો સાધુ 'તે' જ ભવે મોક્ષે જાય, અને શ્રાવક કદાચ, એકાદ ભવ કરીને મોક્ષે જાય. સાધક, સાધુ પોતે જ્યારે પોતાની સાધનામાં આગળ વધતો જાય ત્યારે પોતાના મૂળ સ્વરૂપને પામીને, "**आयत चक्खु**" (આચારાંગસૂત્ર) થઈને, પોતાની દૃષ્ટિને વિશાળ બનાવીને, મારું તે સાચું નહિ; પણ સાચું તે મારું એવી દૃષ્ટિવાળો થઈ જાય છે. અર્થાત્ સત્યનો જ ગવેષક થાય છે, સત્યને જ સ્વીકારે છે.

દશવૈકાલિક સૂત્રમાં જ્ઞાનીઓ કહે છે કે "આવા સાધકની દૃષ્ટિ કેટલી વિશાળ થઈ જાય છે."

**"सव्वभुयप्पभुयस्स, सम्मंभुयाइं पासओ,**
**पिहियासवस्स दंतस्स, पाव कम्मं न वंधइ"**

અર્થ :— જગતના દરેક જીવોમાં દરેક વ્યકિતમાં **सम्म** કહેતા સમભાવનાને કેળવે, (શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે "સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.") અને પોતે પોતાના મૂળ સ્વરૂપને જ નિહાળે છે. અને અંતર્મુહૂર્તમાં પાછો પોતે પોતાના નિજસ્વરૂપમાં આવી જાય છે, તે વેળાએ એ સાધક સાધુ એટલી બધી સ્વરૂપ સ્થિરતાને સાધે છે કે "જે સાધના વડે પોતાના જીવનમાં મેળવવા જેવો આનંદ મેળવે છે. તે આનંદના વેદનમાં, સાધક–સાધ્ય અને સાધક એ બધુંય ઓતપ્રોત, એકમેક એકાકાર થઈ જાય છે. એ વખતે કોણ કોની સાધના કરે છે. એવો વિકલ્પ હોતો નથી; આવી દશાવાળાને ભાવનિક્ષેપે સંયતિ કહેવાય છે."

આવી દશા વારંવાર વર્તતી હોય તો તે ભાવનિક્ષેપે સાધુ કહેવાય છે, અને

આવી દશા ઘણા લાંબાકાળે આવે તો તેને સમ્યગ્દર્શની કહેવાય છે. અને આવી દશા ચોથા ગુણસ્થાનકથી વધારે વખત આવે તો તેને શ્રાવક કહેવાય છે. આ રાજા નામે સંયતિ છે. પણ વર્તમાન શિકાર કરવા નીકળ્યો છે, નામ પ્રમાણે વર્તમાન તેનામાં સંયતિના ગુણ નથી.

## ચાર નિક્ષેપોનું સ્વરૂપ

(૧) નામનિક્ષેપ

(૨) સ્થાપનાનિક્ષેપ.

(૩) દ્રવ્યનિક્ષેપ.

(૪) ભાવનિક્ષેપ.

હવે ગુણાપેક્ષ એટલે ગુણોનો પદાર્થમાં આક્ષેપ, તે નિક્ષેપ કહેવાય છે,

ચારેય નિક્ષેપોમાં વંદનીય, પૂજનીય, આદરવા યોગ્ય કયો નિક્ષેપ છે?

ઉત્તર :— ચારેય નિક્ષેપમાં વંદનીય, પૂજનીય અને આદરવા યોગ્ય એક ભાવ નિક્ષેપ જ છે,

જ્ઞાનીઓ ચારેય નિક્ષેપોના સ્વરૂપને જેમ છે, તેમ જાણે છે, પણ વંદનીય, પૂજનીય, એક ભાવનિક્ષેપ જ છે. તેમ જાણે છે, અને એમ જ માને છે, એમ કહીને જ્ઞાનીઓ કહે છે કે અનાદર કોઈનો નથી, આદર એક સત્‌નો છે, સત્‌ના આદરમાં 'સત્ જ પોષાતું જાય છે,' અને અસત્ એની મેળે ઊડતું જાય છે, સત્‌ના આદરમાં સત્ પોષાતું જાય છે, સત્ પોઢું થતું જાય છે, અને તે સત્ જ્યારે પરિપૂર્ણતાએ ખીલતું જાય છે, ત્યારે અસત્‌નો અંશ પણ રહેવા પામતો નથી.

પદાર્થના ભેદને, નિક્ષેપ કહેવામાં આવે છે, પ્રમાણ અને નયના અનુસારે, પ્રચલિત થયેલા, લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે, (પણ પોતાની મેળે માની લીધેલી માન્યતા દ્વારા, નિક્ષેપ કહેવાતો નથી.) સામેનો પદાર્થ તે જ્ઞેય છે, જ્ઞેય, પદાર્થ તે અખંડ છે, (એક પરમાણુ અખંડ છે, તેના બે કટકા થતા નથી.) છતાં તેને જાણતા અખંડ જ્ઞેય પદાર્થોને, જાણતા તે અખંડ જ્ઞેય પદાર્થોના જે ખંડ કરવામાં આવે છે. અંશ, ભેદ કે તેના પડખા કરવામાં આવે છે, તેને નિક્ષેપ કહે છે. હવે તે ભેદને, તે ખંડને તે અંશને, અને તે પડખાને, અખંડમાં જે ખંડ, ખંડ કર્યા, તે એક અંશ ભેદને, જાણનાર જ્ઞાનને નય કહેવાય છે.

નિક્ષેપ નયનો વિષય છે, અને નય નિક્ષેપનો વિષય કરનાર વિષયી છે. જ્ઞેય તે વિષય છે, જ્ઞાન તેને જાણનાર હોવાથી વિષયી છે. નય છે તે પ્રમાણ જ્ઞાનનો ભેદ હોવાથી વિષયી છે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળ-

જ્ઞાન, એ પાંચ ભેદ પ્રમાણના છે, એ પાંચ પ્રમાણના ભેદમાંથી, કયા પ્રમાણનો ભેદ છે? ઉત્તર :— શ્રુતજ્ઞાન પ્રમાણનો તે ભેદ છે, (કેવળજ્ઞાન, સર્વ પ્રત્યક્ષ છે, મનઃપર્યવજ્ઞાન અને અવધિજ્ઞાન તે દેશ પ્રત્યક્ષ છે. શ્રુતજ્ઞાન અને મતિજ્ઞાન, અનુભવની અપેક્ષાએ, પ્રત્યક્ષ છે, અને ઇન્દ્રિયોના અવલંબનની અપેક્ષાએ પરોક્ષ છે.) આટલી ભૂમિકા બાંધી હવે વિશેષતાથી સમજાવે છે.

પ્રમાણ અને નયજ્ઞાન અનુસાર નક્કી થયેલી, વસ્તુમાં નામનિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ એમ આ ચાર પડખાનો ભેદ પાડીને જાણવાનો વ્યવહાર તેને નિક્ષેપ કહે છે. હવે વસ્તુના એક દેશને, વસ્તુના એક પડખાને જાણવાવાળા જ્ઞાનને નય કહે છે, અને પ્રમાણ તથા નય અનુસાર, જાણેલા પદાર્થને નામમાં, નામનિક્ષેપ, આકારમાં, સ્થાપનાનિક્ષેપ યોગ્યતામાં, દ્રવ્યનિક્ષેપ અને ભાવમાં, એટલે ભાવરૂપ અવસ્થા બતાવવાનો વ્યવહાર કરવો તેને ભાવનિક્ષેપ કહેવાય છે. તે નિક્ષેપના ચાર ભેદ છે, નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવનિક્ષેપ.

નામનિક્ષેપ એટલે શું ?

સ્થાપનાનિક્ષેપ એટલે શું ?

દ્રવ્યનિક્ષેપ એટલે શું ?

અને ભાવનિક્ષેપ એટલે શું ?

ઉત્તરઃ—નામ નિક્ષેપ એટલે જે પદાર્થમાં જે ગુણ નથી, તેને તથા તે પદાર્થને તે નામથી કહેવો, તેને નામનિક્ષેપ કહેવાય છે. જેમ કે "શાંતિલાલભાઈ ! તેનામાં આત્માની શાંતિ, આત્માના ગુણ કે શાંતિના લક્ષણ નથી તથા પ્રકૃતિએ પણ શાંત નથી, તેને શાંતિલાલભાઈ કહેવો, તે નામ માત્ર શાંતિલાલભાઈ છે. જેમ કે ભગવાનભાઈ, જીવાભાઈ. તેનામાં ભગવાનના કે જીવના લક્ષણ ઉઘડવાના નથી, અને તેવા ગુણ નથી પણ નામ માત્ર નામ છે, પરંતુ નામ પ્રમાણે લક્ષણ કે ગુણ નથી, તેને નામનિક્ષેપ કહેવાય છે. બીજી રીતે નામનિક્ષેપ એટલે, લોકવ્યવહારમાં વસ્તુને ઓળખવાને માટે નામની સંજ્ઞા આપવી, તેમાં કોઈપણ જાતિ કે ક્રિયાનો સંબંધ હોવાની જરૂર નથી, માત્ર નામ પૂરતું જ કામ છે. ભગવાનભાઈ જેવા નામો લોકોમાં ગમે તેના પાડવામાં આવે છે, હવે તેને ગુણ સાથે સંબંધ નથી એમ જો જાણે તો, નામના ઝઘડા રહે નહિ, આ બધા નામના ઝઘડા છે, સંયતિ નામ હોય, અને પાપી હોય, 'જ્ઞાનવિજય' નામ હોય, અને અજ્ઞાની હોય, 'ધર્મવિજય' નામ હોય અને અધર્મી હોય. તેથી તે નામ કાઢી નાખો, તેમ ન ચાલે, પણ માત્ર નામનિક્ષેપે નામ છે, એટલે નામ પૂરતું જ નામ છે, ગુણ, લક્ષણ કે જાતિ વગેરે નથી.

હવે જે પદાર્થોમાં જે ગુણ નથી, તેને તે નામથી કહેવો, તેને નામનિક્ષેપ

કહેવાય છે. ગુણ, જાતિ કે ક્રિયાની અપેક્ષારહિત, માત્ર ઇચ્છાનુસાર કોઈનું નામ રાખવું, તે નામનિક્ષેપ છે. જેમ કે કોઈનું નામ જિનદત્ત રાખ્યું, ત્યાં જોકે જિનેશ્વર દેવોનો દીધેલો પુત્ર નથી, (કોઈએ માનતા માની કે "હે જિનેશ્વર દેવ ! જો આપ મને દીકરો દેશો તો, હું તેનું નામ 'જિનદત્ત' રાખીશ, પૂર્વના પુણ્ય ફળ્યા, અને દીકરાની પ્રાપ્તિ થઈ, અને જિનદત્ત નામ રાખ્યું, તોપણ લોક વ્યવહારમાં ઓળખાવવા માટે, તેનું 'જિનદત્ત' નામ રાખવામાં આવ્યું છે. એક વસ્તુની ઓળખાણ થઈ જાય, એટલા માટે જે સંજ્ઞા આપવામાં આવી હોય, તેને નામનિક્ષેપ કહેવામાં આવે છે.

હવે સ્થાપનાનિક્ષેપના ભાવ ભેદ ઘણા છે તે અવસરે કહેવામાં આવશે.

"નમો વિમલનાથાય"



વ્યાખ્યાન નં. ૨૨

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૩ ને, શુક્રવાર તા. ૧૮-૭-૫૮

## "વાસ્તવિક સ્થાપનાનિક્ષેપ કોને કહેવાય ?"

ઉ. સૂત્ર અ. ૧૮ મું ગાથા પહેલી,

**"नामेणं संजए नामम्"**

સંયતિરાજા આદિ દઈને, અનેક રાજાઓનો અધિકાર વંચાય છે. આ રાજાનું નામ તો સંયતિ છે પણ તે નામમાત્ર છે, પણ નામ પ્રમાણે તેનામાં ગુણ નથી, માટે તે નામ નિક્ષેપ સંયતિ છે. પણ, ભાવનિક્ષેપ સંયતિ નથી.

નામનિક્ષેપ સંયતિ, સ્થાપનાનિક્ષેપ સંયતિ, અહીં આજે નામનિક્ષેપની વાત કરશે, તેની જો સમજણ કરશો તો, દિવા જેવું સમજાઈ જશે, "सम्यक्ज्ञान प्रमाणम्" એટલે સમ્યક્જ્ઞાનને, સાચા જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવામાં આવે છે. તે પ્રમાણમાં પ્રમાણતા તો ત્યારે જ આવે કે જ્યારે-(૧) સંશયદોષ, (૨) વિપર્યયદોષ, (૩) અનધ્યવસાય દોષ, એ ત્રણ દોષ ટળી જાય, ત્યારે તેના જ્ઞાનમાં પ્રમાણતા આવી એટલે કે સચ્ચાઈ આવી તેનું જ્ઞાન પ્રમાણ-જ્ઞાન કહેવાય છે. વ્યવહારમાં કહેવત

છે કે 'તું હવે તો સાચો થા! ક્યાં સુધી? જૂઠો રહીશ?' એમ આ અમારા લોકોત્તર માર્ગમાં પણ, ભગવાનશ્રી મહાવીર દેવ કહે છે કે "હે ભવ્ય! તારા જ્ઞાનમાં સચ્ચાઈ તો લાવ....જે જ્ઞાન સચ્ચાઈરૂપે પરિણમે, તે જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે.

ન્યાયશાસ્ત્રમાં સાચા જ્ઞાનને પ્રમાણ કહ્યું છે, પ્રમાણમાં પ્રમાણુતા આવે, તો તે જ્ઞાનમાં સચ્ચાઈ આવી કહેવાય, અને તે સાચા જ્ઞાનને પ્રમાણ કહેવાય છે, અને શ્રુતપ્રમાણના અંશને નય કહેવાય છે, આત્મા ત્રણે કાળમાં એના ત્રણે કાળના ગુણ પર્યાયોથી ભરેલો છે, (વર્તમાનમાં જ ગુણ પર્યાયથી ભરેલો છે. એમ નહિ સમજવું, પણ ત્રણે કાળે ભરેલો છે.) અને સ્વાધીન પૂર્ણ જ્ઞાન સ્વરૂપ છે, તેમાં વર્તમાન જ્ઞાનની અવસ્થા અને ત્રિકાળી સળંગપણું એ બેઉ પડખાને એક સાથે યથાર્થપણે, ગ્રહણ કરે તો તેને પ્રમાણ કહેવાય છે. આખી વસ્તુને ખ્યાલમાં લે, તેનું નામ પ્રમાણ છે. વસ્તુને મુખ્ય રાખે, અને તે વસ્તુના બીજા ગુણોને નકામાં એટલે ગૌણ રાખે, અથવા દ્રવ્યને ગૌણતામાં રાખે, વસ્તુને ગૌણતામાં રાખે, અને તેના એક ધર્મને, એક ગુણને એક શક્તિને હેતુવશે, મુખ્ય રાખે. તેને નય દૃષ્ટિ અથવા, સાપેક્ષદૃષ્ટિ કહેવાય છે.

જીવ દ્રવ્ય સ્વતંત્ર છે. તેમાં બંધની અવસ્થા ક્ષણવર્તી છે, અને તેની જ સાથે નિર્દોષ અબંધ, નિર્મળ વસ્તુસ્વભાવપણું છે, તે ત્રિકાળી છે, એમ યથાર્થ ખ્યાલમાં લેવું તે જ પ્રમાણજ્ઞાન છે. પ્રમાણમાં પ્રમાણતા આવી જવી જોઈએ, જ્ઞાનના વિષયને ખ્યાલમાં લેવો તે પ્રમાણ છે.

નયના બે ભેદ છે. દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય એમ કહીને, શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવે બે પ્રકારે દ્રવ્યને ઓળખાવ્યા છે. અને ૧૨ પ્રકારની સભામાં, બે પ્રકારે દ્રવ્યને જણાવ્યા છે. (નયના ભાંગા ૭૦૦ છે (સાતસો છે) પર્યાયાર્થિક નય એટલે આત્માની સમય, સમય વર્તતી, અવસ્થાને બતાવનારું જ્ઞાનનું પડખું, જ્ઞાનનો અંશ, જ્ઞાનની પર્યાય, તે પર્યાયાર્થિક નય, અને આ વિશ્વમાં છએ દ્રવ્યો જેમ કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ પુકાલાસ્તિકાય અને જીવાસ્તિકાય સ્વતંત્ર છે. એ છએ દ્રવ્યને ઓળખાવનાર દ્રવ્યદૃષ્ટિ છે. તે દ્રવ્યાર્થિક નય છે. સામાન્ય અને વિશેષ દ્રષ્ટિને નય કહેવાય છે.

સમ્યગ્જ્ઞાન તે પ્રમાણ છે. પ્રમાણજ્ઞાનમાં પ્રમાણુતા ઝળકી ઊઠી તે સમ્યક્જ્ઞાન પ્રમાણ છે, પ્રમાણ, વસ્તુના બધા પડખાને જાણે છે, અનંતગુણ અથવા અનંતગુણના સમુદાયરૂપ, સ્વ અને પર વસ્તુનું, એમ બંનેનું સ્વરૂપ પ્રમાણ દ્વારા, સમ્યક્જ્ઞાન, દ્વારા જાણવામાં આવે છે. પ્રમાણ સ્વ અને પર, એ બંને વસ્તુના જેટલા પડખા છે, તે બધાય પડખાને જાણે છે, આખી વસ્તુને, બધાય પડખાને જાણનાર એક પ્રમાણજ્ઞાન છે.

"स्व, पर, व्यवसायि ज्ञानं प्रमाणम"

નય, એટલે પ્રમાણ દ્વારા નક્કી થયેલી વસ્તુના, એક દેશને જે જ્ઞાન જાણે છે, તેને નય કહેવાય છે. પ્રમાણના ઘણા ભેદ છે. અને નયના ૭૦૦ (સાતસો) ભેદ છે. પ્રમાણ દ્વારા નક્કી થયેલી વસ્તુ, એટલે અનંત ગુણના, આત્મિક વસ્તુના, અથવા અનંત ધર્માત્મક વસ્તુના એક, એક અંશનું જ્ઞાન મુખ્યપણે કરાવે, અને બીજાને પેટામાં અથવા ગૌણતામાં રાખે તે નય છે. વસ્તુમાં ગુણો અનંતા છે, અને એક એક વસ્તુમાં ધર્મો અનંતા છે, જેમ કે "સામાન્ય, વિશેષ સાધારણ અસાધારણ, ધર્મો અનંતા છે. તેથી તેના અવયવો અનંત સુધી થઈ શકે છે. તેના અવયવો અનંત સુધી થઈ શકતા હોવાથી તેના જ્ઞાનરૂપ નયો અનંતા થઈ શકે છે. ધર્મો અનંતા તો નયો પણ અનંતા, નય પ્રમાણ દ્વારા, જ્ઞાન યથાર્થપણે હોય છે.

જે નય છે. તે પ્રમાણનો અંશ છે. સાપેક્ષ=પ્રમાણ દ્વારા નક્કી થયેલી વસ્તુના ભેદને, વિકલ્પને, અંશને, શ્રુતજ્ઞાન દ્વારા જાણે છે. તે નયરૂપ અંશજ્ઞાન છે, તે પ્રમાણ સાપેક્ષરૂપે હોય છે, પ્રમાણ નિરપેક્ષ તે નયા-ભાસ છે, શ્રુતજ્ઞાન સિવાય બીજા ચાર જ્ઞાનમાં (મતિ, અવધિ, મનઃપર્યાય અને કેવળજ્ઞાન) નયના ભેદ પડતા નથી, શ્રુત-જ્ઞાનમાં જ નયરૂપ ભેદ પડે છે. પ્રમાણ તે સાચું જ્ઞાન છે. તેના પાંચ ભેદો છે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાન અને કેવળજ્ઞાન, તેમાં પરોક્ષ અને પ્રત્યક્ષ એમ બે ભેદ પ્રમાણજ્ઞાનના પડે છે, તેમ જ નયના પણ બે ભેદ પડે છે, દ્રવ્યાર્થિક નય, અને પર્યાયાર્થિક-નય, દ્રવ્યો તે પર્યાય વગરના ન હોય, અને પર્યાયો દ્રવ્ય વગર ન હોય, તેમાં જે દ્રવ્ય-પર્યાયસ્વરૂપ વસ્તુમાં મુખ્યપણે દ્રવ્યનો અનુભવ કરાવે તે દ્રવ્યાર્થિક નય છે, અને જે પર્યાયોનો મુખ્યપણે અનુભવ કરાવે તે પર્યાયાર્થિક નય છે. પર્યાયાર્થિક નયનો વિષય, આ જીવનો તથા દ્રવ્યોનો અને આ આત્માનો, અપેક્ષિત બંધપર્યાય, તથા અબંધ પર્યાય છે. (સર્વકર્મોનો નાશ થતા મોક્ષ થયો, તેમાં કર્મના અભાવની અપેક્ષા આવી અને બંધ થયો તેમાં કર્મના સદ્‌ભાવની અપેક્ષા આવી.)

બંધ મોક્ષની અપેક્ષાથી રહિત ત્રિકાળી દ્રવ્ય, ગુણયુક્ત જીવ દ્રવ્ય છે, તે સામાન્ય છે, તે દ્રવ્યાર્થિક નયનો વિષય છે, દ્રવ્યાર્થિક નયનો વિષય ત્રિકાળી આખું દ્રવ્ય છે. અને પર્યાયાર્થિક નયનો વિષય ક્ષણિક છે, પદાર્થના ભેદને નિક્ષેપ કહેવામાં આવે છે. સામેનો જ્ઞેય પદાર્થ લ્યો અગર આત્માને લ્યો, તે અખંડ છે, તેમાં ખંડ ખંડ કરો. તો નામસંયતિ, સ્થાપનાસંયતિ, દ્રવ્યસંયતિ અને ભાવસંયતિ, નામગુરુ, સ્થાપનાગુરુ, દ્રવ્યગુરુ અને ભાવગુરુ, નામદિક્ષા, સ્થાપનાદિક્ષા, દ્રવ્યદિક્ષા અને ભાવદિક્ષા, એમ જ્ઞેય અખંડ છે. અને તેમાં ભેદ પાડવા તેને નિક્ષેપ કહેવાય છે. પ્રમાણ તથા નયને અનુસારે પ્રચલિત થયેલા. આખા, લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે. નામમાં, આકારમાં, દ્રવ્યમાં અને ભાવમાં ગુણોનો આક્ષેપ, ઈતિ નિક્ષેપ, "નામનિક્ષેપઃ—

કોઈએ પોતાના પુત્રનું નામ, હાથીસિંહ રાખ્યું, પણ તેનામાં હાથીના અને સિંહના ગુણ નથી, જાતિ નથી અને ક્રિયા પણ નથી, છતાં તેને હાથીસિંહ કહીને બોલાવવો, તે નામનિક્ષેપે હાથીસિંહ છે. જે પદાર્થોમાં જે ગુણ નથી, છતાં તેને તે નામથી હાથીસિંહ કહેવો, તે નામનિક્ષેપ છે. હાથીસિંહના ગુણ નથી છતાં લોક વ્યવહાર માટે, હાથીસિંહ નામ રાખ્યું છે. એક વસ્તુની ઓળખાણ થઈ જાય, તે માટે જ તે વસ્તુને સંજ્ઞા આપવામાં આવી હોય, એટલે તેનું નામ રાખવામાં આવ્યું હોય, જેમ કે "ભગવાનભાઈ" તેને નામનિક્ષેપ કહેવામાં આવે છે.

આમ કહીને જ્ઞાની કહે છે કે હે ભાઈ! હવે તો તું ચેત! આમ કહીને જ્ઞાની કહે છે કે કોઈપણ જીવ, નામનિક્ષેપે પોતાના મનમાની પરમાર્થની વાત માન વડે ધારી રાખે, અને પોતાના છાંદે, સ્વચ્છંદે ગુરુને ગોતવા નીકળે, ગુરુને ગોતવા જાય, ત્યાં જ્ઞાની કહે છે, કે એનું બીજું થાય, પણ ભાવનિક્ષેપે વસ્તુને પામી શકે નહિ, ત્રણે કાળે, એક જ પરમાર્થભૂત, પુરુષાર્થ હોય, તો તે પરમાર્થભૂત પુરુષાર્થ વડે જ જરૂર ધાર્યું કામ થઈ જાય.

આત્મભાવે પ્રત્યક્ષ સદ્‌ગુરુના ભાવટચથી (નામનિક્ષેપે નહિ, પણ ભાવનિક્ષેપે) જેણે હજુયે સદ્‌ગુરુનો યોગ કર્યો નથી, તેને સદ્‌ગુરુ કદાપિ મળ્યા હોય, તોપણ ભાવે મળ્યા નથી, જે ન્યાયથી, જે વિધિથી કહેવાય છે. તે કથનમાં જરાપણ પક્ષપાત નથી, એમ સમજે તો જ્ઞાનીના ન્યાય મળે.

અનાદિકાળથી અસત્‌નો આશ્રય કરનાર, સત્‌નો નકાર કરે, તેમાં કાંઈ નવાઈ જેવું નથી, મતાંર્થી ઊંધી દૃષ્ટિવાળો, ખોટી દલીલોનો આગ્રહ કરશે, પરમાર્થની વાતોમાં અનાદર કરશે, અને (તર્ક તો એક છે, પણ કુતર્કો અનેક છે.) ઉપરથી પોતાનો મત સ્થાપશે. અમે કહેશે કે 'તમે અમારી વાતને માનો, અમારું બધુંય સાચું છે. તમારું બધુંય ખોટું છે. વર્તમાન તમે બધાંય ખોટા છો, અને અમે બધાંય સાચાં છીએ, એમ સત્‌નો નકાર અને અસત્‌નો હકાર થયો, અગરતો કર્યો, તેવા જીવો, અસદ્‌ગુરુના ફોફાટ વખાણ કર્યા કરે છે. માત્ર નામનિક્ષેપે ગુરુ હોય, તેના પણ વખાણ કર્યા કરે, અને પોતાની દ્રષ્ટિને અનુકૂળ એવા ટોળાઓમાં જઈને ભળી જાય, અને કહે કે "વાહ....વાહ....આપણી શ્રદ્ધા કેવી દૃઢ છે? કે ઓલ્યા (પેલા) મહારાજ રોજ રસ્તામાં સામા મળે છે. હું દેરાસર જતો હોઉં ત્યારે પુલ ઉપર સામા મળે છે. છતાં હું તેને હાથ પણ જોડતો નથી, (આવું બોલનારા પણ આજે આ દુનિયામાં નજરે પડે છે.) વગેરે વગેરે વાતોથી પોતાની ખોટી સમજને ખૂબ દૃઢ કરે છે. એવો જીવ માત્ર, નામનિક્ષેપ ત્યાગી, એને ઊંધી દૃષ્ટિવાળાના ટોળાનો આગેવાન થવાને માટે ખૂબ મિથ્યાવાદ કર્યા કરે છે અને તેનો આદર પણ કર્યા કરે છે. અને ઉપરથી કહે છે કે 'મારા ગુરુએ મને પાસ કર્યો છે. કેમ કે

મારી શ્રદ્ધા, એવી દૃઢ છે કે, લાખ્ખો માણસો મને બીજું કહે, તોપણ મારી શ્રદ્ધા ફરે તેમ નથી, એવી મારી શ્રદ્ધા દૃઢ છે, એમ પોતાનું માન્યું સાચું છે, પણ સાચું તે મારું એમ નથી, તેવા જીવો, માત્ર નામનિક્ષેપ ત્યાગી છે, પણ ભાવનિક્ષેપ ત્યાગી નથી, નામધારી ત્યાગીઓના આવા પ્રકારના વર્તન જોઈને તપગચ્છમાં થઈ ગયેલા, દેવચંદ્રજી મ. સા. કહે છે કે–

આણા સાધ્યાં વિના ક્રિયા કરે રે
લોકે માન્યો રે ધર્મ,
દર્શન, જ્ઞાન, ચારિત્રનો,
ધર્મ (મર્મ) ન જાણ્યો રે શુદ્ધ,
ચંદ્રાનન જીન ! સાંભળીએ અરદાસ....

હે વીતરાગ ! પરમાત્મા ! તારી વીતરાગતાની વાત પરમાર્થની વાત મનમાની માનવડે મેં ધારી નથી, પણ યથાર્થપણે, અંદરના ભાવે સમજીને સ્વીકારી છે. આપનો બોધેલો વીતરાગ માર્ગ તે મનમાન્યો માનવડે મેં ધાર્યો નથી, પણ તેં બધુંય ટાળીને, મેં માન મૂકીને તારો માર્ગ ધાર્યો છે, તેને લોકો અન્યથા માને છે. આપ તો વીતરાગ છો, અકષાયી કરુણાવંત છો, પરમાર્થ હેતુ વ્યવહારથી, કેવળ પામ્યા છો.

"તુજ કરુણા સૌ ઉપરે જી, સરખી છે મહારાજ,
પણ અવિરાધક જીવને, કારણ સફલો થાય,
ચંદ્રાનન જીન ! સાંભળીએ અરદાસ...."

હે અવિકારી તિર્થંકર ભગવાન ! તમારી નિષ્કારણ અવિકારી કરુણા (વીતરાગ જ્ઞાનની દૃષ્ટિ, વીતરાગી નિર્વિકલ્પ સ્વસંવેદન અનુભવ) બધા જીવો પ્રત્યે એકસરખી છે, પણ હે નાથ ! તારો નિર્દોષ માર્ગ, જેણે વિરાધ્યો નથી, સ્ખલિત કે ખંડિત કર્યો નથી, તેને તારો બતાવેલો સન્માર્ગ, જરૂર કારણરૂપે સફળ થાય છે, પણ જેણે માત્ર જ્ઞાનનો કે આરાધનાના પુરુષાર્થ હેતુ વ્યવહારને ઉડાડી દીધો, ફગાવી દીધો. અને મનમાની વાતો માનથી ધારી રાખી છે. તેવા જીવોએ તારા માર્ગની વિરાધના કરી છે, અને માત્ર નામનિક્ષેપે ત્યાગી, જ્ઞાની કે સમ્યગ્દૃષ્ટિ કે શ્રાવક થયો છે, તેને તારી કરુણા કેમ સફળ થાય ? ઉત્તર :— ન થાય.

તારી વાણીનો યોગ પરમાર્થહેતુની વાતોનો યોગ, અનંત ભ્રમણાઓને છેદવાનો ઉપાય એવો સાચો, જ્ઞાન, દર્શન, ચારિત્રનો માર્ગ અને તે મોક્ષમાર્ગને સમજાવનારનો યોગ મળ્યો, છતાં તેની વિરાધના કરનાર, એવા જીવોની ઊંધી દૃષ્ટિ છે. તેની તેવા જીવો મનમાની પરમાર્થની વાત, માનમાં ધારી રાખનાર એવા મતાર્થીઓને, નામ ત્યાગીઓને, નામનિક્ષેપે, કુગુરુઓની પુષ્ટિ રહ્યા કરે છે. ગુરુમાં ગુણ ન હોય, તેને

ગુરુ કહેવા, તે નામનિક્ષેપ ગુરુ છે. પણ ભાવનિક્ષેપ ગુરુ નથી, ત્યાગી ન હોય, અને ત્યાગી કહેવા, તે નામનિક્ષેપ ત્યાગી છે, પણ ભાવનિક્ષેપે ત્યાગી નથી.

હવે સ્થાપનાનિક્ષેપ એટલે આ તે છે, (આ વાદવિવાદ કે મહત્તા મેળવવા માટે કહેવાતું નથી, પણ માનને ઓગાળીને સત્ય સમજવા માટે કહેવાય છે.) એમ અન્ય વસ્તુમાં અન્ય વસ્તુનું પ્રતિનિધિત્વ સ્થાપવું તેને સ્થાપનાનિક્ષેપ કહે છે, જેમ કે "શાંતિલાલભાઈના ફોટાને શાંતિલાલભાઈ કહેવો, ભગવાનભાઈના ફોટાને ભગવાનભાઈ કહેવો, જેનો જે ફોટો હોય, તેને તે નામની કહેવારૂપ પ્રતિનિધિત્વ સ્થાપવું એટલે પ્રતિમારૂપ સ્થાપના કરવી. તે સ્થાપનાનિક્ષેપ છે, જેમ કે, ભગવાનની મૂર્તિને, ભગવાન કહેવા. દૃષ્ટાંત :— તમારા ઘરે કોઈ મહેમાન આવ્યા હોય, અને તમને તે કહે કે, અહીં પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે? ઉત્તરમાં: "હા ભાઈ! જુઓ! આ સામે દેખાય, તે પાર્શ્વનાથ ભગવાનનું મંદિર છે."

આવશ્યક—શાસ્ત્રમાં વાત આવે છે કે "देवाणं आसायणाए, देवीणं आसायणाए" ગામની બહાર જતાં હનુમાનજીનું મંદિર આવે તો હનુમાનજીનું મંદિર છે, એમ કહેજો, પણ કાલ સવારે સલાટે પથ્થરને ઘડીને બેસાડી દીધો છે એમ ન કહેશો, એમ ન બોલશો, કારણ કે તેમને માનનારા ભક્તોનું મન દુભાય, માટે પથ્થર ન કહેતા, હનુમાનજી છે એમ કહેવું, અને તેમની આસપાસ પેશાબ, પાણી, વિષ્ઠા આદિ ન કરવાં, તેમ જ આશાતના ન કરવી.

હવે હાજર ન હોય તેવી બીજી વસ્તુમાં, સંબંધ અથવા મનોભાવના જોડીને, આરોપ કરી દેવો, કે આ તે જ છે, એવી ભાવનાને, સ્થાપનાનિક્ષેપ કહેવાય છે. કોઈ એક વ્યક્તિ ઉપર કોઈ એક માણસની દૃષ્ટિ પડી અને સ્વર્ગમાં ગયેલા પોતાના વડીલોની સ્મૃતિ આવી, કે જાણે આ મારો ભાઈ જ ન હોય, ખરેખર આને દેખતા મારો ભાઈ સ્મૃતિમાં આવી જાય છે. ભાઈ હાજર ન હોય અને સામે કોઈ હાજર હોય, તેમાં સંબંધ અથવા મનોભાવના જોડી દેવી કે આ તે જ છે. એવી ભાવનાને સ્થાપનાનિક્ષેપ કહેવાય છે, આવો આરોપ જ્યાં થાય છે ત્યાં જીવોને એવી મનોભાવના થવા લાગે છે કે આ તે જ છે.

સ્થાપના બે પ્રકારની થાય છે, એક તદાકાર સ્થાપના અને બીજી અતદાકાર સ્થાપના. જે પદાર્થનો જેવો આકાર હોય, તેવો આકાર, તેની સ્થાપનામાં કરવો તે તદાકાર સ્થાપના છે અને ગમે તેવો આકાર કરવામાં આવ્યો હોય તો તે અતદાકાર સ્થાપના છે.

અતદાકાર—સ્થાપનાને નિક્ષેપનું કારણ સમજવું નહિ, પણ કેવળ મનોભાવના તેનું કારણ છે, જનસમુદાયની માનસિક ભાવના જ્યાં થાય છે ત્યાં સ્થાપનાનિક્ષેપ મનાય છે, હનુમાનને માનનાર રામચંદ્રજીને માનનાર, શ્રીકૃષ્ણને માનનાર, રાધિકાને

માનનાર જનસમુદાય છે. તેથી તેઓની ભાવના, હનુમાનજી આદિની મૂર્તિમાં ભગવાન તરીકેની હોય છે, માટે તેને સ્થાપનાનિક્ષેપ મનાય છે, એટલા માટે ભગવાનશ્રી મહાવીર દેવે કહ્યું છે કે કોઈનીય ભાવના દુભાય તેવી રીતે બોલશો નહિ, તેમ જ પૂજનીય તો એક ભાવનિક્ષેપ જ છે, તે ભૂલશો નહિ.

વીતરાગની પ્રતિમા જોતા, ઘણા જીવોને ભગવાનની તથા તેમની વીતરાગતાની મનોભાવના થાય છે. માટે તેને સ્થાપનાનિક્ષેપ કહેવાય છે. ભગવતીસૂત્રમાં તથા દશવૈકાલિક સૂત્રમાં દાખલો છે, કે સાધુ ગોચરીએ જાય છે, અને એક ઘરના આંગણામાં કે બારણામાં એક છોકરો બે પગ વચ્ચે લાકડી રાખીને કહે છે કે, "ચાલ, મારા ઘોડા ચાલ" ત્યાં ગોચરી જનાર ગીતાર્થસાધુને, ભગવાનશ્રી મહાદેવની ભલામણ છે કે "હે સાધુ! તું તે બાળકને તારી લાકડી આઘી લે, તેમ ન કહીશ, પણ એમ કહેજે કે "હે ભાઈ! હે બાળક! હે બાબા! હે બેટા! તું તારા ઘોડાને આઘો કર, તો હું તારા ઘરમાં ગોચરી કરવા જાઉં" કારણ કે તે બાળકે, તે બચ્ચાએ, તે લાકડીમાં ઘોડાની મનોભાવના જોડી છે માટે તે સ્થાપનાનિક્ષેપ કહેવાય છે.

સ્થાપનાનિક્ષેપનું વિવેચન ખરી રીતે તો હું સ્વાધીન સ્વરૂપે, પૂર્ણાનંદ અખંડ અભેદ સ્વરૂપે વીતરાગી છું એમ સતની, સત્સ્વરૂપની રુચિ ખૂબ જ લંબાવીને, પરમાત્માનું સ્વરૂપ સાંભળીને, અનંત સિદ્ધ પરમાત્માઓનું પૂર્ણ વીતરાગભાવનું પોતાના જ્ઞાનમાં સ્થાપન કરવું, અને ઉઘડેલા જ્ઞાન વડે, કે ઉઘડેલા ગુણ વડે, પૂર્ણશુદ્ધાત્માનો આદર કરવા તે જ વીતરાગ ભગવાનની પોતાના જ્ઞાનમાં સાચી સ્થાપના છે. પૂર્ણ-વીતરાગ ભાવનું પોતાના જ્ઞાનમાં સ્થાપન કર, સ્થાપન કરીને, ઉઘડેલા જ્ઞાન ગુણ વડે પૂર્ણસ્વરૂપનો આદર કરે, તે જ ભગવાનની પોતાનામાં સત્યરૂપે સ્થાપના છે, અને એ જ વાસ્તવિક સ્થાપનાનિક્ષેપ છે, એમ ભગવાનશ્રી મહાવીરદેવે સ્થાપનાનિક્ષેપનું સ્વરૂપ કહેલું છે.



## વ્યાખ્યાન નં. ૨૩

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૪ને શનિવાર તા. ૧૯–૭–૧૯૫૮

## "પ્રમાણ જ્ઞાન કોને કહેવાય ?"

૧૮ મું, અ. ગાથા પહેલી, સંયતિરાજા આદિનો અધિકાર વંચાય છે.

"नामेणं संजए नामम्"

પૂર્વ પુણ્યના કારણે આખા રાજ્યને પામી ચૂકેલો અને આખા રાજ્યમાં પોતાની સત્તાને જમાવી બેઠેલો એવો આ સંયતિરાજા પૂર્વે કાંઈ આરાધનામાં કચાશ રહી ગઈ હોવાથી શિકાર જેવા કાર્યોમાં વર્તમાન જોડાયેલો છે, પણ સત્તાગત એવા પુણ્ય તેને રહેલા છે કે "મહામુનિના ભેટા તેને થઈ જશે, વર્તમાન નામે સંયતિ છે. પણ ભાવે સંયતિ નથી, આ બાબતમાં, નિક્ષેપોનું સ્વરૂપ સમજાવે છે. નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવનિક્ષેપ, એમ નિક્ષેપના ચાર ભેદ છે.

જ્ઞાનના વિષયમાં અખંડ વસ્તુનું અને પર્યાયનું એટલે અંશનું, દશાનું એમ બંનેનું જ્ઞાન રહે છે, તે પ્રમાણજ્ઞાન છે. જ્ઞાનના વિષયમાં અખંડ વસ્તુનું અને પર્યાયનું જ્ઞાન જો ન રહે તો તે પ્રમાણજ્ઞાન નથી, દરેક વસ્તુ પોતે જ દ્રવ્ય અને પર્યાય એવા બે પડખાવાળી છે, માટે બંનેનું જ્ઞાન તે પ્રમાણજ્ઞાન છે; એકનું જ્ઞાન હોય, અને બીજાનું જ્ઞાન ન હોય એકને માને અને બીજાને ન માને, તો તે પ્રમાણજ્ઞાન નથી, પણ મિથ્યાજ્ઞાન છે. દ્રવ્ય અને પર્યાય; એમ બે પડખામાં, વસ્તુ પોતે ઝૂલતી છે, હિંચકામાં બેસીને જેમ ઉપર-નીચે ઝુલાય છે, તેમ તે વસ્તુ પોતે, બે પડખામાં ઝૂલતી છે, તેથી જ્ઞાનીઓ, દ્રવ્ય અને પર્યાય, એ બંને પડખાના પ્રમાણજ્ઞાનમાં રમી રહ્યા છે, આનંદકેલી કરી રહ્યા છે, તેમાં જ ઝૂલી રહ્યા છે, પ્રમાણજ્ઞાન પૂર્વક સ્વરૂપ લીનતાને સાધતા સાધતા કેવળ જ્ઞાન લીધું કે લેશે, તેવી દશામાં વાસ કરે છે, એક અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પામીને મોક્ષમાં ચાલ્યા જાય તેવી દશા વર્તમાન કાળે મહાવિદેહ ક્ષેત્રમાં મુનિઓની વર્તી રહી છે.

ભગવાન શ્રી મહાવીર દેવ જ્યારે અહીં વિચરતા હતા, બિરાજતા હતા, ત્યારે પણ આ ક્ષેત્રમાં એવી દશા ઘણા મુનિઓની વર્તતી હતી અને વર્તમાનમાં એક ભવ કરીને મોક્ષમાં જાય તેવી દશા કોઈ કોઈ સાધક જીવોને આ ક્ષેત્રમાં પણ વર્તી રહી છે. મુનિપણું તે કેવળજ્ઞાનને સાધવાની ઉત્કૃષ્ટ સાધકદશા છે, તે દશા કોને હોય ? ઉ. સાચા મુનિને આવી અંતર્દશા હોય તે જ મુનિપણું છે, અને તે જ કેવળ જ્ઞાનને સાધે છે.

"मानव होना मुश्किल है, साधु कहाँसे होय?
साधु हुआ तो सिद्ध हुआ, कहेणी न रही कोय"

મુનિપણું છે, તે કેવળ જ્ઞાનને સાધે છે; કારણ કે પ્રમાણ જ્ઞાન પૂર્વક આત્માની જે સ્વરૂપ લીનતા છે, તેને સાધે છે, તે સાધતા સાધતા સિદ્ધ દશાને પામી જાય છે. બહારથી મુનિપણું લીધું, તે મુનિપણું નથી, તે તો નામનિક્ષેપે મુનિપણું છે, પણ ભાવનિક્ષેપે મુનિપણું નથી, નામનિક્ષેપે મુનિપણાથી, ભવનો અંત ત્રણે કાળે આવતો નથી, ભાવનિક્ષેપ મુનિપણું પ્રગટે તો સ્વરૂપની અંતર લીનતાના જોરે, ભવનો અંત આવ્યા વિના રહેતો નથી, પ્રમાણ જ્ઞાનપૂર્વક સ્વરૂપની લીનતા સાધતા, સર્વથા ભવનો અંત તથા સંસારનો અંત આવી જાય છે.

આત્મા વર્તમાન, એક સમયમાં અનંત ગુણોથી અનંત સામર્થ્યથી ભર્યો પડ્યો છે, આત્મામાં જે જ્ઞાનગુણ છે, તે અસાધારણ ગુણ છે; કારણ કે આત્મા સિવાય, બીજા પાંચ અજીવ દ્રવ્યોમાં તે ગુણ નથી તથા દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, આનંદ, વીર્ય, સાકાર, નિરાકાર, ઉપયોગ, અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, પ્રદેશત્વ, અગુરુ-લઘુત્વ વગેરે અનંત ગુણોથી આત્મા ભરપૂર ભરેલો છે. એવા આત્માને જમણી આંખ સામે રાખો, અને પછી તેને દ્રવ્યદૃષ્ટિથી જુઓ તો, આત્મા અનંત ગુણોથી ભરપૂર શુદ્ધ છે. એમ તમને ચોક્કસ જણાશે. હવે અવસ્થા દૃષ્ટિથી જુઓ, તો તેમાં ક્ષણ, ક્ષણવર્તી (પૂરતી) પર પદાર્થના સંગ પ્રસંગ તરફની તરંગોવાળી અનેક અવસ્થાઓ દેખાશે, પણ વસ્તુ દૃષ્ટિથી, દ્રવ્ય દૃષ્ટિથી, શુદ્ધ દૃષ્ટિ ગુણ દૃષ્ટિથી, પરમાર્થ દૃષ્ટિથી, વસ્તુને જુએ તો વિકારી અવસ્થા આત્મામાં (વસ્તુમાં) દેખાતી નથી, ત્યારે શું? અવિકારી અવસ્થા દેખાય છે? ઉ- નહિ (ના) અવિકારી શુદ્ધ અવસ્થા પણ વસ્તુદૃષ્ટિમાં ભાસતી નથી.

હવે જ્ઞાનાનંદ સ્વરૂપ અનંત વીર્યનો ધારક અને જ્ઞાનના સમાધાન સ્વરૂપ આત્મા, એક સમયમાં પરિપૂર્ણ છે. ત્રિકાળ શુદ્ધ છે, ગયાકાળે શુદ્ધ એમ કાળનો ભેદ પાડીને શુદ્ધ છે, એવું વસ્તુનું સ્વરૂપ નથી, પણ વર્તમાન ક્ષણમાં આખી સંપૂર્ણ વસ્તુ શુદ્ધ જ છે, તેમ ભાન થતાં, એ ત્રિકાળી દ્રવ્યની શુદ્ધતા તેમાં સમાઈ જાય છે, વસ્તુ દૃષ્ટિમાં સમાઈ જાય છે, ત્રિકાળીવસ્તુની શુદ્ધતા જાણવાને માટે ગયાકાળમાં દૃષ્ટિ લંબાવવી પડતી નથી, પણ વર્તમાન દ્રવ્યની અભેદ શુદ્ધતાને જાણતા ત્રણે કાળની શુદ્ધતા જણાઈ જાય છે.

જુઓ વસ્તુની અખંડ શુદ્ધ દૃષ્ટિમાં વિકારી અવસ્થાનું લક્ષ નથી અને મોક્ષ અવસ્થાનું પણ લક્ષ નથી. રાગનો ભંગ, રાગનો ભેદ, વસ્તુદૃષ્ટિમાં પડતો નથી, તેથી વસ્તુદૃષ્ટિમાં, મોક્ષ થતાં વાર લાગતી નથી.

"मोक्षका लक्ष वस्तु दृष्टिमें नहीं है, तो भी,
मोक्ष होनेमें देर भी नहीं लगती है"

વસ્તુ દૃષ્ટિમાં વિકાર પણ નથી અને મોક્ષ પણ નથી. જીવો સંસારમાંથી ઓછા થઈ ગયા, તેનું બીજું નામ મોક્ષ, તે પણ પર્યાય છે. અને સંસાર પણ પર્યાય છે. હવે તે મોક્ષ પ્રગટ્યો ક્યારે કહેવાય?

ઉત્તર :— વસ્તુદૃષ્ટિમાં લક્ષ આપતાં જ મોક્ષ થયો છે. વસ્તુ દૃષ્ટિમાં રાગનો લક્ષ કરે તો ભંગ પડે. મહાવીર ભગવાન, વસ્તુદૃષ્ટિનું લક્ષ થતાં મોક્ષને પામી ગયા, વસ્તુદૃષ્ટિ થતાં મોક્ષ પામતા વાર લાગતી નથી, અને સંસારને જતાં જરા પણ ઢીલ થતી નથી, અરે ભાઈ! જરાપણ વાર લાગે નહિ, સંસારનો વ્યય અને મોક્ષની ઉત્પત્તિ, વસ્તુદૃષ્ટિના જોરે થતાં વાર લાગતી નથી, આખી વસ્તુ અને મોક્ષની પર્યાયનો વસ્તુદૃષ્ટિમાં ભેદ પડતો જ નથી. દ્રવ્યપર્યાયનો ભેદ વસ્તુદૃષ્ટિમાં પડતો જ નથી. વસ્તુદૃષ્ટિના જોરે રાગક્ષય થઈને નિર્મળ પર્યાય પ્રગટે છે. એટલે આત્મા, સર્વથા રાગનો ક્ષય કરીને નિર્મળ પર્યાય પ્રગટ કરીને મોક્ષે જાય છે.

વસ્તુદૃષ્ટિનો વિષય અખંડ છે જે જ્ઞાન છે તે દ્રવ્યપર્યાય એટલે કે વસ્તુના ભેદ, અભેદને જાણે છે. જો જ્ઞાન બંનેને જાણે નહિ તો તે પ્રમાણજ્ઞાન નથી. અખંડ દ્રવ્યદૃષ્ટિના વિષયમાં ઊણી કે અધૂરી પર્યાય નથી, નિમિત્ત કે વિકલ્પ નથી. કેટલી! સ્વરૂપ સુખમાં બાદશાહી છે? સંસારમાં તો મરી ગયા (પોતાનું છે તે જરાપણ અઘરું નથી, અઘરું છે, તે પોતાનું નથી, પણ સંસારનું છે, મહેનત કરતા કરમસિંહ બેન્કમાં પુણ્યની નોટો પડી હોય, તો જ પૈસા મળે, નહિ તો ન જ મળે, અનાદિના અભ્યાસીને આ સમજવું અઘરું લાગે છે, પણ જો જરા ધીરો થઈને અભ્યાસ કરે તો, સાવ સુગમ લાગે અને સહેલાઈથી સમજાઈ જાય.) તત્ત્વદૃષ્ટિના વિષયમાં તો હું નિમિત્ત અને વિકારથી, વિકલ્પથી, નિરાળું જુદું પૂર્ણ કૃતકૃત્ય, જ્ઞાયક સ્વભાવી દ્રવ્ય છું. પૂર્ણ કૃતકૃત્ય, ચિદ્ઘન સ્વરૂપી દ્રવ્યને સ્વીકારનારી તત્ત્વદૃષ્ટિ છે. સ્વભાવ દૃષ્ટિ છે.

હવે જ્ઞાનના વિષયમાં, ઊણીપર્યાય, નિર્મળપર્યાય, વિકારીપર્યાય, નિમિત્ત અને અખંડપૂર્ણ દ્રવ્ય એ બધુંય જણાય છે, હવે આત્માને, તે બધાયનું જ્ઞાન રહે છે, તે જો ન રહે તો આગળ વધાય નહિ, જ્ઞાનના વિષયમાં અખંડ વસ્તુનું અને પર્યાયનું એમ બંને પડખાનું જ્ઞાન રહેતું હોય તો તે પ્રમાણ જ્ઞાન છે, સમ્યક્જ્ઞાન છે.

પ્રમાણ અને નયના અનુસારે પ્રચલિત થયેલા લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે, આત્માની વાત સમજવી સાવ સહેલી છે. મહેનત કરવી જોઈએ. સંસારમાં આટલી જિંદગી કાઢી નાખી, છતાં લાડવો ન નીકળ્યો ને? એટલે કે "સ્વરૂપનું સુખ ન અનુભવાયું ને? હવે બાકીની જિંદગી, આત્મસ્વરૂપ સમજવામાં કાઢો, તો જરૂર સ્વરૂપનું સુખ અનુભવાય, આમાં સમય કાઢતા, રોટીને છાશ મળી રહેશે, તેની ચિંતા ન કરો, પણ સ્વરૂપમાં સાવધાન બનો!" આત્મા એક આખો પદાર્થ તે અખંડ અભેદ છે. એવા એક પદાર્થના ચાર ભેદ પાડી નાખ્યા, તે પદાર્થના ભેદને નિક્ષેપ

કહેવામાં આવે છે. જ્ઞેય પદાર્થના ભેદને નિક્ષેપ કહેવાય છે. તે ભેદને જાણનાર જ્ઞાનને નય કહેવાય છે. અનંત ધર્માત્મક વસ્તુના અભેદ સ્વરૂપના ગ્રાહક જ્ઞાનને, પ્રમાણ કહેવાય છે.

નિશાળ માંડી છે. ભણવા માંડો, અહીં કાંઈ પણ ફી લેવાતી નથી, વહોરવા આવીએ, અને તમને ભક્તિના ભાવ જાગે, તો નિર્દોષ, સુજતો, કલ્પતો, આહાર, સંયમના હેતુએ વહોરાવજો, નહિ તો નહિ. અમારે કાંઈ "તાગા, કરીને આહાર લેવાનો નથી."

નિક્ષેપ નયનો વિષય છે, નય તેનો વિષય કરનાર વિષયી છે. (રોજને રોજ મનન કરે તો આ આવડે તેમ છે. અઘરું નથી. અમારે પણ રોજને રોજ મનન કરવું પડે છે. ચિંતવન કરવું પડે છે. માટે તમે પણ રોજને રોજ, કાળજીપૂર્વક મનન કરો....પૈસા તો ભાગ્યમાં હશે તો મળી રહેશે. તેનું મનન કે લક્ષ કરવા જેવું નથી, પૈસા તો એની મેળે પુણ્ય હશે તો આવી મળશે, પણ ચેતનધર્મ તો અંતરગવેષી ચિંતવણા અને ધ્યાન કરવાથી પ્રાપ્ત થાય છે.

દૃષ્ટાંત :— કોઈ એક શેઠના ઘરે ૫૪ વર્ષે પુત્રની પ્રાપ્તિ થઈ, તે શેઠને પુણ્યના ઉદયે, ૨૫ લાખ રૂપિયાની મૂડી છે. બોલો, તે જન્મ પામેલા પુત્રે શું મહેનત કરેલ છે ? ઉત્તર :— કાંઈ નહિ. છતાં તે પુત્રના પુણ્યના યોગે ૨૫ લાખ રૂપિયાના ઢગલા ઉપર તેનો જન્મ થયો, તેનો સ્વામી બન્યો. માટે ભાઈ! પૈસા તો ભાગ્યમાં હોય તો મળે, અને ન હોય તો ન મળે, તેની ચિંતા છોડી દે ને ? દરેકે દરેક જીવ પૈસા માટે મહેનત કરે છે, પણ જો મહેનતથી પૈસા મળતા હોય તો દરેકે દરેક પૈસા-વાળા હોવા જોઈએ, પણ તેમ નથી બનતું, જેના ભાગ્યમાં હોય તેને જ પૈસા મળે છે, બાકીનાને મહેનત કરવા છતાં પણ પૈસા મળતા નથી, માટે હે ભાઈ? પૈસા મળવા તે ભાગ્ય ઉપર આધાર રાખે છે, તેની તું મફતની ચિંતા શા માટે કરે છે ? ચિંતાનું દુઃખ શા માટે વહોરે છે ?

નિક્ષેપ એટલે શું ? ગુણોનો આક્ષેપ તે નિક્ષેપ, અથવા પદાર્થોમાં ગુણોનો ન્યાસ તે નિક્ષેપ, નિક્ષેપોનું સ્વરૂપ, તેના લક્ષણ અનુસાર કહેવાય છે. નામનિક્ષેપનું સ્વરૂપ તેના લક્ષણ અનુસાર કહેવાય છે.

શંકાકાર શંકા કરીને કહે છે કે "નિક્ષેપ તે નય નથી, નિક્ષેપ પ્રમાણ પણ નથી, અને નિક્ષેપ તેના અંશ પણ નથી, તો નય અને પ્રમાણથી તેનો ઉદ્દેશ જુદો છે, ઉદ્દેશ જુદો હોવાથી નિક્ષેપના લક્ષણ પણ જુદા છે. તે માટે લક્ષ્ય પણ સ્વતંત્ર હોવું જોઈએ. અર્થાત્ નિક્ષેપો નય અને પ્રમાણથી જ્યારે જુદા છે. નય અને પ્રમા-ણની જેમ, નિક્ષેપોનો પણ સ્વતંત્રપણે ઉલ્લેખ કરવો જોઈએ. ? શંકાકારની શંકા છે.

ઉત્તર :— જે નય છે તે નય તો ગૌણુ અને મુખ્યતાની અપેક્ષા રાખે છે, વ્યવહારનય કહે છે કે "ઘીનો ઘડો" અને નિશ્ચયનય કહે છે કે "માટીનો ઘડો" વ્યવહારનય, નિશ્ચયનયની અપેક્ષા રાખીને કહે છે કે "ઘીનો ઘડો" અને નિશ્ચયનય પણુ વ્યવહારનયની અપેક્ષા રાખીને કહે છે કે "માટીનો ઘડો." જો તેમ ન કહે તો નયાભાસ છે, માટે જે નય છે, તે સાપેક્ષ છે, અર્થાત્ અપેક્ષા સહિત છે, નય સદાય પોતાના વિવક્ષિત પક્ષનો સ્વામી છે, અર્થાત્ નય પોતાના વિવક્ષિત પક્ષ ઉપર આરૂઢ રહે છે, તેમાં જરાપણુ ચલાયમાન થતો નથી, અને બીજા જે પ્રતિપક્ષી નયો છે, તેની પણુ અપેક્ષા રાખે છે, ઘીનો ઘડો વ્યવહારનય કહે છે. તે પોતાના વિવક્ષિત ઉપર આરૂઢ છે, અને નિશ્ચય છે. કહે છે કે "માટીનો ઘડો" તે પણુ પોતાના વિવક્ષિત પક્ષ ઉપર આરૂઢ થઈને ઊભો છે. જરાપણુ ડગાયમાન થતો નથી. પણુ તે બંને નયો અરસપરસ એકબીજાની અપેક્ષા રાખે છે. પણુ નિક્ષેપોમાં આ વાત હોતી નથી, તો ગૌણુ પદાર્થમાં મુખ્યનો આરોપ કરાય છે. તે માટે નિક્ષેપ કેવળ ઉપચરિત છે. આમ સમજતાં બધાય ઝઘડા મટી જશે.

હવે ભાવાર્થ એ છે, કે "નય અને નિક્ષેપોનું સ્વરૂપ કહેવાથી, શંકાકારની શંકા છૂટી જશે, હવે સર્વથી મોટામાં મોટો ભેદ તેમાં એ છે, કે તે નય છે, તે નય તો જ્ઞાનના વિકલ્પરૂપ છે, અને નિક્ષેપ પદાર્થોમાં વ્યવહાર માટે કરાયેલા, સંકેતોના નામ છે. હવે તે સંકેત ક્યાંક તદ્દ્ગુણુરૂપ હોય છે, અને ક્યાંક અતદ્દ્ગુણુરૂપ હોય છે. નામ-નિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ, અને ભાવનિક્ષેપ, એ ચાર નિક્ષેપોમાંથી કયો નિક્ષેપ તદ્દ્ગુણુ સહિત છે? અને કયો નિક્ષેપ તદ્દ્ગુણુરહિત હોય છે? ઉત્તર :— ભાવનિક્ષેપ, તદ્દ્ગુણુ સહિત છે. દ્રવ્યનિક્ષેપ, ભૂતકાળ અને ભવિષ્યકાળની અપેક્ષાએ, તદ્દ્ગુણુ સહિત છે. વર્તમાનકાળની અપેક્ષાએ તદ્દ્ગુણુરહિત છે, નામ અને સ્થાપના નિક્ષેપ તદ્દ્ગુણુરહિત છે.

નય અને નિક્ષેપમાં વિષય અને વિષયી સંબંધ છે. નય વિષય કરવાવાળું જ્ઞાન છે. અને નિક્ષેપ નયના વિષયભૂત પદાર્થો છે, તે માટે નયોને કહેવાથી (વ્યાપાર કરતા હોય, ત્યારે વ્યાપારી કહે છે કે મારો વિષય કાપડનો છે. સોની કહે છે. મારો વિષય સોનાને પારખવાનો છે, માટે કાપડનો કે સોનાનો વ્યાપાર તે વિષય, અને તેને જાણુનાર, (વ્યક્તિ અને) જ્ઞાન તે વિષયી છે.) નિક્ષેપોનું વિવેચન સ્વયં થઈ જાય છે, તે માટે નિક્ષેપોનો સ્વતંત્ર ઉલ્લેખ કરવાની જરાપણુ આવશ્યક્તા નથી, એમ હોવા છતાં અંદરમાં શંકા થાય છે, કે "નિક્ષેપો નયના વિષયો છે. તો પછી ચારે નિક્ષેપોનું સૂત્ર દ્વારા સ્વતંત્ર વિવેચન ગણુધરદેવે શા માટે કરેલ છે? ઉત્તર:— તેના જવાબમાં એટલું જ કહેવાનું છે કે જગતના જીવોને સમજાવવા માટે કે સમજાવવાના અભિપ્રાયથી નિક્ષેપોનું નિરૂપણુ કરવામાં આવેલ છે. આ જો ન હોય તો, અર્થાત્ સ્વતંત્ર નિરૂપણુ નિક્ષેપોનું ન હોય તો પણુ વિષયભૂત પદાર્થોમાં નિક્ષેપો

ગર્ભિત છે. છતાં બીજા ભિન્ન ભિન્ન, જુદા જુદા, વ્યવહાર ચલાવવાના કાર્ય પૂરતું જ નિક્ષેપોનું પ્રયોજન છે. એ કારણે તે પ્રયોજન સ્પષ્ટ કરવા માટે, ગ્રંથકારોએ સૂત્રકારોએ, નિક્ષેપોનું સ્વરૂપ નિરૂપણ કરેલું છે.

ગ્રન્થોમાં અને શાસ્ત્રોમાં ગુણાપેક્ષ શબ્દ આવે છે. તેનું કારણ ચાર નિક્ષેપોમાં આવી રીતે ઘટી જાય છે. નામમાં એટલે ગૌણ પદાર્થમાં અર્થાત્ અતદ્ગુણ પદાર્થમાં કેવળ વ્યવહાર અર્થે કરાયેલ આક્ષેપ તેનું નામ, 'નામનિક્ષેપ'–નામ પ્રમાણે ગુણ, જાતિ કે ક્રિયા નથી, છતાં તેને નામનિક્ષેપ કહેવાય છે, સ્થાપનામાં એટલે અતદ્ગુણ પદાર્થમાં કરાયેલ ગુણનો આક્ષેપ, તેનું નામ તે સ્થાપનાનિક્ષેપ.

દ્રવ્યનિક્ષેપ એટલે ભાવી અથવા ભૂત તદ્ગુણમાં વર્તમાનવત્ કરાયેલ ગુણનો આક્ષેપ તે દ્રવ્યનિક્ષેપ.

ભાવનિક્ષેપ, એટલે ભાવમાં, વર્તમાન તદ્ગુણમાં કરાયેલ વર્તમાન ગુણનો આક્ષેપ તે ભાવનિક્ષેપ. આ પ્રમાણે ગૌણમાં આક્ષેપ અથવા ગુણોનો આક્ષેપ, તે જ નિક્ષેપ છે.

"નમો વાસુપૂજ્યાય"



## વ્યાખ્યાન ૨૪

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૫ને રવિવાર ૨૦-૭-'૫૮,

## "જ્ઞાનીનો સમરસીભાવ કેવો હોય ?"

ઉ. સૂ. ૧૮ મું અધ્યયન, ગાથા પહેલી, સંયતિ રાજા આદિનો અધિકાર, તેમાં મુખ્યપણે સંયતિ રાજાની વાત, અને પેટાભાગમાં અનેક રાજાઓની વાત ચાલે છે.

"नामेणं संजए नामम्"

નામ નિક્ષેપ સંયતિ છે, પણ કર્તવ્ય શિકારના કરે છે. નામ હોય પણ ગુણ ન હોય, નામ પ્રમાણે ગુણ હોય તો ભાવનિક્ષેપ સંયતિ કહેવાય છે. પણ આ તો નામનિક્ષેપ સંયતિ છે. નામાદિ નિક્ષેપોના ચાર ભેદ છે. તેનું સ્વરૂપ સમજાવવાને માટે, પ્રથમ પ્રમાણ અને નય સમજવા જોઈએ, તે અહીં સમજાવે છે.

અમુક પ્રમાણ અથવા અમુક નયરૂપ હેતુઓ દ્વારા, જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, એમ જીવાદિ પદાર્થ સંબંધી જે યથાર્થ બોધ થાય, તે પ્રમાણ (પ્રમાણના અનેક ભેદો છે, આગમ પ્રમાણ, અનુમાન પ્રમાણ, પરોક્ષ પ્રમાણ, પ્રત્યક્ષ પ્રમાણ વગેરે) તથા નયના હેતુઓ દ્વારા, આત્માના વિષયોનો પ્રકાશ કરનારો અને આત્માના પરિણામરૂપ એવો જે તત્ત્વનો યથાર્થ અનુભવ તેને પણ સમ્યક્‌જ્ઞાન કહેવાય છે. સમ્યક્‌જ્ઞાન એટલે સાચું જ્ઞાન, વાસ્તવિક જ્ઞાન યથાર્થ-બોધ, વાસ્તવિક સમજણ, આ સાચા જ્ઞાનને, આ વાસ્તવિક સમજણને, આ યથાર્થ-બોધને પ્રમાણ કહેવાય છે.

હવે અહીં એક વાત ધ્યાનમાં રાખવી, કે દરેકે દરેક સમ્યક્‌જ્ઞાની સર્વજ્ઞ નથી, કેમ કે વસ્તુને વસ્તુસ્વરૂપ, તત્ત્વને તત્ત્વરૂપ, આત્માને આત્મારૂપ, ઓળખનારને, સમ્યક્‌જ્ઞાની કહેવામાં આવે છે. આ ઉપરથી સાથોસાથ એ ગુણ જોઈ શકાય છે કે સમ્યક્ જ્ઞાનને, સાચા જ્ઞાનને, વાસ્તવિક જ્ઞાનને જરૂર પ્રમાણજ્ઞાન કહેવાય છે. યથાર્થ જ્ઞાનને, સમ્યક્ જ્ઞાન, સાચી સમજણ, તે બધાયને પ્રાપ્ત કરવા, માટે એટલે પદાર્થનો વાસ્તવિક બોધ થાય તે માટે, પ્રમાણ અને નય અત્યંત અગત્યના છે. એટલા જ માટે, તો તેને તત્ત્વજ્ઞાનના ભંડારની ઉપમા આપી શકાય છે. પ્રમાણ તત્ત્વજ્ઞાનનો ભંડાર છે. નય તત્ત્વજ્ઞાનનો ભંડાર છે, શાસ્ત્રમાં તેને તત્ત્વજ્ઞાનના ભંડારની ઉપમા આપી છે. આવા ઉપયોગી સાધનોના સ્વરૂપને જાણવાની ઉત્કંઠા થાય, તે સ્વભાવિક છે. આ ઉત્કંઠાની તૃપ્તિ માટે પ્રથમ પ્રમાણ અને નયનું લક્ષણ વિચારવું જોઈએ, અને તેને અનુસાર નિક્ષેપ કહેવાય છે, તેનું લક્ષણ પણ વિચારવું જોઈએ.

લક્ષણ બાંધતા શાસ્ત્રકાર કહે છે. કે **"स्वपर व्यवसायि ज्ञान प्रमाणं"** આ લક્ષણ-ગત, વાક્યમાં ઘણા પદો આવી ગયા, સ્વ શું? પર શું? વ્યવસાયી શું? જ્ઞાન શું? વગેરે પદો આવી ગયા, સર્વે નયોનો આશ્રય કરીને રહેલા, જ્ઞાન વિશેષને પ્રમાણ કહેવામાં આવે છે. અનંત નયોનો આશ્રય કરીને રહેલા, જ્ઞાન વિશેષને પ્રમાણ કહેવાય છે, સામાન્ય અને વિશેષ પડખાને, જાણનાર જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે.

આ પ્રમાણનું લક્ષણ, એમ પણ આપી શકાય, કે સ્વ તેમ જ પરનું વિશેષ બોધક–જ્ઞાન, સ્વરૂપી પ્રમાણ છે. હવે ત્રીજી રીતે "સ્વપર, વ્યવસાયી, જ્ઞાન પ્રમાણમ્ આ લક્ષણગત પદોને વિચારીએ, (આ જૈનશાસનનો એકડો ઘૂંટાવીએ છીએ, તેને તમે ખરા હૃદયથી ઘૂંટો,) સ્વ શું? ઉ. આત્મા જ્ઞાન સ્વરૂપી છે, પર શું? ઉ. આત્મા અને જ્ઞાનથી અન્ય પદાર્થ, વ્યવસાયી એટલે શું? ઉત્તરઃ—યથાર્થ અથવા નિશ્ચય-રૂપથી, જ્ઞાન પ્રમાણં આનો સળંગ અર્થ એવો થયો કે સ્વ અને પરને, નિશ્ચય રૂપથી, યથાર્થરૂપથા, જેમ છે તેમ, જાણવાવાળા જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે.

જૈન દૃષ્ટિ, જ્ઞાનને સ્વપર પ્રકાશક માને છે, અને તેમ માનવાનું શું કારણ છે? તે દર્શાવે છે: (આ કારણ, જે દર્શાવાય છે. તેને તમે પકડી લેજો, તો તમારું,

એકીસાથે જાણનાર જ્ઞાનને પ્રમાણ કહેવાય છે. અખંડ પ્રવાહના એક અંશને જાણનાર નય છે. આ પ્રમાણ, આ નય અને આ નિક્ષેપ, એ ત્રણ કહ્યા, નિક્ષેપ નયનો વિષય છે. નય નિક્ષેપોનો વિષય કરનાર વિષયી છે. તે નિક્ષેપના નામ, સ્થાપના આદિ ચાર ભેદ છે.

શાસ્ત્રમાં ગુણાપેક્ષ પદ આવે છે, તેનો અર્થ ચારેય નિક્ષેપોમાં એવી રીતે ઘટી જાય છે. કે નામમાં એટલે ગૌણ પદાર્થમાં, એટલે અતદ્દગુણમાં કેવળ, વ્યવહાર ચલાવવાના અર્થે કરાયેલ, આક્ષેપ, તે નામનિક્ષેપ.

હવે સ્થાપના એટલે અતદ્દગુણમાં કરાયેલા ગુણોનો આક્ષેપ, તે સ્થાપનાનિક્ષેપ. દ્રવ્યમાં ભાવી અથવા ભૂત તદ્દગુણોમાં વર્તમાન કરાયેલા ગુણોનો આક્ષેપ, તે દ્રવ્યનિક્ષેપ.

ભાવનિક્ષેપ એટલે વર્તમાનમાં તદ્દગુણોનો કરાયેલો વર્તમાન ગુણોનો આક્ષેપ, તે ભાવનિક્ષેપ.

ગુણોના આક્ષેપ તે જ નિક્ષેપ છે.

નામ; સ્થાપના અને દ્રવ્યનિક્ષેપ, આ ત્રણ નિક્ષેપો દ્રવ્યાર્થિક નયોનો વિષય છે. ભાવનિક્ષેપ, પર્યાયાર્થિક નયનો વિષય છે, હવે અંતરનયોની અપેક્ષાએ, નામ-નિક્ષેપ, સમભિરુઢ નયનો વિષય છે, સ્થાપના અને દ્રવ્ય નિક્ષેપ, નૈગમ નયનો વિષય છે.

ભાવ નિક્ષેપ ઋજુસૂત્ર તથા એવંભૂત નયનો વિષય છે, આ બધી વાત, ક્રમે ક્રમે દૃષ્ટાંત દ્વારા સમજાવવામાં આવશે, નામાદિ નિક્ષેપોના લક્ષણો આ પ્રમાણે છે.

કોઈ વસ્તુમાં વસ્તુના નામ અનુસાર ગુણ ન હોય, કેવળ વ્યવહાર ચલાવવાના અર્થે વસ્તુનું નામ રાખવું તે નામ નિક્ષેપ છે, જેમ કોઈ પુરુષમાં કર્મને જીતવાનો ગુણ નથી, કારણ કે તે મિથ્યા દૃષ્ટિ છે, (સમ્યક્ત્વ વિના, જીવમાં કર્મને જીતવાનો ગુણ છે આવે,) તો પણ તેને બોલાવવા માટે જીનરાજ એવું નામ પાડયું તે નામ-નિક્ષેપ નામ પૂરતું કામ છે.

હવે કોઈ સમાન આકારવાળા અને અસમાન આકારવાળાં, એવા પદાર્થોમાં, ગુણ તો ન હોય, પરંતુ તેમાં ગુણોની બુદ્ધિ રાખવી, ગુણોનો આક્ષેપ કરવો, અને તેમાં, આ તે જ છે, એવો વ્યવહાર કરવો, તે સ્થાપનાનિક્ષેપ છે, જેમ કે, પાર્શ્વનાથની પ્રતિમા મંદિરમાં દેખાય છે. જોકે પ્રતિમા પુરુષાકાર છે. પરંતુ પાષાણની છે. તે પ્રતિમામાં પાર્શ્વનાથ ભગવાન અનંત, જોકે પાર્શ્વનાથ ભગવાન અનંત ગણધારી અરિહંત છે.) સ્થાપના કરીને વ્યવહાર કરવો કે આ પ્રતિમા જ પાર્શ્વનાથ છે, એવા પ્રકારનો વ્યવહાર તે સ્થાપનાનિક્ષેપ છે. પણ એક વાત મગજમાં ધારી રાખજો કે "આવો વ્યવહાર તદાકાર સ્થાપના માટે જ સમજવો. એટલે આ દૃષ્ટાંત તદાકાર સ્થાપના માટે જ છે. સદૃશ, તમારો કોઈ ફોટો ખેંચી લે અને તેની સ્થાપના કરવામાં આવે તો તે તદાકાર સ્થાપના થઈ કહેવાય.

ચોખામાં અર્હંતોની સ્થાપના કરે છે, તથા દિગંબર મતવાળા, લવિંગ આદીમાં અર્હંતોની સ્થાપના કરે છે, તે અતદાકાર સ્થાપના છે. જેમ કે શેતરંજના મહોરામાં રાજા, વજીર, લશ્કર, હાથી વગેરે હોય છે. તેની સ્થાપના તે પાસામાં કરાય છે તે અતદાકાર સ્થાપના છે. નામ અને સ્થાપના એ બંને અતદ્‌ગુણ એટલે ગુણરહિત છે.

જ્ઞાની કહે છે કે, જગતમાં રહેલા દરેકે દરેક આત્માને વીતરાગી પરમાનંદ સ્વરૂપ જે આત્મિકસુખ, આત્મિકશાંતિ, વીતરાગી પરમાનંદ, આત્મિકઆનંદ છે, તે જ જોઈએ છે તો તે વીતરાગી પરમાનંદ સુખ, શાંતિ, આનંદ એ બધુંય દેવાની તાકાત કોનામાં છે? ઉત્તર:— સ્વયં પોતાના આત્મામાં જ તે તાકાત છે. વીતરાગી, પરમાનંદ સ્વરૂપ, જે આત્મિકસુખ, શાંતિ, આનંદ તે બધાયથી વિપરીત એવા રાગ, દ્વેષ, મોહમાં, વીતરાગી, પરમાનંદ, સુખ, શાંતિ, આનંદ દેવાની તાકાત છે? ઉત્તર:— નથી, કારણ કે, રાગ, દ્વેષ, મોહમાં, દુઃખ દેવાની તાકાત છે.

પાંચેય ઇન્દ્રિયોના વિષયોમાં એવી તાકાત, શક્તિ કે સામર્થ્ય નથી, કે આત્માને આત્માનું સુખ, શાંતિ કે આનંદ આપી શકે? અજ્ઞાનીઓએ અજ્ઞાન દશાથી, પાંચેય ઇન્દ્રિયોના વિષયોમાં આત્માનું સુખ, શાંતિ અને આનંદ માન્યો છે, પણ જ્ઞાની કહે છે કે, ઊભો તો રહે! જરા, ધીરો તો થા! શાંતિ તો પકડ! એમ કહીને જ્ઞાની કહે છે કે, હે ભાઈ! આત્માધીન સુખ, આત્માને જાણવાથી જ ઉત્પન્ન થાય છે, એ માટે તું આત્માના અનુભવથી સંતોષ કર, સંતોષી થા, આત્માના અનુભવથી, આત્માના સુખ, શાંતિ અને આનંદને પામ.... આનંદને જે જાણે તે માણે, બાકી સંસારને તાણે આત્માના અનુભવ સિવાય, બીજે ક્યાંય સુખ, શાંતિ, આનંદ મળે નહિ અને માણે નહિ.

જે અધ્યાત્મની પ્રીતિ છે, તે પ્રીતિસ્વાધીન છે, એમાં કોઈ વિઘ્ન કે બાધા નડતી નથી, તેમ જ કોઈ કનડગત પણ નથી, અને ભોગોનો રાગ તે પરાધીન છે, અને ભોગોના ભોગવટામાં કદીયે તૃપ્તિ થઈ નથી, થવાની નથી, અને થશે પણ નહિ, ઇન્દ્રિયોના સુખથી તૃપ્તિ નથી, એક આત્મિક સુખથી જ તૃપ્તિ છે, એ તૃપ્તિમાં આત્માની પુષ્ટિ છે. શાસ્ત્રમાં કહે છે, કે હે હંસ! તું આ આત્મ સ્વરૂપથી, આત્મસ્વરૂપમાં સદાય લીન થા અને સદાય સંતુષ્ટ થા! અને તું તેનાથી જ તૃપ્ત થઈ શકીશ અને વીતરાગી સુખનો જે પરમાનંદ છે તે જરૂર તને પ્રાપ્ત થશે?

નામ અધ્યાતમ, ઠવણ અધ્યાતમ,
દ્રવ્ય અધ્યાતમ, છંડોરે,
ભાવ અધ્યાતમ, નિજ ગુણ સાધે,
તો તેહસું રઢ મંડો રે,

શ્રી શ્રેયાંસજીન! અંતરજામી, આતમરામી નામી રે,
અધ્યાતમ મત, પુરણ પામી, સહજ મુક્તિગતિ....
—ગામીરે....

તત્ત્વજ્ઞાની શ્રી આનંદ ધનજી મહારાજ કહે છે કે પોતાના ત્રિકાળી સ્વરૂપમાં લીન થઈ જવું તે જ ભાવ અધ્યાત્મ છે, આત્મસુખનો શબ્દાર્થ શું છે? મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય, વિષય, અશુભજોગ આદિ બાહ્ય પદાર્થોનું અવલંબન છોડીને આત્મામાં લીન થઈ જવું તે જ ભાવ અધ્યાત્મ છે. જેણે અધ્યાત્મ સુખનું સેવન કર્યું તેણે જ (વાત ઘણી ઝીણી છે, એમ શ્રોતાઓ કહે છે, પરંતુ વક્તા કહે છે, કે તે ઝીણી વાતને જાણનાર કોણ? ઉત્તર :— પોતે જ, તો ભાઈ! ઝીણાની વાત ઝીણી જ હોય ને? આત્મા ઝીણો છે, તો તેની બધીય વાતો ઝીણી જ હોય, તું ધીરજ રાખીને સમજ, જરૂર તને સમજાઈ જશે.) ભાવ અધ્યાત્મની મોજો માણી છે તેવો જીવ, નામસ્થાપના દ્રવ્ય નિક્ષેપમાં સુખ માને નહિ, બીજે કયાંય સુખ માને નહિ, ભાવ અધ્યાત્મમાં જ સુખ માને.

આ રીતે આત્મા, લાયક, જિજ્ઞાસુ–મુમુક્ષુ પાત્રતાવાળો થઈને, રાગદ્વેષ, મોહ કે પરનો આશ્રય લેનારો ત્રણ કાળમાં નથી. (તમે પરનો આશ્રય લેનારા છો કે સ્વનો આશ્રય લેનારા છો? સ્વનો આશ્રય લેનારા થજો ભાઈ?) પણ પોતાના ત્રિકાળી અખંડ, અભેદ, સ્વભાવમાંથી આવતો જે પરમાનંદ, સુખ, શાંતિ, તેનો આશ્રય લેનારો હું છું.

પનીહારી બેન બેડું લઈને પાણી ભરવા જાય છે. તે વખતે તે બેનને ખ્યાલ હોય જ છે કે આ કૂવાનું પાણી ખારું છે, આ કૂવાનું પાણી મીઠું છે, હું મીઠું પાણી લેનાર છું, પણ ખારું નહિ, તેથી તે બેન મીઠા કૂવા તરફ જ જાય છે, અને મીઠું પાણી લે છે.

રાગદ્વેષ, મોહ તે ખારા પાણીના કૂવા છે, તેનો લેનાર હું આત્મા નથી, પણ આત્માની અંદર જે પરમાનંદરૂપ મીઠો કૂવો ભર્યો પડયો છે, તેનો જ લેનાર હું આત્મા છું, પણ ખારા પાણીનો લેનાર હું આત્મા નથી, જે વીતરાગી પરમ સુખામૃતનો આસ્વાદ, તે જ તેનું સ્વરૂપ છે, એવી આત્મજ્ઞાનમય, પરંપરા વડે કરીને જે ભરપૂર છે, નિજશુદ્ધ આત્મ સ્વરૂપ, તેને જ જ્ઞાની, ધ્યાની, જીવ રાગદ્વેષના ખારા પાણી-રહિત, મન, વચન, કાયાની ત્રિગુપ્તિએ સહિત, જ્ઞાનીના જ્ઞાન દ્વારા સમાધિના બળથી અખંડ, અભેદ, મીઠા પાણીના કૂવાને ધ્યાવે છે, અને પોતાનામાંથી પરમ આનંદનો લેનાર છે, મીઠા પાણીનો પીનાર છે, તેને સ્વસંવેદનજ્ઞાન સહિત, પરમ સ્વસંવેદન, જ્ઞાન સહિત સમરસીભાવ હોય છે.

જાણવા માટે, પ્રમાણ અને નયનું સ્વરૂપ કહેવાય છે, પ્રમાણ અને નય અનુસાર પ્રચલિત લોક-વ્યવહારને નિક્ષેપ કહેવાય છે.

હવે પ્રમાણનું સ્વરૂપ કહેવાય છે.

સૂત્ર :— "**प्रमीयते अनेन इति प्रमाणम्**"

"**प्रकर्षेण, क्षीण संशयादि, व्यवह्रीयते, मीयते**
**ज्ञायते तत्त्वानि येन, इति प्रमाणम्**"

સંશય, વિપર્યય અને અનધ્યવસાય, એ ત્રણ દોષ અનાદિથી જ્ઞાનમાં રહેલા છે. તે ત્રણ દોષને દૂર કરીને, પોતાના જ્ઞાનને એ ત્રણેય દોષથી છોડાવીને, એ ત્રણ દોષથી રહિત થઈને, જેના વડે વસ્તુનું સ્વરૂપ જણાય, તેને વીતરાગ દેવ પ્રમાણ કહે છે, ત્રણ દોષરહિત જ્ઞાનને સમ્યક્‌જ્ઞાન કહેવાય છે. "**सम्यग् ज्ञान प्रमाणम्**" સાચા જ્ઞાનને પ્રમાણ કહે છે. જે જ્ઞાન પોતાનું તથા પરનું નિઃસંશયપૂર્વક એટલે ત્રિદોષરહિત નિશ્ચયપૂર્વક પોતાનું જેવું છે. તેવું સ્વરૂપ જણાવે, સમજાવે; તે જ જ્ઞાનને પ્રમાણ **કહેવાય છે.**

વસ્તુની વસ્તુતાને, (પંડિતમાં પાંડિત્ય રહેલું છે, સુવર્ણમાં સુવર્ણત્વ રહેલું છે, વસ્તુમાં વસ્તુત્વ રહેલું છે.) પરિપૂર્ણ રીતિથી અને દોષરહિત પદ્ધતિથી સમજાવવાવાળું જ્ઞાન, અને સિદ્ધિદાયક જ્ઞાન, બસ એ જ જ્ઞાનને **પ્રમાણ જ્ઞાન કહેવાય** છે.

હવે પ્રમાણમાં, પ્રમાણતા હોવી જોઈએ, (જે જ્ઞાન પ્રમાણ છે, તેમાં જો પ્રમાણતા ન હોય તો તેને અમે પ્રમાણજ્ઞાન કહેતા નથી.) પ્રમાણતા, એટલે સાચા જ્ઞાનની સચ્ચાઈ. સચ્ચાઈ તો તે જ છે, કે જે જ્ઞાનમાં ત્રણ દોષ દૂર થઈ ગયા હોય તે.

જે જ્ઞાનમાં ત્રણ દોષ દૂર થયા નથી. તો તે જ્ઞાનમાં સચ્ચાઈ નથી. અને તે જ્ઞાન પ્રમાણ જ્ઞાન પણ નથી, જે જ્ઞાનમાં પ્રમાણતા છે, જે જ્ઞાનમાં સચ્ચાઈ છે. તે જ જ્ઞાન મોક્ષને આપે છે.

વિપર્યય, સંશય અને અનધ્યવસાય, વિપર્યય એટલે વિપરીત, જેવી વસ્તુ-સ્થિતિ હોય, તેથી ઊલટી રીતે, એક કોટી એટલે વસ્તુના એક અંશનો નિશ્ચય વર્તે છે, તેથી તે વિપર્યય નામનો દોષ જ્ઞાનમાં ઊભો છે. દૃષ્ટાંતઃ—છીપનો ચળકાટ જોઈને, તેનો ચાંદી તરીકે નિર્ણય કરવો તે **વિપર્યય નામનો દોષ છે.** તે જ જ્ઞાનમાં વિપરીત દોષ છે. જેમ કે છીપને ચાંદી સમજી લેવી. રસ્સી(દોરડું)ને સર્પ સમજી લેવો. આવા જ્ઞાનને મિથ્યાજ્ઞાન કહેવાય છે. આ વિપરીત જ્ઞાનમાં વસ્તુનો એક જ ધર્મ જણાય છે. અને તે ઊલટો જણાય છે. તેથી તે પ્રમાણ નથી.

જેને પોતાના આત્માનું અભાન વર્તે છે, અર્થાત્ આત્માનું ભાન નથી, તો ત્યાં બીજું કાંઈક હોવું જોઈએ, એટલે પરને આત્મા માનતો હોવો જોઈએ, તેથી

આત્માનું અભાન હોય, આવા જીવને આત્મતત્ત્વને જાણવામાં, વિચારવામાં અને વર્તનમાં ભૂલ હોય છે. એટલે ત્રણ પ્રકારના દોષ હોય છે.

(૧) કારણ વિપર્યાસ, (૨) સ્વરૂપ વિપર્યાસ, (૩) ભેદાભેદ વિપર્યાસ.

શાસ્ત્રકાર ખુલાસો આપે છે, કે કારણમાં ભૂલ, તે કારણ વિપર્યાસ, એટલે કે હું હોઈને આ બધું છે, અને આ બધું થયું છે, મેં જ આ બધું કર્યું છે. હું ન હોત તો તમને ખબર પડી જાત! ઘરે ઘરે, રામપાતર લઈને ભીખ માંગવી પડત, તોય તમારું પૂરું ન થાત, આ રીતે હું પર પદાર્થનો કર્તા છું, પરદ્રવ્ય મારું કારણ છે. આમ કારણ વિપર્યાસવાળા જીવો માનતા હોય છે, તેથી તેને કારણ વિપર્યાસ નામનો દોષ કહે છે.

સ્વરૂપ વિપર્યાસઃ—સ્વરૂપ વિપર્યાસ એટલે આત્માના સ્વરૂપની ભૂલ, દેહની ક્રિયામાં, પોતાની હયાતી માનીને બેસી જાય છે. દેહ મરે તો હું મરી જાઉં, અને દેહ ટકે, તો હું જીવી જાઉં, દેહમાં કાંઈક થાય તો આખોય ખળભળી ઊઠે, દેહની ક્રિયાને પોતાની માનતો હોય, ભાઈ! દેહની ક્રિયા દેહમાં અને આત્માની જાણંગ ક્રિયા આત્મામાં છે. દેહની ક્રિયાને પોતાની માનીને વિભ્રમને સેવતો હોય તો તે સ્વરૂપમાં ભૂત છે. તેને સ્વરૂપ વિપર્યાસ નામનો દોષ કહેવાય છે.

ભેદાભેદ વિપર્યાસ એટલે, ભેદાભેદમાં ભૂલ, ભેદાભેદ એટલે પોતે પોતાના ગુણથી, પોતાનો ભેદ માનતો હોય. હું જ્ઞાનગુણથી જુદો છું, હું દર્શનગુણથી જુદો છું, હું ચારિત્ર ગુણથી જુદો છું એમ પોતાને ગુણોથી જુદો માનતો હોય, અને જડ પુદ્ગલથી પોતાને અભિન્ન માનતો હોય, તો તે ભેદાભેદ વિપર્યાસ નામનો દોષ છે, અને તે ઈશ્વરને સૃષ્ટિના કર્તા માનતો હોય. કાંતો પોતાને પરનો કર્તા માનતો હોય, પરથી પોતાને જ્ઞાન થયું એમ માનતો હોય, ગુણગુણી ભિન્ન છે. અને પરથી હું અભિન્ન છું. એમ આત્માને પરથી અભિન્ન માનતો હોય, તો તે ભેદાભેદ વિપર્યાસ નામનો દોષ છે. (બે ને બે ચાર, ચોકો ચોકો સોળ, સોળા સોળા બે છપ્પના, એમ બરાબર કહેતો હોય તો પણ તે મિથ્યાજ્ઞાન છે.)

"प्रमीयते अनेन इति प्रमाणम्"

આવશ્યકતા છે, જેમ કે "સાધક પ્રમાણ અને બાધક પ્રમાણ, દૂરથી પુરુષના જેવા આકારવાળો કોઈ પદાર્થ નજરે પડયો, આ ઉપરથી આ પુરુષ છે કે ઠૂંઠું છે? એવો સંદેહ ઉદ્ભવે એવો સંશય ઉત્પન્ન થાય, તે સંદેહનું નિરસન કરવા માટે, અથવા નિર્ણય કરવા માટે પુરુષપણાને સિદ્ધ કરનાર સાધક પ્રમાણ કે તે, તેમ નથી, એમ પ્રતીતિ કરનાર, બાધક પ્રમાણ, એમ બંનેની જરૂર છે, આની ગેરહાજરીમાં કશોય નિશ્ચય કે નિર્ણય થઈ શકે નહિ, આ પ્રમાણે નિશ્ચયનો અભાવ હોવાથી જેને પુરુષનું પ્રયોજન છે. તે આ માટે પ્રવૃત્તિ કરે જ નહિ, તેમ જ જેને તેનું પ્રયોજન નથી, તે વ્યક્તિ તેમાંથી નિવૃત્તિ મેળવે નહિ. એટલે પ્રવૃત્તિ-નિવૃત્તિને માટે સ્થાન રહે નહિ, આવી પરિસ્થિતિવાળા જ્ઞાનને સંશયજ્ઞાન અથવા વિપરીત જ્ઞાન કહેવામાં આવે છે, તેનું નિરસન થઈ જાય તો બેડો પાર થઈ જાય, માટે ભગવાન કહે છે કે એક સમયમાત્રપણ સંશયમાં રહેવા જેવું નથી,

અનધ્યવસાય એટલે કંઈક છે. એવું કેવળ આલોચનાત્મક જ્ઞાન તે અનધ્યવસાય છે. જેમ કે કોઈ માર્ગે જનારને તેનું ચિત્ત અન્યત્ર પરોવાયું હોવાથી જતાં તેને તૃણનો સ્પર્શ થયો. તૃણનો સ્પર્શ થયો હોવાથી મને કાંઈક સ્પર્શ થયો. પણ શેનો સ્પર્શ થયો તેનો ખ્યાલ ન હોય. તેવું જે જ્ઞાન તે અનધ્યયવસાય છે.

આ ત્રણ દોષ અનાદીથી જ્ઞાનમાં પડેલા છે. એ ત્રણેય દોષરહિત જ્ઞાનને પ્રમાણ જ્ઞાન કહેવાય છે. પહેલા ધડાકે સંશય દોષને કાઢો, જે પ્રમાણ જ્ઞાન છે, તે ક્ષયરૂપ અંશોના સમૂહરૂપ છે. નય પ્રમાણ જ્ઞાનના અંશ રૂપ છે. પ્રમાણના વ્યાપાર-માંથી નયની ધારાઓ પ્રગટે છે. એટલે અનંત ધર્માત્મક પદાર્થને વિષે કોઈ પણ વસ્તુના અનેક ધર્મો પૈકી કોઈ એક ધર્મને મુખ્યપણે ગ્રહણ કરે તેને નય કહેવામાં આવે છે. અનંત ધર્મોથી વિશિષ્ટ વસ્તુ છે. તે વસ્તુને પોતાને અભિમત એવા એક ધર્મથી યુકત જે જણાવે છે, તે નય છે.

શુદ્ધતાને જણાવે તે શુદ્ધનય, અશુદ્ધતાને જણાવે તે અશુદ્ધનય અસ્તિત્વ ધર્મને જણાવે તે પર્યાયાર્થિક નય, એવી રીતે વસ્તુત્વ દ્રવ્યત્વ આદી એકેક ધર્મને જણાવનાર નય છે. જ્ઞાનને જણાવે તે જ્ઞાનનય, ક્રિયાને જણાવે તે ક્રિયાનય, પ્રમાણ દ્વારા વસ્તુનો નિર્ણય થયા બાદ તેના પ્રત્યેક ધર્મોનો વિચાર કરવો તે નય છે. અનંત ધર્માત્મક વસ્તુના પ્રમાણ વડે પ્રકાશિત અર્થના પર્યાયો તેના પ્રરૂપણા કરનાર નય છે.

ભગવાને બે નય કહ્યા છે: (૧) દ્રવ્યાર્થિકનય, (૨) પર્યાયાર્થિકનય, સાવ ટૂંકામાં એક સ્વભાવાશ્રિતનય, અને બીજો "નિમિત્તાશ્રિતનય તે બધા નયો, પ્રમાણમાંથી છૂટેલા અંશો છે.

એક સમયમાં આખો પરિપૂર્ણ સ્વભાવ છે. તેને લક્ષમાં લેવો તે નિશ્ચયનય છે. (तेरा परिपूर्ण स्वभाव, एक समयमें है, इसको तुम लक्षमे ले लो वह निश्चय नय है.)

અને રાગદ્વેષ મોહ તરફ લક્ષ કરવું તે વ્યવહારનય છે. (અનાદીથી રાગ તરફ મંડયો પડયો છે. સમજતો જ નથી.) નિશ્ચય નયનો વિષય ત્રિકાળ છે. પ્રમાણમાં છૂટતી ધારાને નય કહેવાય છે. વ્યવહારનયનો વિષય વર્તમાન પૂરતો ક્ષણિક છે. નિશ્ચય છે તે ત્રિકાળ ઉપાદાન છે. વ્યવહાર છે, તે વર્તમાન પૂરતો પરાશ્રિત ભાવ છે. સર્વજ્ઞ ભગવાને કેવળજ્ઞાની મહાવીર દેવ આદિ જિનેશ્વરોને લોકાલોકનું પરિપૂર્ણ જ્ઞાન છે, પરિપૂર્ણ સ્વભાવ પ્રગટ થયો છે. તે જિનેશ્વર ભગવાનોના મુખ કમળમાંથી વ્યવહારનું અને નિશ્ચયનું સ્વરૂપ પરિપૂર્ણ આવ્યું છે. પણ નિશ્ચય કરતાં વ્યવહારનું સ્વરૂપ વધારે આવ્યુ છે. તેમ નથી, તેમ જ વ્યવહાર કરતાં નિશ્ચયનુ સ્વરૂપ ઓછું આવ્યું છે તેમ નથી, એકબીજા કરતાં એકબીજાનું સ્વરૂપ ઓછું કે વધારે આવ્યું છે. તેમ નથી, પણ બન્નેનું સ્વરૂપ પરિપૂર્ણ આવ્યું છે.

જિનેશ્વર દેવોને અનંતા ગુણોનું સામર્થ્ય એક સમયમાં ખીલી ગયું છે. એટલે કે પ્રગટ થઈ ગયું છે. તેનું જ્ઞાન પણ પ્રગટ થઈ ગયું છે. તે જિનેશ્વર ભગવાનોના જ્ઞાનમાં તો કાંઈ પણ છાનું નથી, સાધક, સાધન, સાધ્ય, ધ્યાન, ધ્યેય અને ધ્યાતા જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન, એ બધુંય જણાઈ ગયું છે. જિનેશ્વર દેવોએ એક બાજુ આખો સ્વભાવ જાણ્યો છે. અને બીજી બાજું સાધક સ્વભાવમાં વચ્ચે રાગ અને રાગના નિમિત્તો આવે છે, તે પણ જણાયું છે.

જ્ઞાનાઓને પણ ભૂતકાળમાં વચ્ચે વ્યવહાર આવ્યો હતો. નિમિત્તો પણ આવ્યા હતા, તેને જ્ઞાનીઓ જેમ છે તેમ બરાબર જાણતા હતા. અને બીજાને પણ સાધક અવસ્થામાં વચ્ચે નિમિત્ત આવે છે. તેને પણ બરાબર જાણે છે. જેમ કે કોઈ સાધકને નિમિત્ત આવે, કોઈ એક સાધકને સામે પડેલ તણખલા જેવી જડ વસ્તુનું નિમિત્ત આવે, તેને ભગવાન જાણે છે. સર્વજ્ઞ ભગવાને પરિપૂર્ણ જ્ઞાનમાં જોયું છે. જે જ્ઞાન વડે જાયું છે. તે જ ભગવાનની વાણીમાં આવે છે કે, વ્યવહાર કેવો હોય ? તેના પ્રકારો કેવા હોય ? નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવનિક્ષેપોના કેવા પ્રકારો હોય ? કયા જીવને કયો નિક્ષેપ, કેવા પ્રકારે વર્તી રહ્યો છે ? અને ભવિષ્યમાં કયા જીવને કયા નિક્ષેપો કેવા પ્રકારનો ભજશે ? કેવો વ્યવહાર આવશે ? તેને ભગવાન પોતાના જ્ઞાનમાં બરાબર જાણે છે.

પરિપૂર્ણ સ્વભાવ પ્રગટ થઈને, જે વાણી આવી તે વાણીમાં, પરિપૂર્ણતા જ હોય, અને તે સાધક–ભગવાનના કહેલા વ્યવહારનયને નિશ્ચયનયને એમ બંનેના સ્વરૂપને પ્રમાણપૂર્વક જેમ છે, તેમ જાણે છે. હાલ પણ જાણીને, જે જીવ પોતાના ત્રિકાળી સ્વભાવ તરફ ઢળી જશે, અને સ્વમાં સ્થિરતા સાધશે, તેનું કલ્યાણ થઈ જશે.

આમ પ્રમાણ અને નયાનુસાર પ્રચલિત થયેલા લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે. જ્ઞેય પદાર્થ અખંડ, અભેદ છે, છતાં તેને જાણતા, જ્ઞેય પદાર્થના પડખા પાડવામાં

આવે છે, તેને નિક્ષેપ કહેવાય છે. અને તે પડખાને જાણનાર નય કહેવાય છે. અને તે બધાયને જાણનારને પ્રમાણ કહેવાય છે.

નામ અને સ્થાપના નિક્ષેપની વાત કરી, હવે દ્રવ્યનિક્ષેપની વાત કરે છે. (આનંદ ધનજી મહારાજ કહે છે "નામ, સ્થાપના અને દ્રવ્યઅધ્યાત્મને છોડીને ભાવઆધ્યાત્મને સાધો, તે જ પ્રયોજન ભૂત છે.)

દ્રવ્ય નિક્ષેપ, ઋજુસૂત્ર નયની અપેક્ષા રાખતો નથી, પરંતુ ભાવી કે ભૂત નૈગમનયની અપેક્ષા રાખવાવાળો દ્રવ્યનિક્ષેપ છે. જેમ કે છદ્મસ્થ જિનેશ્વરના આત્માને સાક્ષાત્ જિનેશ્વર તરીકે સમજવા. સાક્ષાત્ જિનેશ્વર સમજવા તેનો ભાવાર્થ એ છે કે "ગમે તે પદાર્થમાં આગળ થવાવાળા, અથવા તો પ્રથમ થઈ ચૂકેલા છે, તે ગુણવાળાઓને વર્તમાનમાં તે ગુણવાળા કહેવા તે દ્રવ્યનિક્ષેપ છે. જેમ કે મહાવીર સ્વામી સર્વજ્ઞતા પામ્યા ત્યારે જિન કહેવાયા હતા. પરંતુ તેમને છદ્મસ્થ અવસ્થામાં જ જિન કહેવા તે ભાવી દ્રવ્યનિક્ષેપ છે, તથા મહાવીરસ્વામી મોક્ષે ગયા, આજે તેને ૨૪૮૫ કે ૨૪૮૬ વર્ષ વીતી ગયાં, છતાં દિવાળીના દિવસે એમ કહેવાય છે કે આજે પ્રભુ મહાવીર મોક્ષે પધાર્યા, આ ભૂત દ્રવ્યનિક્ષેપ છે. દ્રવ્યનિક્ષેપ વર્તમાન ગુણોની અપેક્ષા રાખતો નથી. તે માટે ઋજુસૂત્ર નયનો વિષય નથી. પણ, નૈગમ આદિ નયોનો વિષય છે, એટલા ભાવ ભેદ કહેવાયા, બીજા અવસરે કહેવાશે

"શ્રી શ્રેયાંસનાથાય નમઃ"



વ્યાખ્યાન નં. ૨૬

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૭ને મંગળવાર તા. ૨૨-૭-૧૯૫૮

## "સ્થાપનાનિક્ષેપનું સ્વરૂપ"

ઉ. સૂ. ૧૮મું. અધ્યયન ગાથા ૧લી. સંયતિ રાજા આદિ અનેક રાજા-મહારાજાઓનો અધિકાર વંચાય છે. સૂત્રપાઠ "**नामेणं संजए नामम्**" આ રાજા પૂર્વનાં પુણ્યના ઉદયે પુષ્કળ રાજ્યસંપત્તિને પામ્યો છે. છતાં વર્તમાન શિકાર કરવા નિકળ્યો છે. અહીં શાસ્ત્રકાર પ્રશ્ન કરે છે કે, આવા અધર્મીને, પાપી રાજાને આટલી બધી સમૃદ્ધિ

કેમ ? શાસ્ત્રકાર તે જ ગાથામાં ઉત્તર આપે છે કે **उदीण** પૂર્વ પુણ્યનું ફળ છે. પુણ્યાનુબંધી પુણ્ય. વગેરેના ચાર ભાંગા અહીં સમજાવ્યા. હવે અહીં "**नामेणं संजए नामम्**" એટલે કે આ રાજા નામે સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી, તેના ઉપર ચાર નિક્ષેપોનું સ્વરૂપ જેમ છે. તેમ સમજાવે છે. તેને સમજવા માટે પ્રમાણ અને નયનું સ્વરૂપ સમજાવે છે. દરેકે દરેક પ્રવૃત્તિમાં (૧) નિર્ણાયક, (૨) ગ્રાહક એમ બે પ્રકારની શક્તિની પ્રધાનતા છે, હવે નિર્ણાયકશક્તિ, પદાર્થોના નિર્ણયો તરફ ધ્યાન આપે છે. અને ગ્રાહકશકિત, એ નિર્ણયોને ક્રમસર વ્યવહારરૂપ આપવામાં પ્રવૃત્તિ કરે છે, આ શકિત અનુક્રમે શાસ્ત્રકારોએ, પ્રમાણ અને નયની સંજ્ઞા આપી છે. (આને પ્રમાણ કહેવાય, અને આને નય કહેવાય.) બીજી રીતે વિચારતાં જોઈ શકાય છે કે ઇન્દ્રિયોની મદદ વિના કે ઇન્દ્રિયોની મદદથી ઉત્પન્ન થયેલું જ્ઞાન એ જ્ઞાન જ્યારે કોઈ વસ્તુ ઉપર પ્રકાશ પાડે છે. અને તેનો સુનિશ્ચય કરાવે છે. ત્યારે તેને પ્રમાણ કહેવાય છે. અને જ્યારે પ્રમાણ દ્વારા પ્રકાશિત થયેલ વસ્તુને શબ્દ દ્વારા બીજાને જણાવવા માટે (તમે શ્રોતા છો, હું વકતા છું) તે વસ્તુના વિષયમાં જે માનસિક વ્યાપાર અને માનસિક ક્રિયા થાય છે તેને નય કહેવાય છે. અર્થાત્ શબ્દમાં ઊતરતી કે ઉતારવા યોગ્ય જ્ઞાનક્રિયા તે 'નય' છે.

જ્યારે તેનો પુરોગામી ચેતના વ્યાપાર તે પ્રમાણ છે. આ ઉપરથી જરૂર સમજી શકાય છે, (સાવ સાદી અને સરળ ભાષામાં કહેવાય છે. સમજવા માંગે તો નાનો બાળક પણ સમજી શકે તેવી સાદી ભાષામાં કહેવાય છે.) શું સમજી શકાય છે ? ઉ. પ્રમાણની પેઠે નય પણ જ્ઞાન છે, એટલે કે પ્રમાણ અને નય, એ બંને જ્ઞાનનાં રૂપાંતરો છે, છતાં એ બેમાં ભિન્નતા તો જરૂર છે; જેમ કે પ્રમાણ સ્વતંત્ર અને નિરપેક્ષ છે, જ્યારે નય પરતંત્ર અને સાપેક્ષ છે; કેમ કે પ્રમાણ પોતાના સામર્થ્યથી, કૌવતથી, તાકાતથી, પોતાનો બચાવ કરી શકે છે. જ્યારે નયને તો પોતાનું રક્ષણ કરવા માટે, પ્રમાણનો આશ્રય લેવો પડે છે, હવે કહેવાનો આશય એ છે, કે પ્રમાણ વસ્તુ સ્વરૂપનો નિર્ણય કરે છે. પછી સ્વઆત્માનો કે પરનો નિર્ણય કરે છે. જ્યારે નય તો આ પ્રમાણે કરેલા નિર્ણય ઉપર જીવે છે, આ જે વાત કરી તે વાતનું નયના લક્ષણો સમર્થન કરે છે.

હવે આપણે નયનું લક્ષણ વિચારીએ :

"**प्रमाण प्रकाशित, अर्थ विशेष प्ररुपको नयः**"

આ નયનું લક્ષણ છે. અર્થાત્ પ્રમાણ વડે પ્રકાશિત અર્થનું નિરૂપણ કરનાર તે નય છે, પર્યાયોનો પ્રરૂપક નય છે. હવે બીજું નયનું લક્ષણ :

"**प्रमाण प्रवृत्ति उत्तर कालो, भावीपरामर्श विशेष रूपत्वं नयस्यलक्षणम्**"

અર્થાત્ પ્રમાણની પ્રવૃત્તિ પછીના કાળમાં, એટલે પ્રમાણ દ્વારા વસ્તુનો નિર્ણય થયા બાદ, તેના પ્રત્યેક ધર્મોનો વિશેષરૂપે વિચાર કરવો, તે નયનું લક્ષણ છે. કહેવાનું

તાત્પર્ય એ છે, કે અધ્યવસાય એટલે વિશેષ દ્વારા પરામર્શ કરાય છે. તે નય છે. ભલે પછી તે સ્વનું કરે કે પરનું કરે, પણ તે વિશેષ દ્વારા પરામર્શ કરે તે નય છે.

હવે પ્રમાણ અને નયની એટલે તે બંને વચ્ચેની ભિન્નતા, તે બંનેના વ્યુત્પત્તિ અર્થ ઉપરથી બરાબર જોઈ શકાય છે; વ્યુત્પત્તિ અર્થ બંનેનો કરી બતાવે છે, પ્રમાણમાં પ્ર + માન, ની + અનય, વ્યુત્પત્તિ અર્થ ઉપરથી તે બંનેને પકડી શકાય છે. તે બંનેના તફાવતને સમજી શકાય છે, પ્ર + માન જે જ્ઞાન વડે 'પ્ર' કહેતા પ્રકૃષ્ટપણે, એટલે અભ્રાન્તપણે, અભ્રાન્તપણે એટલે સંશય, વિપર્યય અને અનધ્યવસાય, એ ત્રણ દોષરહિતપણે, પ્ર = કહેતા અભ્રાન્તપણે પ્રકાશમાન, પ્રકાશન અથવા નિર્ણય. વસ્તુનું માન = કહેતા પ્રકાશન એટલે અભ્રાન્તપણે વસ્તુનો નિર્ણય થાય તે વ્યુત્પત્તિનો અર્થ છે, હવે નયનો વ્યુત્પત્તિ અર્થ, ની + અ = નય 'ની' એટલે પ્રમાણ દ્વારા જાણેલ વસ્તુને, અર્થાત્ શ્રોતાની મતિમાં પહોંચાડવાની ક્રિયા, અને 'અ' એટલે વક્તાનો માનસિક વ્યાપાર તે 'નય' આ ઉપરાંત પ્રમાણ અને નયમાં એ તફાવત છે, કે નય પ્રમાણના અંશરૂપ છે, જ્યારે પ્રમાણ નયના સમૂહરૂપ છે, નય અંશ છે, અને પ્રમાણ અંશી છે, પ્રમાણ વ્યાપારમાંથી જ નયની ધારાઓ પ્રગટે છે, હવે પ્રમાણ અને નય, એ બંનેનો વિષય, થનારી વસ્તુ જોકે એક છે, છતાં તેના ભાનની રીત જુદી જુદી હોવાથી પ્રમાણ અને નયમાં વિષયભેદ સ્પષ્ટપણે છે.

વસ્તુ એક છતાં બંનેના વિષયમાં ભેદ છે. બીજા સાવ સાદા શબ્દોમાં કહીએ, તો પોતાના ભાનમાં અમુક વિશેષતાની મુખ્યતા હોવા છતાં જ્યારે ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગ સિવાય વસ્તુ જ્યારે ભાસ્યમાન થાય ત્યારે તે વસ્તુ પ્રમાણનો વિષય છે, અને જ્યારે વસ્તુ ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગપૂર્વક જ્યારે વસ્તુ ભાસે છે, ત્યારે તે જ વસ્તુ નયનો વિષય છે. હવે આ વસ્તુ આ વાત ધ્યાનમાં આવે, તેના માટે આપણે એક ઉદાહરણ વિચારશું. આપણી નજરે કોઈ એક ઘોડો આવે, ત્યારે તે ઘોડાનો અમુક ભાગ, અમુક રંગ, અમુક કદ, કાળાશ, પગમાં ટીલું, આટલો પહોળો, આટલો લાંબો, કપાળમાં ધોળું ટીલું ઇત્યાદિ તેની વિશેષતાઓ પ્રધાનપણે ભાસે છે, પણ તે જ વખતે તે બધી વિશેષતાઓનું પ્રધાનપણું હોવા છતાં અભિન્નરૂપે અન્ય વિશેષતાઓ સહિત, સમગ્ર ઘોડો જ, ચાક્ષુષ-જ્ઞાનનો વિષય બને છે, અને જ્યારે અભિન્નપણે આખો અશ્વજ્ઞાનનો વિષય બને છે, તે વખતે તેની અમુક વિશેષતાઓ, બીજી વિશેષતાથી જુદી પડીને ભાસતી નથી, માત્ર અમુક વિશેષતાઓ દ્વારા, આખો અશ્વ, અખંડિતપણે આપણી આંખનો વિષય બને છે, જ્ઞાનનો વિષય બને છે. આથી જ જ્ઞાનનો વિષય બનતો અશ્વ (અનેક ધર્માત્મક અરે ! અનંત ધર્માત્મક) પ્રમાણનો વિષય બને છે. એ જ પ્રમાણનો વિષય થવાની રીત છે.

હવે નયનો વિષય થવાની રીત કહે છે, પ્રમાણનો વિષય બનેલો અશ્વ, તે અશ્વનું જ્ઞાન, બીજાને શબ્દ દ્વારા કરાવવું હોય ત્યારે તે અશ્વની, અમુક વિશેષતા-

ઓથી, બુદ્ધિ દ્વારા, કલ્પના વડે છૂટી પાડી વકતા કહે કે એ અશ્વ અમુક આકાર છે, અમુક કદનો છે, અમુક રંગનો છે, કપાળમાં ધોળું ટીલું છે, આખો ધોળો છે અથવા આખો કાળો છે ઇત્યાદિ, ઇત્યાદિ વકતાના બૌદ્ધિક વ્યાપારમાં કે શ્રોતાની જ્ઞાનક્રિયામાં, ઘોડો ભાસ્યમાન હોવા છતાં તે ગૌણપદ ભોગવે છે. જ્યારે તેને જુદી જુદી પાડીને દર્શાવેલી વિશેષતાઓને પ્રધાનપણે ભોગવે છે. તેથી તે વખતે તે અશ્વજ્ઞાનનો વિષય બનતો થકો અમુક અંશે વિશિષ્ટ બને છે, અમુક અંશે જે વિશિષ્ટ બન્યો તે નયનો વિષય થવાની રીત છે.

આમ, પ્રમાણ અને નય, એ બંનેનો વિષય થનારી વસ્તુ (અશ્વ) જોકે એક છે, છતાં તેના ભાનની, જ્ઞાનની રીત જુદી હોવાથી, પ્રમાણ અને નય–અનુસાર પ્રચલિત થયેલ લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે.

જ્ઞેય પદાર્થ અખંડ છે. છતાં તેને જાણતા જ્ઞેય પદાર્થના ભેદ કરવામાં આવે છે. તેને નિક્ષેપ કહેવાય છે. તે ભેદને જાણનાર જે જ્ઞાન, તેને નય કહે છે, માનસિક વ્યાપારને નય કહેવાય છે.

નયનો નિક્ષેપ છે, નિક્ષેપના ચાર ભેદ છે, ધારો કે કોઈ મનુષ્યનું ઇંદ્ર એવું નામ પાડવામાં આવ્યું તો તે મનુષ્યને ઇંદ્રના, શુક્ર–પુરંદર, શચિપતિ, શતમુખ, સહસ્રનેત્ર, હરિ, ઈત્યાદિ ઇંદ્રના પર્યાયો વડે બોલાવાય નહિ. યથાર્થ ઇન્દ્ર, નામ તો દેવગતિમાં રહેલા ઇન્દ્રનું નામ છે. આ ઇન્દ્ર નામ તો તેના પર્યાયવાચક અન્ય નામોથી અવાચ્ય છે, પણ આ મનુષ્યના દેહ સંબંધી ધર્મનો ઇન્દ્ર નામમાં ઉપચાર કરેલો હોવાથી તે મનુષ્યને આવા સાંકેતિક શબ્દોથી બોલાવાય, એટલે નામ પૂરતું કામ છે. પરંતુ ગુણ નથી.

સ્થાપનાનિક્ષેપ, કોઈ વસ્તુમાં ઇન્દ્રની સ્થાપના કરાય, માટે તે સ્થાપના, ઇન્દ્રના અર્થથી રહિત છે. કેમ કે ઇન્દ્રના, પુરંદર, શક્ર હરિ ઇત્યાદિ પર્યાયવાચક અર્થોથી રહિત છે, માટે નામ અને સ્થાપનાનિક્ષેપ અતદ્‌ગુણ....એટલે તે બંને ગુણરહિત છે. સ્થાપના નિક્ષેપ એટલે પાષાણની મૂર્તિ કે ચિત્ર બનાવીને તેના ઉપર અધ્યાત્મની સ્થાપના કરી દેવામાં આવે, તો તે સ્થાપના પણ છાંડી દેવા યોગ્ય છે. સ્થાપના-નિક્ષેપથી આત્માની સિદ્ધિ થતી નથી, થવાની નથી અને થશે પણ નહિ, સમકિતી જીવ મૂર્તિને વંદન કરે નહિ કેમ કે તે સ્વાવલંબી થયો છે. ભાવ અધ્યાત્મમાં નિજ ગુણ સિદ્ધ થાય છે. એટલા માટે, હે મુમુક્ષુ સાધક! ભાવ અધ્યાત્મપૂર્વક ક્રિયા કરવાની છે. તેમાથી આત્મસિદ્ધિ થશે.

અધ્યાત્મની વ્યાખ્યા કરતા જ્ઞાનીઓ કહે છે કે નિજરૂપને, આત્મરૂપને જે સાધે છે, તે અધ્યાત્મ છે. અને જે ક્રિયા કરીને ચારગતિને સાધે છે, તે ભાવ અધ્યાત્મ નથી.

હવે દ્રવ્ય અધ્યાત્મમાં, ભૂતમાં કે ભાવિમાં યોગ્યતા આવી હોય, તેને દ્રવ્ય અધ્યાત્મ કહે છે, તેને છાંડો અને ભાવ અધ્યાત્મમાં રઢ લગાડો, જ્યાં આત્મવસ્તુનો વિચાર હોય, ત્યાં જ ભાવ અધ્યાત્મ છે. તેનાથી યુકત જે સાધક છે, તે જ સાચો શ્રમણ છે. બાકી તો બીજા બધાય, લબાસી છે. વાતોડિયા છે. લચપચિયા છે.

અધ્યાતમ છે વસ્તુ વિચારી, બીજા જાણુ લબાસી રે,
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતવાસી રે.
શ્રી શ્રેયાંસજીન અંતરજામી....

તથારૂપ, અધ્યાત્મરસ પરિણુત થાય, તો જ નિજ કાર્યની સિદ્ધિ થાય છે. આ પ્રમાણે તપગચ્છમાં થઈ ગયેલા મહાત્મા આનંદઘનજી મ. સા. કહી ગયા છે.

અહીં નામ નામસ્થા નિક્ષેપની વાત કરી અને તેનું સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યું, તેમાં આનંદઘનજી મહારાજની શાખ આપી, દ્રવ્ય નિક્ષેપની વાત ચાલી રહી છે. તેના ભાવભેદ ઘણા છે તે અવસરે.



## વ્યાખ્યાન નં. ૨૭

સં. ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૮ને બુધવાર, તા. ૨૩-૭-૧૯૫૮

## "દ્રવ્યનિક્ષેપનું યથાર્થ સ્વરૂપ"

ઉ. સૂત્ર અધ્યયન ૧૮ ગાથા ૧ લી, સંયતિ રાજા આદિનો અધિકાર વંચાય છે. 'नामेणं संजये नामम् ।'

કામ્પિલ્ય નગરનો રાજા મૃગયા કરવા નીકળ્યો છે. આ રાજા આટલો બધો પાપી હોવા છતાં તેની પાસે આટલી બધી સમૃદ્ધિ કેમ? 'उदीण' પૂર્વ પુણ્યનું ફળ છે. નામે સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી. નામ સંયતિ હોવા છતાં કર્તવ્ય શિકારના કરે છે, માટે તે નામે સંયતિ છે પણ ભાવે સંયતિ નથી.

નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એમ ચાર નિક્ષેપની વાત ચાલે છે. તેને સમજવા માટે પ્રમાણ નય સમજવા જોઈએ. બે પડખાને જાણનારને પ્રમાણ કહેવાય છે. એક પડખાને જાણનાર નિશ્ચયનય છે, અને બીજા પડખાને જાણનાર વ્યવહારનય છે. એ બન્ને પડખાને જાણનાર પ્રમાણ છે.

વસ્તુમાં જેટલા ધર્મ છે, તે બધાય ધર્મોને બતાવનાર અથવા બધાય ધર્મોને લગતા જેટલા અભિપ્રાયો છે, તેટલાને નયો કહેવાય છે.

તો પછી દરેક વસ્તુ અનંત ધર્માત્મક હોવાથી (ધર્માસ્તિકાય આદિ છએ દ્રવ્યો અનંત ધર્માત્મક છે.) શું નયોની સંખ્યા અનંત ન હોવી જોઈએ?

હોવી જોઈએ....નયોની સંખ્યા અનંત શા માટે હોવી જોઈએ? દરેક વસ્તુ અનંત ધર્માત્મક છે માટે...

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે...ખરેખર નયોની સંખ્યા અનંત છે. જીવે સાંભળ્યું ન હોય તેથી અધૂરું લાગે છે, અને પ્રમાણ વિના વસ્તુનું સ્વરૂપ સમજાય નહિ. અનંત એટલે અગણીત છે. તો તે અગણીત એટલે અનંત નયની સંખ્યાને કેવી રીતે જાણી શકાય? કેવી રીતે સમજી શકાય? કેવી રીતે બુદ્ધિમાં ઉતારી શકાય?

એવા પ્રશ્નો ઉદ્‌ભવે....(વળી તમે કહો છો કે નય પ્રમાણ દ્વારા જાણ્યા વિના પદાર્થનું સ્વરૂપ બરાબર સમજાય નહીં) પણ મહાન સમર્થ જ્ઞાનીઓ એનો એવો સચોટ ઉત્તર આપે છે કે....અગણાતીત નયોના સમૂહને સંક્ષિપ્ત પદ્ધતિએ ફક્ત બે નયમાં વિભક્ત કરી શકાય છે. મધ્યમ પદ્ધતિએ સાત નયમાં વિભક્ત કરી શકાય છે. ગણનાતીત નયને ત્રણ પદ્ધતિમાં વહેંચી શકાય છે. આ ત્રણ પદ્ધતિ પૈકી આપણે અહીં સંક્ષિપ્ત પહેલી જ પદ્ધતિ લઈએ.

સંક્ષિપ્ત પદ્ધતિમાં બે નય લીધા, નિશ્ચયનય અને વ્યવહારનય. હવે આ ગણનાતીત નયોને નિશ્ચયનય અને વ્યવહારનય આ બે નયોમાં વહેંચી શકાય છે. અથવા તો તે બન્ને નિશ્ચયનયના સાધનરૂપ દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય એમ બે ભાંગામાં વિભક્ત કરી શકાય છે. વહેંચી શકાય છે. હવે તાત્વિક એટલે પરમાર્થિક અર્થને ગ્રહણ કરનારો નય તેનું નામ તે નિશ્ચયનય. આને પરમાર્થિક નય, તાત્વિકનય અથવા દ્રવ્યાર્થિક નય પણ કહેવાય છે.

હવે બીજો લૌકિક એટલે વ્યાવહારાદિક એવા અર્થને ગ્રહણ કરનારો નય તે વ્યવહારનય છે. તેને પર્યાયાર્થિકનય પણ કહેવાય છે.

હવે દ્રવ્યનો નિશ્ચય કરનાર નય તે દ્રવ્યાર્થિકનય છે. અખંડ, અભેદ, ધ્રુવત્વ ધરતું દ્રવ્યનો નિશ્ચય કરનાર નય તે દ્રવ્યાર્થિક નય છે.

જ્યારે પર્યાય તરફ, ભંગ તરફ, અવસ્થા તરફ વિશેષ ધ્યાન આપનાર નય તે પર્યાયાર્થિકનય છે. વ્યવહારનય છે.

હવે જ્ઞાનનું ગૌરવ માત્ર પ્રતિપાદન કરનાર તે જ્ઞાનનય છે. જ્યારે ક્રિયાની મહત્તા સિદ્ધ કરવાને મથતો નય તે ક્રિયાનય છે. (જ્ઞપ્તિ ક્રિયા, જાણગ ક્રિયા, શુભાશુભ ક્રિયા આને કહેવાય એમ જ્ઞાનનય બતાવે છે) હવે વિશેષતઃ અર્થ તરફ દૃષ્ટિ ફેંકનારો નય તે અર્થ નય છે. ત્યારે મુખ્યતઃ શબ્દ તરફ નજર કરનાર નય તે

શબ્દનય છે. ટૂંકમાં દરેક નયનો વિષય હોય છે. કોઈ નયનો વિષય દુનિયામાં નથી એમ નહિ. બે નકારે એક હકાર થાય છે.

હવે સમજવાનું શું છે? નિશ્ચયનયનો વિષય અનંત ગુણપીંડ, અભેદ એવા એક આત્માને જાણવો તે છે. તેને પછી પારમાર્થિકનય, તાત્ત્વિકનય, દ્રવ્યાર્થિક-નયનો વિષય કહો, છતાં તે બધા એકાર્થ વાચક છે. હવે તે નયના અવલંબનથી વિભાવ પર્યાયનો વ્યય થાય છે, અને સ્વભાવ પર્યાયનો ઉત્પાદ થાય છે, (વિભાવ પર્યાય તે રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ, પાપના પરિણામ તે છે.) વીતરાગ સ્વભાવ ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગાદિકનો નાશ થાય છે, અને–વીતરાગતાની પ્રાપ્તિ થાય છે. નિશ્ચયનય આદરણીય છે, કેમ કે નિશ્ચયનય વિષય મૂળ વસ્તુ સ્વરૂપ છે.

મૂળ વસ્તુ સ્વરૂપના અવલંબનથી જ અશુદ્ધતાનો નાશ થાય છે....અથવા થઈ જાય છે. નિશ્ચયનયનો વિષયવસ્તુનું ત્રિકાળી ટકનાર સ્વરૂપ છે. માટે તે નય આદરણીય છે.

હવે વ્યવહારનયનો વિષય, પર્યાયાર્થિક નયનો વિષય, વસ્તુનું ત્રિકાળ ટકનાર સ્વરૂપ તે નથી, પરંતુ વસ્તુની જે વર્તમાન સ્થિતિ થાય છે, તે છે. તે સ્થિતિ તે જ વ્યવહારનયનો વિષય છે, (સમયે સમયે પલટયા કરે છે તે પર્યાય છે.) વ્યવહાર-નયનો વિષય જે સમયે સમય રાગ થાય, જે પુણ્યના પરિણામ થાય, અને એમાં જે જે નિમિત્ત હોય, અધૂરો કે પૂરો પર્યાય....તેના જે જે ભેદ પડતા હોય....તેને જાણી લેવા....અધૂરો પર્યાય, પૂરો પર્યાય, કે રાગ, પુણ્યના પરિણામ હોય તેને જેમ છે તેમ જાણી લેવા એટલો જ વ્યવહારનયનો વિષય છે.

પ્રશ્ન :–હેય કે ઉપાદેય?

ઉત્તર :–ભાઈ! પહેલાં વ્યવહારમાં તો આવ....પછી નિશ્ચયમાં આવજે. નિશ્ચયમાં આવીં જઈશ તો તે વ્યવહાર તેની મેળે છૂટી જશે. પણ હજી વ્યવહારનાં ઠેકાણાં નથી, મારી પર્યાય અધૂરી છે કે પૂરી? તે જાણતો નથી....અને હેય....હેય....કર્યા કરે છે, ત્યારે તને પાપ જ બંધાયને?

વર્તમાન મારી પર્યાય અધૂરી છે કે પૂરી? શું વિકાર છે? વિકાર છે તો તે કેટલો વિકાર છે? તને જાણ્યા વિના કયાં જશે? તેને જાણનારો વ્યવહારનય છે. એને જાણ્યા વિના છૂટકો નથી. તમને ત્યાંને ત્યાં પડયા રાખવા નથી, પણ ત્યાંથી ઉપાડીને ત્રિકાળી સ્વરૂપના ઘરમાં લઈ જવાના છે. હું મારા ઘરમાં જઉં અને તમે તમારા ઘરમાં જાઓ. તમારા ઘરમાં જવા માટે વ્યવહારે ચાલો મારી સાથે, તેની ના નથી.

સાધક અવસ્થામાં જે જે શુભાશુભ પરિણામ થાય....ચોથા ગુણસ્થાનકવાળો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જીવ લડાઈના મેદાનમાં જાય અને લડાઈ પણ કરે....અને પાંચમા ગુણસ્થાનકવાળો દેશવિરતિ સમ્યગ્દૃષ્ટિ શ્રાવક પૌષધશાળામાં જઈને પોષો કરે કે

શ્રાવકની પડિમા વહન કરીને પૌષધશાળામાં જઈને બેઠો હોય....અને જ્ઞાન, દર્શન ચારિત્ર્યની ઊણી પર્યાય હોય, અને હજી પૂર્ણ પર્યાય પ્રગટ ન થઈ હોય....તે વગેરેને ....જેમ છે તેમ જાણી લેવું તથા તે તે ભૂમિકામાં જે જે નિમિત્તો હોય તે તે નિમિત્તોને જાણી લેવા તે બધોય વ્યવહારનયનો વિષય છે.

ઊણી પર્યાયને નહિ જાણે તો પૂર્ણ પર્યાયને પ્રગટ કરવાનો પુરુષાર્થ કરશે કોણ? માટે ભાઈ! ઊણી પર્યાયને જાણ....પણ હેય....હેય....ન કર. તેને જાણીને પૂર્ણ પર્યાય પ્રગટ કરવાનો પુરુષાર્થ કર, હજી મારી પર્યાય પૂર્ણ નથી થઈ, તેથી તેમાં દેવ, ગુરુ, ધર્મનું નિમિત્ત છે, તેને જાણવાનો વિષય વ્યવહારનયનો છે. વર્તમાન વસ્તુની જે સ્થિતિઓ છે તે સ્થિતિઓને જાણી લેવી તેટલું જ વ્યવહારનયનું પ્રયોજન છે.

તે (વ્યવહાર) નયના અવલંબનથી અશુધ્ધ પર્યાયનો નાશ થતો નથી; કારણ કે વર્તમાન પર્યાય પૂરતો જ વ્યવહારનયનો વિષય છે. વર્તમાન પર્યાયના આશ્રયે ત્રિકાળ ટકતા દ્રવ્યની અશુદ્ધ પર્યાયનો નાશ થાય નહિ; પરંતુ ત્રિકાળ ટકતા દ્રવ્યના આશ્રયે તેનો નકાર કરે તો અશુદ્ધ પર્યાયનો નાશ થાય માટે નિશ્ચયનય આદરણીય છે, અને વ્યવહારનય જાણવા યોગ્ય છે. માટે વ્યવહારથી જાણીને નિશ્ચયનય આદરણીયમાં જતો રહે.

જ્ઞાન, દર્શન, ચારિત્રની ઊણી પર્યાય હોય, શુભાશુભ પરિણામ હોય, ગૃહસ્થદશા હોય, મુનિદશા હોય, પ્રમત્ત, અપ્રમત્ત, સમ્યક્ દર્શનરૂપ પર્યાય પણ હોય. એ તદ્દન નાસ્તિક રૂપ નથી. ગણધર ગૌતમને જ્ઞાનાદિકની ઊણી પર્યાય છે. તે બધુય હોય ખરું, પણ તે તદ્દન નાસ્તિકરૂપ નથી. માટે વ્યવહારનય જે રીતે છે તેને તે રીતે બરાબર જાણે છે. એ રીતે વ્યવહારનયનો વિષય છે. હવે તે વ્યવહારનયનો વિષય વસ્તુની સ્થિતિ જે જે રીતે હોય તે તે રીતે જાણી લેવાની છે.

વર્તમાન અંશને જાણી લેવાનો વિષય વ્યવહારનયનો અને ત્રિકાળ ટકતા ધ્રુવત્વ ધરતા દ્રવ્યને જાણી લેવાનો વિષય નિશ્ચયનયનો છે. વસ્તુ પોતે જ દ્રવ્ય અને પર્યાયરૂપ એમ બે પડખામાં ઝૂલતી જ છે. માટે બન્નેનું જ્ઞાન તે પ્રમાણજ્ઞાન છે. તેના ધોધમાંથી ક્રમે ક્રમે વહેતો પ્રવાહ તે નય છે. નય અને પ્રમાણના અનુસારે પ્રચલિત લોકવ્યવહારને નિક્ષેપ કહેવાય છે.

તે નિક્ષેપના ચાર ભેદ છે. નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ. તે અંશને, તે ભેદને જાણનાર જે જ્ઞાન તેને વ્યવહારનય કહેવાય છે. અખંડ પદાર્થને જાણકારને નિશ્ચયનય કહેવાય છે. અને પદાર્થ પોતે દ્રવ્ય અને પર્યાય એ બન્ને પડખાવાળો છે. માટે તે બન્ને પડખાઓને જાણનારું જ્ઞાન તે પ્રમાણજ્ઞાન છે. (તમારા સંસારમાં પણ પ્રમાણ અને નય વિનાનું જ્ઞાન હોતું નથી)

વ્યવહાર ક્યાં સુધી રહેતો હશે?

બારમા ગુણસ્થાનકના અંત સુધી વ્યવહાર હોય છે. સાતમા ગુણસ્થાનકે જે વ્યવહાર છઠ્ઠા ગુણસ્થાનકે ન હોય કારણ કે છઠ્ઠા ગુણસ્થાનકે બુદ્ધિપૂર્વકનો જે વ્યવહાર હોય તેવો વ્યવહાર સાતમા ગુણસ્થાનકે ન હોય.

નિક્ષેપમાં ચાર ભેદ છે. નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ.... નામ અને સ્થાપના-નિક્ષેપનું સ્વરૂપ કહેવાઈ ગયું છે. હવે દ્રવ્યનિક્ષેપ અને તેનું સ્વરૂપ કહેવાય છે.

દ્રવ્યનિક્ષેપ એટલે વર્તમાનથી અન્ય, એટલે કે વર્તમાનથી અતીત તથા અનાગત (અતીત એટલે ગયેલો કાળ, અનાગત એટલે આવતો કાળ, ભવિષ્યકાળ) પર્યાયથી, દશાથી વસ્તુને વર્તમાનમાં કહેવી તેને દ્રવ્યનિક્ષેપ કહેવાય છે. આ દ્રવ્યનિક્ષેપનું લક્ષણ બાંધી દીધું. જેમ કે.... આમાં મોક્ષની લાયકાત છે; જ્ઞાનીના જ્ઞાનમાં, આ જીવમાં કે આમાં મોક્ષની લાયકાત છે એમ જણાયું, યોગ્યતા છે એમ જણાયું. તે લાયકાત કે યોગ્યતા જોઈને વર્તમાનમાં તેને મોક્ષ કહી દેવો તે દ્રવ્ય નિક્ષેપ છે.

બીજી રીતે વસ્તુમાં જે અવસ્થા વર્તમાનમાં પ્રગટ નથી, પણ તેમાં યોગ્યતા જોઈને ભૂતકાળમાં થયેલ અથવા ભાવી કાળે થનાર એ અવસ્થાથી વસ્તુને વર્તમાનમાં કહેવી તે દ્રવ્યનિક્ષેપ છે. બ્રિટીશ સરકારનું રાજ્ય ચાલતું હતું, ત્યાંની પ્રજાએ કોઈને રાજા કરીને બેસાડી દીધો. પણ તે રાજાએ રાજ્યનો કે પ્રજાનો ગુનો કર્યો તો તેને પ્રજાએ પદભ્રષ્ટ કર્યો. તો તે વર્તમાન રાજા નથી પણ પૂર્વરાજા હતો તો તેને ભૂતદ્રવ્ય નિક્ષેપે વર્તમાનમાં રાજા કહેવો તે ભૂતદ્રવ્યનિક્ષેપ છે. રાજપુત્રમાં રાજા થવાની લાયકાત જોઈએ તેને વર્તમાનમાં રાજા તરીકે ઓળખવાનો જે વ્યવહાર તે દ્રવ્યનિક્ષેપ. અથવા જે એકાદ ભવમાં મોક્ષદશા પ્રગટ કરવાના છે તેને વર્તમાનમાં સિદ્ધ પરમાત્મા કહેવા અથવા તીર્થંકર પદે, તેરમા ગુણસ્થાનકે હજી પહોંચ્યા નથી તેને જન્મ કલ્યાણક વખતે તીર્થંકર સમજીને ઇન્દ્રો, દેવો, ઇન્દ્રાણીઓ વગેરે તેમના જન્મનો ઉત્સવ કરે છે, તે ભાવિ દ્રવ્યનિક્ષેપ કહેવાય છે. ભવિષ્યમાં તે તીર્થંકરપદે તેરમા ગુણસ્થાનકે આવવાના છે. આવતી ચોવીસીમાં પ્રથમ તીર્થંકર થનાર શ્રેણિક રાજાનો જીવ વર્તમાનમાં પ્રથમ નારકક્ષેત્રે છે. છતાં વર્તમાનમાં તેમને તીર્થંકર કહેવા તે ભાવિ દ્રવ્યનિક્ષેપ છે. અને મગધ દેશના રાજાપણે ઓળખવા કે ઓળખાવવા તે ભૂત દ્રવ્યનિક્ષેપ છે. (આ કાંઈ ન હો ને તીર્થંકરપણે ઓળખાવવું તે શું તમારા જેવાને છાજે છે?) કારણ કે બંને પ્રકારનો ભાવ વર્તમાનમાં પ્રગટ નથી, પણ શક્તિરૂપ યોગ્યતા છે, તેનો વર્તમાનમાં આરોપ કરીને ઓળખવાનો વ્યવહાર છે. શ્રેણિક રાજાને વર્તમાનમાં દ્રવ્યનિક્ષેપે તીર્થંકર કહેવાય છે. તે ભાવિ દ્રવ્યનિક્ષેપે તીર્થંકર કહેવાય છે.

હવે સમ્યક્દર્શન પ્રગટ થવા પહેલાં ધીમે ધીમે પાપભાવ ટાળીને, તીવ્રક્રોધ, તીવ્રમાન, તીવ્રમાયા, તીવ્રલોભને ટાળીને, અધર્મ, અનીતિ, વિષય, કષાય, કુદષ્ટિ,

ભોગની દૃષ્ટિ, વિશ્વાસઘાતના પરિણામ, કાવાદાવા, વેરઝેર, ચાડીચૂગલી, આદિના પરિણામને ટાળીને નવતત્ત્વ, સાતનય, ચાર પ્રમાણ, ચાર નિક્ષેપોને જાણવાના શુભ વ્યવહારમાં આવ્યા પછી, એ શુભ તે હું નહિ એમ સ્વભાવના લક્ષે, વ્યવહાર શ્રદ્ધામાં રાગનો અભાવ કરીને, પાપભાવ તથા પાપના રાગનો અભાવ કરીને, અખંડ વીતરાગી સ્વભાવનું ભાન કરવું, સત્‌સ્વરૂપી આત્માની અવિરોધ વાત સાંભળીને સત્‌નો આદર કરવો તે શું છે? ભવિષ્યનો સમકિતી છે. તે વીતરાગ થવાનો જ છે, એ પ્રમાણે જેણે સત્‌ની સાચી જિજ્ઞાસા કરી તેને વર્તમાનમાં સમ્યક્‌દર્શન ન હોવા છતાં સમ્યક્‌દૃષ્ટિ કહેવો અથવા વીતરાગ થવાની લાયકાત જોઈને વર્તમાનમાં વીતરાગતા ન હોવા છતાં વીતરાગી કહેવો તે ભાવિ દ્રવ્યનિક્ષેપ છે.

જ્ઞાતા શાસ્ત્રનું દ્રષ્ટાંત :—

મેઘકુમારના જીવે હાથીના ભાવમાં પાપભાવને ટાળીને, પોતાની સગવડતા જતી કરીને સસલાને સગવડતા કરી આપી, અને પોતાને જે અગવડતા આવી, તેને સમભાવે સહન કરીને સસલાને સગવડતા કરી આપી હતી. હાથી જેવું પ્રાણી અઢી દિવસ પગ ઊંચો રાખીને ત્રણ પગે ઊભો રહ્યો. અને ત્રીજા દિવસે જ્યાં પગ નીચે મૂકવા જાય છે ત્યાં પોતે પગ મૂકતાં જ પડી ગયો. એ દયામાં એવો વીરરસ આવી ગયો કે ભાવિમાં સર્વજ્ઞ ભગવાનનો ભેટો થવાનો અને જીવ સમ્યગ્‌દર્શન પામી જવાનો છે. તેને શાસ્ત્રકાર કહે છે કે....તે ભાવિ દ્રવ્યનિક્ષેપે સમકિતી છે.

જ્યારે માતાના પેટમાં આવ્યો ત્યારે તે માતાને ત્રીજા મહિને ડોળો ઉત્પન્ન થાય છે, તે ડોળો કેવો છે....? તો કહે છે કે....અદ્‌ભુત....દોહદ કહેતાં ડોળો ઊપજે છે. તેમાં આકાશમાં પંચવરણી વાદળાં થાવ, ગાજે, વીજે અને ધીમે ધીમે મેઘ વરસો, જમીન હળિયાળી થઈને અંકુરા ફૂટે, પછી ધોધમાર મેઘ વરસો, અને હું શ્રેણિક રાજાની સાથે હાથીના હોદ્દા ઉપર બેસીને વન-ક્રીડા કરવા નીકળી જાઉં. તેનો પરમાર્થ અર્થ એવો ઘટે છે કે....આકાશમાં એટલે અરૂપી આત્માના અસંખ્યાત્ પ્રદેશમાં પંચવરણી વાદળાં એટલે સર્વજ્ઞ ભગવાન વીતરાગદેવની સ્યાદ્‌વાદ, અનેકાન્ત વાણીનો વરસાદ ધીમે ધીમે મારા ઉપર વરસો....અને તે એવો વરસો કે મારા આત્માના અસંખ્યાત્ પ્રદેશમાં જ્ઞાન, દર્શન, ચારિત્રના અંકુરા ફૂટો....અને એ ફૂટેલા અંકુરા ઉપર એવો ધોધમાર વીતરાગની વાણીનો વરસાદ વરસો...કે તે અંકુરા અપ્રતિહતભાવે દૃઢ થઈ જાઓ...ત્યાર બાદ શ્રેણિક રાજાની સાથે એટલે આત્માના અસંખ્યાત્ પ્રદેશ સહિત જ્ઞાનસ્વરૂપી આત્મારૂપ હસ્તિ ઉપર આરૂઢ થઈને મોક્ષમાર્ગની ક્રીડામાં—રમતમાં એવો જામી જાઉં કે અનાદિકાળનો કષાયાગ્નિ શાંત થઈ જઈને પૂર્ણ વીતરાગભાવ પામે ને એ જ ભવે સિદ્ધત્વ દશા ને પામી જઉં.

આવો દોહદ ઊપજ્યો તે એમ સૂચવે છે કે...પૂર્વે હાથીના ભવમાં કષાયરૂપ

અગ્નિના તાપથી તપેલો પણ સસલાની દયા પાછળ વીરરસની પ્રાપ્તિમાં સમ્યગ્દર્શન પામવાની યોગ્યતા લઈને માતા ધારિણીના પેટમાં આવેલો જીવજન્મ થયા બાદ પ્રભુ વીરના ભેટા થતાં કષાય અગ્નિને ટાળીને સ્વરૂપ સ્થિરતા પામી ગયો. એટલે હાથીના ભવમાં ભાવિ દ્રવ્યનિક્ષેપે સંસાર પરિત કર્યો હતો તો મેઘકુમારના ભવે ભાવ નિક્ષેપને પામી ગયો, વસ્તુને પામી ગયો, વસ્તુના ધર્મને પામી ગયો. માટે ભાવી દ્રવ્યનિક્ષેપે મેઘકુમારના જીવને હાથીના ભવમાં સમ્યગ્દર્શન પામી અને અનંત સંસાર પરિત કર્યો તેમ કહેવું તે ભાવિ દ્રવ્યનિક્ષેપે કહેવાય છે. અને વર્તમાન પ્રભુના સમાગમે સમ્યક્ત્વને પામ્યો તેને ભાવનિક્ષેપે સમકિતી કહેવાય છે. એટલે પૂર્વે યોગ્યતા મેળવીને જે જીવ વર્તમાન સમ્યગ્દર્શન પામવાની યોગ્યતા મેળવે એમ જ્ઞાનીના જ્ઞાનમાં જણાય તો તે જીવને જ્ઞાની પણ વર્તમાન સમ્યગ્-દૃષ્ટિ કહે, અનંત સંસાર પરિત કર્યો એમ કહે, તો તે ભાવિ દ્રવ્યનિક્ષેપે કહે છે. એટલે તે જીવ જરૂર ભવિષ્યમાં ભાવનિક્ષેપે સમ્યગ્દર્શનને પામી જવાનો છે. આવો જ પાઠ શ્રી જ્ઞાતાજી સિદ્ધાંતનો સમજવો.

કેટલાક કહે છે કે....મિથ્યાત્વ દશા હતી અને માત્ર સસલાની દયા પાળવાથી સંસાર પરિત કર્યો એમ કહેનારને એ સૂત્રના પાઠના રહસ્યની ખબર નથી અને સૂત્રના વિરોધીઓ એવા આક્ષેપો કરે છે કે....સસલાની દયા તે તો પુણ્યનો પ્રકાર છે. અને પુણ્યથી અનંત સંસાર પરિત કર્યો! એમ કહીને શાસ્ત્રને થોથા કહે છે. પણ એ એમની ગંભીર ભૂલ છે. અમે તો એમ જ કહીએ છીએ કે સમ્યગ્દર્શન વિના સંસાર પરિત હોય જ નહિ, થાય જ નહિ. એ વાતને સ્થાપીને, સમ્યગ્દર્શનની યોગ્યતા પામી જનારને, વર્તમાન સમ્યગ્દર્શન પામ્યો તે ભાવિ દ્રવ્યનિક્ષેપે પામ્યો એમ કહીએ છીએ.

વર્તમાન કોઈ ભાવિ જીવ હોય અને પાપભાવ ટાળીને, નવતત્ત્વ અને તેના ભેદાનુભેદ સ્વરૂપને, ચાર નિક્ષેપોને, ચાર પ્રમાણને, સાત નય વગેરેનું સ્વરૂપ જાણે, જાણતાં....જાણતાં....ન જણાય તો, ન સમજાય તો નમ્ર ભાવે જ્ઞાનીને પૂછે અને નિર્ણય કરે. જ્ઞાનીના જ્ઞાનમાં તેની લાયકાત જણાય તો જ્ઞાની તેને ભાવિ દ્રવ્યનિક્ષેપે સમકિતી કહે છે.

ભુત અને ભાવિ પર્યાયને લક્ષમાં લઈને સમકિતી કહેવા તે ભૂત અને ભાવિ દ્રવ્યનિક્ષેપ છે. શ્રેણિક રાજાને તીર્થંકર કહેવા તે ભાવિ દ્રવ્યનિક્ષેપ છે. ચોવીસે તીર્થંકરોને વર્તમાનમાં તીર્થંકર ગણીને તેના ગુણગ્રામ કરવા, સ્તુતિ કરવી, જેમ કે "लोगस्स उज्जोयगरे" વગેરે તે ભૂત દ્રવ્ય નિક્ષેપ છે. અને ભવિષ્યમાં થનારા તીર્થંકરને તીર્થંકર કહેવા તે ભાવિ દ્રવ્યનિક્ષેપ છે.

——o——

## વ્યાખ્યાન ૨૮

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૯ને ગુરુવાર ૨૪-૭-'૫૮,

# "સાત નય ઉપર ચૌદ બોલ"

ઉ. સૂત્ર અધ્યયન ૧૯મું ગાથા ૧ લી. સંયતિ રાજા આદિનો અધિકાર વંચાય છે.

મહાન પુણ્યનો ધણી સંયતિ રાજા વર્તમાન શિકારના પરિણામમાં, પાપ પરિણામમાં વર્તી રહ્યો છે. પણ સત્તામાં એ રાજાને મહાન પુણ્ય પડેલા છે. તે રાજાને મહાન મુનિના ભેટા થવાના અને સ્વરૂપને પામી જવાનો છે. વર્તમાન નામે સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી. મુનિના સમાગમે એ રાજા ભાવનિક્ષેપે સંયતિ થશે.

નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવ એ ચાર નિક્ષેપો છે. તેને સમજવા માટે પ્રમાણ અને નય સમજવા જેવા છે. નયની ગઈકાલે ત્રણ પદ્ધતિ સમજાવી હતી.

(૧) સંક્ષિપ્ત પદ્ધતિ (૨) મધ્યમ પદ્ધતિ (૩) વિસ્તૃત પદ્ધતિ.

નય જે શબ્દના પરમાર્થ પ્રમાણે આગળને આગળ વસ્તુ સ્વરૂપ પ્રત્યે દોરી જાય તે નય. અર્થાત્ ઉત્તરોત્તર સૂક્ષ્મ વસ્તુ બોધ પ્રત્યે દોરી જાય તે નય.

તેના સાત પ્રકાર છે.

(૧) નૈગમ નય (૨) સંગ્રહ નય (૩) વ્યવહાર નય (૪) ઋજુસૂત્ર નય
(૫) શબ્દ નય (૬) સમભિરૂઢ નય (૭) એવંભૂત નય

નૈગમ નય તેના કરતાં બીજો સંગ્રહ નય એમ ઉત્તરોત્તર સૂક્ષ્મ વસ્તુ બોધ પ્રત્યે દોરી જાય....તે નય. નૈગમાદિક નય પ્રકાર એક પછી એક વધારે સૂક્ષ્મગોચર છે. ઉત્તરોત્તર વધારે સૂક્ષ્મગોચર છે. એટલે આ સાતે નયોનો પ્રયોગ વસ્તુના ઉત્તરોત્તર સૂક્ષ્મ બોધરૂપ પરમાર્થ પ્રત્યે લઈ જવાને આત્માર્થિને....જિજ્ઞાસુને અવશ્ય ઉપયોગી થઈ પડે છે. ઉપયોગી એટલે અવશ્ય ઉપકારી થઈ પડે છે....

હવે આત્માની ગુણદશારૂપ વિકાસક્રમમાં નૈગમાદિક સાતે નયોની સુંદરમાં સુંદર, રસપ્રદ અને બોધપ્રદ પરમાર્થ ઘટના જરૂર કરી શકાય છે.

શ્રીમદ્ રાજચંદ્રજીએ આ સાત નયોને સ્વઆત્મા ઉપર અદ્ભુત રીતે ઘટાવ્યા છે. તે અધ્યાત્મ નય પરિશીલનનું ઉત્તમ ઉદાહરણ પૂરું પાડે છે, તે મધ્યમ પદ્ધતિએ. [(૧) સંક્ષિપ્ત પદ્ધતિમાં બે નય (૨) મધ્યમ પદ્ધતિમાં સાત નય (૩) વિસ્તૃત પદ્ધતિમાં સાતસો નય,] આત્મામાં નૈગમાદિક સાત નયની અદ્ભુત પરમાર્થ અને નિશ્ચય ઘટના તેને એકાગ્રચિત્તે હે ભવ્ય જીવો! તમે સમજો.

શ્રીમદ્ રાજચંદ્રજીએ આત્મા ઉપર સાતેય નયો અદ્ભુત રીતિએ ઘટાવ્યા છે. આત્માના સંબંધમાં મધ્યમ પદ્ધતિએ આ સાત નયો તે પણ ચૌદ બોલમાં શ્રીમદ્ રાજચંદ્રજીએ આત્મા ઉપર ઉતાર્યા છે. તે આત્માર્થિ સાધક જીવને ખાસ ઉપયોગી હોવાથી અહીં અર્થ સાથે અને મધ્યમ પદ્ધતિએ સમજાવવામાં આવે છે.

સાત નયો ચૌદ બોલમાં ઉતાર્યા છે....તે સમજાવે છે. તેને તમે સમજો.

(૧) હે જીવ! તું એવંભૂત દૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર.

(૨) હે જીવ! તું ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભુત સ્થિતિ કર.

(૩) હે જીવ! તું નૈગમ દૃષ્ટિથી એવંભુત પ્રાપ્તિ કર.

(૪) હે જીવ! તું એવંભૂત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.

(૫) હે જીવ! તું સંગ્રહ દૃષ્ટિથી અવંભૂત થા.

(૬) હે જીવ! તું એવંભૂત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.

(૭) હે જીવ! તું વ્યવહાર દૃષ્ટિથી એવંભુત પ્રત્યે જા.

(૮) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી વ્યવહાર વિનિવૃત્તિ કર.

(૯) હે જીવ! તું શબ્દ દૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.

(૧૦) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર.

(૧૧) હે જીવ! તું સમભિરૂઢ દૃષ્ટિથી એવંભુત અવલોક.

(૧૨) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર.

(૧૩) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી એવંભુત થા.

(૧૪) હે જીવ! તું એવંભુત સ્થિતિથી એવંભુત દૃષ્ટિ શમાવ.

આ ચૌદ બોલ સાત નયોની ગહન અર્થઘટનાવાળા છે. શ્રીમદ્‌ના આ ચૌદ બોલનો આશય પરમ ગંભીર છે. આ નયસૂત્રના ચૌદ બોલનો જે પરમાર્થ છે તે વિચારવા અર્થે છે. પરમાર્થમાં જામી જવા માટે જ છે. એને સમજીને સ્વરૂપમાં ઠરી જશે તે જીવનું કલ્યાણ થઈ જશે.

હવે એક એક બોલના અર્થ સમજાવે છે.

**(૧) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર.**

એટલે જેવા પ્રકારે શુદ્ધ નિશ્ચયથી આત્માની એવંભુત નય એટલે શુદ્ધ સ્વરૂપ સ્થિતિ છે, તે દૃષ્ટિ લક્ષમાં રાખીને ઋજુસૂત્ર પણે એટલે વર્તમાન પર્યાયમાં તથા પ્રકારે હે જીવ! એકવાર તો સ્થિતિ કર. (કે જે ભાવ નિક્ષેપોનો વિષય છે અને ભાવ નિક્ષેપનો વિષય ઋજુસૂત્ર કરે છે.) હે જીવ! તું તારા પોતાના એટલે કે વર્તમાનમાં શુદ્ધ સ્વરૂપમાં તું વર્ત....લક્ષ કર.

**(૨) હે જીવ! તું ઋજુસૂત્ર દૃષ્ટિથી એવંભુત સ્થિતિ કર.**

એટલે વર્તમાન પર્યાયની એટલે ઋજુસૂત્રની દૃષ્ટિએ પણ જેવા પ્રકારે આત્માનું એવંભુત એટલે શુદ્ધ નિશ્ચય સ્વરૂપ છે તેવા પ્રકારે સ્થિતિ કર. અથવા વર્તમાન વ્યવહાર રૂપ આચરણની દૃષ્ટિએ પણ જેવું શુદ્ધ આત્માનું સ્વરૂપ છે તેવી સ્થિતિ કર. એટલે શુદ્ધ સ્વરૂપસ્થ થા. સાધક દૃષ્ટિ દ્વારા તારા સાધ્યમાં ઠરી જા. સ્થિતિ કર.

**(૩) હે જીવ! તું નૈગમ દૃષ્ટિથી એવંભુત પ્રાપ્તિ કર.**

નૈગમ દૃષ્ટિથી એટલે કે જેવા પ્રકારે ચૈતન્ય લક્ષણથી આત્મા લોક પ્રસિદ્ધ વ્યવહારથી વ્યવહારાય છે, તે દૃષ્ટિથી તે દૃષ્ટિ લક્ષમાં રાખી, એવંભૂત શુદ્ધ ચૈતન્ય સ્વરૂપે સ્થિતિ કર, અથવા નૈગમ એટલે જેવા પ્રકારે વીતરાગ ભક્તિ, ગુરુભક્તિ, ધર્મભક્તિ, યમ, નિયમ, તપ, ત્યાગ, વૈરાગ્ય, મોક્ષ સાધક વ્યવહાર લોક પ્રસિદ્ધ છે, એટલે એવા પ્રકારે તું થા. આ લોક પ્રસિદ્ધ મોક્ષસાધક વ્યવહાર આચરીને પણ નિરંતર એવંભુત આત્મસ્વરૂપ યથોક્ત પામવાનો જ લક્ષ રાખ. માટે હે જીવ! હવે તું પૂર્ણ છો એવી સંકલ્પ દૃષ્ટિ વડે એ પૂર્ણતાને પ્રાપ્ત કર.

**(૪) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.**

એટલે એવંભુત દૃષ્ટિથી સાધ્ય એવા શુદ્ધ આત્મસ્વરૂપને નિરંતર લક્ષમાં રાખીને, નૈગમથી ચૈતન્ય લક્ષણ આત્માને–વિશુદ્ધ કર. અથવા લોકપ્રસિદ્ધ મોક્ષ સાધક વ્યવહારને વિશુદ્ધ કર. એટલે પૂર્ણ દૃષ્ટિથી અવ્યકત અંશ તેને તું વિશુદ્ધ કર.

**(૫) હે જીવ! તું સંગ્રહ દૃષ્ટિથી એવંભુત થા.**

એટલે સામાન્યગ્રાહી એવા સંગ્રહનયની દૃષ્ટિથી એવંભુત થા. સંગ્રહનયની દૃષ્ટિની અપેક્ષાએ સર્વ જીવ સત્તાથી સિદ્ધ સમાન છે.

સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;
સદ્‌ગુરુ આજ્ઞા, જિન દશા, નિમિત્તકારણમાંય.

અહીં આપણે એક જ પદ લેવાનું છે. 'સર્વ જીવ છે સિદ્ધસમ' આ દૃષ્ટિને લક્ષમાં રાખી એવંભૂત થા. અર્થાત્ જેમ આત્મસ્વરૂપ છે તેવી સ્થિતિને પામેલો તો થા. જેમ છે તેમ .... જ્યાં છે ત્યાં... જેમ આત્મસ્વરૂપ છે તેવી સ્થિતિને પામેલો તો થા. એવો સ્વરૂપસ્થ થા. એવો તું થા. એટલે ત્રિકાળી દૃષ્ટિથી પૂર્ણ શુદ્ધ પર્યાય પ્રગટ કર.

**(૬) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.**

(આ ચૌદ બોલમાં સર્વ દૃષ્ટિ આવી જાય છે. પંદરમી કોઈ દૃષ્ટિ નથી). એવંભુત...યથાર્થ...જેવું યથાસ્થિત શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે....તેવી દૃષ્ટિથી તે અપેક્ષા દૃષ્ટિ સન્મુખ રાખીને સંગ્રહ અર્થાત્ જે પોતાના સ્વરૂપની સત્તા છે, તે દૃષ્ટિને સન્મુખ

રાખીને તારા સ્વરૂપની સત્તાને વિશુદ્ધ કર. એટલે કે...શુદ્ધ નિશ્ચય સ્વરૂપ લક્ષમાં રાખીને તેને અનુકૂળ શુદ્ધ વ્યવહારનું અનુષ્ઠાન કર.

એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત.

એવું તું અનુષ્ઠાન કર કે જેથી કરીને....જે સાધન વડે કરીને એવંભુત આત્મારૂપ સાધ્ય સિદ્ધિ થાય. એટલે નિશ્ચય દષ્ટિથી સત્તાને વિશુદ્ધ કર.

**(૭) હે જીવ! તું વ્યવહાર દષ્ટિથી એવંભુત પ્રત્યે જા.**

એટલે પરમાર્થસાધક વ્યવહાર દષ્ટિથી એવંભુત પ્રત્યે જા. એટલે તારા પોતાના શુદ્ધ સ્વરૂપ પ્રત્યે તું ચાલ્યો જા; કારણ કે સર્વ વ્યવહાર સાધનનું એક જ સાધ્ય સ્વરૂપ સિદ્ધિ છે. એટલે ભેદ દષ્ટિમાં આવીને અભેદ પ્રત્યે લક્ષ રાખીને હવે તું અભેદ પ્રત્યે ચાલ્યો જા.

**(૮) હે જીવ! તું એવંભુત દષ્ટિથી વ્યવહાર વિનિવૃત્તિ કર.**

એવંભૂત એટલે નિશ્ચયરૂપ શુદ્ધ સ્વરૂપ દષ્ટિ લક્ષમાં રાખીને વ્યવહાર નિવૃત્તિ કર.

સંયમના હેતુથી યોગ પ્રવર્તના,
સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધિન જો:
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતિ સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?

એવી ઉત્તરોત્તર ચઢતી આત્મદશા ઉત્પન્ન કરતો જા.... કે જેથી પછી વ્યવહાર સાધનની વિનિવૃત્તિ થાય. એટલે અપેક્ષા ન રહે; કારણ કે પ્રશસ્ત વ્યવહાર નિશ્ચયની સિદ્ધિને માટે છે. તેની સિદ્ધિ થતી જાય છે તેમ તેમ વ્યવહારની નિવૃત્તિ થતી જાય છે. એટલે અભેદ દષ્ટિથી ભેદને નિવૃત્ત કર.

**(૯) હે જીવ! તું શબ્દ દષ્ટિથી એવંભુત પ્રત્યે જા.**

શબ્દ દષ્ટિથી એટલે આત્મ શબ્દના ખરેખરા અર્થમાં એવંભુત એટલે શુદ્ધ આત્મસ્વરૂપ પ્રત્યે જા. દાખલા તરીકે જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રત્યે ગમન, જ્ઞાનાદિક પ્રત્યે પરિણમન (એ ત્રણે પ્રત્યે પરિણમન) કરે તે આત્મશબ્દનો અર્થ છે. આ શબ્દની યથાર્થ દષ્ટિ લક્ષમાં રાખીને એવંભુત પ્રત્યે ચાલ્યો જા....એટલે શુદ્ધ આત્માને પામ.

**(૧૦) હે જીવ! તું એવંભુત દષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર.**

એવંભુત એટલે શુદ્ધ સ્વરૂપલક્ષી દષ્ટિ. હવે શબ્દને યથાર્થરૂપ, આત્મા નામધારી શબ્દને 'પોપટલાલભાઈ' 'કેવળદાસભાઈ' વગેરે નિર્વિકલ્પ કર. અર્થાત્ આત્મ સિવાય જ્યાં બીજો કોઈ પણ વિકલ્પ વર્તતો નથી એવો આત્માને કરી લે નિર્વિકલ્પ. આત્મ-

જ્ઞાનને એટલે શુક્લધ્યાનને પામ. એટલે નિશ્ચય દૃષ્ટિથી શબ્દના રહસ્યભૂત પદાર્થમાં હવે તું નિર્વિકલ્પ થા.

**(૧૧) હે જીવ! તું સમભિરૂઢ દૃષ્ટિથી એવંભુત અવલોક**

હવે સમભિરૂઢ એટલે સમ એટલે સમ્યક્‌પણે અભિરૂઢ એટલે આરૂઢ થઈને નિશ્ચય સ્વરૂપને સાધ. નિશ્ચય સ્વરૂપની સાધનામાં સમ્યક્ પ્રકારે અભિરૂઢ એટલે ઊંચે ચઢેલા....એટલે ઊંચા ગુણસ્થાનકની સ્થિતિને પામેલા....એવંભુત એટલે જેવા પ્રકારે આત્મસ્વરૂપ છે તેને તું અવલોક....જો....**पश्य**....એટલે જો....દેખ....કારણ કે સમભિરૂઢ સ્થિતિવાળાને પ્રત્યક્ષ પ્રગટ એવંભુત એટલે આત્મદર્શન, કેવળદર્શન થાય છે. સાધક અવસ્થાના આરૂઢભાવથી નિશ્ચયને જો.

**(૧૨) હે જીવ! તું અવંભુત દૃષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર.**

એવંભુત એટલે શુદ્ધ આત્મસ્વરૂપની સ્થિતિથી સમભિરૂઢ એટલે આત્મસ્વરૂપમાં અત્યંત આરૂઢ એવી પરમ યોગદશાસંપન્ન સ્થિતિ કર. સ્વરૂપ આરૂઢ થા. યોગરૂપ સ્થિતિ કર. નિશ્ચય દૃષ્ટિથી સમસ્વભાવ પ્રત્યે આરૂઢ સ્થિતિ કર.

**(૧૩) હે જીવ! તું એવંભુત દૃષ્ટિથી એવંભત થા.**

એવંભુત દૃષ્ટિથી એટલે શુદ્ધ આત્મસ્વરૂપની સ્થિતિની દૃષ્ટિને લક્ષમાં રાખીને એવંભુત થા. એટલે એ જ મય થઈ જા. એટલે શુદ્ધ આત્મસ્વરૂપમાં જેણે સ્થિતિ કરી છે. એવો સ્વરૂપસ્થિતિ થઈ જા. એટલે નિશ્ચય દૃષ્ટિથી નિશ્ચયરૂપ થા. પરમાર્થ દૃષ્ટિથી પરમાર્થરૂપ થા. ગુણ દૃષ્ટિથી ગુણરૂપ થા.

**(૧૪) હે જીવ! તું એવંભુત સ્થિતિથી એવંભુત દૃષ્ટિ શમાવ.**

(એટલે પરમાર્થથી પરમાર્થ પ્રત્યે જા....ગુણથી ગુણ પ્રત્યે જા.) એટલે આવા પ્રકારે એવંભુત સ્થિતિથી યથા સ્થિતિ શુદ્ધ આત્મસ્વરૂપ સ્થિતિ એવંભુત અર્થાત્ આત્મસ્વરૂપ સ્થિતિની દૃષ્ટિ શમાવ. અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપ જે તારું સાધ્ય....ધ્યેય છે. સાધ્ય....લક્ષ છે. તે શુદ્ધ સહજાત્મ સ્વરૂપમાં તો તું હવે સ્થિતિ થઈ જા. એટલે હવે જુદી એવી એવંભુત દૃષ્ટિ રહે નહિ.

દૃષ્ટિ અને સ્થિતિ બન્ને એકરૂપ એકાકાર થઈ ગયા છે. એકમેકમાં સમાઈ ગયા છે. ઓતપ્રોત થઈ ગયા છે. હવે તેનું અલગ જુદું ગ્રહણ કરવાપણું રહ્યું નથી. દૃષ્ટિ પ્રમાણે તેં તારી સૃષ્ટિ ઉત્પન્ન કરી લીધી છે.

માટે હે પરમ બ્રહ્મ! હવે તે એવંભુત દૃષ્ટિને પણ શમા ી દે; કારણ કે તું તે જ છે. દૃષ્ટિ અને સ્થિતિ એ બંનેની એકરૂપતા રૂપ પરમશુદ્ધ નિશ્ચયરૂપ એ જ પરમયોગદશાને તું પામ્યો છું. એટલે નિશ્ચય દૃષ્ટિથી નિશ્ચયના વિકલ્પને શમાવી દે. ગુણદૃષ્ટિથી ગુણના વિકલ્પને શમાવી દે. પરમાર્થદૃષ્ટિથી પરમાર્થના વિકલ્પને શમાવી દે.

ઇત્યાદિક અધ્યાત્મ નયનું યત્કિંચિત્‌માત્ર દિગ્‌દર્શન કરાવ્યું.

## વ્યાખ્યાન નં. ૨૯

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૧૦ને શુક્રવાર તા. ૨૫-૭-૫૮

## "જ્ઞાન પ્રમાણ થયું ક્યારે કહેવાય?"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા ૧લી. સંયતિ રાજા આદિનો અધિકાર.

કામ્પિલ્ય નગરીના રાજા સંયતિ....નામે સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી. કર્તવ્ય શિકારના કરી રહ્યો છે. નામે સંયતિ હોય પણ ગુણે સંયતિ ન હોય. માટે નામ પૂરતું કામ છે.

નિક્ષેપનું સ્વરૂપ સમજવા માટે પ્રથમ પ્રમાણ અને નયનું સ્વરૂપ સમજવું જોઈએ. ગઈકાલે સાત નયના ચૌદ ભેદ સમજાવ્યા. હવે આજે અનંત નયના સમુદાય રૂપ પ્રમાણને સમજાવે છે.

કોઈ કહે છે કે અમારું જ્ઞાન પ્રમાણ થયું છે. એમ કહેનારને જ્ઞાની કહે છે કે ભાઈ! ધીરો થા. જો તારું જ્ઞાન પ્રમાણ થયું હોય તો તારા જ્ઞાનનું પર તરફ જે વલણ છે, તે વલણને વાળીને સ્વ તરફ શું તારા જ્ઞાનનું વલણ થયું છે કે નહિ? જો જ્ઞાનનું વલણ સ્વ તરફ થયું ન હોય અને કહે કે અમારું જ્ઞાન પ્રમાણ થયું છે, તો તેની વાત તદ્દન સાચી ન ગણાય.

જ્ઞાન પ્રમાણ થયું ક્યારે કહેવાય? એકરૂપ જ્ઞાયક સ્વભાવ તે હું છું. એમ મતિ-શ્રુત જ્ઞાનને એકરૂપ પોતાના જ્ઞાયક સ્વભાવમાં વાળીને......અને તે મતિ-શ્રુત જ્ઞાન સ્વભાવમાં એકતા કરે....ત્યારે પ્રમાણ જ્ઞાન થાય છે. (તે સિવાય મિથ્યાજ્ઞાન છે. અને જ્યાં સુધી મિથ્યાજ્ઞાન છે ત્યાં સુધી તે જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય નહિ) અને તે જીવનું મતિ-શ્રુત જ્ઞાન તે સમ્યક્જ્ઞાન છે. હવે આ મતિ-શ્રુત જ્ઞાન પણ અતિન્દ્રિય છે. અને આવું અતિન્દ્રિય મતિ-શ્રુત જ્ઞાન જ કેવળજ્ઞાનનું કારણ છે. પ્રમાણજ્ઞાન જ કેવળજ્ઞાન અને કેવળદર્શનનું કારણ છે. કેવળજ્ઞાન સંપૂર્ણ અતિન્દ્રિય જ્ઞાન છે.

મતિ-શ્રુત જ્ઞાનને સ્વસન્મુખ કરવા....સ્વભાવસન્મુખ કરવા તે જ આત્માના અનુભવનો ઉપાય છે. (કોઈ પણ જીવ જ્ઞાન વિનાનો નથી. નિગોદમાં પણ અક્ષરના અનંતમાં ભાગનો જ્ઞાનનો ઉઘાડ હોય છે.) ત્રિકાળ ચૈતન્ય સ્વભાવ તે જ આત્મા છે. ત્યાગ-વૈરાગ્યમાં ટકીને, સત્પુરુષના સમાગમે તેમની ભક્તિનો ભાવ ઉછાળીને, ત્રિકાળી ચૈતન્ય સ્વભાવ તે આત્મા છે એમ સમજાય, અને તેને સમજીને અંતરસ્વભાવમાં જે મતિ-શ્રુત જ્ઞાન વડે વળે છે, તે જ્ઞાનને આત્મા કહ્યો છે. તે જ મતિ-

શ્રુત જ્ઞાનપર્યાય છે. તે પર્યાય પોતાના સ્વભાવ તરફ વળે તેને આત્મા કહ્યો છે. કેમ કે તે જ્ઞાન આત્મા સાથે અભેદ થાય છે, જે જ્ઞાન આત્મા સાથે અભેદ થાય છે; તે જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે.

જ્યાં સુધી જે જ્ઞાન આત્મા સાથે અભેદ થાય નહિ અથવા અભેદ થવાની લાયકાત જ્ઞાનમાં આવી નથી; ત્યાં સુધી તે મિથ્યાજ્ઞાન છે. તેને અમે પ્રમાણજ્ઞાન કહેતા નથી. ત્રિકાળ સ્વભાવ સાથે અભેદ કરીને, એકતા કરીને, જે અવસ્થા પ્રગટે છે, તે જ જ્ઞાનને ભગવાન શ્રી મહાવીર દેવ પ્રમાણજ્ઞાન, સમ્યક્‌જ્ઞાન, સાચું જ્ઞાન કહે છે.

ત્રિકાળ ચૈતન્ય સ્વભાવનો આશ્રય કરીને જે ભાવ શ્રુતજ્ઞાન થાય છે. તે આત્મામાં એકતા ક્રમે ક્રમે વધી વધીને કેવળજ્ઞાન પ્રગટ કરે છે. ત્રિકાળી ચૈતન્ય સ્વભાવ અષ્ટ કર્મ અને કર્મના ફળ સંયોગે કરી વર્તમાન વર્તતી દશામાં રાગીદ્વેષી થતો દેખાય છે તેનાથી પણ આત્મા ભિન્ન છે. ક્ષણિક પર્યાય જેટલો ત્રિકાળી સ્વભાવ નથી. એમ સમજીને પાપ પરિણામ છોડીને દેવ-ગુરુ-ધર્મનો સમાગમ કરીને તે સ્વભાવની સાથે એકતા કરતા જે જ્ઞાન થાય છે તે જ પ્રમાણજ્ઞાન છે, સત્યજ્ઞાન છે, સમ્યક્‌જ્ઞાન છે, સાચું જ્ઞાન છે. અને તે મોક્ષનું કારણ છે. એમ જાણીને સ્વભાવ સાથે એકતા કરતાં જે જ્ઞાન થાય તે સમ્યક્‌જ્ઞાન છે.

એવું સ્વભાવ તરફ વળતું જ્ઞાન આ આત્માને અનંત સુખનું તથા મુક્તિનું કારણ છે. આ જ પ્રમાણજ્ઞાનથી, આ જ મોક્ષના કારણરૂપ જ્ઞાનથી આત્મા પોતે ભગવાન પરમાત્મા થાય છે. ત્રિકાળ ચૈતન્ય સ્વભાવમાં ઢળતાં જ્ઞાનને અને પર લક્ષ તરફ ઢળતાં જ્ઞાનને જુદાઈ છે. તે બંને જ્ઞાનધારા જુદી છે. જે જ્ઞાન પરનો વિચાર છોડીને સ્વભાવ તરફની એકતા કરે તે જ્ઞાન આત્મા સાથે અભેદ છે. જે જ્ઞાન આત્મા સાથે અભેદ છે તે જ્ઞાન પ્રમાણજ્ઞાન છે, સાચું જ્ઞાન છે. અને તે પ્રમાણજ્ઞાનને આત્મા કહ્યો છે. હવે એવું સમ્યક્‌જ્ઞાન, પ્રમાણજ્ઞાન, સાચું જ્ઞાન, યથાર્થ જ્ઞાન એવું પ્રમાણજ્ઞાન વર્તમાન એકવાર પગટ્યા પછી પણ જ્ઞાનનો અંશ...જે...પર તરફ ઢળે છે તેને.... અને સ્વભાવ તરફ ઢળતા જ્ઞાનને વ્યતિરેક એટલે ભિન્નતા છે.

જે ધર્માત્માને આવું સમ્યક્‌જ્ઞાન, સાચું જ્ઞાન, પ્રમાણજ્ઞાન પ્રગટ થયું છે તેને સમયે સમયે સ્વ તરફની જ્ઞાનધારા વધતી જાય છે. હવે સ્વ તરફની જ્ઞાનધારા જ્યારે સમયે સમયે વધતી જાય છે.. ત્યારે પર તરફની જ્ઞાનધારા ઘટતી જાય છે. આવા ધર્માત્મા જ્યારે કર્મને જાણતા હોય, ધર્માસ્તિકાય આદિ છ દ્રવ્યોને જાણતા હોય, જીવ-અજીવ આદિ નવ તત્ત્વોને જાણતા હોય, શ્રોતાઓને પ્રતિબોધ પમાડવાના વિકલ્પને જાણતા હોય ત્યારે પણ તેમને સ્વભાવમાં જ્ઞાનની એકતા વધતી જાય છે, અને પર તરફના જ્ઞાનનું વલણ ઘટતું જાય છે.

ચૈતન્ય સ્વભાવ તરફ વળીને જે જ્ઞાન થાય છે. તે જ્ઞાન ચૈતન્ય સ્વભાવ સ્વરૂપમાં

ઠરે છે. એને અનંતા જ્ઞાનીઓ ચૈતન્ય કહે છે. અને તે જ પ્રમાણજ્ઞાન છે. પર વલણથી ખસીને પોતાના ત્રિકાળી સ્વભાવમાં ઠરીને અથવા વળીને સ્વભાવમાં જ્ઞાનની એકતા કર્યા પછી તે ધર્મી જીવ પરને જાણે તે વખતે પણ તેને બધું સમ્યક્‌જ્ઞાન જ છે. પરને જાણતી વખતે પણ સ્વભાવના આશ્રયે જ્ઞાનની એકતા વધતી જાય છે; કેમ કે તે વખતે સ્વભાવની એકતા છોડીને જ્ઞાન જાણતું નથી. પણ સ્વભાવની એકતા રાખીને જ્ઞાન જાણે છે.

મતિ–શ્રુત જ્ઞાનને સ્વભાવમાં વાળીને દ્રવ્યમાં એકતા કરે તે નિશ્ચય છે. સ્વભાવની એકતાપૂર્વક સાચા દેવ–ગુરુ–ધર્મની પ્રતીતિ કરે તે વ્યવહાર છે. એ વ્યવહાર માટે પરમાર્થ... પરમાર્થહેતુ વ્યવહારમાં આવે. જે વર્તમાન જ્ઞાન પોતાના અખંડ જ્ઞાન સ્વભાવ તરફ વળે ત્યારે તે જ્ઞાનપ્રમાણ થાય છે...ત્યારે જ તે શ્રુતજ્ઞાન પ્રમાણ થાય છે. અને જ્યારે શ્રુતજ્ઞાન પ્રમાણ થાય છે. ત્યારે નિશ્ચય અને વ્યવહાર એમ બન્નેનું જ્ઞાન સાચું હોય છે; કારણ કે તેને ત્રિકાળી સ્વભાવનું તેમ જ વર્તમાન વર્તતી પર્યાયનું એટલે આત્માના બન્ને પડખાનું નિશ્ચય વ્યવહારનું જે જ્ઞાન વર્તે છે તે સાચું જ્ઞાન પ્રમાણ છે.

અનાદિથી મતિ–શ્રુત જ્ઞાન કામ તો કરે છે. પણ તે પરના લક્ષે કામ કરે છે. સમયે સમયે કાર્ય કરે છે. પણ તે કાર્યથી સંસાર પરિભ્રમણ થાય છે. તે જ્ઞાનને ચૈતન્ય સ્વભાવના લક્ષે પોતાના સ્વભાવમાં વાળવા તે પ્રમાણજ્ઞાન છે. અને જે— પ્રમાણજ્ઞાન છે તે જ મુક્તિનું કારણ છે. શાસ્ત્રકાર કહે છે કે...જે અનંત જીવો સંસારથી તરીને સિદ્ધ થયા છે તે આવી સ્વસન્મુખ જ્ઞાનક્રિયાના પ્રતાપથી જ સિદ્ધ થયા છે, તરી ગયા છે. વર્તમાન જે જીવો તરે છે તે પણ એ જ જ્ઞાનક્રિયાના પ્રતાપથી જ તરે છે. અને ભવિષ્યમાં પણ જે જીવો તરશે તે પણ એ જ જ્ઞાનક્રિયાના પ્રતાપથી જ તરશે. ત્યાં પહોંચી વળવા માટે કાંઈક હેતુ જોઈએ છે ને! કયો હેતુ? ઉ. સાધ્યનો અવિનાભાવી એટલે કે સાધ્યને સાધ્યા વિના ન રહે...અવશ્ય સાધે...તેને હેતુ કહેવાય છે. તે જોઈએ છીએ. નિજસ્વરૂપની સાધક...અધ્યાત્મ ક્રિયાના સાધનભૂત હેતુનું પરિભાવન, પરિશીલન કરવું. એક સમય પણ તેનાથી વિમુખ ન થવું. તે અધ્યાત્મ હેતુ પરિશીલન.

જેમ કે સત્ સાધ્ય લક્ષમાં રાખી, સત્‌સાધન સેવે તો સત્‌સિદ્ધિ થાય. શુદ્ધ આત્મસ્વરૂપનો નિરંતર લક્ષ રાખી શુદ્ધ આત્મસાધન સેવે તો શુદ્ધ આત્મસિદ્ધિ થાય. અર્થાત્ સત્ એવા આત્મસ્વરૂપનો અવંચક યોગ (છેતરપીંડીનો યોગ નહિ.) એવો અવંચક યોગ સાધી તે આત્મસ્વરૂપની સાધક એવી સત્ અવંચક યોગક્રિયા એટલે ક્રિયા અવંચક કરે તો શુદ્ધ આત્મસિદ્ધિરૂપ સત્ અવંચકની પ્રાપ્તિ થાય.

આ ઉપરથી આ પરમાર્થ ફલિત થાય છે કે...યોગસાધન કરવા ઇચ્છતા આત્માર્થિં

સાધકે એટલું અવશ્ય ગવેષવા યોગ્ય છે. શું ગવેષવા યોગ્ય છે? આપણે જે આ સાધન, યમ, નિયમ, તપ, જપ સેવીએ છીએ તે ખરેખર મોક્ષહેતુરૂપ થઈ પડે છે કે કેમ? ઇષ્ટ આત્મસિદ્ધિના મધ્યબિન્દુ પ્રત્યે લઈ જાય છે કે કેમ? સાધ્યબિન્દુનું લક્ષ ચૂકીને એટલે લક્ષ વિનાના બાણ જેવી દશા તો થતી નથી ને? તે ગવેષવા યોગ્ય છે. મારાં આ યોગ અવંચક થાય છે...કે વંચક તો થઈ પડતા નથીને? આ વિચારણા ચાલવી જોઈએ. આ યોગક્રિયા તેનું ફળ વંચક તો થઈ પડતું નથી ને? એટલું જિજ્ઞાસુ આત્માએ અવશ્ય ગવેષવા યોગ્ય છે.

આવો અધ્યાત્મ માર્ગ જીવના પુરુષાર્થને આધિન છે. તે પુરુષાર્થ એટલે પુરુષને એટલે આત્માને પોતાને આધિન છે. જુઓ ભાઈ! જીવ જેવા ભાવે પરિણમવા ધારે તેવા ભાવે પરિણમવા તે સમર્થ છે. રાગાદિ વિભાવ ભાવે પરિણમે તો તે કર્મનો કર્તા હોય છે. અને જ્ઞાનાદિક સ્વભાવ ભાવે પરિણમે તો તે કર્મનો હર્તા હોય છે. વિભાવ ભાવરૂપ ભાવકર્મરૂપે પરિણમે નહિ તો તેમ ન પરિણમવારૂપ બ્રેક દબાવવા પુરુષાર્થની રહસ્ય ચાવી પુરુષ એટલે આત્માના કબજામાં અથવા ગજવામાં પડી છે.

તાત્પર્ય કે જીવ પરભાવ નિમિત્તે રાગ, દ્વેષ, મોહ ન કરે તો...વિભાવભાવે ન પરિણમે તો મોક્ષ હથેળીમાં છે. આમ ક્રમનિબદ્ધ આત્માના એટલે પુરુષના પુરુષાર્થનો માર્ગ સદાય સાવ ખુલ્લો પડયો છે. ભવસ્થિતિ આદિ ખોટા બાના છોડી દે...જીવ જો વર્તમાન સત્ય પુરુષાર્થ કરે તો મોક્ષનો માર્ગ સાવ ખુલ્લો પડયો છે. અત્યાર સુધી મેં જે કર્યું તે અલેખે ગયું એમ ક્રિયાને દોષ દેવાનું છોડી દે...અનેક પ્રકારની ખોટી પ્રપંચ વાતોને છોડી દે... અને સત્ય પુરુષાર્થ કરે તો મોક્ષ થતાં વાર નથી.

પાંચમો આરો કઠણ છે. ઢાંકયા કર્મની કોને ખબર છે. તેથી કાંઈ લાંબા થઈને સૂઈ રહેવું એવો એનો અર્થ નથી પણ એનો અર્થ એવો થાય છે કે...ઓર...વિશેષ જાગ્રત રહીને અપૂર્વ પુરુષાર્થ બળ કેળવવા યોગ્ય છે. અને એવો જ પરમાર્થ. અર્થ ઘટાવવા યોગ્ય છે. શ્રીમદ્ રાજચંદ્રજીએ સાત નયના ચૌદ બોલ આત્મા ઉપર ઘટાવ્યા છે. તે ગઈ કાલે બતાવ્યા. અને આજે પ્રમાણનયનું સ્વરૂપ બતાવ્યું.

જ્ઞાનીનાં એક પણ વચનમાં પુરુષાર્થહીણપણું ન કાઢ તેને પોતાના આત્મા ઉપર ઘટાવી આત્માના સ્વરૂપમાં લીન થશે તો વિકલ્પ સર્વ લય થઈ જશે અને તે જીવ ભાવનિક્ષેપે ધર્મને પામી જશે. ત્રણ નિક્ષેપોનું સ્વરૂપ કહેવાઈ ગયું છે.

## ભાવનિક્ષેપોનું સ્વરૂપ

હવે અહીં ભાવનિક્ષેપોનું સ્વરૂપ સમજાવે છે. ભાવનિક્ષેપ કેવળ વર્તમાન પર્યાયની મુખ્યતાથી જે પદાર્થ વર્તમાનમાં જે દશામાં છે, તે પદાર્થને તે જ રૂપે કહેવો તે ભાવનિક્ષેપ છે. આ ભાવનિક્ષેપનું લક્ષણ બાંધી દીધું.

જે સીમંધર ભગવાન વર્તમાન તીર્થંકરપદે પંચમહાવિદેહ ક્ષેત્રમાં બિરાજે છે તેને તીર્થંકર કહેવા...જાણવા...અને મહાવીર ભગવાન હાલ સિદ્ધ દશામાં છે. વર્તમાન આ ક્ષેત્રે ચોવીસી--અથવા ૨૪ તીર્થંકરો થઈ ગયા તે બધાય હાલ સિદ્ધ દશામાં છે તેને સિદ્ધ કહેવા...જાણવા...તે ભાવનિક્ષેપ છે.

વર્તમાન પર્યાયસંયુકત વસ્તુને ભાવનિક્ષેપ કહેવાય છે. જેમ કે સાક્ષાત્ કેવળજ્ઞાની ભગવાનને ભાવજિન કહેવા, તે ભાવનિક્ષેપ વર્તમાન પર્યાયથી. વસ્તુને વર્તમાનમાં કહેવી તે ભાવનિક્ષેપ છે. દષ્ટાંતઃ—રાજ્યાસને રાજા બેઠા હોય તેમ જ તેનો હુકમ ચાલતો હોય ત્યારે તેને રાજા કહેવો તે ભાવનિક્ષેપ છે. વર્તમાન સીમંધરસ્વામીને સિદ્ધ કહેવા તે ભાવિ દ્રવ્યનિક્ષેપ છે. હવે વર્તમાન મહાવીર પ્રભુને તીર્થંકર કહેવા તે ભૂત દ્રવ્યનિક્ષેપ છે. વર્તમાન મહાવીર પ્રભુને સિદ્ધ કહેવા તે ભાવનિક્ષેપ છે.

શ્રીકૃષ્ણ, શ્રીશ્રેણિક આદિ ભવિષ્યમાં સિદ્ધ થશે કે નહીં? થશે. આનંદ શ્રાવક, મહાસતક શ્રાવક, કામદેવ શ્રાવક, ચુલણીપ્રિયા શ્રાવક, વગેરે (૧૦) દશે શ્રાવકો એક અવતાર કરીને સિદ્ધ થશે કે નહીં. ધન્નો અણગાર, એક અવતાર કરીને સિદ્ધ થશે કે નહીં? થશે. તેને વર્તમાનમાં સિદ્ધ કહેવા તે ભાવિ દ્રવ્ય નિક્ષેપે સિદ્ધ છે.

અને જ્યારે પરિપૂર્ણ દશામાં પરિણમશે...અને જેઓ વર્તમાન સિદ્ધ દશામાં પરિપૂર્ણપણે પરિણમી રહ્યા છે. તેને સિદ્ધ કહેવા તે ભાવનિક્ષેપ છે. અનંત જીવો સિદ્ધ છે, તેને માનવા, જાણવા, કહેવા તે ભાવનિક્ષેપ છે.

અહીં ચારે નિક્ષેપ કહ્યાં તેને સાંભળીને જે જીવ ભાવનિક્ષેપની પ્રાપ્તિ માટે પ્રથમ દ્રવ્ય નિક્ષેપમાં આવે અને પુરુષાર્થ ઉપાડી ધર્મને પામે તો ભાવનિક્ષેપે ધર્મી કહેવાય.

"શ્રી સદ્‌ગુરુદેવાય નમો નમઃ"



## વ્યાખ્યાન નં. ૩૦

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૧૧ ને શનિવાર તા. ૨૬-૭-૧૯૫૮

## પરમ પૂજ્ય શ્રી ગોપાલજી સ્વામીની સ્વર્ગારોહણ તિથિ.

## મૂળ મારગ

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા ૧ લી, ' **नामेणं संजये नामम्** ' સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. ભાવનિક્ષેપે નામ નથી, પણ માત્ર સંયતિ નામ, નામ-નિક્ષેપે નામ છે, અને કર્તવ્ય શિકારનાં કરી રહ્યો છે. છતાં તે રાજ્યની સાહ્યબી ભોગવે છે કેમ? તો કહે છે કે તે પૂર્વ પુણ્યનું ફળ છે. તેના ઉપર ચાર નિક્ષેપની વાત ચાલે છે.

ભાવનિક્ષેપ અહીં વિશેષ પ્રકારે સમજાવે છે. ભાવ વિના મોક્ષ નથી પણ સંસાર જ ઊભો છે. જો આત્માના ભાવ વધી જાય તો મોક્ષ થઈ જાય.

પ્ર. શાન્તિ, ક્ષમા, સુખ ક્યાં હોય?

ઉ. ધર્મ હોય ત્યાં.

પ્ર. ધર્મ ક્યાં હોય?

ઉ. તે હમણાં કહીશું.

તમને ખબર છે? અનંતકાળથી જગતના જીવોએ સામાન્ય કરી નાખ્યું છે.

ઉપયોગ તે ધર્મ છે.

જ્ઞાન-દર્શન એ ઉપયોગ છે.

પ્ર. વિચાર કોને આવે? જડને કે ચેતનને?

ઉ. ચેતનને.

ઉપયોગ રાખતા મહેનત પડે છે; કારણ કે કર્મનો ઉદય છે, આવરણ છે, વિઘ્ન છે.

સમય માત્રનો પણ પ્રમાદ ન કર. યત્કિંચિત્ માત્ર પ્રમાદ ન કર.

સમય તે આત્મા છે.

સ્વસમય અને પરસમય.

સ્વસમય તે આત્મા છે.

પ્રમાદમાં મિથ્યાત્વ, અવિરતી, વિષય, કષાય, અજ્ઞાન, મમત્વભાવ છે. આ બધાય ભાવ ફરી જાય છે. તેને ફરી જવા દેવા. બધી મુશ્કેલીઓને ટાળવાનો ઉપાય.... સીધામાં સીધો.... સરળમાં સરળ....' નિર્દોષ સ્વસમય તે આત્મા છે ' એમ માનવું તે છે. તેની ભક્તિ કરવા યોગ્ય છે....તે જ માનવા યોગ્ય છે....સ્મરવા યોગ્ય છે.... આરાધવા યોગ્ય છે....

હવે....પુણ્ય છે તે સૂર્ય જેવા છે, તે ફરી ગયો કે અંધકાર...પુણ્ય છે ત્યાં સુધીમાં કરી લેવું. (પુણ્ય કાંઈ કેવળજ્ઞાન કરાવી દે નહીં, પણ કેવળજ્ઞાન પ્રગટ કરવું તે કામ પોતાનું છે.) આત્મા બધાય છે. કાગડાં કૂતરાં, બિલાડાં, પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય વાઉકાય, વનસ્પતિકાય, તે પણ આત્મા છે. પણ તેને વાત ન કહેવાય. મનુષ્યભવ દુર્લભ છે માટે આત્માનું કરી લેવું.

સમકિતી છે તે વિસામો લે પણ તેને રસ્તાની બરાબર ખબર છે. તેથી ઘર આગળ પહોંચ્યે જ છૂટકો. મોક્ષ અમારા ઘર છે. અમો વિસામો લેવા જ બેઠા છીએ. સમકિત ક્ષયોપશમ હોય તો ક્ષયિક કરવાનું છે. સમકિત ઉપશમ હોય તો ક્ષયોપશમ કરવાનું છે. જેને તે પ્રગટયું તે ભાવનિક્ષેપે સમકિતી છે. જેને તેની યોગ્યતા પ્રગટી તે દ્રવ્યનિક્ષેપે સમકિતી છે.

રાંકાના હાથમાં રતન આવ્યું છે તેની તેને કિંમત નથી. ભગવાન મહાવીર દેવના વચનો અતિશય લબ્ધિરૂપ છે, શકિતરૂપ છે. મારી પોતાની પૂર્ણમોક્ષ દશાનું તે નિમિત્ત છે. મારે પૂર્ણ થવું છે તો વીરપ્રભુના વચનો પૂર્ણતામાં નિમિત્તરૂપે છે, એટલે નિમિત્ત પણ પૂર્ણ છે. કેવું દાન....કેવી કમાણી....કંઈ ફીકર નથી.

આત્મા આત્મામાં છે અને કર્મ કર્મમાં છે.

પાણી મેલું થયું તેથી પાણી અને મેલ એક નથી. સોનું અગ્નિની આંચથી ગમે તેટલું તપે પણ તે સોનું તે સોનું જ છે. તેમ ગમે તેટલા પાપકર્મો હોય, કર્મોના ફળરૂપે ઉપસર્ગો આવતા હોય, પણ આત્મા તે આત્મા જ છે. ગમે તેટલા રોગ આવીને ખડા થઈ જાય, પણ આત્મા તે આત્મા જ છે.

અશાતા વેદનીય કર્મના સંબંધથી વેદના જણાય....પણ સંબંધ તે સંબંધ છે. અને તે સંબંધી વેદનાથી ભગવાન આત્મા જુદો છે. આમ સમજીને આત્મામાં જેણે સ્થિરતા કરી.... તે ભાવનિક્ષેપે સમકિતી છે....ધર્મી છે....

કહું છું તે ધ્યાનમાં છે ને ? પ્રમાણ, નય, નિક્ષેપ, પુણ્યાનુબંધી પુણ્યના ચાર ભાંગા, વગેરેની સ્વ અને પર ઉપર ઘટાડીને જે વાત કરી છે તે. તેનો જ વિચાર રાખવો અને આત્મા જ જોવો. બીજું જોયું તો આશ્રવ.... અને આત્મા જોયો તો સંવર. આશ્રવમાં સંવર તે આમ છે. તમે અહીં બેઠા છો તેથી આ દેખાય છે, હવે

મુંબઈ–કલકત્તા વગેરે જ્યાં જાવ ત્યાં તે દેખાય. તેમ આ સંબંધ મળીને આત્મા છે તેથી આ દેખાય. પણ તેનાથી આત્મા જુદો છે. (મુંબઈ દેખો, દિલ્હી દેખો, એમ દેખાડનારા આવે છે ને ? ગોશાળો પહેલાં આ કામ કરતો હતો.)

દેખાય છે તે બધુંય ભિન્ન છે. એવા ભિન્ન આત્માનું જેને વેદન થયું તે ભાવનિક્ષેપે ત્યાગી સાધુ છે. અશાતાવેદનીયને લઈને શરીરમાં રોગ દેખાય છે તે શું છે ? સંબંધ છે. અને તે સંબંધથી આત્મા જુદો છે. સંબંધ દેખાય છે તેથી આ આત્મા ભિન્ન છે. ભિન્ન આત્માનું જેને વેદન થાય તે ભાવનિક્ષેપે ત્યાગી સાધુ છે.

મોક્ષ કેમ મળે ?

આત્મા અરૂપી છે તેની ઓળખાણ કરવી જોઈએ. માહિતગાર થવું જોઈએ. ભણ્યા પછી વાંચતા આવડે છે. તેમ ભેદી ગુરુ મળવો જ જોઈએ. પછી સમજણ આવે. એ સમજણે જ્ઞાનાદિકની ઐક્યતામાં ઓતપ્રોત....એકાકાર થઈ જાય તો તે ભાવનિક્ષેપે મોક્ષમાર્ગી છે.

જિનેન્દ્ર દેવનો જે મૂળ માર્ગ છે તેને સાંભળો....

મૂળ મારગ સાંભળો જિનનો રે...,
કરી વૃત્તિ અખંડ સનમુખ....મૂળ મારગ....

—શ્રીમદ્ રાજચંદ

મૂળ માર્ગ શું ?

આત્મા.

જન એટલે લોક....જિન એટલે આત્મા.

અનાદિની વૃત્તિ ચારે તરફ ફરે છે...તેને અટકાવીને હવે સાંભળો. જ્ઞાની કહે છે કે માન-મોટાઈની સ્પૃહા નથી. અમને ભવના દુઃખ ગમતા નથી, અમને જરાય પ્રતિબંધ ગમતા નથી. જ્ઞાની આમ કહે છે, હવે તમને આવડતું હોય તો અનંતા જ્ઞાનીનાં વચનરૂપ સિદ્ધાન્ત ઉપરથી તુલના કરજો. બધોય ભેદ ફોડીને વાત કરી છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર ભેદ પાડયાં છે. પણ વસ્તુ તો એક જ છે.

આત્મા સિવાય જોનાર....જાણનાર....કોણ છે ?

કોઈ નથી.

જોનાર, જાણનાર, ઠરનાર, આત્મા. દેદિપ્યમાનપણામાં રહેનાર પણ આત્મા. દુનિયામાં સ્થિર રહેનાર કોણ છે ? આત્મા. મરે નહિ, ઘરડો થાય નહિ, તેવો આત્મા છે. કોઈ કહે કે આ મરી ગયો, પણ આત્મા મરતો નથી. પણ દેહ જુદો થઈ ગયો છે. જે પડી જાય છે તે હું નથી. એમ જુદાઈ જાણીને જેણે આત્માની મોજ માણી, આત્માનો ભાવ અનુભવ્યો, આત્માની રમતડી રમી, તે ભાવનિક્ષેપે ધર્મી છે. કરવાનું એક જ છે.

તે સમકિત. બધુંય મૂકવું પડશે. બધાયની પક્કડ થઈ ગઈ છે. અહંભાવ, મમત્વભાવ, તે મૂકવાના જ છે.'

હવે તેની સ્મૃતિ આપવાને માટે રાખેલો એક માણસ રોજ સવારે ભરત ચક્રવર્તિને કહી આવતો....શું કહી આવતો? "ભરત! ચેત! ચેત! કાળ ઝપાટા દેત." તે શુ? બધી સામગ્રી અને સંયોગો, રાણીઓ, વૈભવ, નવનિધાન, ચૌદ રત્ન, બધુંયે 'પર' છે. તેની સ્મૃતિ આપતો. નાટકમાં પુરુષ સ્ત્રીવેષ લઈને આવે છે. પણ જોનાર જાણે છે કે આ સ્ત્રી નથી. તેમ આ બધોય વેષ છે. પણ આત્મા તે રૂપ થયો નથી, થયો ન હોય, અને થશે પણ નહિ, આત્મા માંદો, ઘરડો, સ્ત્રી, પુરુષ થયો નથી, થયો નહોતો, અને થશે પણ નહીં.

મનુષ્ય ભવ છે, ચેતી લ્યો...પશુ પણ આત્મા છે પણ તે પુરુષાર્થ કરે તો આત્મધર્મને પામી શકે છે. મનુષ્યભવમાં સમજ થઈ શકે છે. સમજ કરી લેવાની છે.

"સમજ્યા તે સમાઈ ગયા."

"જડ ને ચૈતન્ય બંને દ્રવ્યનો સ્વભાવ ભિન્ન;

સુપ્રતિતપણે બંને જેને સમજાય છે."

વિશ્વાસ લાવો...વિશ્વાસ લાવો...બોધ સાંભળવાથી અભિપ્રાય ફરે છે. માન હોય તો મુકાય છે, અહંકાર હોય તો ઘટે છે. મમત્વ મુકાય છે. અવળું છે તેનું સવળું કરવાનું છે. જ્ઞાની આ...જ કહે છે.

જ્ઞાની ખાય છે...છતાં ખાતા નથી. જ્ઞાની ઊંઘે છે...છતાં ઊંઘતા નથી. આચારંગ સૂત્ર કહે છે કે:—

"मुणि सया जागरति"

તમને કહેવામાં આવે છે તે એક જાતનો જ્ઞાનીનાં વચનનો માર છે, પ્રહાર છે. પાડો બેઠો હોય તેને રાડાવતી માર્યો હોય તો ઊઠે નહિ તેવું થઈ રહ્યું છે, ડફણાંથી માર્યો હોય તો તુરત જ ઊઠે. બાળકને ઠપકો આપે તો રોવા માંડે પણ ભાઈ! તને નહિ આ તો બીજાને કહ્યું છે તો તે જ વખતે તે બાળક હસી પડે, આ બધું તો તમને કહેવામાં આવે છે. જોયું? ભરત ચક્રવર્તિ ચેતી ગયો. અરીસા–ભુવનમાં સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને જ્યાં ક્ષપક શ્રેણી માંડી ત્યાં કેવળજ્ઞાનને પામી ગયો.

એ ચેતી ગયો તેમાં તમારે અને મારે શું? તમારે અમારે ચેતવા માટેની આ વાત છે. કોઈ કહે કે...તમો કહો તે કરીએ. અમારે કેવળદાસજી મહારાજ કહે છે કે... ગુરુમહારાજ! આપ કહો તેમ કરીએ. મર્મમાં શું કહો છો? ઉઘાડું કહી દો તો કરીએ "सागर वर गंभीरा" જ્ઞાની તો સાગર જેવા ગંભીર હોય છે. જ્ઞાનીએ બંધુય જાણ્યું છે, યોગ્યતા આવે તો કહે. યોગ્યતા આવે તો દ્રવ્યનિક્ષેપે ધર્મી કહેવાય.

જ્ઞાની ભેગા ફરતા હોય તેને ઘણા વરસે આ વાત સમજાઈ હોઈ, શ્રોતાઓ સમજે તો યોગ્યતા આવી કહેવાય.

નદીમાં પૂર આવે છે અને દરિયામાં મોજાં આવે છે. દરિયામાં મોજાં કેવાં હોય ? મોટા મોટા...હાથી અને પહાડો જેવા હોય...પણ તે વેગ છે. તેમ કર્મો છે, પણ આત્મા નથી. તે તો વેગ છે. તે ઘટે ખરો અને વધે પણ ખરો. ' डरने की क्या बात है ' પણ આત્માને જોવો. હાય...હાય...બાપલિયા...મરી ગયો એમ તમે કરો છો...પર્યાયને ન જુઓ, આત્માને જુઓ.

જે જાણું છું તે નથી જાણતો,
નથી જાણતો તે જાણું છું.

એમ એવંતાકુમાર કહે છે. એમ તમે બધાય કરી નાખો. એવંતાકુમારે એમ કરી નાખ્યું તો ભાવનિક્ષેપે ત્યાગી થઈને તે જ ભવે મોક્ષને પામી ગયા.

કોઈના બાપ થઈને પૂંછ ન લેવાય દીકરો થાય તો પૂંછ મળે. અંદર આત્મામાં અનંતુ જ્ઞાન પડ્યું છે તે જ્ઞાન તેની પાસે માગવાની રીત છે, વિધિ છે. બાપની બૈરી પાણી આપ, એમ કોઈ છોકરો કહે તો પાણી ન મળે. પણ માતાજી પાણી આપો એમ કહે તો પાણી મળે...પાણી આપે. બસ! તેવું હે ભવ્ય જીવો! કરી લેવું જોઈએ.

માન છે તે મોટો શત્રુ છે. માન ન હોત તો અહીં બેઠા મોક્ષ થાત. માનનો પ્રતિપક્ષી વિનય છે...લઘુતા છે. ક્રોધનો પ્રતિપક્ષી ક્ષમા છે. એમ જો દૃષ્ટિ આવે તો આત્માની સંપ્રદાનશક્તિ પર્યાયમાં મોક્ષ આવે.

હવે જેનામાં સ્વરૂપનો વિનય કે યોગ્યતા પ્રગટી તે ભાવિ દ્રવ્યનિક્ષેપે ધર્મી થયો. એવો દ્રવ્યનિક્ષેપે ધર્મી થયેલો જીવ ભાવનિક્ષેપે જરૂર ધર્મી થાય. કોઈને રત્નની પરીક્ષા ન હોય તો રસ્તામાં રત્ન પડ્યું હોય તોપણ તેના માટે તે નકામું છે. બાળક લે તો રમવા માટે... પણ તેને બીજો કાંકરો મળે તેમાં તેને ગમ્મત હોય તો...તે રત્નને મૂકીને કાંકરો ઉપાડી લે. આંધળો હોય તેને રત્ન દેખાય નહિ. ભલા! રત્ન શું? માંહી બેઠેલો આત્મા તે રત્ન. હવે તે મનુષ્યભવમાં મળી શકે છે. વિષય કષાય, પાંચે ઇન્દ્રિયોના વિષયોના ભોગવટાની મીઠાશ તે કાંકરા છે.

જીવની પાસે શું છે? ભાવ છે, પરિણામ છે. જેવા ભાવ કરે તેવું પરિણમવું થાય છે. બધાયની પાસે ભાવ છે, કોઈ પણ આત્મા ભાવ વિનાનો નથી. છોકરાની પાસે લાકડું હોય તેના ઉપર તેનો ભાવ હોય છે તો તેને રત્ન આપે તોપણ તે લે નહિ. તેમ બધાય ભાવ છે. જેને જેની પક્કડ તેને તેવા ભાવ થાય જ છે. વાત સાંભળતા પણ ભાવ થાય છે. માટે આત્માની વાત સાંભળવી, બીજી વાતોમાં આત્મા નથી. જ્ઞાનીની વાણી જુદી હોય છે. સાંભળવાથી ભાવ થાય...ભાવથી લાયકાત પ્રગટે... લાયકાતથી યોગ્યતા પ્રગટે...તો દ્રવ્યનિક્ષેપે ત્યાગી થયો કહેવાય. પછી સત્‌ના સમા-

ગમમાં જો ચોટ લાગે, ચોટ થાય તો જ્ઞાનાદિકનું પરિણમન થાય. સાચી દશા જાગે ત્યારે ભાવનિક્ષેપે સાચો ત્યાગી થયો કહેવાય.

કહ્યું છે કે....

"આતમભાવના ભાવતા જીવ લહે કેવળજ્ઞાન"

પણ આત્માને જાણે છે જ કોણ? એવી રીતે એને વિસારી દીધો છે. અનંતકાલથી સાચું માનતો નથી તેને સાચું મનાવવું છે હો! આત્મા છે. તહત્ પ્રણામ કરજો. અંતરથી માનજો કે આત્મા છે. તે ન હોય તો બધાય તો છે. તે (આત્મા) તે ન હોય તો કહે છે કે.... 'કાઢો હવે' સૂરજ આથમી જવા આવ્યો છે.

પ્ર. :— એવા મડદામાં આત્મા શા માટે આવે છે?

ઉ. :— ભાઈ! મડદાના સંગે. મડદાને પોતાનું માને છે તો મડદામાં આવે છે.

આત્માને સાંભળવો. લોકો કહે છે કે આ માણસ મરી ગયો, તેને અને અમારે કાંઈ સગપણ નથી. અને કાંઈ સગપણ ન હોવાથી અમારે સ્નાન નહિ અને સૂતક પણ નહિ. એવું પરભાવને માટે પણ થઈ જવું જોઈએને? દેહને કાંઈ થાય તેમાં મારે શું? સંયોગ છે, સંબંધ છે. તે કાંઈ આત્મા નથી.

અનાદી કાળથી આડું શું આવે છે? વિષય.... અને તેને લીધે કષાય. હવે સત્ અને શીલ સત્ તે આત્મા. ભાવના તે ભલો ભાવ. શીલ તે વિચારનો ત્યાગ. એમ આત્માની ભાવના તથા વિકારના ત્યાગની જરૂર છે. ત્યાર પછી ભક્તિ આવે છે.

આમ આત્માની ભાવના પૂર્વક સત્, શીલ અને ત્યાગમાં આવે તે જીવ દ્રવ્ય-નિક્ષેપે ધર્મી કહેવાય છે. પછી સત્સ્વરૂપી આત્માની ચોટ થઈ જતાં ત્રિકાળી આત્મામાં પરિણમન થઈ જાય. એમ શુદ્ધ આત્મામાં પરિણમન થઈ જાય તો તે જીવ ભાવનિક્ષેપે ધર્મી થયો કહેવાય.

વર્તમાનમાં જે પદાર્થ જે પર્યાય સહિત છે; તે પર્યાયવાળો તેને કહેવો તે ભાવ-નિક્ષેપ છે. જેમ સમવસરણમાં બિરાજમાન, ચાર ઘાતી કર્મોથી રહિત, અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંત વીર્ય આ ચાર જ્ઞાનચતુષ્ટયરૂપ અનંત ચતુષ્ટયવિશિષ્ટ અને પરમ ઉદારીક શરીરવાળા અરહંત જિનને જિન કહેવા તે ભાવનિક્ષેપ છે, ભાવનિક્ષેપ તદ્ગુણવાળાનું જ નિરૂપણ કરે છે. ભાવનિક્ષેપ એ ઋજુસૂત્ર નય અને એવંભૂત નયનો વિષય છે. અને જો પદાર્થની સમસ્ત અર્થપર્યાયોનું વર્તમાન નિરૂપણ કરે તો તે ઋજુસૂત્ર નયનો વિષય છે.

ભાવનિક્ષેપ, એવંભૂતનય, ઋજુસૂત્રનય એ ત્રણેયમાં શું અંતર છે? કેમ કે ત્રણેય વર્તમાન પદાર્થનું નિરૂપણ કરે છે. તો એ ત્રણેમાંય શું તારતમ્યતા છે? એમ શંકાકારે શંકા મૂકી. હવે શાસ્ત્રકાર તેનો શું જવાબ આપશે? તેના ભાવભેદ ઘણા છે. તે અવસરે કહેવામાં આવશે.

## વ્યાખ્યાન નં. ૩૧

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૧૨ ને રવિવાર તા. ૨૭–૭–૧૯૫૮

### "દ્રવ્ય અને તેના ગુણપર્યાય"

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન, ગાથા પહેલી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

કામ્પિલ્ય દેશનો રાજા સંયતિ મહાન પુણ્યના ઉદયને લઈને રાજ્યસત્તાને પામી ચૂકેલો એવો પુણ્યવંત હોવા છતાં વર્તમાન શિકાર કરવા નીકળી ગયો છે. વર્તમાન અધર્મી અને પાપી હોવા છતાં આ રાજાને આટલી બધી સામગ્રી અને રિદ્ધિ કેમ પ્રાપ્ત થઈ? 'उदिणं' પૂર્વ પુણ્યનું ફળ છે. નામે સંયતિ છે પણ ભાવે સંયતિ નથી.

અહીં ભાવ નિક્ષેપની વાત કહેવાય છે. સકળ પ્રમેયનું પ્રમાણ કરનાર પ્રધાનજ્ઞાન તે કેવળજ્ઞાન છે માટે કેવળજ્ઞાન તે પ્રત્યક્ષ પ્રમાણજ્ઞાન છે અને તે સકળપ્રમેયનું પ્રમાણ કરનાર છે. માટે તેને સકળ પ્રત્યક્ષ પ્રમાણ કહેવાય છે.

હવે તે સકળ પ્રમેયનું પ્રમાણ કરનાર છે તો સકળ પ્રમેય એટલે શું?

પંચ અસ્તિકાય છે. તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ એ ત્રણે દ્રવ્યો એક એક છે. જીવ અનંતા છે. અને પુદ્‌ગલો અનંતાઅનંત છે. કાળદ્રવ્ય પણ છે, અને તે ત્રિકાળના સમય અનંતા છે. સમય એક અવસ્થા છે, અને તે કાળદ્રવ્યની અવસ્થા છે. આમ છ દ્રવ્યો છે.

હવે છ દ્રવ્યોમાંથી કોઈપણ દ્રવ્ય ઘટે પણ નહિ અને વધે પણ નહિ. અને સાતમો નવો કોઈ દ્રવ્ય ઊપજે નહિ અને દ્રવ્યોમાંથી કોઈ દ્રવ્ય નાશ પામીને પાંચ દ્રવ્ય પણ થાય નહિ. વળી જે દ્રવ્યમાં જે ગુણો છે તેમાંથી એક પણ ગુણનો નાશ થાય નહિ તેમ બીજો નવો કોઈપણ ગુણ આવીને ઉત્પન્ન થાય નહિ. અને જે જે દ્રવ્યમાં જેટલા જેટલા ધ્રુવપર્યાયો છે તે પર્યાયોમાંથી કોઈપણ પર્યાયો વધે નહિ તેમ જ ઘટે પણ નહિ.

આત્મા–ત્રિકાળી, ગુણ–ત્રિકાળી નિરપેક્ષ ધ્રુવકારણ પર્યાય સહિત જીવદ્રવ્ય સામાન્ય છે. અને જે અપેક્ષીત પર્યાય–ઉત્પાદ–વ્યયરૂપે પરિણમે છે. પણ સત્તાએ જેટલા ગુણો અને જેટલી નિરપેક્ષ પર્યાયો છે તેટલા સદાય રહે છે. જીવદ્રવ્યના ગુણ–પર્યાય જીવદ્રવ્યનું કાર્ય કરે અને પુદ્‌ગલદ્રવ્યના ગુણ–પર્યાય પુદ્‌ગલદ્રવ્યનું કાર્ય કરે છે. પણ કોઈ દ્રવ્ય અન્ય કોઈ દ્રવ્યના કાર્યને કરે નહિ. ધર્માસ્તિકાયદ્રવ્ય અધર્માસ્તિકાયનું કાર્ય કરે નહિ. એમ છ એ દ્રવ્યો પોતપોતાનું કાર્ય કરે છે. પણ પરનું કાર્ય કરતાં નથી.

જે વસ્તુનો જે સ્વભાવ હોય....તેમાં જે પર્યાયની વ્યક્તિ જે સમયે આવવાની હોય તે જ સમયે આવે. પર્યાય પોતાના ક્રમને ત્રણકાળામાં, ત્રણલોકમાં છોડે નહિ. તેમાં જે ભવિતવ્યતા હોય અથવા તેને જેનો યોગ થવાનો હોય તેને તે સમયે યોગ થાય.

સમ્યગ્દર્શનપર્યાયમાં સદ્ગુરુનો યોગ થવાનો હોય તો થાય અને સામે સદ્ગુરુ હાજર હોય જ. પણ પાષાણની મૂર્તિ નહિ. દ્રવ્ય-ગુણ-પર્યાય પોતે પોતાની મર્યાદા છોડે નહિ તેને પ્રમેય કહીએ.

એમ સકળ પ્રમેયનું પ્રમાણ કરનાર જો કોઈ હોય તો પ્રધાન કેવળજ્ઞાન છે. તેથી જ હે પ્રભુ ! મહાવીરસ્વામી ! તમારે કેવળજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે. એટલે સકળ પ્રમેયનું પ્રમાણ કરનાર હોવાથી હે ભગવાન ! આપ ભાવનિક્ષેપે કેવળજ્ઞાની છો. અનંત જ્ઞાનાદિકચતુષ્ટય વિશિષ્ટ અરિહંત જિનને જિન કહેવા તે ભાવનિક્ષેપ છે.

એવા જિન કેવળજ્ઞાની ભાવનિક્ષેપે બિરાજી રહેલા છે. એવા ભગવાનને પ્રધાન મુનિઓ (ગુણધર મુનિઓ) સ્વરૂપની સ્થિરતા સાધી....મન-વચન-કાયાના યોગને સ્થિર રાખી ધ્યાનમાં ધ્યાવે છે. એટલે તમારા તમામ શુદ્ધ ગુણોને વારંવાર સંભાળી સંભાળીને, ધ્યાન અગ્નિને ધમીધમીને, તમ સરખા ગુણો આત્મ અંગમાં અભેદપણે ધ્યાયી ધ્યાયીને. કર્મરૂપી કાષ્ઠને પ્રજાળે છે. એ બધાય પ્રધાન મુનિઓ ભાવનિક્ષેપે મુનિરાજો છે. અને ભાવિ દ્રવ્યનિક્ષેપે કેવળજ્ઞાનીઓ છે. કેવળજ્ઞાન લીધું કે લહું એ ભાવમાં વર્તી રહ્યા છે.

આત્માના અસંખ્ય પ્રદેશે જ્ઞાનાદિક અનંત સ્વગુણો સરખા છે. એક પ્રદેશે અનંતા ગુણો છે, એવા જ અસંખ્યાત્ પ્રદેશે અનંત ગુણો સરખા છે. કોઈ પ્રદેશે, કોઈ ગુણ અંશ માત્ર પણ ઓછો કે અધિકો નથી. જેમ સોનાના સર્વ પ્રદેશે ભારેપણું, પીળાપણું, ચિકાશપણું આદિ સર્વે ગુણો સરખા છે. તેમ શુદ્ધ દ્રવ્ય આત્માના સર્વ પ્રદેશે સર્વ ગુણો સરખા જ છે.

હવે તે સર્વે ગુણો પોતપોતાનું કાર્ય સર્વ સમયે નિરંતર કરે છે. જ્ઞાનગુણ જ્ઞાનનું કાર્ય કરે છે....દર્શનગુણ દર્શનનું કાર્ય કરે છે. ચારિત્રગુણ ચારિત્રગુણનું કાર્ય કરે છે. કોઈ ગુણની પ્રવૃત્તિ કોઈ સમય પણ રોકાતી નથી. તેમ અન્ય દ્રવ્યો....કોઈ દ્રવ્યના ગુણ કે પર્યાયના પ્રવાહને અટકાવી શકતા નથી. જેમ વર્ણગુણ ગંધ આદિ ગુણનું કાર્ય કરતો નથી પણ વર્ણગુણ વર્ણપર્યાય પ્રવૃત્તિરૂપ કાર્ય કરે છે. જેમ ગંધગુણ રસ આદિ ગુણોનું કાર્ય કરતો નથી પણ ગંધગુણ ગંધપર્યાય પ્રવૃત્તિરૂપ કાર્ય કરે છે. રસગુણ વર્ણ આદિ ગુણોનું કાર્ય કરતો નથી, પણ રસગુણ-રસપર્યાય પ્રવૃત્તિરૂપ કાર્ય કરે છે. તેમ જ્ઞાનગુણ, દર્શનગુણ, આદિ અન્ય ગુણનું કાર્ય કરતો નથી. અર્થાત્ સર્વેગુણો, સર્વે સમય પોતપોતાનું જ કાર્ય કરે છે. સ્વજાતિય અન્ય ગુણ કે વિજાતિય અન્ય ગુણનું કાર્ય કોઈ ગુણ, કોઈ સમયે (પણ) કરતો નથી. એમ પરિણમનકર્તા ગુણોનો ધર્મ જાણવો.

જ્ઞાનગુણ પોતે પોતાની પ્રવૃત્તિ પર્યાયનો કર્તા છે. દરેક દ્રવ્યમાં પરિણામીધર્મ કર્તા ગુણે રહેલો છે. એમ જાણો, માનો, સમજો. આ જાણીને જે જીવ પોતાના જ્ઞાનાદિક શુદ્ધ ગુણોમાં એકતાપણે ઉપયોગ અખંડ કરે તો તે વર્તમાન ભાવનિક્ષેપે ધર્મી કહેવાય છે. તેનો મોક્ષ થવાનો જ. અનંતકાળમાં આ જીવ હજી સુધી ભાવનિક્ષેપે ધર્મી થયો નથી. નામનિક્ષેપે તો અનંતવાર ધર્મી થઈ આવ્યો છતાં તેનું કામ થયું નહિ.

વ્યવહારમાં કહેવાય છે કે મારો સગો ભાઈ પણ મારું (કામ) કરતો નથી. ભાઈ! તેં ક્યારે તેનું કાર્ય કર્યું હતું કે તે તારું કરે. તેમ ગુણ પોતપોતાનું કાર્ય કરે છે. આત્મ વસ્તુ છે, ચીજ છે, પદાર્થ છે. વસ્તુ ગુણો તથા ગુણોની અવસ્થાઓએ ત્રિકાળ ધ્રુવ છે. એકેક ગુણની એકેક ત્રિકાળી ધ્રુવ પર્યાય છે.

આત્મામાં જ્ઞાન ગુણ છે તો તે ગુણની ત્રિકાળી એક ધ્રુવ પર્યાય છે. આત્મામાં દર્શન ગુણ છે તો તે ગુણની ત્રિકાળી એક ધ્રુવ પર્યાય છે. ધર્માસ્તિકાય દ્રવ્યમાં પણ ત્રિકાળી ધ્રુવ પર્યાય છે. તેમાં તેનાં ગુણો સમાઈ જાય છે. વસ્તુ ત્રિકાળ એકરૂપ, વસ્તુના જ્ઞાનગુણ, દર્શનગુણ આદિ તે પણ ત્રિકાળ. અને તેવો ધ્રુવપર્યાય તે પણ ત્રિકાળ અને તેનો કારણ ઉપયોગ તે પણ ત્રિકાળ ધ્રુવ છે. તેમાં એકાગ્રતા કરવાથી કાર્યરૂપ કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રગટ થાય છે. અનંત ગુણોની અનંત પર્યાયો પ્રગટે છે. અંદરમાં કારણ પડયું છે. તે કારણમાં એકાગ્રતા કરે તો તેમાંથી નિર્મળ કાર્ય પ્રગટે તેને ભાવનિક્ષેપે ધર્મી થયો કહેવાય છે.

ભાવનિક્ષેપે ધર્મી થવા માટે પ્રથમ શું કરવું જોઈએ? સત્‌સમાગમ કરવા માટે સંસાર ઉપર કાપ મૂકવો પડશે. આ સંસારમાં મનુષ્ય, તિર્યંચ, દેવ, નારક આદિ ગતિ નામકર્મના સંયોગે શરીરના આકાર ઉપરથી ઉપચારે એમ કહેવાય છે કે આ મનુષ્યનો જીવ છે, આ તિર્યંચનો જીવ છે, આ દેવનો જીવ છે, આ નરકનો જીવ છે. ખરી રીતે નિશ્ચયે શું છે તે મને કહો. ખરી રીતે નિશ્ચયે (જીવ) જાતિ અપેક્ષાએ તમામ સમાન છે. દેહ દીઠ દરેકે દરેક આત્મા સ્વતંત્ર છે. આત્માનો દેહ અરૂપી જ્ઞાન ઘન છે. શક્તિરૂપે બધાય જીવો સિદ્ધ પરમાત્મા સમાન છે. હવે વિચારો, હવે સમજો. શક્તિપણે પૂર્ણ પરમાત્મા જેવું દરેકે દરેક જીવનું સામર્થ્ય છે.

હવે જો જીવ પોતે પોતાનું સામર્થ્ય વર્તમાન સંતસંગે, સંસારસંગ ઉપર કાપ મૂકીને સમજે, પોતાની શુદ્ધતાને જાણે, માણે, અનુભવે અને તે જાતનો પુરુષાર્થ કરે તો સ્વયં શુદ્ધતા પ્રગટ થાય. દરેક આત્માનો વાસ્તવિક સ્વભાવ જ્યારે પૂછો ત્યારે પૂર્ણ શુદ્ધ, અસંખ્યપ્રદેશી કેવળજ્ઞાનસ્વરૂપ, આનંદઘન છે, ચૈતન્યઘન છે. અવિનાશી આનંદમૂર્તિ છે. હવે તે સદાય છે....છે....ને છે. તે સ્વાધિન પુરુષાર્થથી જરૂર પ્રગટ થાય છે. આત્મા દ્રવ્ય સ્વભાવે છે. દરેક આત્મા દ્રવ્ય સ્વભાવે, શક્તિલક્ષણે સમાન છે. કારણ

જેવો મારો સ્વભાવ છે તેવો જ સિદ્ધનો સ્વભાવ છે. જેવી મારી શકિત છે તેવી જ સિદ્ધની શકિત છે. જેવું મારું લક્ષણ છે તેવું જ સિદ્ધનું લક્ષણ છે. માત્ર સંખ્યાએ જુદા, સ્વતંત્ર છે.

સ્વતંત્ર પર્યાય જ્યારે ખીલવાની હશે ત્યારે ખીલશે.... ભાઈ! તે પર્યાય ખિલી તે પુરુષાર્થ વિના ખિલી નથી. પુરુષાર્થ ખોઈને વાત કરે કે પર્યાય જ્યારે ખીલવાની હશે ત્યારે જ ખીલશે. તો તે મિથ્યા નિયતવાદી છે, અજ્ઞાની છે. અને પુરુષાર્થ રાખીને વાત કરે કે પર્યાય જ્યારે ખીલવાની હશે ત્યારે જ ખીલશે....અને જે ખીલવાની હતી તે જ ખીલી છે. એમ પુરુષાર્થ સહિત વાત કરે તો તે સમ્યક્‌નિયતવાદી છે.... જ્ઞાની છે.

સર્વજ્ઞ પ્રભુ એમ કહે છે કે અત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં સાક્ષાત્ શ્રી સીમંધર ભગવાન બિરાજે છે. બાર પ્રકારની પર્ષદા બેઠી છે. ને ભગવાનની વાણી છૂટી કે આ ભવ્ય જીવ છે. સામો ભવ્ય જીવ, લાયક જીવ, દ્રવ્યનિક્ષેપે એટલે સત્‌સન્મુખ થઈ સ્વીકાર કરે.... (ગુરુ કહે કે તું લાયક છો. એટલે શું તે જીવ બેસી રહે? શું બેસી રહેવાનું છે કે પુરુષાર્થ કરવાનો છે?) સ્વીકાર કરીને કહે કે.... હા, હું પરમાત્મા જેવડો જ છું. ધારણા વિના, સહજ અંદરમાંથી હકાર આવે કે હું સિદ્ધ છું. વચ્ચેનો કાળ કાઢી નાખો તો કર્મ-ઉપાધિ છે જ નહિ. આત્માના અચિંત્ય પુરુષાર્થનો આ મહિમા છે. આત્મા અકારણીય તત્ત્વ છે. સ્વયં સ્વાધિન છે છતાં તે નિમિત્તનો ઉપકાર સમજે છે. જે પોતાની પાત્રતા સમજે અને સમજીને જે પોતે પોતાની પાત્રતા મેળવે તો સિદ્ધ પરમાત્મા થાય.

એ વાત મૂકીએ છીએ.

એક તો પોતાની પાત્રતા એટલે એક તો પોતાની તૈયારી વડે સત્‌પુરુષનો યોગ મેળવે. (આવેલા ટાણાને બે હાથ જોડીને વધાવી લે. ધંધો નથી, વરસાદ નથી, કમાણી નથી, વેપાર ચાલતો નથી. એમ નબળાઈ ન દેખાડે. દીકરો પરણાવવો હોય તો ઝટ દઈને બે કે ચાર હજારની થેલી તિજોરીમાંથી બહાર કાઢે છે. અને ધર્મના ટાણે આજે તેમાં કોઈ કાંઈ ખર્ચવાનું કહે તો ધંધા નથી એવા મોકલા મારે છે. હવે તે મોકલા મારવાનું બંધ કર. આવેલા ટાણાને વધાવી લે.)

જીવે એવા એવા બાના આપ્યા છે કે ન પૂછો વાત. અને ઉપરથી પોતે સિદ્ધ થઈને બેઠો છે. આ તેની મિથ્યા માન્યતા, આ તેનો મિથ્યા આડંબર કે મિથ્યા અહંકાર તેને ચાર ગતિમાં જ રખડાવે છે,

સર્વજ્ઞ પરમાત્માની શ્રદ્ધા કરી અપૂર્વ વીર્ય ઉલ્લાસ વડે પ્રત્યક્ષ આત્મલાભને પામે એ એક વાત પૂરી થઈ... હવે બીજી વાત...વળી કોઈ સર્વજ્ઞના મુખમાંથી તું લાયક છો....એમ સાંભળીને પોતે ભાવથી ઉછળી પડે પણ સૂઈ ન રહે. ભાવથી ઉછળી

અંદરથી હકાર લાવે કે ભગવાને કહ્યું કે...હા આમ જ છે....ગુરુએ કહ્યું કે હા આમ જ છે. તેની હા આવી. તે પુરુષાર્થ ઉપાડે તો એ સ્વભાવ સન્મુખ ચાલ્યો આવે છે. હવે તે ધર્માત્મા છદ્મસ્થ જીવ હોવા છતાં ભાવિ દ્રવ્યનિક્ષેપે સિદ્ધ છે. કારણ કે દ્રવ્ય નિક્ષેપો તે નૈગમ નયનો વિષય છે. એટલે તેને ભાવિ નૈગમ નયે સિદ્ધ છે એમ પણ કહેવાય છે.

કેવળજ્ઞાનીએ કહ્યું કે આ જીવ બે ભવે મોક્ષે જવાનો છે અને તે જીવ પણ ભાવિ દ્રવ્યનિક્ષેપે જ સિદ્ધ છે. એટલે ભાવિ નૈગમ નયથી તે જીવ સિદ્ધ છે. એવો જીવ પુરુષાર્થ ઉપાડીને સ્વસન્મુખ ચાલ્યો આવે છે. તે સાંભળનાર ભાવથી ઉછળીને વર્તમાનમાં જ હું પૂર્ણ છું. (તમારો સાધર્મી કોઈ વાત તમને સંભળાવે તો તમો તે વાત સાંભળીને ભાવથી ઉછળી જાવ છો કે મોઢાં ફેરવી નાખો છો ?)

એ લક્ષે પોતામાં સ્થિર થઈ શુદ્ધ પર્યાય ઉઘાડીને યથાર્થ નિર્ણય લાવે છે કે હું ત્રિકાળ આવો જ છું. પૂર્ણતાના લક્ષે સાધક સ્વભાવ પ્રગટ કરે છે. દ્રવ્ય સ્વભાવ નિત્ય શુદ્ધ છે. તેમાં શુદ્ધ સિદ્ધ અવસ્થા શક્તિરૂપે અનાદિની છે, નવી નથી. સિદ્ધ સમાન તે સહજ શક્તિ છે. એ રીતે પ્રગટ જાણે અને ઉપાય સમજે, ઉલ્લાસ આણે, સ્વસન્મુખ થાય, પુરુષાર્થ ઉપાડે તેને પ્રગટ થાય. આ કાંઈ પોપાભાઈનું રાજ નથી કે એમના એમ પ્રગટ થઈ જાય. તેમાં ઉપાદાનનું સામર્થ્ય છે. અને તેમાં નિમિત્તકારણ સદ્‌ગુરુની આજ્ઞા છે. સદ્‌ગુરુએ કહેલ વીતરાગદશાનો વિચાર કરવો તે જ્ઞાનબળનો પુરુષાર્થ છે.

સિદ્ધ થવાનું મૂળકારણ તો જીવદ્રવ્ય સ્વયં છે. અને તેનું કારણ સ્વતંત્ર શક્તિરૂપે છે. સિદ્ધપદરૂપ પર્યાય છે. છે, ને છે તે વ્યકત કરવું તે કાર્ય. તે કાર્ય શું ? ગુરુ કે અનંતા સિદ્ધોને આધારે છે ? કે સ્વયં તારા પુરુષાર્થને આધારે છે ? તે કાર્ય સ્વયં પોતાના પુરુષાર્થને આધારે છે. તેની યોગ્યતાનો પુરુષાર્થ જીવે કર્યો એટલે તે જાતનો વ્યવહાર અને સત્‌સમાગમ આદિ નિમિત્તો ( હાજરાહજૂર ) હાજર જ હોય.

આત્માની અધ્યાત્મ વાતો સદ્‌ગુરુ સમાગમે જે લાયક પ્રાણી, એ ભાવ. અર્થના લક્ષે ઉછાળીને પ્રસન્ન ચિત્તે સાંભળી, આમ જેણે સાંભળી છે અને તે જ પ્રમાણે જે માને છે અને એ જ પ્રમાણે માનતો થકો સ્વદ્રવ્યસન્મુખ થઈને ચાલ્યો આવે છે તે જીવને ભાવિ નિર્વાણનું ભાજન કહ્યો છે. ગુરુઆજ્ઞાએ વર્તનાર જીવ ભાવિ નિર્વાણનું ભાજન છે. હવે ભાવિ દ્રવ્યનિક્ષેપે વર્તમાન તે સમકિતી છે. સમકિતી તેને કહ્યો છે.

ઉપાદાનનું વીર્ય ઉઘાડીને સહજ હા આવી કે આ આમ જ છે. એટલે પૂર્ણ અખંડ જ્ઞાયક સ્વરૂપ નિર્મળ તત્ત્વ છે. એવો આત્માનો જ ભાવ આત્મામાં સહજ સ્વભાવે ઉલસે છે. તે નિશ્ચય સમકિતનું કારણ છે. પણ હજી નિશ્ચય સમકિતને પામ્યો નથી. પણ નિશ્ચય સમકિતના કારણને પામ્યો છે. એટલે વ્યવહાર સમ્યગ્‌દર્શનને પામ્યો છે. અને તે નિશ્ચય સમ્યગ્‌દર્શનને પામવાની યોગ્યતાને પામ્યો તે ભાવિ દ્રવ્યનિક્ષેપે સમકિતી છે. તે જીવ એકાદ ભવ કરીને નિશ્ચય સમકિતને પામશે તે ભાવનિક્ષેપે સમકિતી છે. એવો જીવ અલ્પકાળમાં સાક્ષાત્ નિર્વાણપદને પામી જશે.



## વ્યાખ્યાન નં. ૩૨

સં. ૨૦૧૪ ના પ્રથમ શ્રાવણ સુદ ૧૩ને સોમવાર, તા. ૨૮-૭-૧૯૫૮

## "દિક્ષાના પ્રકાર"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, પહેલી ગાથા, સંયતિરાજાનો અધિકાર વંચાય છે.

"नामेणं संजये नामम्" એક નામનિક્ષેપે આ રાજા સંયતિ છે, પણ ભાવ-નિક્ષેપે સંયતિ નથી. ચારે નિક્ષેપાનું સ્વરૂપ સમજાવે છે, તેમાં નામ, સ્થાપના અને દ્રવ્યનિક્ષેપનું સ્વરૂપ કહેવાઈ ગયું છે. હવે અહીં ભાવ નિક્ષેપનું સ્વરૂપ સમજાવે છે.

ભાવનિક્ષેપ વર્તમાન તદ્ગુણવાળા પદાર્થને વર્તમાનમાં જ નિરૂપણ કરે છે, તે માટે ભાવનિક્ષેપ તે ઋજુસૂત્ર નય અને એવંભૂત નયનો વિષય છે.

ભાવનિક્ષેપ તે જ્ઞેય છે. અને તેનો વિષય કરનાર ઋજુસૂત્રનય અને એવંભૂત નય છે.

શબ્દ જ્યારે વાચ્યનું નિરૂપણ કરે છે ત્યારે તો એવંભૂત નયનો વિષય છે, પણ જો પદાર્થના સમસ્ત અર્થપર્યાયનું વર્તમાનમાં નિરૂપણ કરે તો તે ઋજુસૂત્ર નયનો વિષય છે. એમ બંને નયનો વિષય છે.

અહીં શંકાકાર શંકા કરે છે કે....ભાવનિક્ષેપ, ઋજુસૂત્ર નય અને એવંભૂત નય, એ ત્રણે, વર્તમાન પદાર્થનું નિરૂપણ કરે છે. તો તે ત્રણેમાં અંતર શું છે?

આમ શંકાકારે શંકા મૂકી હવે શંકાનું સમાધાન કરે છે. નય અને નિક્ષેપમાં વિષય અને વિષયનો ભેદ છે. નય વિષય કરનાર છે. નિક્ષેપ વિષય થનાર છે. ઋજુ-સૂત્ર નય અર્થનય છે. એવંભૂત નય શબ્દનય છે.

અર્થાત્ ઋજુસૂત્ર નય પદાર્થના વર્તમાન સમસ્ત અર્થપર્યાયોને ગ્રહણ કરે છે. અને એવંભૂતનય બોલાયેલા શબ્દોની જે વાચ્ય માત્ર વર્તમાન ક્રિયાને ગ્રહણ કરે છે. માટે ઋજુસૂત્ર નય તે અર્થનય છે, એવંભૂત નય તે શબ્દનય છે. નિક્ષેપ વિષય થનાર છે. માટે તે ત્રણેમાં મહાન અંતર છે. ઋજુસૂત્ર અર્થનય છે, એવંભૂત શબ્દ-નય છે. દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ બન્ને તદ્ગુણ છે. તથાપિ બન્નેમાં કાળભેદથી ભેદ છે. અહીં ચારે નિક્ષેપનું જે કાંઈ સંક્ષિપ્ત સ્વરૂપ સમજાવ્યું અને વિસ્તારે જે કોઈને જાણવું હોય તે 'અનુયોગ દ્વાર' સિદ્ધાન્તથી જાણી લેવું.

જિન નામ રાખવું તે જિન નામ કહેવાય. જિનેન્દ્રની પ્રતિમા થાપવી તે જિન-સ્થાપના કહેવાય છે. જિનેન્દ્રનો જીવ તે દ્રવ્યજિન કહેવાય છે. અને સમવસરણમાં બિરાજમાન જિનેન્દ્ર ભગવાન પોતે સ્વયં ભાવજિન કહેવાય છે.

આ પ્રમાણે નામજિન, સ્થાપનાજિન, દ્રવ્યજિન અને ભાવજિન તેનું સ્વરૂપ જેમ છે તેમ સમજીને જે જીવ પોતાનામાં ભાવજિનેન્દ્ર જીવની લાયકાત પ્રગટાવે છે, તે જીવ અલ્પકાળમાં ભાવજિનેન્દ્રપણું પામીને સિદ્ધ થશે.

તેને પામવાનો જો કોઈ ઉપાય હોય તો તે સૌ પ્રથમ સમ્યગ્દર્શન છે. પછી રત્નત્રયની ઐકયતારૂપ પોતાના જ સ્વરૂપની ઉત્કૃષ્ટ આરાધના કરવી તે જ સિદ્ધદશા પામવાનો ઉપાય છે.

આ જ પ્રમાણે નામધર્મી, સ્થાપનાધર્મી, દ્રવ્યધર્મી અને ભાવધર્મી. નામદિક્ષા, સ્થાપનાદિક્ષા, દ્રવ્યદિક્ષા અને.... ભાવદિક્ષા. નામત્યાગી, સ્થાપનાત્યાગી, દ્રવ્યત્યાગી અને ભાવત્યાગી. નામસંયતિ, સ્થાપનાસંયતિ, દ્રવ્યસંયતિ અને ભાવસંયતિ. નામગુરુ, સ્થાપનાગુરુ, દ્રવ્યગુરુ અને ભાવગુરુ. એ બધાયનું સ્વરૂપ જેમ છે તેમ બરાબર સમજીને ભાવધર્મી થવાને માટે આ સ્વરૂપ સ્વજાણ્યું છે.

**ભાવધર્મી થવાને માટે તું ભાવગુરુને શોધી લે.** ધનને શોધવા કેમ નીકળો છો ? કાળા પાણી ઉલંઘીને પણ ધનને શોધવા નીકળો છોને ? તેમ ભાવગુરુને શોધવા નીકળો.

ઠાણુંગસુત્ર (શાસ્ત્રકાર) કહે છે કે....કોઈ સિંહની જેમ (ટોળે) દિક્ષા લે અને સિંહની જેમ (ટોળે) દિક્ષા પાળે. કોઈ સિંહની જેમ દિક્ષા લે અને શિયાળની જેમ દિક્ષા પાળે. કોઈ શિયાળની જેમ દિક્ષા લે અને સિંહની જેમ દિક્ષા પાળે. કોઈ શિયાળની જેમ દિક્ષા લે અને શિયાળની જેમ દિક્ષા પાળે. અહીં પહેલા ભાંગાનું જ માહાત્મ્ય છે. એટલે કે સિંહની (ટોળે) જેમ દિક્ષા લે અને સિંહની જેમ દિક્ષા પાળે. વળી દિક્ષાના ચાર ભેદ છે.

ઈહલોક પ્રતિબદ્ધ દિક્ષા, પરલોક પ્રતિબદ્ધ દિક્ષા, ઉભયલોક પ્રતિબદ્ધ દિક્ષા અને અપ્રતિબદ્ધ દિક્ષા.

(૧) ઈહલોક પ્રતિબદ્ધ દિક્ષા એટલે સારું સારું ખાવાનું મળે....તે લક્ષે લેવાતી દિક્ષા, અથવા અપાતી દિક્ષા એ ઈહલોક પ્રતિબદ્ધ દિક્ષા છે.

(૨) પરલોક પ્રતિબદ્ધ દિક્ષા એટલે....અત્યારે સંયમ પાળીશું, ત્યાગ-વૈરાગ્ય ટકાવીશું. ત્યાગ-તપ કરીશું, તો....પરલોકમાં અવર્ણીય સ્વર્ગના કામ-ભોગ પ્રાપ્ત થશે. દેવીઓ હાજર ઊભી રહેશે. ખમ્મા....ખમ્મા મારા ધણીને એમ આવકાર....ખમ્મા.... ખમ્મા થશે. એવા આશયથી લેવાતી કે દેવાતી દિક્ષા તે પરલોક પ્રતિબદ્ધ દિક્ષા છે.

(૩) ઉભયલોક પ્રતિબદ્ધ દિક્ષા એટલે આ લોકમાં ખાવાપીવાને મળે....અને પરલોકમાં કામ, ભોગો મળે એવા આશયથી લેવાતી, દેવાતી દિક્ષા તે ઉભયલોક પ્રતિબદ્ધ દિક્ષા છે.

(૪) અપ્રતિબદ્ધ દિક્ષા એટલે માત્ર જ્ઞાન-દર્શન-ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરવા અને તે આરાધનાના પાલનને માટે લેવાતી કે દેવાતી દિક્ષા. વળી જેનું ધ્યેય માત્ર મોક્ષનું જ હોય. એક મોક્ષ સિવાય બીજુ કોઈ પણ ધ્યેય ન હોય. એ જ પ્રાપ્ત કરવા અર્થે, લેવાતી દિક્ષા અને દેવાતી દિક્ષા તે અપ્રતિબદ્ધ દિક્ષા છે. અને તે ભાવ-નિક્ષેપે દિક્ષા છે. તે ભાવનિક્ષેપે દિક્ષા પાળનાર એકાદ ભવમાં જરૂર મોક્ષે જાય છે.

વળી દિક્ષાના ચાર ભાંગા છે. (૧) પૂરત: પ્રતિબદ્ધ દિક્ષા (૨) માર્ગંત: પ્રતિબદ્ધ દિક્ષા (૩) ઉભયત: પ્રતિબદ્ધ દિક્ષા અને (૪) અપ્રતિબદ્ધ દિક્ષા.

(૧) પૂરત: પ્રતિબદ્ધ દિક્ષા એટલે સંસારનાં પુત્રાદિનાં પરિવાર કરતાં શિષ્યાદિનો પરિવાર સારો. એવા ભાવે શિષ્યોની આશા રાખવાથી લેવાતી કે અપાતી દિક્ષા તે પૂરતઃ પ્રતિબદ્ધ દિક્ષા.

(૨) માર્ગંત: પ્રતિબદ્ધ દિક્ષા એટલે....દિક્ષા તો તે પણ પૂર્વના સ્નેહીઓના સ્નેહ તૂટે નહિ. સંસારમાં હતો તે વખતે તે મારો મિત્ર હતો, અને અત્યારે તે મારો શિષ્ય થઈ ગયો છે. વળી, માબાપ-કુટુંબ-કબિલાના તથા પૂર્વ સ્નેહીઓના સ્નેહબંધન તૂટે નહિ. એ માર્ગંતઃ પ્રતિબદ્ધ દિક્ષા છે.

(૩) ઉભય: પ્રતિબદ્ધ દિક્ષા એટલે પૂરતઃ અને માર્ગંતઃ એ બન્નેમાં જે કહ્યું તે બન્ને પ્રકારના ભાવ સહિત હોય તો તે ઉભયઃ પ્રતિબદ્ધ દિક્ષા છે.

(૪) અપ્રતિબદ્ધ દિક્ષા એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એ ચારેમાંથી કોઈ પણ પ્રકારના યત્કિંચિત્ માત્ર પ્રતિબંધ વિના ઉત્કૃષ્ટ સાધક દશાની સાધના માટે લેવાતી દિક્ષા કે જેમાં પૂર્ણ સ્વરૂપ ધ્યેય વિના બીજું કાંઈ ન હોય. તે અપ્રતિબદ્ધ દિક્ષા છે.

આવી દિક્ષા તે ભાવદિક્ષા છે. તે દિક્ષા પાળનાર મોક્ષને પ્રાપ્ત થાય. ભાવદિક્ષા સિવાયની બધીયે દિક્ષા નામદિક્ષા છે. ભાવદિક્ષામાં જ આત્માનું શ્રેય.... કલ્યાણ છે.

વળી, પીડા આપીને આપવામાં આવતી દિક્ષા....વળી, ભગાડીને આપવામાં આવતી દીક્ષા. વળી, સંતાડીને આપવામાં આવતી દીક્ષા. સંભાષણ કરીને આપવામાં આવતી દિક્ષા. વળી, માત્ર ગુરુસેવા અર્થે લેવાતી અને દેવાતી દિક્ષા. ઉપદેશના પ્રભાવથી લેવાતી અને દેવાતી દિક્ષા. વળી, સંકેત દિક્ષા એટલે શરતમાં ઊતરીને લેવાતી કે દેવાતી દિક્ષા. વાદવિવાદમાં ઊતરીને લેવાતી દિક્ષા જેમ કે ફલાણો ભાઈ દિક્ષા લે તો હું દિક્ષા લઉં, તે સંકેત દિક્ષા. વળી, વિદ્યા કે શારિરીક બળ દેખાડીને, વિદ્યાનો પ્રભાવ દેખાડીને દેવાતી દિક્ષા, વળી, કોઈ દૂષણ કરીને લેવાતી દિક્ષા, જેમ કે એક માણુસ પોતાનો શિષ્ય હોય, અને દિક્ષા લેતો ન હોય, તો તેને એવા માર્ગે ચડાવી દે કે તેને સંસારમાં ક્યાંય ઊભા રહેવાનો માર્ગ ન રહે. એમ કરાવીને અપાતી દિક્ષા. વળી, **ગુલામગીરીમાંથી** છોડાવીને આપવામાં આવતી દિક્ષા, એટલે મા-બાપને

પૈસા આપીને રજા મેળવીને અપાતી દિક્ષા. વળી, કોઈને પરિતૃપ્ત કરીને આપવામાં આવતી દિક્ષા. વળી, નટખાદીતા દિક્ષા, એટલે સમસંવેગશૂન્ય હોવા છતાં બાહ્યવેશ ભજવી, આહારપ્રાપ્તિ માટે લેવાતી કે અપાતી દિક્ષા. તે નટખાદીતા દિક્ષા. વળી, ભટ્ટખાદીતા દિક્ષા, એટલે પોતાના બળનું ભટ્ટની જેમ પ્રદર્શન કરીને, આડંબર દેખાડીને લેવાતી દિક્ષા તે ભટ્ટખાદીતા દિક્ષા. વળી, શૃંગાલખાદીતા દિક્ષા એટલે શિયાળિયાની પેઠે ભાગ્યવસાત્ આવી મળ્યું છે, એમ દીનતાના ભાવથી અથવા જે કાંઈ મળ્યું હોય તેને દૂર લઈ જઈને એકલો જ ખાય, તે શૃંગાલખાદીતા દિક્ષા. આવા પ્રકારની દિક્ષાઓ. માત્ર નામ દિક્ષા છે. તેમાં તેના આત્માની, ગુરુની કે શાસ્ત્રની સંપ્રદાયની શોભા નથી. તેમાં ભવાડા વિના કાંઈ ન હોય, તેનામાં લાયકાત કે ભાવ નથી.

અપ્રતિબદ્ધ દિક્ષા, માત્ર ચારિત્રાદિના પાલન માટે લેવાતી દિક્ષા, કે જેનું ધ્યેય માત્ર મોક્ષ સિવાય કાંઈ ન હોય તે અપ્રતિબદ્ધ દિક્ષા છે. તેને ભાવનિક્ષેપે દિક્ષા કહેવાય છે. તે ઋજુસૂત્રનય અને એવંભૂતનયનો વિષય છે. સિંહની પેરે દિક્ષા લે અને સિંહની પેરે દિક્ષા પાળે તેનું કલ્યાણ થઈ જાય. દીનતાનો ભાવ લાવ્યા વિના. સ્વરૂપની આરાધના ઉત્કૃષ્ટપણે કરતો જાય. તે અપ્રતિબદ્ધ દિક્ષા. તેને વીતરાગ દેવ ભાવનિક્ષેપે દિક્ષા અને પ્રવર્જ્યા કહે છે. તે જીવ ઋજુસૂત્ર અને એવંભૂતનયે મોક્ષગામી છે.

અનંતકાળથી ભાવદિક્ષા આવી નથી, તેથી જ આ સંસાર ઊભો છે. સર્વ દિશાઓને ઉલ્લંઘીને સ્વસ્વરૂપમાં ઠરી જવું, તે ભાવનિક્ષેપે દિક્ષા છે. તે જ મોક્ષનું કારણ છે. ચતુર્વિધ સંઘનું કલ્યાણ કરનાર છે. અને પોતાના આત્માનું તો કલ્યાણ થાય જ છે.

આત્મા જ્ઞાયક છે, પરથી નિરાળો છે, એવી દૃષ્ટિ જ્યાં સુધી થઈ નથી, ત્યાં સુધી ભાવધર્મ પ્રગટ્યો નથી. ભાવધર્મ વર્તમાન વર્તતી દશામાં થયો નથી. ભાવધર્મ થતો નથી તો....તે જીવ ભાવનિક્ષેપે ધર્મી નથી. એ વાત સાંભળીને અંતરદશા પ્રગટ્યા વગર, અંતર્ સાચી દૃષ્ટિ પ્રગટ્યા વગર, ભાવનિક્ષેપે ધર્મ પ્રગટ્યા વગર, ભાવનિક્ષેપો પ્રગટ્યા વગર, કોઈ વ્યક્તિ એમ માની લે કે અમને સાચી દૃષ્ટિ થઈ છે, માટે અમને ગમે તેવા વિકારીભાવો આવે છતાં અમને ત્યાગ જ વર્ત છે. ત્યાં શાસ્ત્રકાર હે કહે કેઃ–એ નામત્યાગી છે, પણ ભાવત્યાગી નથી. તો તેને સમજાવવાને માટે જ્ઞાની કહે છે કે....ભાઈ! તું ધીરો થા, જરા શાંત થા, જ્યાં સુધી સાચી દૃષ્ટિ થઈ નથી, ત્યાં સુધી ભાવધર્મ જ નથી. મોક્ષમાર્ગ જ પ્રગટ્યો નથી.

સાચી દૃષ્ટિ થયા પછી પણ જ્યાં સુધી ચરિત્રદશા પ્રગટ થતી નથી ત્યાં સુધી અમુક અસ્થિરતા થાય છે, રહે છે. ને પછી જે જે ભૂમિકા હોય તે તે ભૂમિકા પ્રમાણે એટલે જે જે પ્રમાણે સ્વરૂપ–સ્થિરતા પ્રગટે તે તે પ્રમાણે અમુક પ્રકારનો ત્યાગ હોય જ છે. તેમાં જરાય ફેરફાર નથી તેને જ્ઞાનીઓ ભાવત્યાગી કહે છે.

જ્યાં સાચી દૃષ્ટિ થઈ, જ્યાં સમ્યગ્‌દર્શન થયું, ત્યાં કુદેવ, કુગુરુ, કુધર્મ તરફનું જીવનું વલણ છૂટી ગયું. અને તે તરફનો રાગ પણ છૂટી ગયો. તેથી કુદેવ, કુગુરુ, કુધર્મના નિમિત્તો પણ છૂટી ગયા. એવો નિમિત્ત-નૈમિત્તક સંબંધ જ છે. એમ જ હોય. તેમાં મીનમેખ ફેર ન થાય.

હવે, રાગ છૂટયો ત્યાં નિમિત્ત ન હોય, છતાં રાગ છૂટયો માટે નિમિત્ત છૂટયા તેમ પણ નથી. અને નિમિત્ત છૂટયા માટે રાગ છૂટયો, એમ પણ નથી. કારણ... નિમિત્ત રાગ કરાવતું નથી. અને રાગને આધિન નિમિત્તો ઊભા ન હતા. (તારા રાગને આધિન નિમિત્ત નથી. તને રૂપિયા ઉપર ઘણો રાગ છે, છતાં તે રૂપિયાને જવું હોય તો જાય, અને રહેવું હોય તો રહે. પણ તારા રાગને લીધે તે રૂપિયા રહેતા નથી. જો તારા રાગને લીધે રૂપિયા રહેતા હોય તો જાય જ નહિ. પણ એમ નથી. રૂપિયા તો પોતાની સ્થિતિ લઈને આવ્યા છે. એટલે એની સ્થિતિ પૂરી થતાં ચાલ્યા જશે, જાય છે.) સર્વ કોઈ પોતપોતાના કારણે છૂટી જાય છે. સૌ કોઈ પોતપોતાની પર્યાય વડે પલટીને છૂટે છે.

હવે, જેની સાચી દૃષ્ટિ પ્રગટ થઈ, અંદરમાંથી સમ્યગ્‌દર્શન થયું, આત્માનું ભાન થયું, ભાવધર્મી થયો, ઋજુસૂત્રનયે ધર્મી થયો, ચોથી ભૂમિકા પ્રગટ થઈ. તેને માંસ, મધ, મદિરા, ઉંબરના ફળ ઇત્યાદિ ખાવાના પરિણામ આવે જ નહિ. સિંહ જેવો સિંહ હોય અને તેને કોઈ મુનિના ભેટા થાય, વાણી સાંભળે અને ધર્મને પામી જાય તો મોઢામાંથી મૃગના શિકારને છોડી દે, અને જીવજીવનો સંથારો કરે; કારણ કે તેને ખડ ખાવાનું હોતું નથી. સમ્યગ્‌દર્શન પ્રગટ થયું તેને માંસ ખાવાની, દારૂપીવાની પર્યાય હોય નહિ. અને તેવો વિકલ્પ પણ આવે નહિ. માટે માંસ, દારૂ અભક્ષ્ય પદાર્થ ખાવાનું થતું નથી. લોકનિંદનીય કર્તવ્ય તેના હાથે ન થાય. તે બધું તેને છૂટી જાય. માંસ-દારૂ, મદનું નિમિત્ત તેની પાસે હોય જ નહિ એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે,

શાસ્ત્રકાર કહે છે કે સાચી દૃષ્ટિ થયા પછી, ભાવધર્મી થયા પછી, બધોય નછૂટે, પણ કુદેવ-કુગુરુ-કુધર્મનો રાગ તો છૂટી જ જાય. તેના નિમિત્તો પણ છૂટી જાય. સમ્યગ્‌દર્શન થયા પછી તે જીવના હાથે લોકનિંદનીય કાર્ય થાય તેવો કર્મનો ઉદય તેને છૂટી ગયો છે. કોઈ એમ કહે કે અમને સાચી દૃષ્ટિ પ્રગટ થઈ છે, માટે હવે અમે કુદેવ-કુગુરુ-કુધર્મને માનીએ તો વાંધો શું? વળી કોઈ એમ કહે કે અંદરમાં બ્રહ્મચર્ય પાળીએ છીએ, અને શરીર મૈથુનની ક્રિયામાં જોડાય તો અમારે શું? દુકાને બેસીને કોઈ એમ કહે કે, અમારે તો ન્યાય, નીતિ, પ્રમાણિકપણું રાખવાના ઘણાં ભાવ છે, છતાં ઉદયને લીધે અન્યાય, અનીતિ, અપ્રમાણિકપણું, હિંસા કરવારૂપ શરીરની પ્રવૃત્તિ દેખાતી હોય, થતી હોય તો એમાં અમારે શું? જૂઠો....જૂઠો....જૂઠો....બાપદાદાએ સાવ જૂઠો....તેને જ્ઞાની કહે છે કે ભાઈ! ઊભો રહે. જ્યાં સાચી દૃષ્ટિ થઈ, સ્વરૂપનું ભાન થયું, એવંભૂત નયે,

ઋજુસૂત્રનયે, અને ભાવે તું ધર્મી થયો ત્યાં કુદેવ-કુગુરુ-કુધર્મનો રાગ આવે જ નહિ. કુદેવાદિનો અશુભ રાગ જેને છૂટયો નથી તેને સાચી દૃષ્ટિ થઈ નથી.

જેને અંદરમાંથી સાચી દૃષ્ટિ થાય, તેને કુદેવાદિનો અશુભ રાગ આવે જ નહિ. જેને બ્રહ્મચર્ય પાળવાનો પ્રેમ હોય, બ્રહ્મચર્ય ભાવ અંદરમાંથી ઉઘડયો હોય, તેને મૈથુનની ક્રિયા હોય જ નહિ. ભાવધર્મ પ્રગટ થયા પછી માંસ, દારૂ, અનીતિ, લોકનિંદનીય કર્તવ્ય છૂટી જાય. શરીરની પ્રવૃત્તિ મૈથુનની ક્રિયાથી છૂટી જાય. તે જાતની વાણી પણ આવતી નથી. તેના નિમિત્તો હોતા નથી. ચોથી ભૂમિકાએ આવ્યો ત્યાં આવો ત્યાગ હોય? પ્રશ્ન છે? ઉ. ન હોય છતાં ત્યાગ ગુણનો કામી હોય. અમે અવિરતિ છીએ....અમે અવિરતિ છીએ...હા...ભાઈ! અમે પણ તને અવિરતિ કહીએ છીએ....પણ આટલો ત્યાગ અંદરમાં હોવો જોઈએ. પાંચમી ભૂમિકાએ તેના કરતાં પણ વધારે ત્યાગ હોય છે.

ચોથી ભૂમિકાએ સ્વભાવ પ્રગટ થયો છે. તેની દૃષ્ટિમાંથી અનંત સંસાર છૂટી ગયો છે. તેની વાણી-વર્તન ફરી જાય. તે આંધળામાંથી દેખતો થયો. સમ્યગ્દૃષ્ટિ શુભાશુભ વાણીના નિમિત્તોનો જ્ઞાતા રહે છે. સ્વરૂપમાં ઝૂલતો....અંશે મુક્ત થઈ ગયો છે. પરંતુ અલ્પ અસ્થિરતાનો રાગ છે, તેથી ગૃહસ્થાશ્રમમાં ઊભો છે. સ્વરૂપની લીનતા વધતાં, રાગ છૂટતાં, મુનિ થઈ જવાનો છે. તે ભાવમુનિ છે. સમ્યગ્દષ્ટિને તદ્દન અસ્થિરતાનો રાગ નથી અને ગૃહસ્થાશ્રમમાં ઊભો છે એમ પણ નથી. અમે સંસારમાં બેઠાં છીએ, અમારે સ્ત્રી આદિ પરિવાર છે, અમને સમ્યગ્દર્શન છે. ભાઈ! ભાઈ! ભૂલ ખામા....પણ અલ્પ રાગ છે, તે રાગ છૂટતા....મુનિપણાની દશા પ્રગટતાં મુનિ થઈ જાય છે, અને તે ભાવમુનિ છે. જે ભાવમુનિ છે તે જ ભાવગુરુ છે, જ્યાં સુધી ભાવમુનિપણું આવ્યું નથી ત્યાં સુધી તેને ભાવગુરુ કહેવાય નહિ. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હોય છતાં તેને ભાવગુરુ ન કહેવાય. (તેને ભાવગુરુ માનનાર કે મનાવનાર ભૂલ ખાય છે.) તે ભાવનિક્ષેપે ત્યાગી છે, સંયતિ છે. સ્વરૂપાચરણ ચારિત્રવાન છે. છતાં પણ તેને ભાવગુરું ન કહેવાય. સમકિતી કહેવાય.

આખી ઉંમર ધર્મના નામે કાઢી હોય, મોટા ત્યાગી નામ ધરાવતા હોય, અમે જ જૈન શાસનના થાંભલા છીએ, થંભ છીએ; છતાં ઉપરથી એમ કહેતા હોય કે અમે ધર્મ તો કરીએ છીએ, પણ આ પંચમકાળ છે, ત્યાં મોક્ષ કયાં થાય તેમ છે? કોણ જાણે....કયારે મોક્ષ થશે? કોણ જાણે....કેટલાયે ભવ હજી કરવાના હશે? એવા પ્રકારની શંકા, કંખા હૃદયમાં વેદાય છે. પણ અરે ભાઈ! તું સંયતિ, સાધુ, ધર્મી કહેવાય છે....ને શંકા, કંખા હોય?

જેને શંકા, કંખા હૃદયમાં વેદાતી હોય તે બધાય નામધર્મી છે. ભાવે ધર્મી નથી. તેણે ધર્મની શ્રદ્ધા કરી નથી. ભાવધર્મીને પોતાના સ્વભાવનું જ વેદન હોય,

તેને અંતર, અભ્યંતર, નિઃશંકતા વર્તે છે. તે કહે છે કે....મારી મુકિત છે જ. ભવની શંકા ભાવધર્મીને હોય જ નહિ. કારણ કે અંશે મુકિતનું વેદન છે. સ્વભાવ-પર્યાય ઉઘડી છે, ત્યાં મુકિતનું વેદન થઈ રહ્યું છે, અને પૂર્ણ મુકિત થવાની નિઃશંકતા વર્તે છે. અંતરમાંથી મુકિત થવાની સહજ નિઃશંકતા આવે છે. તે ભાવ સંયતિ છે.

અંતરમાં સહજપણે મુકિત થવાની નિઃશંકતા હોય નહિ અને હું ધર્મી.... એવું ખોટું જોર કરે....બળગમદાસપણું કરે....તે નામત્યાગી છે, પણ ભાવત્યાગી નથી. એકવાર ભાવત્યાગી, ધર્મી થાય તો તેને મુકિત થવામાં જરાય શંકા પડે નહિ.

આમ નિઃશંકપણે વીતરાગમાર્ગે ચાલ્યો જાય છે તે સિંહની પેરે દિક્ષા લે.... અને સિંહની પેરે દિક્ષા પાળે. કદાચ કોઈ જીવ શિયાળની પેરે દિક્ષા લે પણ સિંહની પેરે દિક્ષા પાળે તેને વીતરાગ દેવ ઋજુસૂત્રનય, એવંભૂતનય અને ભાવ-નિક્ષેપે ધર્મી કહે છે. તેથી ભાવધર્મને પામવા માટે ભાવગુરુને શોધો. શોધીને ભાવધર્મને પામો.

"શ્રી પાર્શ્વનાથાય નમઃ"



## વ્યાખ્યાન ૩૩

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૧૪ મંગળવાર, તા. ૨૯-૭-૧૯૫૮,

**સાચા ભાવગુરુને શોધો...ઓળખો...**
**અને તેની સેવા કરો...**
**તો જ તેવા થશો...**

ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૮ મું અધ્યયન, તેની પહેલી ગાથા વંચાય છે. સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

"**नामेणं संजये नामम्**"

કામ્પિલ્ય નગરનો રાજા સંયતિ, નામમાત્ર સંયતિ છે. પણ ભાવે સંયતિ નથી. કર્તવ્ય શિકારના કરે છે, છતાં પૂર્વપુણ્યના લીધે, આખા રાજ્યનો સ્વામી છે.

"**नामेणं संजये नामम्**" એ એક પદ ઉપરથી ચાર નિક્ષેપની વાત કરે છે. ભાવનિક્ષેપની વાત કરે છે. જ્ઞાની શાન્તિથી કહે છે કે....

(૧) આ શાસન કોનું છે? (૨) આ શાસન કેવું છે? (૩) આ શાસનમાં શું છે?

**(૧) આ શાસન કોનું છે?**

એનો ઉત્તર એ છે કે....આ શાસન, સર્વજ્ઞ ભગવાન કેવળજ્ઞાની શ્રી મહાવીરદેવનું આ શાસન છે. અર્હંતોનું આ શાસન છે.

**(૨) આ શાસન કેવું છે?**

એનો ઉત્તર એ છે કે....આ શાસન ઉત્તમોત્તમ છે.

**(૩) આ શાસનમાં શું રહેલું છે?**

એનો ઉત્તર એ છે કે....આ શાસનમાં માત્ર એક આત્માની જ વાત છે. આત્માના ધર્મની જ વાત છે.

આમ ત્રણ પ્રશ્ન ઊભા કર્યાં અને તેના ઉત્તર પણ આપ્યા.

પોતાના આત્માને ઓળખો....જ્ઞાન-દર્શન-ચારિત્રમય આત્મા છે. જ્ઞાનાદિમય આત્મા છે. તેને ઓળખો...અને તેને જ દેવ માનો.

જ્ઞાનીઓ કહે છે કે હું કહું તે માનશો? જો મનાય તો માની લેજો....કે... **આત્મા તે જ દેવ છે...સિદ્ધ છે...તેને જ પૂજવાનો છે. "वंदामि नमंसामि सकारेमि समारेमि दाव पज्जुवासामि"** વગેરે કરવાનું છે. અનંતકાળથી જગતને રૂડું દેખાડવા પરને માટે બધુંયે કર્યું છે, પણ પોતાના સ્વભાવને માટે જીવે કાંઈ કર્યું નથી. જીવે તેનો પ્રભાવ વધાર્યો નથી. જીવે પોતાના સ્વભાવનો પ્રભાવ વધાર્યો નથી, પણ પુણ્યનો પ્રભાવ વધારી દીધો છે.

ભાવનિક્ષેપે જે જ્ઞાની થયો...એવા જ્ઞાનીને તો પ્રથમ પોતાનો આત્મા દેખાય છે. હવે તેઓ જાણે છે...માને છે.. શું જાણે છે? શું માને છે? જાણે છે. માને છે...કે આ ઘર, માણસ, પૃથ્વી, ચંદ્ર, સૂર્ય વગેરે જે કાંઈ દેખાય છે, તે મારા આત્મા વડે દેખાય છે. તે આત્મા અનંતગુણનો ધણી છે. જ્ઞાન-દર્શન-ચારિત્રમય છે. ગુણગુણી અભેદ છે. અસંખ્યપ્રદેશી છે. અખંડ, અભેદ, અસંખ્યપ્રદેશી ગુણ-ગુણી અભેદ છે. પરંતુ પરભાવમાં રહીને મેં પોતે પૂર્વના પુણ્યના ફળના રસ મીઠા કર્યાં, તેમાં જઈને મેં મારાં ગુણોને વિસાર્યાં છે, તેથી તે રિસાયા છે. જો મેં મારાં ગુણોને વિસાર્યાં ન હોત તો તે રિસાત નહિ...અને કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાત. મેં મારાં ગુણોને વિસાર્યાં એટલે તે અવરાઈ ગયા.

સૌ ધર્મ કરે છે, પોતપોતાના સંપ્રદાય પ્રમાણે કોઈ જપ, તપ, દાન, શીયલભાવ, શ્રવણ, મનન, ચિંતવનં, દેવ-ગુરુ-ધર્મની ભક્તિ વગેરે વગેરે કરે છે. પરંતુ ત્યાં જો આત્માનું ભાન ન હોય (ભાન કરવાને માટે જે જ્ઞાન હોવું જોઈએ તે ન

હોય તો શું થાય? તે જ્ઞાન કઈ રીતે થાય? "प्रमाण नयैरधिगमः" તત્ત્વાર્થસૂત્ર પ્રમાણ નય દ્વારા આત્માનું જાણુપણું થાય છે.) અને જ્યાં આત્માનું જ્ઞાન, ભાન થાય છે ત્યાં તેનો નકાર કરે તો તે ભાવનિક્ષેપે જ્ઞાની નથી, અને તે પુણ્યબંધ કરે છે. ભવિષ્યમાં જો તે પુણ્યના ફળમાં લેવાઈ જશે તો રખડપટ્ટી ઊભી છે. પણ તેમાં નહિ લેવાઈ જાય અને આ તરફ વળી જશે, તો ધર્મને પામી જશે. આ જે કહેવાનું છે, અને કરવાનું છે. તે એક આત્માર્થે કહેવાનું છે. અને સૌએ આત્માર્થે કરવાનું છે.

અનંતકાળથી અજ્ઞાનપણે રખડયો છે, તે ભ્રમણાપણે રખડયો છે. તે અજ્ઞાન અને તે ભ્રમણા મટીને સત્‌સુખ, આત્મસુખ, અવિનાશીસુખ, નિર્વિકલ્પસુખ, સ્વાધિન-સુખ, હવે અહીં પ્રાપ્ત કરવાનુ છે. આ સમજણ પામવી ઘણી દુર્લભ છે. પણ જે જીવો આ સમજણને પામી ચૂકયાં છે, તે જીવોને દ્રવ્યનિક્ષેપે સમજ્યા એમ કહેવાય છે. સાચી સમજણ તો અંતરમાં ઊંડો ઊતરીને વિચારે અને પ્રથમ સત્‌પુરુષ કહે તે માન્ય કરે ત્યારે જ બને તેમ છે, થાય તેમ છે. પરંતુ જીવની ભૂલ કયાં થાય છે. તો કે સર્વે લૌકિક ભાવમાં કાઢી નાખે છે; કારણ કે અનાદિનો એવો જ અભ્યાસ છે. આત્મા તો અલૌકિક, અપૂર્વ, અરૂપી ચીજ છે. (માનપત્ર લેવા માટે, બીજાને ઉતારી પાડવાને માટે, આતો અમે બધુંય વાંચ્યું છે, જાણ્યું છે. તેને હજી કેટલું જીવવું છે? અહીંથી મરીને કયાં જવું છે? જાણે કે તેને દુર્ગતિનો બંધ પડી ગયો ન હોય...તેનો તે બીચારો અભિમાનમાં રહીને વિચાર કરવાનો અવકાશ જ લેતો નથી.)

કોઈ એક મોટો મહાત્મા કહેવાય અને ધ્યાનમાં બેઠા હોય છતાં ભાવનિક્ષેપે જ્ઞાની ન પણ હોય અને બીજો જીવ બધુંયે સંસાર સંબંધનું કામકાજ કરતો હોય છતાં ભાવનિક્ષેપે જ્ઞાની હોય, એટલે બહારનું જોવાનું નથી.

ભાવનિક્ષેપે જે જ્ઞાની બન્યાં તે ખાતા, બોલતા, સૂતા, બેસતા, ઊઠતાં, ચાલતાં બધેય આત્માને પ્રથમ જુએ. અને પછી બીજું જુએ છે.

जयं चरे जयं चिट्ठे, जयं मासे जयं सए।
जयं भुञ्जन्तो भासंतो, पावकम्मं न बन्धई ॥

દશવૈકાલિક ઉ. સૂત્ર. ૪થું અધ્યયન.

તે આત્મા સિવાય કોઈપણ પદાર્થમાં, કોઈપણ ચીજમાં કલ્યાણ માનતા નથી. આત્માનું નિરંતર ધ્યાન કે અનુભવ હોય છે, તે ભાવે સંયતિ છે. જે ભાવે સંયતિ થયો, જે ભાવનિક્ષેપે સંયતિ થયો, તે સિદ્ધ દશાને પામવાનો.

આ રાજા વર્તમાન નામનિક્ષેપે સંયતિ છે, ગર્દભાલી મુનિના સમાગમે દ્રવ્યનિક્ષેપે સંયતિ થશે, પછી ભાવનિક્ષેપે સંયતિ થશે, અને પછી સિદ્ધ થશે. આનંદાદિ દશ શ્રાવકો સંસારી હતા. છતાં ભાવનિક્ષેપે જ્ઞાની હતા તેથી દેવોને પણ પૂજ્ય હતા. જે

જોવાનું છે તે ઉપરનો દેખાવ ઉપરનું વર્તન જોવાનું નથી, પરંતુ આત્માની દશા જોવાની છે. પછી આત્માની શ્રદ્ધા કરવાની છે. જેણે કરી તે ભાવનિક્ષેપે શ્રદ્ધાળુ થયો.

આ શાસનમાં સર્વજ્ઞ ભગવાન શ્રી મહાવીરદેવની આજ્ઞા વર્તે છે. તે મહાન અદ્ભુત સર્વજ્ઞપણાને પામેલા કેવળજ્ઞાની છે. આ શાસનનું માહાત્મ્ય જુદું છે. આ શાસનમાં રહેનારા જીવો પણ મહાન પુણ્યશાળી છે. પણ તે ઉપરથી દેખાય તેમ નથી. કારણ કે આ ધન, પૈસા નથી કે લાખ....બે લાખ દેખાય. આ શાસનમાં તો આત્માના ભાવ છે. અને તે અરૂપી છે. (તમારે દેખાય તે જોઈએ છીએ કે આત્માના ભાવ જોઈએ છીએ.) "એક....એક હું એક છું" બીજાના ભાવને કાઢી નાખો. અને ઘરમાં થેલા પડયા હોય તો આ માર્ગમાં વાપરી નાખો. અને એક આતમભાવને લાવો. તે ભાવને રાખો. જરૂરથી રાખો. (મોક્ષ નહિ થાય ત્યાં સુધી લક્ષ્મી, ધન વિ. તમારી પછવાડે હાલ્યા જ આવશે.) તે જ ઊંચામાં ઊંચી દશા પમાડે તેમ છે. તમારી ધોળી ધૂળ ઊંચામાં ઊંચી દશા પમાડે તેમ નથી. ચક્રવર્તિએ પણ તેને પૂંઠ દીધી અને આ શાસનમાં ચાલ્યા આવ્યા.

તો આવી ઊંચી દશા પામવાની જેનામાં લાયકાત પ્રગટી તે દ્રવ્યનિક્ષેપે સમકિતી અને....સમકિત, સ્વાનુભવને પામી ગયો તે ભાવનિક્ષેપે સમકિતી કહેવાયો.

અનેક ઠેકાણે ભાઈબંધી એને દોસ્તી અને તેની ઓળખાણ કરીને પ્રેમને વેરી નાખ્યો છે. ત્યાંથી, બધેયથી, છૂટવું પડશે. આકરું કેમ લાગે છે...કારણ આતો વીતરાગમાર્ગ છે. આ શાસનની એ રીત છે. બધેયથી છૂટવું જ પડશે. હવે વ્યવહારમાં બધુંયે કરવું પડે, પરંતુ અંતરથી આ બધુંયે ક્યારે તોડી નાખું...એવા ભાવ હોવા જોઈએ. અને અવસર આવતા તોડી નાખવા જોઈએ. અને આત્માર્થે જ જીવવું જોઈએ. તમે જાણો કે (હું જે કહું છું તેને તમે માનશોને?) આજે જ મૃત્યુ થઈ ગયું. તો સર્વે છોડવું પડશે ને? તેમ....વગર મૃત્યુએ હજી જીવતા બેઠા છો તો મમત્વ છોડી દેવું. છોડી દો...ને ભાઈ! જે મમત્વ રાખીને ત્યાગી નામ ધરાવે તે નામ નિક્ષેપે ત્યાગી છે, પણ ભાવનિક્ષેપે ત્યાગી નથી. તેનું ત્રણ કાળમાં કલ્યાણ થાય તેમ નથી. જો ધર્મ પાળવો ગમે તો બધાય પરિષહ સહન કરવા જોઈએ. ઊભાને ઊભા બળી જવાનો પ્રસંગ આવે તોય આત્મભાવ ચૂકવો નહિ. ગજસુકુમારને ઊભાને ઊભા સળગી જવાનો પ્રસંગ ન આવ્યો? આવ્યો. છતાં આત્મભાવ ન ચૂકયા કારણ કે ભાવનિક્ષેપે સાધુપણું પ્રગટયું હતું...તેમાં તે ટકી ગયાં...તો સિદ્ધ દશાને પામી ગયા.

ગુરુ ચાર પ્રકારના હોય છે.

### (૧) નામનિક્ષેપે ગુરુ

એટલે (તમારા અને મારા આત્માએ અનંતવાર નામનિક્ષેપે ગુરુ નામ ધરાવ્યું, ને ગુરુપણે ઓળખાવ્યું.) પોતાની જાતને ગુરુ તરીકે ઓળખાવે, મઠધારી, દંડધારી,

વેશધારી, (રયહરણ-મુહપત્તીધારી) એવી અનેક જાત છે. પણ ગુરુપણાનાં લક્ષણ ન હોય તો તે નામનિક્ષેપે ગુરુ છે.

### (૨) સ્થાપનાનિક્ષેપે ગુરુ

એટલે મૂર્તિ બનાવીને સ્થાપે, ફોટો રાખે, અથવા ટીંગાડે તે સ્થાપનાનિક્ષેપે ગુરુ છે.

### (૩) દ્રવ્યનિક્ષેપે ગુરુ

એટલે સમ્યગ્દર્શનપૂર્વક, પંચમહાવ્રત લઈ લે, અથવા લીધા છે, તેવા જ પાળે પણ સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને છઠ્ઠે ગુણસ્થાનકે ન આવ્યો હોય...પણ આવવાની અંદરમાં લાયકાત પ્રગટી હોય તો તે દ્રવ્યનિક્ષેપે ગુરુ કહેવાય છે.

### (૪) ભાવનિક્ષેપે ગુરુ

એટલે સમકિતપૂર્વક, સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને છઠ્ઠે ગુણસ્થાનકે વિચરે તો તે ભાવનિક્ષેપે ગુરુ છે.

સમકિતપૂર્વક પંચમહાવ્રત લઈને વીતરાગ માર્ગે વિચરે છે પણ સાતમા ગુણ-સ્થાનકને છઠ્ઠા ગુણસ્થાનકે નથી આવ્યો ત્યાં સુધી ભાવિ દ્રવ્યનિક્ષેપે સાધુ કહેવાય પણ સાતમા ગુણસ્થાનકને સ્પર્શીને છઠ્ઠા ગુણસ્થાનકે આવે ત્યારે ભાવનિક્ષેપે સાધુ કહેવાય ....એમ શ્વેતામ્બર તો કહે છે. પણ દિગંબરો પણ કહે છે.

સિદ્ધાન્તનું જ્ઞાન, ભાવગરુમાં નિર્મળ અને ચોખ્ખું હોય, ચોખ્ખી કરણી, સ્વરૂપ સ્થિરતા, શ્રદ્ધા અને વીતરાગના માર્ગ મુજબ માનનારા અને ચાલનારા તે ભાવગુરુ. તે જ ગુરુ સત્ય છે. બીજા ગુરુ સત્ય નથી. માટે ગુરુ કરવા તો ભાવ ગુરુ જ કરવા. કારણ કે તેની પાસેથી ધર્મની ચોખ્ખી પુરુપણા, ધર્મની ચોખ્ખી વાત, કરણીની ચોખ્ખી વાત સાંભળવા મળે, ને ધર્મનો, શુદ્ધ શ્રદ્ધાનો લાભ થાય.

અનાદર કોઈનો નથી. આદર એક સત્‌નો છે. એવા સદ્‌ગુરુથી સંસારનાં દુઃખો ટળી જાય છે. જેને ધર્મ કરવાની શ્રદ્ધા થઈ હોય તેણે ભાવગુરુની સેવા કરવી જોઈએ. ધર્મ કરનારે ભાવગુરુની પિછાણ કરી, ભાવગુરુ, સુગુરુ, સદ્‌ગુરુ, સાચાગુરુ, મોક્ષમાર્ગી ગુરુ, તીર્થંકરની આજ્ઞામાં વિચરનારા ગુરુ, તેને ગોતીને, ગોતવા માટે બહાર નીકળી, ગોતી તેની સેવા, ભકિત, પ્રસંશા, ગુણગ્રામ કરવા જોઈએ. છોકરો મોટો થાય તો કન્યા શોધવા નીકળે તેમ મોક્ષસુંદરી માટે પણ ભાવગુરુ ગોતવા નીકળવું જ જોઈએ. તેનાથી પોતાને જે ધર્મ કરવો છે, અને તે ધર્મના વિષે પોતાને શંકા હોય તો ભાવ-ગુરુ ટાળી શકે છે. ભાવગુરુમાં જે સત્યની શકિત છે, તે તેની પ્રસન્નતાથી ગોતનારને તે આપી શકે છે. એટલે ભાવગુરુ જેવી શકિત પોતામાં આવે છે.

શાસ્ત્રમાં એક લેખ છે કે....ગણધર ગૌતમસ્વામી ભગવાનશ્રી મહાવીર દેવને બે હાથ

જોડી, ચરણમાં પડી, નમસ્કાર કરી, કહે છે કે...હેભગવાન! ભાવ ગુરુને ગોતી તેમની સેવા, ભક્તિ, ગુણગ્રામ, પ્રસંશા કરવાથી જીવને શું લાભ થાય? ભગવાનશ્રી મહાવીર દેવ કહે છે કે....હે ગૌતમ! તેવા જીવનો આત્મા નમી જાય છે. એટલે નિરાભિમાની થાય છે. વિનય, ભક્તિ ઉપાર્જન કરે છે. ભાવગુરુના ગુણગ્રામ, વૈયાવચ્ચ, વિનય કરવાની ભાવના થાય છે, તેથી ગુરુની આજ્ઞા મુજબ રહેવાથી વિનય, ભક્તિ ઉપાર્જન કરે છે.

જેણે ભાવગુરુની તથા સાધર્મીઓની ભક્તિને અંગીકાર કરી છે, તેમની અશાતના કદી પણ કરી નથી. તેમની આજ્ઞામાં રહીને, તેમના વચન તુરત જ ઝીલ્યાં છે. તેમનું એક વચન પણ ઉથાપ્યું નથી, વર્તનમાં મૂકવાની શકિત ન હોય તો તે વખતે પોતાની નબળાઈને કબૂલે છે. તેમની આજ્ઞા બહાર એક પણ વર્તન કર્યું નથી. તેવા જીવોના ચાર ગતિના દુઃખો રૂંધાઈ જાય છે; ટળી જાય છે. ચાર ગતિમાં જવાનું બંધ પડે છે. એટલે ચાર ગતિથી તે નિર્ભય બને છે.

ચાર ગતિમાં રખડવાનું કારણ ભાવગુરુઓની આશાતના અને અવિનય છે. તે ચાર ગતિમાં રખડાવનાર છે. ચારે ગતિનું ટળવાનું કારણ ભાવગુરુનો વિનય છે. ભાવગુરુની સેવા, ભકિત કરવાથી ચાર ગતિના દુઃખો ટળે. કુગુરુની સેવા, ભકિત અને પ્રસંશા કરવાથી મહામોહનીય કર્મ દીર્ઘ સ્થિતિએ બંધાય છે. અને ચાર ગતિમાં રખડવું પડે છે.

ભાવગુરુ કરજો. ભાવગુરુ કરવાથી, તેની સેવા કરવાથી સુ–ગતિ મળે છે, એટલે દેવગતિ અને મનુષ્યગતિ મળે છે. તેમાં સમ્યગ્દર્શનને પામી ગયો હોય તો ચક્રવર્તિ, બળદેવ, તીર્થંકર વગેરેના પદ મળે છે. ભાવગુરુની સેવાથી શ્રુતનો બોધ, સમકિત, સ્વરૂપસ્થિરતા અને છેવટે સાધ્યની સિદ્ધિ થાય છે. ભાવગુરુની સેવા, ભકિતથી જે ભાવગુરુ પાસે શકિત અને ફળ છે તે અમુક ટાઈમે શકિત અને ફળ ભકિત કરનારને મળે છે. જેમ અમુક સારા ફળવાળા વૃક્ષને પોષણરૂપ પાણી પાવાની અમુક ટાઈમે તે વૃક્ષ તેના ફળ આપે જ છે. તેવી જ રીતે ભાવગુરુની સેવા કરનારને ભાવગુરુમાં જે શકિતરૂપ ફળ છે, તે તેને જરૂર અમુક ટાઈમે મળે જ. માટે ભાવગુરુની સેવા, ભકિત ખરા હૃદયથી કરવી. રુચી જાગે તો તે તેના પ્રયત્નમાં લાગી જશે. અને પોતે મહેનત કરતાં ઓળખાણ થશે કે ભાવગુરુ આવા જ હોય ..જે ભગવાનનો ભકત થયો તે પોતે જ ભગવાન થાય છે. 'કરે સેવા તો મળે મીઠા મેવા,' 'થાય સેવક તો બને સ્વામી', 'થાય સંત તો બને ભગવંત.'

સંત થયા વિના ભગવાન બનવું છે તો તે બને નહિ. ભગવાન કહેતા હતા કે.. મોક્ષ અને સંસારના રસ્તાનું ભાન નથી ત્યાં સુધી જીવોને રખડવું પડે છે. અને ત્યાં સુધી જીવો મોક્ષને પામતા નથી. પ્રભુ કહે છે કે...અમારો હિતનો માર્ગ, કલ્યાણનો માર્ગ સમજવો કઠણ છે. અનંતવાર કેવળી પાસે સાંભળ્યું, છતાં દુષ્ટ, મૂઢ, કદાગ્રહ-

વાળા જીવોને હિતાહિત ન સમજાયું...માર્ગ ન સમજાયો. પ્રભુ કહેતા હતા કે...અમો એટલે અમો કેવળીઓ કહીએ છીએ કે...દુનિયાને અમારો આત્મિકધર્મ, અમારો ભાવધર્મ આ જ પહેલાં સમજાયો નથી, સંભળાયો પણ નથી. કદાચ સાંભળવામાં આવ્યો હોય તો પણ તેમાં લક્ષ કે ભાન રાખવાની સાવધાની રાખવાની દરકાર (જરાક વાંચ્યું એટલે અમે કાંઈક જાણ્યું છે એવું અભિમાન આવી જાય. જેમ કે હાથમાં સૂંઠનો (ગાંગડો) ગાંઠિયો આવ્યો અને ગાંધી બની ગયો. એમ વાંચનારે પોતાના વિષે માની લીધું અને અભિમાન સેવ્યું.) કે પરવાહ ન કરવાથી જીવ અનંતકાળ થયા રખડતો જ આવ્યો છે.

ભગવાને કહે છે કે...અમારો કહેવાનો આશય દુનિયાએ પકડયો નથી. અમારી સત્ય સામાયિક દુનિયાએ સાંભળી નથી. જેણે જગત આખું જોયું છે તેવા પ્રભુની કહેલી ભાવસામાયિક જો ખરા હ્રદયથી સાંભળી હોત તો. અને ભાવસામાયિક પ્રગટે તેવી યોગ્યતા જો લાવી હોત તો તે દ્રવ્યનિક્ષેપે સામાયિક પામ્યો એમ કહેવાત. અને પછી ત્રિકાળી સ્વભાવદ્રવ્યના આશ્રયે ભાવસામાયિક પ્રગટાવી દે તો તે ભાવનિક્ષેપે સામાયિક પામ્યો કહેવાત.

જે શ્રાવકને જે સાધુને ભાવસામાયિક પ્રગટી છે, અથવા તો ભાવસામાયિકને જે સાધુ-શ્રાવક પામી ગયાં છે તેમાંથી સાધુ તો તે જ ભવે મોક્ષે જાય. કદાચ એક ભવ કરીને પણ મોક્ષે જાય. શ્રાવક એકાદ ભવ કરીને મોક્ષને પામે.

અહીં ચાર નિક્ષેપાની વાત કરી. સંયતિ રાજા નામનિક્ષેપે સંયતિ છે. તેની વાત હવે આગળ ચાલશે. તેના ભાવભેદ ઘણાં છે તે અવસરે કહેવાશે.

"શ્રી પાર્શ્વનાથાય નમ:"



### વ્યાખ્યાન નં. ૩૪

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ સુદ ૧૫ ને બુધવાર તા. ૩૦-૭-૧૯૫૮

**તું ત્રણ લોકનો નાથ છો...**
**સિદ્ધ છો...**
**તારું સુખ તારામાં છે.**

ઉ. સૂત્ર, ૧૮ મું અધ્યયન, ગાથા પહેલી.

"**नामेण संजये नामम्**" અહીં ગાથાના એ ત્રીજા પદમાં નિક્ષેપ, પ્રમાણ અને નયનું સ્વરૂપ સમજાવ્યું. સંક્ષિપ્તમાં એ બધાયનું સ્વરૂપ સમજી લેવું.

સંયતિ તે આત્મા પોતે જ છે. સંયતિ એવો આત્મા તે સત્‌પદાર્થ છે. એટલે તે ભૂતકાળમાં નવો ઉત્પન્ન થયો નથી...છે...એટલે ભવિષ્યમાં નાશ થવાનો નથી. અને છે. .એટલે વર્તમાનમાં વિદ્યમાન છે. એવો સંયતિ આત્મા ત્રણેકાળે રહેવાનો છે.

આત્મા સંયોગરહિત અનાદિ અનંત એક પદાર્થ છે. અને તેને જ્ઞાન સાથે એકતા છે, અને પુદ્‌ગલ સાથે તેને જુદાઈ છે. પુદ્‌ગલમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સંઘયણ, સંસ્થાન, આકાર છે. તેવો આકાર આત્માનાં નથી. માટે આત્માને પુદ્‌ગલથી જુદાઈ છે.

આત્મામાં ચૈતન્યરસ છે અને આત્મા પરથી જુદો છે. પરથી જુદાઈ કહેતાં પોતાથી પૂર્ણતા છે. એમ એમાં આવી જાય છે. વસ્તુ પોતે અધૂરી હોય તો તેને પરના સંબંધ હોય. હવે જો આત્માને પરના સંબંધથી લક્ષમાં લ્યો, તો...તે આત્માનો વાસ્તવિક પૂરો સ્વભાવ લક્ષમાં જણાતો નથી, આવતો નથી. પરના સંબંધ વગર જ આત્માનો સ્વભાવ જ્યારે પૂછો ત્યારે પરિપૂર્ણ છે. તે વર્તમાન પણ સ્વતંત્ર છે, એટલે જ્ઞાનને પરનો આશ્રય નથી. પણ એ જ્ઞાનને જો કોઈનો આશ્રય હોય તો તે પોતાના ત્રિકાળી સ્વભાવનો જ આશ્રય છે. આત્માનો જ આશ્રય છે.

## પ્રમાણજ્ઞાન...સમ્યક્‌જ્ઞાન...

પ્રમાણજ્ઞાનને માટે, સાચા જ્ઞાનને માટે, સત્યજ્ઞાનને માટે પર તરફ જોવું પડતું નથી. પણ પોતાના ત્રિકાળી સ્વભાવને જાણતાં પ્રમાણ જ્ઞાન, સમ્યક્ જ્ઞાન, સાચું જ્ઞાન પ્રગટ થઈ જાય છે.

જે જ્ઞાન પોતાનો અને દરેક પદાર્થનો નિશ્ચય કરે છે. તેને પ્રમાણજ્ઞાન કહેવાય છે. અહીં શિષ્ય જાણવા માટે શંકા ઉપાડીને પ્રશ્ન કરે છે કે...

શું જ્ઞાન જ એક પ્રમાણ ગણાય છે? કે તે સિવાય બીજું કોઈ પ્રમાણ ગણાય છે?

હા...ભાઈ! જ્ઞાન જ એક પ્રમાણ ગણાય છે. જ્ઞાન સિવાય પાંચેય ઇંદ્રિયો શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શરૂપ ઇન્દ્રિયોના વિષયો અને તેના સંયોગો તે કોઈ પ્રમાણ નથી. જ્ઞાન...સ્વ-પર પ્રકાશક છે. સ્વપ્રકાશ્ય જ્ઞાનમાં પર જણાય છે.

પ્રમાણના બે ભેદ છે.

(૧) प्रत्यक्ष प्रमाण (२) परोक्ष प्रमाण.

જે પ્રમાણ જે પદાર્થને પ્રત્યક્ષપણે જાણે, આકાર વગેરેને પ્રત્યક્ષપણે જાણે તે प्रत्यक्ष प्रमाण.

વળી, प्रत्यक्ष प्रमाण ના બે ભેદ છે.

(१) सांव्यवहारिक प्रत्यक्ष प्रमाण

(२) पारमार्थिक प्रत्यक्ष प्रमाण

ઇન્દ્રિયો અને મનની સહાયતાથી વસ્તુને જાણે તેને **साम-व्यवहारिक प्रत्यक्ष प्रमाण** કહેવાય છે.

પારમાર્થિક પ્રત્યક્ષ પ્રમાણ એટલે....કોઈપણ ઇન્દ્રિયો કે મનની સહાયતા વિના પદાર્થનું જ્ઞાન મેળવે તેને....**पारमार्थिक प्रत्यक्ष प्रमाण** કહે છે.

**पारमार्थिक प्रत्यक्ष प्रमाण** ના બે ભેદ છે.

(१) **विकळ पारमार्थिक प्रत्यक्ष प्रमाण.**

(२) **सकळ पारमार्थिक प्रत्यक्ष प्रमाण.**

રૂપી પદાર્થોને મન, ઇન્દ્રિયોની સહાયતા વિના, એટલે કોઈની સહાયતા વિના કેવળ આત્મિક બળ વડે જાણે તેને **विकळपरमार्थिकप्रत्यक्षप्रमाण** કહેવાય છે.

**विकल पारमार्थिक प्रत्यक्ष प्रमाण**ના બે ભેદ છે.

(१) **अवधिज्ञान**

(२) **मनः पर्ययज्ञान**

વિકળ પારમાર્થિક પ્રત્યક્ષ પ્રમાણજ્ઞાન છે. જે જ્ઞાન ત્રણે કાળમાં પ્રવર્તતા તમામ રૂપી–અરૂપી દ્રવ્યો અને તે તમામ દ્રવ્યોના તમામ ગુણો અને તે તમામ ગુણોની તમામ પર્યાયોને સમયે સમયે એક સાથે જાણે તેને **सकल पारमार्थिक प्रत्यक्ष प्रमाण** કે **कैवळज्ञान** કહેવાય છે. જે જ્ઞાન કેવળ આત્માથી થાય છે, તે જ ખરેખર જ્ઞાન છે. કેવળજ્ઞાન છે.

જે જ્ઞાન ઇન્દ્રિયોની સહાયતાથી થાય છે તેને **परोक्ष ज्ञान** કહેવાય છે. આવી જાતના ભેદને લીધે ઇન્દ્રિયજન્ય જ્ઞાનને પરોક્ષજ્ઞાન કહેવાય છે....અથવા **साम-व्यवहारिक पत्यक्ष ज्ञान** પણ કહેવાય છે અને જે મતિજ્ઞાન છે તેને સંવેદનની અપેક્ષાએ **मत्यक्ष** કહેવાય છે. અને કેવળજ્ઞાનની અપેક્ષાએ **परोक्ष** કહેવાય છે. **श्रुतज्ञान** કરતાં **मतिज्ञान**માં સ્પષ્ટતા વિશેષ રહે છે. અને સ્વાનુભવની વેદનની અપેક્ષાએ તે બન્ને જ્ઞાન પ્રત્યક્ષ છે.

આમ પ્રમાણ દ્વારા જાણીને તું નક્કી કરી લે કે સ્વ અને પર બન્ને પદાર્થને જાણે તે પ્રમાણ જ્ઞાન છે. તે પ્રમાણજ્ઞાન દ્વારા જ્ઞાનનો ક્રમ જ્ઞાનથી....અને જડનો ક્રમ જડથી, એમ બંનેને ભેદજ્ઞાન કરીને જ્ઞાન જ્યારે સ્વભાવ તરફ વળે છે અને સ્વભાવમાં જ્યારે ઠરે છે ત્યારે તે જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહે છે.

સ્વભાવ તરફ જ્ઞાન વળ્યા વગર ક્રમપૂર્વકપર્યાયનો નિર્ણય થઈ શકે જ નહિ. જ્ઞાનને સ્વભાવ તરફ વાળ્યું નથી અને અમને ક્રમપૂર્વકપર્યાયનો નિર્ણય વર્તે છે.... તો તે તારી વાત સાચી નથી. પર તરફના વલણથી ક્રમપૂર્વક પર્યાયનો નિર્ણય થઈ શકે નહિ. પર તરફ વળેલા જ્ઞાનમાં ક્રમપૂર્વક પર્યાયનો નિર્ણય હોઈ શકે જ નહિ.

સ્વદ્રવ્ય તરફ વળ્યા વગર, સ્વનો નિર્ણય અને પરનો નિર્ણય હોય નહિ. અને તેથી સ્વ અને પર ક્રમપૂર્વકપર્યાયનો સાચો નિર્ણય હોઈ શકે નહિ.

**જેમ સ્વદ્રવ્ય તરફ વળ્યા વગર ક્રમપૂર્વકપર્યાયનો સાચો નિર્ણય હોઈ શકે નહિ તેમ સ્વદ્રવ્યના નિર્ણય વગર યથાર્થપણે કેવળી ભગવાનનો પણ નિર્ણય થઈ શકે નહિ. દુનિયા કહે છે કે...અમે મહાવીરને માનીએ છીએ. મહાવીરને માનનારનાં લક્ષણ ભાઈ! બહુ ઊંડા હોય છે. પોતે જાતે અંશે રાગથી જુદો પડયા વગર પૂર્ણ રાગરહિત એવા ભગવાન કેવળીનો નિર્ણય ક્યાંથી કરી શકે? રાગ અને જ્ઞાન વચ્ચે ભેદજ્ઞાન વગર રાગરહિત કેવળ-જ્ઞાનીની પરમાર્થે પ્રતીતિ હોઈ શકે જ નહિ.**

દુનિયા ધમાધમ કરી રહી છે, જ્ઞાની કરુણાથી સમજાવે છે. ભાઈ! સમજ. સ્વદ્રવ્યના સ્વભાવના નિર્ણયથી પ્રમાણજ્ઞાન થાય છે. **કેવળ ભગવાનનો નિર્ણય કરવામાં પરમાર્થે તો પોતાના આત્મદ્રવ્યના નિર્ણયનો જ પુરુષાર્થ** છે. આમ પોતાની પરિપૂર્ણતાનો નિર્ણય કરીને જ્ઞાન સ્વતરફ વળે, સ્વતરફ વળીને એકતા કરે....તેને ભગવાન મહાવીરદેવ પ્રમાણજ્ઞાન કહે છે. તે જ્ઞાનમાં પોતાનો, પોતાની ક્રમબદ્ધ પર્યાયનો, જડનો, તેની પર્યાયનો અને કેવળજ્ઞાનીનો નિર્ણય આવી ગયો.

પ્રમાણજ્ઞાનના એક અંશને નય કહે છે. અનંત અંશનો સમુદાય તે પ્રમાણ છે.

**नोइन्द्रिय ग्गेज्झ अमुत्तभावा, अमुत्तभावावि य होइ निच्चो ।**
**अज्झत्थहेउं निययस्स बन्धो, संसार हेउं च वयन्ति बन्धं ॥**

—ઉ. સૂત્ર, ૧૪મું અધ્યયન, ગાથા ૧૯મી.

એક દ્રવ્યમાં દ્રવ્યાર્થિક નય કોનો વિષય કરે છે? અને પર્યાયાર્થિક નય કોનો વિષય કરે છે? તે સમજાવે છે.

તેના પુત્રોને, તેનો પિતા પુરોહિત કહે છે કે....હે પુત્રો! આત્મા નિત્ય નથી. આ સંસારના કામભોગો ભોગવો....જાહોજલાલી સાંપડી છે, સોના–રૂપાના હિંડોળા-ખાટ હિંચવા માટે છે....માટે ઇન્દ્રિયોના વિષયો, કામભોગો ભોગવો.

એમ કહેતાં માતા–પિતાને પુત્રો ઉપદેશે છે કે....

હે માતા–પિતા! સાંભળો....અમારી વાત. ઇન્દ્રિયોના વિષયો, કામભોગો તથા પૂર્વપુણ્યની જાહોજલાલી, સોનારૂપાના હિંડોળાખાટ, સાતમાળના હજીરા, તે સર્વે અનિત્ય છે. તેને જાણનારો આત્મા નિત્ય છે. નિરૂપાધિક નિત્ય છે. તેને તમે અનિત્ય કહો છો તો તે તમારી ઊંધી શ્રદ્ધા છે....ઊંધી માન્યતા છે....તેને છોડો.

વળી, પિતા કહે છે કે....હે પુત્રો! આત્મા ઇન્દ્રિયગ્રાહી નથી, જો આત્મા ઇન્દ્રિયગ્રાહી હોય તો પકડાવો જોઈએ અને ગ્રહાવો જોઈએ ને? માટે આત્મા નથી.

એમ પિતા આત્માનો નકાર કરી છે. વળી, તમે બાળકો છો. ઇન્દ્રિયોના સુખો જાણ્યા નથી, મૂછનો દોરો ફૂટ્યો નથી, વિષયના સુખો ભોગવ્યા નથી, જાણ્યા નથી, માટે તેને ભોગવો, જાણો, અનુભવો.

હવે બંને પુત્રોને જાતિસ્મરણજ્ઞાન વર્તે છે. તેથી તે બંને પુત્રો કહે છે કે...હે માતા–પિતા ! અમે તમોને ઘણા ન્યાય વડે અને પ્રમાણો વડે અને નય વડે આત્માની નિત્યતા સમજાવી શકીએ તેમ છીએ. હે પિતાશ્રી ! અમે પ્રમાણનય વડે અમે અમારા આત્માને જરૂર અનુભવ્યો છે. પ્રમાણનય વડે જ આત્માનું જ્ઞાન થઈ શકે છે. એથી અમે પ્રમાણનય વડે આત્માની નિત્યતા સમજાવીએ છીએ.

દ્રવ્યાર્થિક નયે આત્મા નિત્ય અને શુદ્ધ છે. પર્યાયાર્થિક નયે આત્મા અનિત્ય અને અશુદ્ધ છે. હે પિતાશ્રી ! આત્મા દ્રવ્ય છે. તે ત્રિકાળ સત્ છે. ક્ષણે ક્ષણે તેની સમજણની એટલે જ્ઞાનની સ્થિતિ એટલે અવસ્થા પલટાયા કરે છે. હવે....તે પર્યાય ક્ષણે ક્ષણે પલટાય છે, બદલાય છે. અને તે અવસ્થાને ધારણ કરનાર સત્ એટલે વસ્તુ નિત્ય છે.

વળી, જુઓ બાપુ ! કોઈ એક નાનો બાળક પૂર્વના સંસ્કારનો ઉઘાડ લઈને આવ્યો છે. પણ હજી તે શક્તિના ઉપયોગની પ્રગટતા થઈ નથી. એટલે પ્રથમ, તે બાળક એક આંકડો પણ જાણી શકતો નથી. પછી મેટ્રીક, બી. એ. વગેરે પરિણમનનું જાણપણું, ઉઘાડપણું થાય છે. તેમાં જાણનારો સળંગ...બધા વર્ષોથી તેનો તે જ છે. તેનો તે જ છે... તેનો તે જ છે. એટલે કે ક્ષણક્ષણ વર્તતી અવસ્થાને બદલતો...છતાં પોતે ટકતો નિત્ય છે.

હવે, જે અવસ્થા બદલાય છે તે પર્યાયાર્થિક નયનો વિષય છે. અને ટકતો થકો, બદલાય છે, તે દ્રવ્યાર્થિક નયનો વિષય છે. જ્ઞાનાદિક, દર્શનાદિક ભાવ એટલે પરિણામ સમયે સમયે થાય છે. તે નિત્ય દ્રવ્યપણાની હયાતી રાખીને થાય છે. ટકનારો ટકીને બદલાય છે. દ્રષ્ટાંતઃ–જેમ સમુદ્ર પલટાતો નથી, પણ માત્ર મોજાં પલટાય છે. તેમ આત્મા સત્દ્રવ્ય છે. બાપ સમજતો જાય છે.

વસ્તુ, વસ્તુરૂપે નિત્ય છે. તે દ્રવ્યાર્થિક નયનો વિષય છે. સત્દ્રવ્ય નિત્ય છે, છતાં ભવાંતરે થતો થકો, પલટાતો થકો, પણ નિત્ય છે. પોતે અવસ્થાએ પલટાતો થકો ટકી રહે છે. બાળક અવસ્થા હતી ત્યારે પોતાને બાળક સમજતો હતો. યુવાન થયો ત્યારે પોતાને યુવાન સમજતો હતો. અને વૃદ્ધ થયો ત્યારે પોતાને વૃદ્ધ સમજતો હતો. એમ પૂર્વ અવસ્થા નાશ પામી પણ તે પલટનારને જાણનાર તો નિત્ય રહ્યો ? કે નાશ પામી ગયો ? જાણનાર નિત્ય રહ્યો...એ ત્રણે અવસ્થામાં નિત્યપણાનો નાશ ન થયો. પણ અવસ્થાનો ભેદ થયો છે. માટે ભેદને જાણે તે વ્યવહારનયનો વિષય

છે. અને અભેદને જાણે તે નિશ્ચયનયનો વિષય છે. જ્ઞાનીઓ કહે છે કે...આઠ વર્ષની વાત સાઠ વર્ષે યાદ આવે છે. આઠ વર્ષે થયેલ ગૂમડું અને તે ગૂમડું ત્રણ વર્ષ શરીરમાં રહી પછી મટી ગયું...અને તેની વાત કોઈની સાથે કરે તો એંશી વર્ષે પણ યાદ આવે છે. અહીં દેહાદિ પર્યાયની વાત કરી, પણ દેહાતીત દ્રવ્ય છે. હવે...જે દ્રવે છે, તે પોતામાં શક્તિરૂપે છે, તેમાંથી દ્રવે છે. કોઈ એવા ચંદ્રમણિ અને સૂર્યમણિ રત્નો હોય છે કે...તેને સૂર્ય–ચંદ્ર નીચે મૂકવાથી તેમાંથી પાણી દ્રવે છે, પણ સૂર્ય–ચંદ્ર પાણી દ્રવાવતા નથી, પણ પોતે જ દ્રવે છે.

શકિતરૂપે જે જ્ઞાન–સુખ–શાન્તિ–આનંદ એવા અનંતગુણો છે...તેને હાલતમાં (ચેતી લે...આ વાતને લક્ષમાં લઈ લે.) દોષરૂપે કે ગુણરૂપે બદલાવે છે. અજ્ઞાની હોય તો દોષરૂપે બદલાવે છે અને જ્ઞાની હોય તો ગુણરૂપે બદલાવે છે. છતાં તે બન્ને અનિત્ય છે. તે ત્રણકાળની અવસ્થાને જાણનારો પોતે ભેદરૂપ કે દેહની અવસ્થારૂપ થયો નથી...થયો નહોતો...અને થશે પણ નહિ. ત્રણે અવસ્થાની સ્મૃતિને રાખનારો ...અને તે...તે...અવસ્થાને જાણનારો પોતે જ્યારે પૂછો ત્યારે નિત્ય છે.

માટે હે પિતાજી! આત્માનો યથાર્થ વિચાર કરીને દૃઢ નિર્ણય કરવાની જરૂર છે. નિર્ણય કરવામાં મચી જવાનું છે...કે વાતો કરવામાં રચી જવાનું છે? પ્રમાણ-નય વડે જીવની નિત્યતા અને પર્યાયની અનિત્યતા દૃઢ નિર્ણયથી સમજાય છે. જીવની શુદ્ધતા, જીવની અશુદ્ધતા દૃઢ નિર્ણયથી પ્રમાણ નય દ્વારા સમજાય છે. જો સમજાય તો રાગ–દ્વેષ–અજ્ઞાનદશા થાય જ નહિ. હે પિતાજી! અમને ઘણાં ન્યાય, પ્રમાણ અને નય વડે આત્માની નિત્યતા સમજાણી છે. માટે તમે સમજીને આત્માની શ્રદ્ધા કરો. તમારી ઊંધી શ્રદ્ધા છે તેને તમે છોડી દો. ઊંધી શ્રદ્ધા તે અનંતા સંસારના જન્મમરણના દુઃખોમાં રખડવાનું કારણ છે. માટે ઊંધી શ્રદ્ધાને ટાળો.

આત્મા દ્રવ્યે પલટાતો નથી, પણ જ્ઞાનાદિ ગુણની ક્ષણક્ષણ વર્તતી અવસ્થાઓ પલટાય છે. આખો બદલાઈ જતો નથી, પણ ટકીને બદલે છે. એવો સત્ માત્ર વસ્તુનો સ્વભાવ છે. પ્રથમની અવસ્થા પલટી, નાશ થઈ. અને ભૂતકાળરૂપે, તેની સ્મૃતિરૂપે જાણનારો જ્ઞાતા, દ્રષ્ટા, સાક્ષીરૂપે (તે) ટકનારો આત્મા ત્રિકાળી નિત્ય છે. અવસ્થાએ જીવનું પલટવું અને દ્રવ્યદૃષ્ટિએ જીવનું નિત્યપણે ટકી રહેવું. એમ નિત્ય પણ છે, અને અનિત્ય પણ છે. તેમાં પર્યાયાર્થિક નયનો વિષય અનિત્ય છે, અને દ્રવ્યાર્થિક નયનો વિષય નિત્ય છે.

બન્ને વિષયને એક સાથે જાણનાર પ્રમાણ છે. દ્રવ્યનો અવિનાશી સ્વભાવ, જીવત્વપણું નિત્ય છે. અને પર્યાયાર્થિક નયના વિષયરૂપ બદલતી અવસ્થા એ અનિત્ય છે. પણ સર્વથા નાશ પામવા યોગ્ય નથી. એમ બન્ને પુત્રોએ વાત કરી. અને

પુરોહિત પિતા સમજી ગયો, ઠરી ગયો અને પુત્રો સાથે ચાલી નીકળ્યો. તેના નિમિત્તને પામીને કમળાવંતી રાણી અને ઈષુકાર રાજા પણ વૈભવોનો ત્યાગ કરી વિતરાગમાર્ગે ચાલી નીકળ્યા.

પ્રમાણનયની વાત કરી......હવે નિક્ષેપની વાત કરે છે. જુઓ ભાઈ! એક માણસ ચાલ્યો આવે છે. અને અવાજ કરે છે કે...ભગવાન...એ શબ્દ જેના કાને પડયો. તેને ચાર પ્રકારે પ્રશ્ન ઊઠે છે કે...

(૧) સામેનો અવાજ કરનાર માણસ કોઈને નામ માત્ર ભગવાન કહી...નામનો વ્યવહાર કરે છે? કે....

(૨) સ્થાપનારૂપે ભગવાનના ફોટાને ભગવાન કહે છે? કે...

(૩) દ્રવ્ય એટલે થોડા વખતમાં ભગવાન થવાની સન્મુખતા, યોગ્યતા, લાયકાત વર્તે છે તેને ભગવાન કહે છે? કે...

(૪) વર્તમાન જેને ભગવાનપણું પ્રગટયું છે તેને આ ભગવાન કહે છે?

આમ ચાર પ્રશ્ન ઊપડે, ઊઠે...પછી એ માણસ નજીક આવતાં તેને પૂછયું કે ભાઈ! તું કોની વાત કરે છે? એમ ચાર પ્રકારે પ્રશ્ન ઊઠે તેમાં નામ માત્ર ભગવાન કહે તેને માત્ર નામના વ્યવહાર પૂરતું કામ છે તેને નામનિક્ષેપે ભગવાન કહેવાય છે. અને તાદૃશ્ય એટલે તદાકાર ભગવાનની છબીને કે ફોટાને ભગવાન કહે છે, તો તેને સ્થાપનાનિક્ષેપે ભગવાન કહે છે. થોડા વખતમાં ભગવાન થવાની-સન્મુખતા, યોગ્યતા જેનામાં વર્તે છે, તેને ભગવાન કહે છે, તો તે દ્રવ્યનિક્ષેપે ભગવાન કહે છે. અને વર્તમાન જેને ભગવાનપણું પ્રગટયું હોય છે, તેને ભગવાન કહે છે, તો તે ભાવનિક્ષેપે ભગવાન કહે છે. એમ પ્રમાણનયનું સ્વરૂપ ત્રણ પદ્ધતિએ તથા ચાર નિક્ષેપનું સ્વરૂપ સમજાવ્યું. વિશેષ સ્વરૂપ જેને જાણવું હોય તે અનુયોગ સિદ્ધાન્તથી જાણી લે.

આત્મા જ્ઞાનાદિક ગુણોથી ભર્યો પડયો છે. આત્માના ગુણ જાય કયાં? પણ તેને શ્રદ્ધા બેસતી નથી. તે જ સંસારનું કારણ છે. મૃગની ડૂંટીમાં કસ્તૂરીની સુગંધ છે. તે સુગંધ આવતાં મૃગ એમ જાણે છે કે...સુગંધ ક્યાંથી આવતી હશે? એમ જાણી તે સુગંધનો લોભી મૃગ બહારમાં આમતેમ દોટ મૂકે છે. પણ ખરેખર તો પોતામાંથી જ સુગંધ આવે છે. પણ મૃગને પોતાના વિષે કસ્તૂરીનો વિશ્વાસ નથી. અહિ શિષ્ય પ્રશ્ન કરે છે કે...પોતામાં રહેલી કસ્તૂરી અને તે પોતામાંથી જ પોતાને સુગંધ આપે છે, આવે છે. છતાં તેને પોતાના વિષે કસ્તૂરીની સુગંધનો વિશ્વાસ કેમ બેસતો નથી? વિશ્વાસ બેસતો નથી તેનું એક જ કારણ છે કે...હું તુચ્છ પ્રાણી છું, મારામાં આવી ઊંચી સુગંધ અને કસ્તૂરીની સુગંધ કેમ હોઈ શકે?

પોતાના વિષે અભાનપણું, અવિશ્વાસપણું, તે જ તેને દુઃખનું કારણ છે. દુઃખ આપે છે. અરે ! પ્રભુ આત્મા, તું ત્રણલોકનો નાથ છો...સિદ્ધ છો...તારું સુખ તારામાં છે. તારે પરની જરૂર નથી. પણ એવી વાત અજ્ઞાનીને બેસતી નથી; કારણ કે... અનાદિથી મારે પરવસ્તુ વગર ચાલે જ નહિ એમ માનીને બેઠો છે. એ માન્યતા પોતાનો વિશ્વાસ થવા દેતી નથી. તું તારાથી જ સમજણ કર ..તો અત્યારે જ સમજણ થઈ શકે તેમ છે.

અમે સમજ્યા તે અમારી પાસે રહી ગયું. ભગવાનને કેવળજ્ઞાન થયું તો તે તેમની સાથે ગયું. તારે સમજવું હોય તો સમજી લે.

**સંતપુરુષને સમર્પણ કર્યા વગર, અને આ માર્ગને ધાર્યા વગર, પછી તેને ટકાવ્યા વગર સંસાર ટળે તેમ નથી. અનંતવાર ત્યાગી થયો, તેમાં આત્માનું કલ્યાણ ન થયું. નામનિક્ષેપે ત્યાગી ન થયો. પણ ભાવનિક્ષેપે ત્યાગ તથા ત્યાગી ન થયો, તેથી કલ્યાણ ન થયું.**

સંયતિ રાજા નામે સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી, અને વર્તમાન શિકાર કરે છે. પણ સત્તામાં તેને એવું પુણ્ય પડેલું છે કે તેને મહાન મુનિના ભેટા થવાના છે. આ રાજાને પૂર્વે આરાધના કરતાં કાંઈક કચાશ રહી ગઈ છે, વિરાધના થઈ ગઈ છે. તેથી તે શિકાર જેવા કર્તવ્યમાં જોડાય છે. પૂર્વે આરાધના કરતાં વચગાળે બંધાયેલું પુણ્ય આ રાજાને હજી સત્તામાં પડયું છે. તેથી તે પુણ્ય ઉદય આવતાં મહાન સમર્થ, મોક્ષગામી ગર્દભાલી મુનિના ભેટા થઈ જશે.

અહીં ત્રણ પદમાં...

**"कम्पिल्ले नयरे राया, उदीण्ण, बलवाहणे। नामेणं संजए नामम्......॥"**

આ ત્રણ પદમાં પુણ્યના ચાર ભાંગા, નિક્ષેપના ચાર ભાંગા, પ્રમાણ અને નય તેના બે ભાંગા, સાત ભાંગા વગેરે સમજાવ્યા ..હવે અહીં આરાધના અને વિરાધના કોને કહેવાય તે ચોથા પદમાં સમજાવશે.

"શ્રી પાર્શ્વનાથાય નમઃ"



## વ્યાખ્યાન નં. ૩૫

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૧ ને ગુરુવાર તા. ૩૧–૭–૧૯૫૮

## "આરાધના ... વિરાધનાનું સ્વરૂપ"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા ૧લી. સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. "मिग्गवं उवणिग्गए" સૂત્રપાઠ.

કામ્પિલ્ય નગરીનો રાજા નામે સંયતિ છે. આત્માના ગુણોની સાધકભાવે સાધના કરે તે ભાવે સંયતિ છે. પણ આત્માના ગુણોની સાધના ન કરે તો તે ભાવે સંયતિ નથી. પણ નામે સંયતિ છે.

આ સંયતિ રાજાને પૂર્વે આત્મભાવની સાધના કરતા આત્માના પ્રદેશમાં રહેલા ગુણોની સાધના કરતા, આરાધના કરતા. કાંઈક કચાશ રહી ગઈ છે. એટલે કાંઈક વિરાધના થઈ ગઈ છે. પણ આરાધના કરતા કરતા વચગાળે સહેજે સહેજે પુણ્ય બંધાઈ ગયું છે. તે પુણ્ય સત્તામાં પડ્યું છે. તે ઉદયમાં આવતા આ સંયતિ રાજાને મહાન સમર્થ મુનિ ગર્દભાલીના ભેટા થઈ જવાના છે.

અહીં આરાધના અને વિરાધના એટલે શું? તે સમજવા જેવું છે. અનાદિથી જીવ વિરાધનામાં પડ્યો છે. પણ આરાધનામાં એક સમય માત્ર પણ જીવ આવ્યો નથી. જો આરાધનામાં જીવ આવ્યો હોત તો તેનો મોક્ષ થઈ જાત.

યમ, નિયમ, જપ, તપ, સામાયિક, પ્રતિક્રમણ, વ્રતાદિમાં આરાધના કરતાં જે કાંઈ વિરાધના થાય છે, તેને જ્ઞાની અહીં સમજાવે છે. ધ્યાન દઈને સાંભળતાં સમજાય છે.

આરાધના એટલે આત્મસ્વભાવની ઉપાસના. તે ઉપાસના કરતા...કરતા...તે ઉપાસનામાં જરાય વિઘ્ન ન આવવા દેવું, તેનું નામ તે આરાધના. દૃષ્ટાંત:— ગજસુકુમાર મુનિએ આત્મસ્વભાવની ઉપાસના કરતા...કરતા... જરાયે વિઘ્ન ન આવવા દીધું, તો કેવળજ્ઞાન લઈને મોક્ષમાં ગયા. પોતે ક્ષમાગુણ રાખે તેમાં અનેક પ્રકારના ઉપસર્ગ આવે છતાં ક્ષમાગુણમાં વિઘ્ન ન આવવા દેવું તેનું નામ તે આરાધના. દૃષ્ટાંત:— ભગવાન શ્રી મહાવીર દેવ છદ્મસ્થ અવસ્થામાં અનાર્ય દેશમાં ગયા તે વખતે અનાર્ય લોકોએ કૂતરાઓને છૂ...છૂ...કરીને બોલાવ્યા, અને ભગવાનના પગની પીંડીનું માંસ તોડી તોડીને કૂતરાઓને ખવડાવ્યું...છતાં ભગવાને ક્ષમાગુણમાં જરાય વિઘ્ન ન આવવા દીધું. તેનું નામ તે આરાધના.

આત્મગુણુની આરાધના કરતા....કરતા..., આત્મસત્તા ન દબાવવા દેવી તેનું નામ તે આરાધના. ગમે તેવા બહારના ઉપસર્ગો આવે, પાપના ઉદયે મરણાંત કષ્ટ આવે, છતાં અંતરંગપરિણુતી વીતરાગ માર્ગમાં ટકી રહે....એમ ધર્મ સાધન સાધ્ય કરી પરિણામે આત્મધર્મને વર્ધમાન કરો...તેને વિતરાગ દેવ આરાધના કહે છે. આત્માના ગુણોનું અખંડ ભાવે આરાધન, સેવન કરતા.... ઉપાસના કરતા....આત્મસત્તા દબાવવા ન દેવી તે આરાધના. તે વખતે પૂર્વભવનો વેરી દેવ આવે. અને ઉપસર્ગ આપે, બે પગ ઝાલી શરીરને શીલા ઉપરે પછાડી ધોઈ નાખે....છતાં આત્મભાવની વીતરાગ પરિણુતીને જરાય દબાવવા ન દેવી. તેનું નામ તે આરાધના.

આરાધના બે પ્રકારની છે. (૧) ધાર્મિક પુરુષની આરાધના. (૨) કેવળી ભગવાનની આરાધના.

ધાર્મિક પુરુષની આરાધનાના બે ભેદ છે. (૧) શ્રુતધર્મની આરાધના, (૨) સ્વરૂપ સ્થિરતાની આરાધના....એટલે ચારિત્ર ધર્મની આરાધના. "**सूय धम्मे खलु चरित धम्मे**" સૂત્રપાઠ.

શ્રુતધર્મની આરાધનામાં જ્ઞાન, દર્શન સમાય છે. અને ચારિત્ર ધર્મની આરાધનામાં ચારિત્ર, તપ સમાય છે.

કેવળીની આરાધનાના બે ભેદ છે. અંતકૃત કેવળી. અંતકૃત કેવળી એટલે શું, કેવળ જ્ઞાન થતાં તુરત જ મોક્ષે જાય તે અને કેવળ જ્ઞાન થયા બાદ થોડો કાળ દેહ પર્યાયમાં વિચરી પછી મોક્ષે જાય તે. (સ્વરૂપની આરાધના કરતા કરતા કાળ કરે તો અનુત્તર વિમાનમાં જાય અને પછી એક ભવ કરીને મોક્ષે જાય, તેને પણ આરાધના કહેવાય છે.)

શ્રુત જ્ઞાનની આરાધના ત્રણ પ્રકારની છે: (૧) જઘન્ય શ્રુત જ્ઞાનની આરાધના (૨) મધ્યમ શ્રુત જ્ઞાનની આરાધના (૩) ઉત્કૃષ્ટ શ્રુત જ્ઞાનની આરાધના.

દર્શનની આરાધના ત્રણ પ્રકારની છે: (૧) જઘન્ય દર્શનની આરાધના (૨) મધ્યમ દર્શનની આરાધના (૩) ઉત્કૃષ્ટ દર્શનની આરાધના.

ચારિત્રની આરાધના ત્રણ પ્રકારની છે: (૧) જઘન્ય ચારિત્રની આરાધના (૨) મધ્યમ ચારિત્રની આરાધના (૩) ઉત્કૃષ્ટ ચારિત્રની આરાધના.

એમ નવ પ્રકારની આરાધના છે. તેમાં સમ્યગ્દર્શનજ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના હોય, અને ચારિત્રની જઘન્ય, મધ્યમ આરાધના હોય તો તે જ ભવે મોક્ષે ન જાય. પણ સમ્યગ્દર્શનજ્ઞાન–ચારિત્રરૂપ એ ત્રણેની ઉત્કૃષ્ટ આરાધના હોય તો તે જ ભવે મોક્ષે જાય. એમ આરાધનાના નવ ભેદ સમજવા. આ વાત ભગવતી સૂત્રની છે.

જ્ઞાનની આરાધના એટલે યત્કિંચિત્ માત્ર દોષ લગાડયા વગર, જંવાઈધંરૂપ

ચૌદ અતિચાર લગાડયા વગર, "વાંચણા, પૂછણા, પરિયટણા, અણુપેહા, ધમ્મકહા" એમ પાંચ પ્રકારના સ્વાધ્યાય સત્સમાગમે શ્રવણ, મનન, ચિંતવન, ધારણા વગેરે જ્ઞાનની પ્રવૃત્તિ કરવી. તે જ્ઞાન આરાધના.

દર્શન આરાધના એટલે "શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડ, પરસંસા, પરપાસંડ સંથવો" એ તમામ દોષથી મુકત થઈ જઈને દર્શનની પ્રવૃત્તિ કરવી તે દર્શન આરાધના.

ચારિત્ર આરાધના એટલે યથાવિધ આચરણનું પાલન કરવું. તે ચારિત્ર આરાધના.

ઉત્કૃષ્ટ આરાધનાનું ફળ તે જ ભવે મોક્ષ છે. અને ઉત્કૃષ્ટ વિરાધનાનું ફળ નિગોદ છે.

વિરાધના ત્રણ પ્રકારની છે. શ્રમણસૂત્રનો પાઠ :-

**"पडिक्कमामि तीहिं विराहणाए, नाण विराहणाए, दंसणं विराहणाए, चरित्त विराहणाए"** વિરાધના એટલે ભંગ. જ્ઞાનની ઉન્નતિ માટે વાંચણા, પૂછણા, પરિયટણાદિ પાંચ પ્રકારના સ્વાધ્યાયો છે, તેના જે જે નિયમો છે તેનો ભંગ કરવો તે જ્ઞાન વિરાધના. વળી, અમારે જ્ઞાનની બહુ શી જરૂર છે? એવો ભાવ કરવો....તે જ્ઞાન વિરાધના છે. અત્યારે અમારે આ કાંઈ કરવાની જરૂર નથી, આવા જ્ઞાનની અમારે જરૂર નથી, અમારાથી આ કાંઈ થઈ શકે તેમ નથી, એમ જ્ઞાનનો નકાર કહે છે, એવો ભાવ તે જ્ઞાન વિરાધના છે.

પોતાની શ્રદ્ધાને દૂષિત કરવી તે દર્શન વિરાધના છે. શ્રદ્ધા દૂષિત એટલે શું? આ બહારનો ત્યાગ, તપ, કરણી તથા માત્ર બોલવારૂપ સ્વાધ્યાય કરવાથી કરાવવાથી શ્રદ્ધા થઈ જશે, એમ માનવું તે શ્રદ્ધામાં દોષ છે. તે દર્શન વિરાધના છે. અગર તો મિથ્યાત્વ જ છે.

ચારિત્રને દૂષિત કરવું તે ચારિત્ર વિરાધના છે.

આ આચારાંગાદિ બાર અંગરૂપ (તેમાં હાલ દૃષ્ટિવાદ અંગ નથી.) જેને ગણીપીટક એટલે દ્વાદશાંગીરૂપ ગણધરોની પેટી કહેવાય છે. કે જેમાં મોક્ષના રત્નો ભર્યા પડયાં છે. તેની વિરાધના કરીને અતીતકાળમાં અનંતા જીવો, વર્તમાનકાળમાં સંખ્યાતા અસંખ્યાતા જીવો, ભવિષ્યકાળમાં અનંત જીવો સંસારમાં રખડયા છે, રખડે છે, રખડશે. ભમ્યા કરે છે. શાસ્ત્રકાર કહે છે કે....ભમ્યા, ભમે છે, અને ભમશે. આવા શ્રેષ્ઠ શાસ્ત્રોને થોથા કહેનાર, ખોટા કહેનાર, ગણીપીટકને, ગણધરની પેટીને, દ્વાદશાંગીને થોથાં કહેનાર, ખોટા કહેનાર, સંસારમાં ભમ્યા જ કરે છે. ભમે છે, તેથી ઊલટું તેની આરાધના કરીને અતીતકાળમાં અનંતા જીવો, વર્તમાનકાળમાં સંખ્યાતા, અસંખ્યાતા જીવો અને ભવિષ્યકાળમાં અનંત જીવો મોક્ષમાં ગયા છે, જાય છે અને જશે. એ દ્વાદશાંગી, ગણધરની ગણીપીટક ભૂતકાળમાં હતી, વર્તમાનમાં છે, અને ભવિષ્યકાળમાં

હશે. તે ધ્રુવ છે, શાશ્વત છે, અક્ષય છે, અવ્યય છે અને નિત્ય છે. જેમ કે પૃથ્વિકાયાદિ પાંચ સ્થાવરો, જેમ કે પંચ અસ્તિકાય, જેમ કે છ દ્રવ્યો જેમ કે શાશ્વત છે. નવ તત્ત્વો પંચપરમેષ્ઠિઓ અક્ષય છે, અવ્યય છે, ધ્રુવ છે, નિત્ય છે. (આ ગણીપીટક સૂત્રપાઠ:– "अर्थं भासइ अरहरा निहुणं गुथ्थइ गणहरस" તીર્થંકરો અર્થને ભાખે છે, અને ગણધરો તે અર્થની સૂત્રરૂપે ગુંથણી કરે છે. માટે તે ગણીપીડક ત્રણે કાળે શાશ્વત છે.) તેમ ગણીપીટક શાશ્વત છે.

આ ગણીપીટકમાં શું છે? આ ગણીપીટકમાં અનંત હેતુ, અનંત અહેતુ, અનંત કારણ, અનંત અકારણ, અનંત જીવ, અનંત અજીવ, અનંત ભવ્ય, અનંત અભવ્ય, અનંત સિદ્ધ, અનંત અસિદ્ધ, એ પ્રમાણે તેમાં કહેવામાં આવ્યું છે. આ દ્વાદશાંગીને યથાર્થપણે જેમ છે તેમ સમજીને (એનો નકાર કરવાની જરૂર નથી, તેને થોથા કહેવાની જરૂર નથી. તેમાંથી મને કાંઈ ન મળ્યું, એમ કહેવાની કાંઈ જરૂર નથી. તે ખોટા છે એમ કહેવાની જરૂર નથી.) સ્વરૂપમાં ઠરશે તો મોક્ષ થશે. અને તેની વિરાધના કરશે તો અનંત સંસારમાં રખડશે. આરાધના કરતાં વિરાધના થઈ ગઈ હોય, વ્રત લીધા હોય અને ભાંગ્યા હોય, વિરાધનાની આલોચના કરીને સાગર જેવા જેના પેટ રહી ગયા છે તેવા જ્ઞાનીઓ પાસે, તેવા ગુરુઓ પાસે તેનું પ્રાયશ્ચિત્ત લઈને, ફરી આરાધનામાં ટકીને આરાધના કરે તેવા જીવો જગતમાં હોય છે. અને આરાધના કરતાં વિરાધના થઈ હોય તો પણ આલોચના નહિ કરનારા પ્રાયશ્ચિત્ત પણ નહિ લેનારા, વિરાધનામાં જ પડ્યા રહે છે. તેવા જીવો પણ જગતમાં હોય છે.

હવે ત્રણ કારણે માયાવી, માયા કરીને, સ્વરૂપની વિરાધના કરીને, તેની આલોચના, પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિસ્ફોટન, વિશોધન પણ કરતો નથી. અને વળી ફરી માયા કરીને વિરાધના ન કરવાની પ્રતિજ્ઞા એટલે પચ્ચક્ખાણ પણ કરતો નથી, અને પ્રાયશ્ચિત્ત પણ લેતો નથી. કયા કારણે લેતો નથી? તેના ત્રણ કારણ છે. જુઓ! હું ગુરુદેવ પાસે કહી દઈશ તો. પહેલું કારણ મારી અપકીર્તિ થશે, અને જો અપકીર્તિ થશે તો આખી દુનિયામાં મારા અવર્ણવાદ થશે, એમ માનીને બેઠો છે. અવર્ણવાદ થશે તો આખી દુનિયા જે મારો વિનય કરે છે, ભકિત કરે છે, સેવા કરે છે, પૂજા કરે છે, કીર્તિ કરે છે, ગુણગ્રામ કરે છે, તે નહિ કરે. એમ માનીને બેઠો છે. તેથી માયાવી માયા કરીને આલોચના કરતો નથી.

બીજા ત્રણ કારણ....અ....ર....ર....મારી કીર્તિ ઘટશે, મારો યશ ઘટશે, બેફાટ ચારે બાજુ મારો જે યશ બોલાય છે, કીર્તિ ગવાય છે, તે ઘટી જશે. મારી પૂજા, સત્કાર ઘટી જશે. એમ માનીને બેસનાર પ્રાયશ્ચિત્ત લઈ શકતો નથી.

બીજા ત્રણ પ્રકાર....મેં કર્યું છે, હું કરીશ, ને કરું છું. (માયા કરી, સ્વરૂપની વિરાધના કરી, કાંઈક કાર્ય કર્યું હોય એમ મેં કર્યું છે, કરું છું, અને કરીશ.) એવું

અભિમાન હોય. ફરી હું કરીશ, કરાવીશ, કરું છું એવા અનેક પ્રકારના કારણોને લઈને સ્વરૂપની વિરાધના કર્યા છતાં પ્રાયશ્ચિત્ત, પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન આદિ કરતો નથી. તે જીવ મરીને દુર્ગતિમાં ચાલ્યો જાય છે.

બીજા ત્રણ પ્રકારે માયાવી માયા કરીને, સ્વરૂપની વિરાધના કરી હોય તો તેની આરાધના કરે. પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન, આલોચના, પ્રાયશ્ચિત્ત, ગુરુ પાસે પણ લઈ લે. તેના ત્રણ કારણો છે, માયાવીનો આ લોક નિંદનીક બને છે, એમ માનીને પ્રાયશ્ચિત્ત લઈ લે. ઉપપાત કહેતા...દેવ, નરકમાં જન્મ નિંદનીક બને છે. અર....ર... ર....અહીંથી મરવાનું તો ચોક્કસ છે. મરીને દેવ કે નરકમાં જઈશ તો મારો જન્મ નિંદીત બનશે. માટે એમ માનીને પણ પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ થાવું કે ભવિષ્યનો મારો જન્મ નિંદીત ન બને. એમ માનીને પણ પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધિ કરે.

વળી બીજા ત્રણ કારણો છે...માયાવીનો આ લોક નિંદનીય બને છે. અ-માયીનો આ લોક પ્રશસ્ત બને છે. અમાયાવીનો થનારો જન્મ પ્રશસ્ત બને છે. એમ માનનારો વિરાધનાનું પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન વિ. કરે. અને પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધિ પણ કરે.

વળી ત્રણ કારણો છે...મેં માયા કરીને વિરાધના કરી છે, માટે મને જ્ઞાનની પ્રાપ્તિ નહિ થાય. જ્ઞાન-દર્શન-ચારિત્રની પ્રાપ્તિને માટે સ્વરૂપની વિરાધના થઈ ગઈ હોય તો તેના માટે પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન કરી, પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધિ કરે છે. જે જીવ આલોચના, પ્રાયશ્ચિત્ત લઈ, શુદ્ધ બની ફરીવાર આરાધનામાં ટકી જાય છે. તેનું કલ્યાણ થઈ જાય છે. અને જે જીવો આલોચના ને પ્રાયશ્ચિત્ત લેતા નથી, તે વિરાધના કરીને દુર્ગતિમાં ચાલ્યા જાય છે. માયાવી માયા કરીને, પ્રતિક્રમણ, ગર્હા, નિંદા, વિશોધન, વિસ્ફોટન, આલોચના કરી પ્રાયશ્ચિત્ત પણ ન કરે તેના આઠ કારણો છે.

(૧) મેં કર્યું છે; એવું અભિમાન હોય (૨) હું કરું છું એવું અભિમાન હોય (૩) આવું કોણે કર્યું છે? આ તો હું જ કરી શકું એવું અભિમાન હોય (૪) હું કરીશ એવું અભિમાન હોય. (૫) મારી અપકીર્તિ થશે. (૬) મારા અવર્ણવાદ બોલાશે. (૭) મારો અપયશ થશે. (૮) મારો ભવ બગડશે.

આ આઠ પ્રકારના પરિણામ લઈને બેઠો હોય તો તે પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન, આલોચના વગેરે ન કરે. અને ગુરુ પાસે પ્રાયશ્ચિત્ત પણ ન લે. ઉપરના આઠ બોલ સેવે પણ પ્રાયશ્ચિત્ત ન લે તો ચાલે? ઉત્તર :- નહિ. ગુરુ પાસે પ્રાયશ્ચિત્ત લેવું જ પડે. અને પ્રાયશ્ચિત્ત આપનાર ગુરુ, પ્રાયશ્ચિત્ત લેનારની કોઈની પાસે વાત કરે તો ગુરુને સામાએ જેટલું પ્રાયશ્ચિત્ત લીધું તેટલું જ લેવું પડે. બલકે બમણું પ્રાયશ્ચિત્ત લેવું પડે. દૃષ્ટાંત-એક મહાન સમર્થ આત્માર્થિ મુની ગ્રામાનુગ્રામ વિચરે છે. અને ભવ્ય જીવોને શાસ્ત્રોના રહસ્યો ઉપદેશે છે. અથવા ઉપદેશ આપે છે. તે વાત

બીજા મુનિઓએ સાંભળી, તે ઉપદેશ બીજા મુનિઓએ સાંભળ્યો. સાંભળનાર મુનિએ, વિચારે છે કે....આ ઉપદેશ જો બધાય ઠેકાણે દેવાશે, તો આપણો કોઈ ભાવ નહિ પૂછે. માટે આને (મુનિને) ઠેકાણે પાડી દેવો જોઈએ. એને ખતમ કરી નાખવો જોઈએ. એમ વિચારી સાંભળનાર મુનિઓ પોતાના ભકતને બોલાવી ઉપદેશકાર મુનિરાજને મરાવી નાખવા માટે ઉપાય કરવાનું કહ્યું. ધર્માન્ધ માણસ શું ન કરે? જેટલું કરે તેટલું ઓછું. તે ભકતે મુનિરાજની વાત ધ્યાનમાં લઈને, ઘરે જઈ ઝેરના લાડવા બનાવ્યા. બીજા દિવસે સવારે ઉપાશ્રયે જઈ પેલા ઉપદેશક મુનિરાજને વિનંતી કરી કે....હે મુનિરાજ! આજે મારા ઘેર વહોરવા પધારો...અમ જેવા રાંકને પાવન કરો. મુનિરાજ નિર્દોષભાવે ઈરિયાસમિતપૂર્વક તે ગૃહસ્થને ઘેર વહોરવા જાય છે. ગૃહસ્થ લાડવા વ્હોરવા માટે મુનિરાજને વિનંતી કરે છે. (જાણે કે ભાવપૂર્વક વ્હોરાવતો ન હોય! मुखे अमृतं तिष्ठति, हृदये तु हलाहलम्, મુખમાં તો જાણે અમૃત ઝરે છે, પણ હૃદયમાં વિષ ભર્યું છે.) મહારાજ સાહેબ! વ્હોરો....વ્હોરો....આ રાંકને પાવન કરો....કરો....એમ વિનંતી કરે છે, પણ હૃદયમાં મારી નાખવાના ભાવ છે. મુનિરાજ લાડવા વ્હોરતા નથી, કારણ કે તે દિવસે મુનિરાજને મિષ્ટાન્ન વાપરવાની બાધા હતી. તેથી તે લાડવા ન લીધા, અને બીજું વ્હોરી ચાલ્યા ગયા. મુનિરાજ ગયા પછી શ્રાવકને વિચાર આવ્યો કે....આમણે તો લાડવા ન વ્હોર્યા. ઘણા આગ્રહપૂર્વક વ્હોરાવવા માંડયા છતાં ન લીધાં. પછી શ્રાવકને રાત્રે વિચાર આવ્યો કે આ સાધુ કેવા છે....તેની મારે તપાસ કરવી. પછી સવારે તે શ્રાવક મુનિરાજનું વ્યાખ્યાન સાંભળવા મુનિરાજ સન્મુખ બેઠો. અને વ્યાખ્યાન એકાગ્રચિત્તે સાંભળ્યું. સાંભળીને તે શ્રાવકે પોતાના જ્ઞાનમાં વિચાર્યું....શું વિચાર્યું? સારું વિચાર્યું....વિચારનો અંતે નિર્ણય લાવ્યો કે....આ મુનિરાજ મહાન પવિત્ર છે, જ્ઞાની, ધ્યાની છે. આના ઉપદેશથી જગતમાં ધર્મની જાહોજલાલી વધે તેમ છે. અર....ર....ર....મેં પાપીએ આવા મુનિરાજને મારી નાંખવાની હદ સુધીનું કાર્ય કર્યું, પગલું ભર્યું. ખરેખર એ મારી દુષ્ટતા છે, મૂઢતા છે, રાગાંધતા છે. એમ હૃદયમાં પશ્ચાત્તાપ થતાં કરેલું કાર્ય ઉપદેશકાર મુનિરાજને અશ્રુ ટપકતાં નેત્રે જણાવી દીધું. મહારાજ....મહારાજ મહારાજ....! મારાથી ઘણું જ અઘટીત કાર્ય થઈ ગયું, કે મેં રાગાંધતાને લીધે આપને મારી નાખવાનો પ્રયત્ન કર્યો. તેનું જે પ્રાયશ્ચિત આવે તે આપ મને મારા ઉપર અનુગ્રહ કરી આપો. એમ શ્રાવકે પ્રાયશ્ચિત્ત લેવાની ઇચ્છા દર્શાવી. ત્યાં સાધુએ તે શ્રાવકને એમ પણ નથી કહ્યું કે....મને મારી નાખનાર, મને મારવાના ઉપાય કરનાર તું શું પ્રાયશ્ચિત્ત લેવાનો હતો....અને શું પાળવાનો હતો....એમ મુનિરાજે ન કહ્યું. પણ જ્ઞાની. ધ્યાની, આત્માર્થી મુનિરાજે તે શ્રાવકની વાત સાંભળી, શ્રાવકને યોગ્ય પ્રાયશ્ચિત્ત, જે આવતું હતું તે આપ્યું. પ્રાયશ્ચિત્ત આપનાર સાધુ તે પ્રાયશ્ચિત્તની વાત બીજા કોઈને પણ ન કહે. અરે! પોતાના અંગત શિષ્યને પણ ન કહે....અને જો પ્રાયશ્ચિત્તની વાત પ્રાયશ્ચિત્ત આપનાર બીજાને વાત કરે તો પ્રાયશ્ચિત્ત લેનારા જેટલું

જ આપનારને પ્રાયશ્ચિત્ત લેવું પડે છે. માટે પ્રાયશ્ચિત્ત આપનાર ગુરુદેવ "सागरवर-गंभीरा," સાગર જેવા ગંભીર હોય છે. એવા ગુરુઓની પાસે જ પ્રાયશ્ચિત્ત લેવાય અને આત્મશુદ્ધિ કરાય.

બીજા આઠ કારણો પ્રાયશ્ચિત્ત કરે...માયાવીનો આ લોક નિંદીત બને છે. એક વખત માયા કરીને આલોચના ન કરે તો આરાધક નથી બની શકતો. અને એક વખત માયા કરી આલોચના કરે તો આરાધક થઈ શકે છે. બહુ વખત માયા કરે અને આલોચના કરે તો પણ આરાધક બને છે. મારા ગુરુદેવ, આચાર્ય, ઉપાધ્યાય મહાન સમર્થ છે. તેમને અતિશય જ્ઞાન થઈ આવે તો તેમના જ્ઞાનમાં બધુંય જણાઈ આવે કે આતો માયાવી છે, એમ માને તો જરૂર આલોચના કરે. આમ માનનારો જરૂર પ્રતિક્રમણ, નિંદા, ગર્હા, વિશોધન કરીને, શુદ્ધ બને અને સ્વરૂપની આરાધનામાં ટકી જાય તો તેનું કલ્યાણ થઈ જાય. માયાવી માયા કરીને આલોચના નથી કરતો તેનું શું ફળ? અને માયાવી માયા કરીને આલોચના કરે તો તેનું શું ફળ? તે અવસરે કહેવાશે.

ॐ तत् सत्



## વ્યાખ્યાન ૩૬

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૨ શુક્રવાર, તા. ૧-૮-૧૯૫૮,

## "આરાધના......વિરાધનાનું ફળ"

ઉ. સૂત્ર, ૧૮ મું અધ્યયન, ગાથા ૧ લી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે. તેમાં આરાધના અને વિરાધનાનું સ્વરૂપ સમજાવ્યું. હવે એ આરાધના અને વિરાધનાનું ફળ સમજાવે છે.

આરાધના કરતાં વિરાધના કરી હોય અને આલોઈ, નિંદી, પડીક્કમી, પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય તો તેનો ભાવ પણ બગડી જાય. છળ, પ્રપંચ કરીને વિરાધના કરી હોય તેની આલોચના, નિંદા, ગર્હા, વિસ્રોટન, વિશોધન નથી કરતો અને એ રીતે વિરાધના કરીને ફરી નહિ કરવાની પ્રતિજ્ઞા નથી લેતો તેવો જીવ કોઈપણ દેવલોકમાં જન્મ પામે છે, પણ સૌધર્મ કે વૈમાનીક દેવલોકમાં મહાર્ધિક દેવ થતો નથી. ચીરકાળી, લાંબા આયુષ્યવાળા દેવમાં ઉત્પન્ન થતો નથી. તેને બાહ્ય-અભ્યંતર પરિષદ્ (દેવ-

દેવાંગનાઓ વગેરે) મળી હોય છે પણ તેની જ પરિષદ તેનો આદર, સત્કાર, સન્માન નથી. આસન આપતા નથી. પણ ઊલટું પોતાની પરિષદમાં તે બોલવા જાય છે ત્યારે તુરત જ ચાર-પાંચ દેવો સામા આવીને કહે છે કે...બોલો મા...હવે બહુ થયું...એમ કહે છે. આયુષ્ય પૂર્ણ કરીને, ત્યાંથી ચ્યવીને મનુષ્યલોકમાં, હલકાં કુળમાં જન્મ પામે છે. અને તે પુરુષ તરીકે જન્મે છે. અંતકુળ, ભિક્ષુકુળ, દારિદ્રકુળ વગેરેમાં જન્મ પામે છે. તેમાં કુરુપ, કદરૂપો, દુરસ, દુસ્પર્શવાળો, અનિષ્ટ, અકાંત, અમનોજ્ઞ, હીનસ્વર, દીનસ્વર આદિવાળો થાય છે. તેની આસપાસના લોકો તેનો આદર કરતાં નથી. બહુ બોલમાં, અમે બોલવાવાળા છીએ, વગેરે વગેરે કહીને તેનું અપમાન કરે છે.

એનાથી ઊલટું...જો માયા-છળ કરીને, સ્વરૂપ આરાધનામાં વિરાધનાની આલોચના, નિંદા, ગર્હા, વિશોધન વગેરે કરે. પૂર્વે ત્રુટી રહી ગઈ હોય તેની જ્ઞાની પાસે પ્રાયશ્ચિત્ત લઈને, ફરી માયા-કપટ ન કરવાની, વિરાધના નહિ કરવાની પ્રતિજ્ઞા કરે છે, અને પ્રાયાશ્ચિત્ત લઈને શુદ્ધ બને છે. તો કાળધર્મ પામીને રિદ્ધિ-સિદ્ધિવાળો, વૈમાનીક, મહાર્વિક, લાંબા આયુષ્યવાળો દેવ થાય છે. દેવગતિમાં હારોથી તેની છાતી શોભાયમાન થાય છે. આભૂષણોથી તેના હાથ શોભી રહે છે. વિવિધ આભૂષણોથી તેની છાતી, કાન, મસ્તક વિ. શોભાયમાન હોય છે. અનેક પ્રકારના આભૂષણો તેના હાથમાં શોભી રહે છે. વિવિધ આભૂષણોથી તે શોભાયમાન હોય છે. તેના વસ્ત્રો કલ્યાણકારી હોય છે. દિવ્ય વર્ણવાળું સુંદર શરીર હોય છે. દિવ્ય ઉપભોગો ભોગવે છે. તે બોલવા જાય છે ત્યાં બીજા ચાર-પાંચ દેવો આગળ આવીને આપ બોલો! અમારે બોલવું નથી એમ કહીને તેને ઉત્સાહીત કરે છે. ત્યાંથી ચ્યવીને તે ઉચ્ચ કુળ, મનુષ્યલોકમાં જન્મે છે. ત્યાં સુંદર શરીરવાળો થાય છે. સૌ આદરસત્કાર કરે છે, તેને બોલવા બીજા આગ્રહ કરે છે.

સેવેલી વિરાધનાનું પ્રાયશ્ચિત્ત ગુરુ પાસેથી લઈને શુદ્ધ થાય છે તેને દેવગતિમાં અને પછી મનુષ્યગતિમાં ઉપર પ્રમાણે સંયોગો મળે છે. આવો જીવ અધૂરી રહેલી સાધના-આરાધના બીજા ભવે પૂર્ણ કરીને સર્વથા શુદ્ધ થઈને સિદ્ધ થાય છે. માટે દર્શન-જ્ઞાન-ચારિત્રમાં જપ, તપ, નિયમ, સંયમ, વ્રત, પચક્ખાણ, આદિમાં કાંઈ વિરાધના થઈ હોય તો આલોઈ, પડીક્કમી, નિંદી, નિઃશલ્ય થઈને નિંદા, ગર્હા, આલોચના, વિશોધન કરીને, ફરીથી તેમ નહીં કરવા ગુરુ પાસે શુદ્ધ ભાવે પ્રાયશ્ચિત્ત લઈ, ભૂલ નહિ કરવાની પ્રતિજ્ઞા લેશે તે આગળ વધશે.

હું આત્મા આરાધક છું? કે વિરાધક છું? મેં ગુણોને અખંડ રાખ્યા છે? કે ખંડિત કર્યા છે. જો મરતી વખતે અધૂરું રહ્યું હોય તો બીજા ભવે પૂરું થાય એવી આત્માની સ્વતંત્ર સ્વાધિન શકિત પ્રગટ કરવાની જેને પ્રીતિ થઈ છે, તેવો જીવ અધૂરું રહેલું ધર્મ આરાધન દેવલોકમાં જઈ આવીને ફરી મનુષ્ય લોકમાં ઉચ્ચ કુટુંબ-કુળમાં જન્મીને તે પૂરું કરીને જરૂર મોક્ષે ચાલ્યો જશે.

આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-ભાવની શુદ્ધિ તે જ ખરી આરાધના છે. પણ વચ્ચે વચ્ચે જ્ઞાન-દર્શન-ચારિત્રમાં, તપમાં દોષ અનેક પ્રકારે માન, મોટાઈને લક્ષે સેવતો હોય તેને વિરાધના કહે છે. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-યમ-નિયમ-સંયમ ત્યાગ વગેરેમાં મારા ગુણોનું સેવન આરાધન કરીને અખંડ રહ્યો છું કે ક્યાંય વિઘ્ન નાખ્યા છે? દોષો સેવાઈ ગયા છે? વિરાધના થઈ ગઈ છે? તે સાંભળી, વિચારી, વિશોધન કરે તો પોતાને ખબર પડી જાય છે. સમ્યગ્દર્શનને પામેલો આરાધક જીવ બહુ સરળ હોય છે, સ્વભાવ ભલમનસાઇવાળો થઈ જાય છે અને એમાં સરળતા નિતરતી હોય તેમાં ક્યાંય વક્રતા હોય નહિઃ સમ્યગ્દર્શન, જ્ઞાન, ધ્યાન, વૈરાગ્ય જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ ભાવે સેવ્યા હોય તો ભવિષ્યમાં સુલ્લભબોધિ હોય, છતાં કોઈ વિરોધક પણ હોય.

પોતાના પ્રયાસમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને છેવટે અનાચાર દોષ લગાડીને આલોચના, પ્રાયશ્ચિત્ત કરીને, દંડ લઈને નિર્મળતા શુદ્ધિ ન કરી હોય તો તે વિરાધક પણ હોય.

મારો રસ્તો અખંડ રહેશે કે તેમાં વિઘ્નો આવશે? એટલે જ્ઞાન, ધ્યાન, સંયમ આરાધના કરું છું, તેમાં વિઘ્ન ન આવે એવો આરાધક થઈશ કે વિરાધક થઈશ? તેની ખબર ધર્મી આરાધકને પડી જાય છે. તેમાં કોઈને પૂછવા જવું પડતું નથી. સરલ હૃદયી હોય તેને પોતાની બડાઈ વડાઈ માન. મુકતા વાર નહિ લાગે, અને દુશ્મન હો છતાં તેની વડાંઈ, મોટાઈ સ્વીકારતાં પણ વાર નહિ લાગે. આવો તે આરાધક સરલ સ્વભાવી હોય છે, વડાઈ મૂકે કુટીલતા છોડે, વક્રતા છોડે તે આરાધક હોય. જીવે અનાદિથી વિરાધકભાવ સેવ્યો છે. હવે તો આરાધક થા.

સમકિતી પોતાના આત્માનો નિર્ણય કરી શકે છે. આ સાવ સાચી અને અફર નિર્ણયવાળી વાત છે. સત્ય વાત છે. નિર્ગ્રંથ ચાર પ્રકારના છે,

(૧) **રાત્નીક** :-એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર રત્નથી જેનો વ્યવહાર ચાલતો હોય તે.

(૨) **જયેષ્ઠ** :- એટલે બીજા કરતાં દિક્ષામાં મોટો હોય, ઝાઝા વર્ષના ચારિત્રવાન હોય. તે પણ (તેમાં) ભારે કર્મી હોય તો તે ધર્મનો અન-આરાધક પણ હોય પણ વિરાધક ન હોય.

(૩) **રાત્નીક નિર્ગ્રંથ** :- નિર્ગ્રંથ હોય પણ હળુકર્મી હોય તો ધર્મનો આરાધક હોય.

(૪) **અવમ રાત્નીક** :- એટલે પર્યાય લઘુ-સાધુ અવસ્થા ટૂંકી હોય, થોડા સમયની દિક્ષાવાળા હોય.

ઉપરની ચૌભંગીવાળા નિર્ગ્રંથોને અહીં વિરાધક કહ્યા નથી, પણ શેષ કર્મો બાકી રહ્યા અને આયુષ્ય પૂરું થયું તો તે બીજા ત્રીજા ભવે આરાધના પૂરી કરીને

મોક્ષે ચાલ્યા જશે. ઉત્કૃષ્ટ આરાધના હોય તો તે જ ભવે મોક્ષે જાય અને જઘન્ય મધ્યમ આરાધના હોય તો બે ત્રણ કે વધુમાં વધુ પંદર ભવે મોક્ષે જશે, મોક્ષે જાય.

રાયપસેણી સૂત્રનું દ્રષ્ટાંત :— સૂર્યાભદેવ-પ્રદેશી રાજાનો જીવ-ભગવાનશ્રી મહાવીર-દેવ સન્મુખ જય-વિજય નાદ સહિત આવીને વંદન, નમસ્કાર આદિ કરીને.... પ્રભુને માન સહિત પૂછે છે (૧) હે પ્રભુ! હું ભવ્ય છું કે અભવ્ય છું? (૨) હું સમ્યગ્ દૃષ્ટિ છું કે મિથ્યા દૃષ્ટિ છે? (૩) હું પરીત સંસારી છું કે અપરીત સંસારી છું? (૪) હું સુલ્લભબોધિ છું કે દુર્લભબોધિ છું? (૫) હું આરાધક છું કે વિરાધક છું? (૬) હું ચરમ શરીરી છું કે અચરમ શરીરી? આમ ઊલટા-સૂલટા બાર પ્રશ્નો મૂકયા.

પ્રભુએ તે પ્રશ્નોના ઉત્તરો પ્રકાશ્યા.

હે સૂર્યાભદેવ! તું ભવ્ય છો, એટલે મોક્ષે જવાની લાયકાતવાળો છો. તું સિદ્ધ થવાનો છો. વળી તું સમ્યગ્ દૃષ્ટિ છો. તને આત્માની અખંડ પ્રતીતિ વર્તે છે. તું પરીત સંસારી છો. તું સુલ્લભબોધિ છો, તને ધર્મ પાળવો સહેલો છે. વળી, તું આરાધક છો. તારા આત્માની સરળતા મોક્ષ થતાં સુધી ટકી રહેશે. તું ચરમ શરીરી છો. વર્તમાન તું દેવ છો. આ તારો દેવનો દેહ તે પછી તને મનુષ્યનો દેહ મળશે. તે તારો છેલ્લો દેહ છે. હવે તારે અવતાર કરવાના નથી.

આમ જ્યાં પ્રભુની દિવ્ય વાણી છૂટી ત્યાં સૂર્યાભદેવને અત્યંત હર્ષ થયો. સુખ-શાંતિ-આનંદનું વેદન આવ્યું. આત્માનો પરિપૂર્ણ; અતિન્દ્રિય આનંદ પ્રગટવાનો છે. એવો દૃઢ નિર્ણય થતાં હર્ષનો પાર ન રહ્યો. પૂર્ણ-આનંદ, સહજ-આનંદ સ્વરૂપ ભવિષ્યમાં પ્રગટવાનું છે એવો નિર્ણય કેવળજ્ઞાની ભગવાનશ્રી મહાવીર દેવના મુખે થયો તેથી પરમ ઉત્કૃષ્ટ આત્માનંદ રસે મન શાંત થઈ ગયું.

દેવો હર્ષમાં આવે ત્યારે કાંઈક પ્રભાવ બતાવે છે. દેવથી ત્યાગ થઈ શકતો નથી. ક્રોધ, માન, માયા, લોભ; ઈર્ષા, કામ, વિકાર આદિનો સર્વથા ત્યાગ મનુષ્યો જ કરી શકે છે. દેવો એવો ત્યાગ સર્વથા કરી શકતા નથી. ત્યારે દેવે શું કરવું જોઈએ? પ્રભુની ભકિત, સેવા. પ્રભુની ભકિત કેવી રીતે કરવી? મનુષ્યો પ્રભુની ભકિત પચ્ચ-ક્ખાણ, દિક્ષા લઈને બતાવી શકે છે, કરી શકે છે. પણ દેવ તે કરી શકતા નથી. પોતાના આત્માનો પોતાને તો નિર્ણય થયેલો હતો જ. પણ પ્રભુના શ્રીમુખના વચનોથી પ્રત્યક્ષ નિર્ણય થતાં આનંદથી ઉલ્લસીત થયેલો સૂર્યાભદેવ કહે છે કે હે પ્રભુ! હે જગતગુરુ! આપ તો મારી બધી વાત જાણો છો, દેખો છો. સર્વ કાળ-ભાવને આપ તો જાણો છો. જગતના બધા દ્રવ્યો-ગુણો-અને પર્યાયોને આપ એક જ સમયમાં જાણી દેખી રહ્યા છો. મારી પણ પૂર્વની અને હવેની બધી અવસ્થા આપના જ્ઞાનમાં પ્રત્યક્ષ વર્તે છે. પર્યાયો ક્રમબદ્ધ આવશે એમ હું પણ જાણું છું. હું આ દેવ રિદ્ધિ

પામ્યો છું તેનું કારણ પણ આપ તો જાણો છો. તેથી આપને તે જણાવવા માટે નથી પણ આ સાધુ, સાધ્વિઓ, ગણધરો અને ચતુર્વિધ સંઘને આપની ભક્તિ અને પર્યુપાસના પૂર્વક બત્રીસ નાટક હું બતાવું છું. મારી પાસે ત્યાગની રિદ્ધિ નથી. ધન્ય છે આ ચતુર્વિધ સંઘને જેની પાસે ત્યાગની રિદ્ધિ છે. મારી ભક્તિથી, ધર્મની પ્રભાવનાનો ઉત્સાહ અને ઉલ્લાસ વધે તે માટે દેવની રિદ્ધિ બતાવું છું.

પૂર્ણ વીતરાગ દશા વર્તે છે એવા ભગવાનની વાણી સહજરૂપે મૌન રહે છે. બીજી અને ત્રીજી વખત સૂર્યાભદેવે કહ્યું: "પ્રભુ! આપ તો જાણી દેખી રહ્યા છો," પણ ધર્મની પ્રભાવના માટે આ દેખાડવા માંગું છું. અમારી રીત-આ દેવ રિદ્ધિ દેખાડવાની છે. તેમાં આજ્ઞા કરવાની પ્રભુની રીત ન હોય. તેથી વીતરાગી પ્રભુ આજ્ઞા ફરમાવી શકે નહિ એ ખરું છે. અને મારી ભક્તિનો ઉત્સાહ હું રોકી શકું નહિ." એમ કહીને પોતાની વૈક્રિયલબ્ધિના બળથી એકસોઆઠ દેવદેવીઓ ડાબી જમણી ભુજામાંથી વિકુર્વ્યા. અને મોટો મંડપ નાટક માટે પ્રભુ પાસે ક્ષણવારમાં રચી દીધો. સેંકડો થાંભલા, ઉલેચો અને મણિ-રત્નનો ઓટલો, રત્નજડિત ઉત્તમ સિંહાસન, દેવ રિદ્ધિથી ક્ષણવારમાં ઉત્પન્ન કર્યો. તે બતાવતાં એમ કહે છે કે અમે પુણ્યના લ્હાવા લઈએ છીએ, છતાં અમને રગે રગે ભગવાનના ધર્મનો, સમ્યગ્-દર્શન-જ્ઞાન-ચારિત્ર્ય-તપનો મહિમા છે. પુણ્ય અને પુણ્યના ફળનું માહાત્મ્ય નથી. ધર્મ જ ઉપાદેય માનીએ છીએ. "હે પ્રભુ! હું આપનો ભક્ત છું, મારી વાત ભક્તિપૂર્વકની છે, તેમ માનજો. મારો હેતુ ધર્મની પ્રભાવનાનો છે. દુનિયા ધર્મ પાળે, ધર્મ તરફ વળે, ધર્મમાં ઝુકાવે, એ જ મારો આશય છે." આમ કહીને પોતાની દેવ રિદ્ધિથી બત્રીસ નાટક કરે છે. તેમાં પહેલાના એકત્રીશ નાટકમાં, પ્રભુના આગલા ભવો બતાવે છે. અને છેલ્લા બત્રીશ નાટકમાં ૧૦૮ કુમાર અને ૧૦૮ કુમારિકાઓ ડાબી-જમણી ભુજામાંથી વિકુર્વ્યા...અને ભગવાનના ચ્યવનકલ્યાણક, જન્મકલ્યાણક, દિક્ષાકલ્યાણક, કેવળજ્ઞાનકલ્યાણક, નિર્વાણકલ્યાણક બતાવ્યા. અને પછી પોતાની દેવ રિદ્ધિ સંકેલીને, પ્રભુના ચરણે નમીને કહે છે, કે...આ બધું દેખાડવાનો મને ઉલ્લાસ નથી પણ આપે મારો મોક્ષ વગેરે કહી બતાવ્યો તેના ઉલ્લાસમાં આપની ભક્તિના વેગમાં મેં આ નાટકો કર્યા.

એમ કહી પ્રભુને વંદી, નમી, પોતાના સ્થાનેથી આવ્યો હતો તે પાછો સૂર્યાભદેવ પોતાના સ્થાને ચાલ્યો ગયો. સમકિતી ધર્માત્માની કેવી સુંદર ભાવના અને ભક્તિ હોય છે. તે આ સૂર્યાભદેવના દ્રષ્ટાંતમાંથી સમજુ જીવોને સમજણ તથા બોધ-પાઠ મલી શકે તેમ છે.



## વ્યાખ્યાન નં. ૩૭

સં. ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૩ને શનીવાર, તા. ૨-૮-૧૯૫૮

### "એક સમય પૂરતી જો આરાધના...તો જીવનું કલ્યાણ થઈ જાય"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા ૧લી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

કામ્પિલ્ય નગરના રાજા કે જેનું નામ માત્ર સંયતિ છે, પણ ભાવે સંયતિ નથી. શિકારના કર્તવ્યમાં હાલ પરિણમી રહ્યો છે. છતાં આવા પાપીને આટલી બધી સામગ્રી કેમ? સિદ્ધાંતકાર કહે છે કે પૂર્વ પુણ્યનું ફળ છે. પુણ્યના ચાર ભાંગા બતાવ્યા. ચાર નિક્ષેપાની વાત કરી. પૂર્વે આરાધના કરતાં આ રાજાને કાંઈક કચાશ રહી જવાથી વર્તમાન શિકારના કર્તવ્યમાં જોડાય છે. આરાધના એટલે નિર્જરાની સાથે સહજ પુણ્ય એવું બંધાઈ ગયું છે કે વિના હરકતે મહાન સમર્થ જ્ઞાનીના ભેટા આ સંયતિ રાજાને થવાના છે.

આરાધના અને વિરાધનાનું સ્વરૂપ સમજાવે છે. શ્રી ભગવતી સૂત્રમાં સર્વજ્ઞ ભગવાને ત્રણ પ્રકારની આરાધના કહેલ છે. જ્ઞાનઆરાધના, દર્શન આરાધના, ચારિત્ર આરાધના, એમ કહીને તે ભગવતી સૂત્રમાં આરાધનાના ત્રણ ભેદ પાડી નાખ્યા છે. જઘન્યઆરાધના, મધ્યમઆરાધના, અને ઉત્કૃષ્ટઆરાધના. એમ ભેદ પાડી વળી તેના વિશેષ ભેદ પાડ્યા છે. જ્ઞાનની જઘન્ય આરાધના, જ્ઞાનની મધ્યમ આરાધના, જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના. દર્શનની જઘન્ય આરાધના, દર્શનની મધ્યમ આરાધના, દર્શનની ઉત્કૃષ્ટ આરાધના. ચારિત્રની જઘન્ય આરાધના, ચારિત્રની મધ્યમ આરાધના અને ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના.

કોઈને નવ ભેદમાંથી ભલે જ્ઞાનની જઘન્ય આરાધના હોય છતાં જો તે જ્ઞાનાનુસાર (જ્ઞાતાનુસાર) જ્ઞાનનું જ બહુમાન કરે તો તે જ્ઞાનનો આરાધક છે.

કોઈને બહારનું ઉત્કૃષ્ટ જ્ઞાન હોય, અથવા દેશે ઊણું નવપૂર્વનું જ્ઞાન હોય પણ જો તે જ્ઞાનાનુસાર જ્ઞાનનું જ બહુમાન કરતો નથી તો તે આરાધક નથી વિરાધક છે. જેમનામાં (જેનામાં) જ્ઞાન તો ઘણું છે, (જ્ઞાનનો ઉઘાડ ઘણો છે.) પરંતુ જ્ઞાન જ્ઞાનરૂપે પરિણમતું ન હોય તો તેને પ્રભુ આરાધક નહિ પણ વિરાધક કહે છે. જેમનામાં જ્ઞાન તો ઘણું છે, મતિ-શ્રુત જ્ઞાનનો પૂર્વપુણ્યના ફળરૂપ ક્ષયોપશમ તો ઘણો છે. પરંતુ જ્ઞાન જ્ઞાનરૂપે પરિણમતું ન હોય તો તેને મહાવીરદેવ આરાધક નહિ પણ વિરાધક કહે છે.

જ્ઞાન જ્ઞાનરૂપે પરિણમે નહિ તો શું તેને જ્ઞાન કહેવાય? ભાઈ! જ્ઞાન તો ઘણું છે,

પણ તે જ્ઞાન, માન–મોટાઈ–આબરૂ–કીર્તિ–આરંભ સમારંભમાં પરિણમતું હોય તો તે આરાધક નથી પણ વિરાધક છે.

આરાધના કરવી એટલે શું? સ્વસ્વરૂપની અખંડ સેવા, અખંડ ભક્તિ, અખંડ પર્યુપાસના, અખંડ ઉપાસના કરવી. કોઈ કહે હું અમુક દેવની આરાધના કરું છું, અમુક દેવની આરાધના કરું છું તો તેનો અર્થ એવો થયો કે હું તેની સેવા–ભક્તિ–ઉપાસના કરું છું દેહરૂપી દેવળમાં બેઠેલો આત્મા દેવ છે. તે અનંતજ્ઞાનનો ધણી છે. તે દેવની અખંડ સેવા કરવી તેનું નામ જ આરાધના. ભક્તિ કરવી તેનું નામ જ આરાધના.

જ્ઞાની દ્રષ્ટાંતથી સમજાવે છે કે...ઘરે દીકરાની વહુ આવી, અને તે ઊંચા કુળની આવી. તે વહુએ સાસુની એવી તો સેવા બજાવી... સાસુ કહે ઊઠ...તો ઊઠે. સાસુ કહે બેસ...તો બેસે. એમ એવી સેવા બજાવી કે ન પૂછો વાત. વહુની સેવા જોઈ સાસુ પ્રસન્ન થઈ ગયા. અને કેડેથી ભંડારની ચાવી વહુને સોંપી દીધી. એટલે એમ કહેવાતું કે આવનારી વહુએ સાસુની સેવા એવી બજાવી કે જાણે સાસુનું આખુંય હૃદય જીતી લીધું ન હોય? એટલે વહુએ સાસુને આરાધી લીધા, એમ કહેવાય.

તેવી જ રીતે આત્માના ગુણોને અખંડ ભાવે આરાધતા....આરાધતા....મરણ વખતે આરાધના અધૂરી રહેલી હોય તો બીજા ભવે પૂરી થાય. એવી આરાધના વર્તમાનમાં મારાથી થઈ રહી છે...કે કાંઈક કચાશ રહી જાય છે? એમ વર્તમાન પોતે એકાંતમાં બેસીને વિચારી પોતાના જ્ઞાનને લંબાવીને જુએ, અથવા તો તપાસ કરે તો પોતાની પોતાના જ્ઞાનમાં ખબર પડે.

આરાધના કરનાર શ્રાવક વિચારે શું?

તો શાસ્ત્રકાર કહે છે કે આરાધના કરનાર સાધક એકાન્તમાં બેસીને શાંત ચિત્ત એવી રીતે વિચારે છે કે....

નિંદકની નિંદામાં.... ક્રોધીના ક્રોધમાં ....
ચોરની ચોરીમાં.... દાનીના દાનમાં, ....
ખૂનીના ખૂનમાં .... પ્રેમીના પ્રેમમાં ....
જ્ઞાનીના જ્ઞાનમાં.... ગુરુના ઉપદેશમાં....
સેવકની સેવામાં.... વૃક્ષની છાયામાં....
વાયુની લહેરમાં .... નદીના પૂરમાં....
સાગરના મોજામાં .... પશુની પશુતામાં....
દાનવની દાનવતામાં.... માનવની માનવતામાં...
દેવોની દિવ્યતામાં... પ્રભુની પ્રભુતામાં ...

એ અઢારે બોલોમાં દરેકનો આત્મા કામ કરી રહ્યો છે. તેમાં કોઈ આરાધકભાવે કામ કરી રહ્યો છે. અને તેમાં કોઈ વિરાધકભાવે કામ કરી રહ્યો છે. આરાધકભાવે તે સવળી રીતે, અને વિરાધકભાવે તે અવળી રીતે. કોઈ એકાંત બાલવીર્યપણે, એટલે મિથ્યાત્વપણે. કોઈ બાલ પંડીતવીર્યપણે, એટલે સમ્યગ્દર્શનને પામેલો જીવ, શ્રાવક વિ. કોઈ એકાંત પંડીત વીર્ય પણે, એટલે (સાધુપણે) તે બધાં ય પ્રકારના પરિણામોમાં દરેકનો આત્મા કામ કરી રહ્યો છે.

તો મારે કોઈપણ, સારી–નરસી, (દેખાતી) સંભળાતી, વાતોથી રાજી, અરાજી, દુરાગી, રાગી, દ્વેષી, મોહી કાંઈ થવાનું કામ નથી. મારે તો મારાં પોતાના આત્માના ગુણોની ઉત્કૃષ્ટ આરાધનામાં સાધકભાવે સ્થિર થઈને રહેવાનું જ છે. અને જો એટલું વીર્ય ઉઘડયું ન હોય તો, જઘન્ય, મધ્યમ આરાધનામાં સાધક ભાવે સ્થિર થઈ જઈને, મારે તો મારાં પૂર્ણમોક્ષનું કાર્ય કરવાનું છે.

એવા વિચારપૂર્વક હવે તો ચૂપ થઈને, જે જીવ સ્વરૂપની સ્થિરતાને સાધે છે. તે જીવને વીતરાગદેવ આરાધક કહે છે. અને જે જીવો આવા વિચારપૂર્વક એકાંતમાં બેસીને ચૂપ, શાન્ત થઈ જતા નથી, સ્વરૂપની સ્થિરતાને સાધતા નથી, અને અતિચાર, અનાચાર આદિ દોષો સેવીને પણ તેનું પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધ બનતા નથી, તે જીવોને વીતરાગદેવ વિરાધક કહે છે. આ જીવે અનાદિથી વિરાધના કરી છે, પણ આરાધના કરી નથી. એક સમય પૂરતો જો આરાધના કરે તો જીવનું કલ્યાણ થઈ જાય.

દ્રષ્ટાંત :— આકાશમાંથી પડતાં પાણીને પ્રથમ આપણે વરસાદ કહીએ છીએ. અને તે જ પાણી જ્યારે પહાડોમાં ભરાઈ રહીને જ્યારે પૃથ્વી ઉપર આવે છે ત્યારે તે પાણીને આપણે નદી કહીએ છીએ, ગામમાં વહેતા પાણીને રેલો કહીએ છીએ. અને તે જ પાણી મોટા જથ્થામાં ભેગું થાય છે ત્યારે તેને આપણે તળાવ કહીએ છીએ. પણ અંતે તેના સ્થાનમાં તે પાણી ભળી જાય છે ત્યારે તેને આપણે સમુદ્ર કહીએ છીએ. આમ એક જ પાણી હોવા છતાં, તેના જુદા જુદા સ્થળને લઈને જુદા જુદા નામ પાડયા. એવી રીતે આ સૃષ્ટિમાં રહેલા એક એક આત્મા અને તે એક એક આત્મામાં અનંત ગુણો પથરાઈને રહેલા હોવા છતાં તેને જુદા જુદા નામથી સંબોધાય છે. જેમ કે જ્ઞાનગુણ, દર્શનગુણ, ચારિત્રગુણ, તપગુણ, દ્રવ્યગુણ, અસ્તિત્વગુણ, વસ્તુત્વગુણ, પ્રમેયત્વગુણ, દ્રવ્યત્વગુણ અગુરૂલઘુત્વગુણ, ખંતીગુણ, મુક્તિગુણ, આર્જવગુણ, માર્દવ-

અનંત ગુણોથી અભિન્ન, અખંડ, સળંગ છે. તેને અખંડ, અભિન્ન, સળંગભાવે અખંડ આરાધના કરનારને પ્રભુ જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આરાધક કહે છે.

ઉત્કૃષ્ટ આરાધના કરનારને ફળ શું હોઈ શકે? પ્રભુ કહે છે કે ઉત્કૃષ્ટ આરાધના કરનાર તે જ ભવે મોક્ષે જાય છે.

આત્માના જ્ઞાન-દર્શન-ચારિત્ર--તપ બહારમાં નથી, બહારની પ્રવૃત્તિ કે ક્રિયામાં નથી. પણ આત્મામાં જ છે. મારામાં જ મારું સુખ, મારી શાંતિ, મારો આનંદ છે. આવી સ્વઆશ્રિત શ્રદ્ધા તેનું નામ તે સમ્યગ્દર્શન આરાધના. પછી પરથી ભિન્ન સ્વતંત્ર સ્વરૂપ જાણ્યું અને તે જાણપણાને વેદવું, જ્ઞાતાભાવે રહેવું તે સમ્યગ્જ્ઞાન આરાધના. પરથી જુદા સ્વરૂપમાં તલ્લીન થઈ જવું, ઓતપ્રોત થઈ જવું, સ્થિર થઈ જવું તે સમ્યગ્ ચારિત્ર આરાધના. સ્વરૂપના ભાન સહિત પરની ઇચ્છાઓનો નાશ તે સમ્યગ્તપ આરાધના. આ ચાર આરાધનાને લઈને જે જીવ અહીંથી જશે. ભલે પછી પ્રથમની બે (જ્ઞાન-દર્શન) આરાધના લઈને જાય, અરે....જઘન્ય આરાધના તે બેની લઈને જાય. આ માનવભવમાં આવ્યો છું તો કાંઈક લઈને જા. દેવાળું ન ફૂંક. એમ કાંઈક લઈને જશે તો તે જ્યાં જશે ત્યાં (જઈને) આરાધના સાથે લઈને ગયો છે તેથી ત્યાં પણ અહીંનું રહેલું અધૂરું ત્યાં પૂરું કરીને પોતાનું સ્વતંત્ર સ્વરૂપ પ્રગટ કરશે. પોતાના ત્રિકાળી સ્વતંત્ર સ્વરૂપનો નિશ્ચય તે દર્શન આરાધના, સ્વતંત્ર સ્વરૂપનું જાણપણું, જ્ઞાન તે જ્ઞાન આરાધના. સ્વતંત્ર સ્વરૂપમાં અંતરલીનતા તે ચારિત્ર આરાધના. પોતાના સ્વતંત્ર સ્વરૂપની વિરોધવાળી જેટલી ઇચ્છાઓ છે, તે તમામ ઇચ્છાઓનો ત્યાગ તે તપ આરાધના.

આ ચાર આરાધના છે. તેની ઉત્કૃષ્ટ આરાધના થઈ જાય તો તેનું ફળ મોક્ષ છે. અને જઘન્ય, મધ્યમ આરાધનાનું ફળ એક, બે, ભવ અગર વધારેમાં વધારે તે આરાધનાને ટકાવી રાખે તો પંદરમે ભવે જરૂર મોક્ષે જાય. ચારિત્ર આરાધનાનું ફળ સાક્ષાત્ કે પરંપરાએ મોક્ષ જ છે. એમ સમજીને હે જીવ! તારા કલ્યાણને માટે જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આરાધના કર. જ્ઞાન દર્શનની આરાધના કર. અથવા જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ એ ચારેની આરાધના કર. છેવટે જઘન્ય આરાધના કર.

આ વાત સાંભળીને જિજ્ઞાસુ શિષ્ય આનંદમાં આવી જઈને કહે છે કે....હે ગુરુદેવ! મને આરાધક ભાવની ઉત્પત્તિનો ઉપાય બતાવો, આરાધક ભાવની પ્રાપ્તિનો ઉપાય બતાવો, માર્ગ બતાવો, ગુરુદેવ આરાધક ભાવની પ્રાપ્તિનો ઉપાય, માર્ગ બતાવે છે. અને શિષ્ય એકાગ્ર ચિત્તે સાંભળે છે.

આજનો શેઠીયો....કાલનો વેઠીયો....
વેઠીયો ફીર શેઠીયો....બની જાય છે....
હો માનવી!....જીવનના રંગો પલટાય છે....
(ગીત)

આ તો બધું પલટવાના ભાવે છે. તું આરાધક ભાવ લઈને જઈશ તો તે આરાધક ભાવ તારું પૂર્ણમોક્ષનું કામ કરી દેશે.

ઉપાય બતાવતાં આચાર્ય દેવ પહેલા ધડાકે કહે છે. કે...ત્રિકાળી ચૈતન્ય સ્વભાવમાં, ત્રિકાળી ચૈતન્યનાં ઘરમાં વિકલ્પનો પ્રવેશ નથી. આત્મા એકલો દેખાય છે. વ્યવહારમાં કહેવાય છે કે....એકલો આવ્યો છે, ને એકલો જશે. અથવા એકલો ઊપડી જશે. પોતામાં પોતાના જ અનંત ધર્મો એકપણે છે, એકપણે દેખાય છે. પણ પરથી આત્મા ખાલી છે. પરથી આત્મા ખાલી હોવાથી એકલો છે. કરોડો રૂપિયાની રેલમ-છેલ થતી હોય છતાં તેનાથી આત્મા જુદો છે, એકલો છે. આત્મા પોતે પોતાના નિજ સ્વભાવથી પરિપૂર્ણ ભરેલો છે. અને તે પરથી ખાલી છે.

આવા આત્માને જ જે જાણે, જે સમજે, જે પકડે, તે જીવની પરમાંથી સુખ લેવાની મિથ્યાબુદ્ધિ રહેજ નહિ. અર ..ર...ર...તેની આસક્તિ છોડી દઈશ તો તે જતાં રહેશે. તેની ચિંતાને છોડી દો. તારી આસક્તિના કારણે તે પરપદાર્થો રહ્યા નથી. એ તો એના કારણે રહ્યા છે. અને એના કારણે તે ચાલ્યા જશે. તું પરાશ્રિતબુદ્ધિથી છૂટીને એકલા તારા ત્રિકાળી સ્વભાવના આશ્રયે જા....તને ત્યાં સ્વભાવનું સુખ પ્રગટ છે. અહો....મારો આત્મા એકલો જ રહ્યો છે. એકલો પોતાના કરેલાં શુભાશુભ કર્મોને ભોગવે છે. અને એકલો જ મોક્ષમાં જશે. મારો આત્મા પરથી ખાલી....ને ત્રણેકાળે ખાલી....એકલો છે.

આમ જે જીવ સમજીને પોતાના આત્માને પ્રતીતિમાં લે, તે જીવ એકલા જ્ઞાનપીંડનો આશ્રય રાખીને ક્રમેક્રમે મોક્ષને લે છે. આત્માનો નિર્ણય કરવા માટે વિકલ્પો સાધક છે. પણ આત્મ અનુભવ કરવા માટે, આત્માનું વેદન કરવા માટે તે જ વિકલ્પ બાધક છે, માટે માર ધક્કો કે....જાય....ચાલ્યા....દૃષ્ટાંતઃ–કપડું મેલું થયું, તેનામાં સાબુ ઉતાર્યો એટલે તે કપડાનો મેલ કાપવામાં સાબુ સાધક છે. પણ તે કપડાંની મોજ, મજા માણ-વામાં તે જ સાબુ બાધક છે. માટે માર ધોકા, કે જાય સાબુ ભાગ્યો....તેમ આત્માની પિછાણ કરવા માટે, આત્માનું સત્ય સ્વરૂપ જાણવા, સમજવા માટે નય–પ્રમાણરૂપ સાબુના વિકલ્પો સાધક છે. પણ આત્મારૂપ કપડાંની મોજ, મજા માણવામાં, વેદન કરવામાં, અનુભવવામાં તે જ નય–પ્રમાણના વિકલ્પો બાધક છે. માટે તેને બહાર કાઢવા જ પડશે. એટલે તેને ટાળીને નિર્વિકલ્પ થા...તો આત્માની મોજમજા માણાય.

આત્મા ક્યાં છે?

ભાઈ! આ કોને વિકલ્પ આવ્યો?

આત્માને.

તો તે પોતે જ આત્મા છે.

મીઠું ખારૂં છે....એમ કોણે નિર્ણય કર્યો?

આત્માએ.

તેમ નય, પ્રમાણ દ્વારા નિર્ણય કરનાર આત્મા છે.

પછી આત્માની મોજમજા માણવા માટે નય, પ્રમાણના વિકલ્પને છોડવા જ પડશે. ઘરમાં પચ્ચીસ હજારની મૂડી પડી છે, અને તેને તિજોરીમાં મૂકી છે, અને પોતાને બહાર ગામ જવું છે. તો તેની ચાવી તમો કોને સાચવવા માટે સોંપશો? જેના ઉપર વિશ્વાસ હોય તેને? કે જેના ઉપર વિશ્વાસ ન હોય તેને? વિશ્વાસ હોય તેને જ તે ચાવી સોપાય. એમ વિશ્વાસ નામનો ગુણ, પ્રતીતિ નામનો ગુણ આત્માનો છે. પણ તે ગુણ પરમાં એટલે રૂપિયાના સંબંધમાં, રૂપિયાના રાગમાં પરિણમી રહ્યો છે. હજાર રૂપિયાની થેલી તિજોરીમાં મુકાય કે બજારમાં રખડતી મુકાય? પગે ચલાય કે માથે ચલાય? મોઢે ખવાય કે નાકે ખવાય? કાને સંભળાય કે નાકે સંભળાય? વગેરેમાં પ્રતીતિ, વિશ્વાસ નામનો ગુણ આત્માનો છે. છતાં તે રૂપિયા પગ, કાન, મોઢાં વગેરેમાં પરિણમી ગયો છે.

એકાકી જ્ઞાન સ્વભાવની પ્રતીતિ કરીને તેનું અવલંબન લે તો લેનાર જીવ સંસારની આધિ, વ્યાધિ, ઉપાધિ ભાવથી છૂટી જાય અસંખ્ય પ્રદેશી ચૈતન્ય ઘરમાં (અસંખ્ય પ્રદેશ કહ્યાં છતાં અખંડ પ્રદેશી છે. સંખ્યાની અપેક્ષાએ અસંખ્ય પ્રદેશી કહ્યો છે.) રહ્યો છતાં જ્ઞાન સ્વભાવે એકલો છે. પોતે પોતાના ઘરમાં રહીને બધાને જાણે છે. મીઠાનો સ્વાદ જાણવો હોય તો બહાર નીકળીને જાણે એમ નથી. પણ પોતે પોતામાં રહીને મીઠાના સ્વાદને જાણે છે. એમ આવા આત્માને એકાકીપણે જાણે તો જરૂર આત્માને ધર્મ થાય.

ધર્મ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપમાં આરાધક ભાવ. તે જ્ઞાનાદિ ચારેમાં આરાધકપણું વળેલું ન હોય તો તે વિરાધકપણું છે. આત્માની પર્યાયમાં વિકાર છે, તેનો પણ આત્મા પ્રકાશક છે. આત્માની પર્યાયમાં રાગાદિ, મોહાદિ, ક્રોધાદિ છે. તેનો પણ આત્મા પ્રકાશક છે. વિકાર આત્માની ક્ષણિક પર્યાય છે. અનાદિનો વિરાધકભાવ આત્માની ક્ષણિક પર્યાયમાં છે. આત્માની ક્ષણિક પર્યાયમાં અનાદિનો વિરાધકભાવ છે, તે વર્તમાનની અપેક્ષાએ, આત્માની ક્ષણિક પર્યાયમાં એક સમય પૂરતો જ તે વિરાધકભાવ છે. અને પ્રવાહની અપેક્ષાએ અનાદિનો તે વિરાધકભાવ છે.

અનંત ગુણોના પ્રકાશથી આત્મા ભરચક ભર્યો પડ્યો છે. સમ્યક્જ્ઞાન, આત્માને દ્રવ્ય-ગુણ-પર્યાયથી ભરેલો દેખાડે છે. જ્ઞાનનું પોતા તરફનું એકાગ્રપણું તે જ આરાધક ભાવ છે. દર્શનનું પોતા તરફનું એકાગ્રપણું તે જ આરાધકભાવ છે. ચારિત્રનું પોતા તરફનું એકાગ્રપણું તે જ આરાધકભાવ છે. તપનું પોતા તરફનું એકાગ્રપણું તે જ આરાધકભાવ છે.

આ આરાધકભાવ પ્રાપ્ત કરવાની અજબ રીત હજી પણ કેવી છે. તેના ભાવ ભેદ ઘણા છે, તે અવસરે કહેવાશે.

'શ્રી પાર્શ્વનાથાય નમઃ'

## વ્યાખ્યાન નં. ૩૮

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૪ ને રવિવાર તા. ૩-૮-૧૯૫૮

### "આરાધકભાવની પ્રાપ્તિનો ઉપાય"

અહીં આરાધક ભાવની પ્રાપ્તિનો ઉપાય બતાવાય છે. આ રાજાએ પૂર્વે આરાધનામાં કાંઈ વિઘ્ન નાખેલ છે. તેથી શિકાર જેવા કર્તવ્યમાં જોડાય છે. પણ પૂર્વનું પુણ્ય એવું સાથે લઈને આવ્યો છે કે રાજાને મહાન મુનિના ભેટા થઈ જશે.

રાગદ્વેષરહિત નિર્મળ જ્ઞાન સ્વરૂપની પૂર્ણદશાનું લક્ષ તથા તેની શ્રદ્ધા ઉપર જેની મીટ છે, અને તે મીટ પણ અવિરોધ ભાવે છે, માત્ર એક જ્ઞાનબિંબ, અરાગી, પૂર્ણશુદ્ધ, એવો એક આત્મા ઉપાદેય છે, ગ્રહણ કરવા યોગ્ય છે, પકડવા યોગ્ય છે. અને બીજાના ગ્રહણનો જ્ઞાનમાં નકાર છે. તેને અનંત જ્ઞાનીઓએ સમ્યક્‌જ્ઞાન, ભાવ મતિશ્રુત જ્ઞાન, સ્વસંવેદન જ્ઞાન કહેલ છે. અને એવાં સમ્યક્‌જ્ઞાનાદિભાવને આત્મ-જ્ઞાનીઓએ આત્મધર્મ કહ્યો છે. એવા ધર્માત્માઓને કદાચિત્ જ્ઞાનનો ઉઘાડ અધિક ન હોય. એટલે કે ગતાગતી કે ગુણસ્થાનકના ભાંગા, ભેદો યાદ ન હોય છતાં હમણાં જે કહ્યું તે ભાવ મતિશ્રુત જ્ઞાનનું સ્વસંવેદન તથા સ્વરૂપ વેદનરૂપ સમ્યક્‌ચારિત્ર અંશે પણ હોય જ.

એટલે ઢોરમાં અને નારકીમાં પણ મનુષ્ય ભવ છોડયા પછી આત્મજ્ઞાન થાય છે. મનુષ્યભવમાં સત્ પુરુષનો અને પોતાના ત્રિકાળી સત્ સ્વરૂપનો આદર કર્યો હોય, વેદન કર્યું હોય, સત્કાર કર્યો હોય, સન્માન કર્યું હોય, પણ જો વચ્ચે વિરાધના કરી હોય તો ઢોર કે માછલું થાય. (સતત્ આરાધના કરી હોય તો એક વૈમાનિક દેવ થાય, અગર મોક્ષે જાય.) હવે ત્યાં સહજ નિમિત્ત મળતાં કે....જાતિસ્મરણજ્ઞાન થઈ જાય....હવે એવા ઢોર કે માછલાંને જે આત્મજ્ઞાન થઈ જાય તેને નવતત્ત્વની ખબર નથી, નવતત્ત્વનાં નામ પણ આવડતાં નથી. પણ એટલું જાણે છે...કે...આ...જે ભાવ વેદાય છે. તે અવિકારી ભાવ છે. કલુષતા—અસ્થિરતાથી જુદી જાતનો આ ભાવ છે. સંવર, નિર્જરા, પુણ્ય, પાપ વગેરેના નામોને જાણતો નથી; છતાં સ્વાનુભવનું વેદન કરે છે. શાંત અનાકૂળ સ્વરૂપ મારું છે, અને એ સિવાયના બધાય ભાવ પર છે. એમ, સક્ષિપ્તમાં–સંક્ષેપમાં માછલાંને પણ ભેદજ્ઞાનનો વિવેક વર્તે છે.

તમે તો મનુષ્યપણામાં આવ્યા છો, તમને ભેદજ્ઞાનનો વિવેક વર્તે છે?

એવા ભેદજ્ઞાની તિર્યંચ, ઢોરને એક આત્માના અકષાય ભાવ ઉપર એક એવી મીટ રહે છે..કે..આ શાન્તિ મારું સ્વરૂપ છે. બીજા બધા ભાવ પર છે. એમ

સંક્ષિપ્તમાં-સંક્ષેપમાં સ્વરૂપની વહેંચણીનો ભાવ વર્તે છે. ભેદજ્ઞાનનો વિવેક વર્તે છે. એમાં એને સંવર, નિર્જરા, આદિ નવે તત્ત્વના ભાવ સમજાઈ જાય છે, નામ ગોખવા પડતાં નથી. તે સત્ સ્વરૂપના આરાધક છે. એવા તિર્યંચો એકાવતારી હોય છે. સત્-સ્વરૂપના આરાધક તિર્યંચો ત્યાંથી કાળ કરે તો વધારેમાં વધારે આઠમા દેવલોકે જાય, અને તેમાંથી કેટલાક તિર્યંચો એકાવતારી થાય છે. અને મનુષ્યદેહે મોક્ષપદને પામે છે.

આટલું સમજાવી જ્ઞાની કહે છે કે જો ભાઈ! આરાધકભાવની પ્રાપ્તિનો ઉપાય બતાવીએ છીએ. એમ કહીને ટૂંકામાં સમજાવે છે કે જ્યાં ત્રણ શલ્યરહિત વૃત્ત હોય છે ત્યાં જ આરાધક ભાવ હોય છે.

ત્રણ શલ્યોના નામ...(૧) માયા સલ્લેણં (૨) નિયાણ સલ્લેણં (૩) મિથ્યાદર્શન સલ્લેણં. માયાશલ્ય એટલે શું? નિયાણશલ્ય એટલે શું? મિથ્યાદર્શનશલ્ય એટલે શું?

જ્યાં શલ્યરહિત વૃત હોય ત્યાં આરાધકભાવ છે અને જ્યાં ત્રણ શલ્ય હોય છે ત્યાં આરાધકભાવ હોતો જ નથી.

**માયાશલ્ય એટલે શું?**

માયાશલ્ય એટલે કુટિલતા છે, વક્રતા છે, વાંકાઈ છે, છળ-પ્રપંચ છે. તેને સમ્યક વ્રત ન હોય, જ્યાં પોતાના સત્ સ્વરૂપનો છળ, ઉત્પાદ-વ્યય-ધ્રુવયુક્ત પોતાનો સત્ સ્વભાવ છે. તે સ્વરૂપનો, તે સ્વભાવનો છળ (કોઈને પોતે છેતરી શકતો નથી, પણ પોતે પોતાને જ છેતરે છે.) હોય ત્યાં વિરતિ ન હોય.

શુદ્ધાત્મ સ્વરૂપ શું છે....પોતાના સત્સ્વરૂપનું વલણ કઈ બાજુ છે...તેની પોતાને ખબર નથી અને વિષય, કષાય, માન મોટાઈમાં જ વર્તી ભમ્યા જ કરે છે. બાહ્ય સંયોગોની સગવડતા કેમ રહે અને બધીય સગવડતા રહેતી થકી, મારું માન, મારો મોભો, કેમ વધે એમ લૌકિક ભાવમાં (સાધુને તેવા ભાવ ન હોય, શ્રાવકો ભક્તિ કરે છતાં સાધુ-સાધ્વીને તેવા ભાવ ન હોય, જો માન-મોભાના ભાવ રહ્યા કરતા હોય તો તે સાધુ-સાધ્વી જ નથી.) તથા પુણ્યાદિ પરભાવમાં વૃત્તિ અટકે છે, છતાં ઉપરથી માને કે, અમને મમતા નથી, અમને કષાય નથી, અમને માન નથી, અમે તો વ્રત-ધારી છીએ, સમ્યગ્દર્શની છીએ, એવું અભિમાન કર્યા કરે છે. ત્યાં પોતાના સત્નો છળ છે. ત્યાં પોતાના આત્માને પોતે જ છેતરે છે, પોતાના ત્રિકાળી સ્વરૂપની કુટિલતા છે. પોતાના સત્નો છળ છે. ત્યાં સમ્યક્વિરતિ કે આરાધક ભાવ ન હોય; કારણ કે ત્યાં માયા શલ્ય છે.

**મિથ્યાદર્શન શલ્ય એટલે શું?**

મિથ્યાદર્શન શલ્ય એટલે પોતાનું જે સ્વભાવે હોવાપણું છે, પોતાના આત્માનું અસ્તિત્વ છે, જે સ્વભાવે હોવાપણું છે, તેનાથી વિપરીતપણે માનવું. પરભાવનું કર્તૃત્વ,

પરભાવનું કર્તાપણું માનનું, સ્વામીપણું માનવું, ધણીપણું માનવું, રાગભાવને જીવ-સ્વભાવ માનવો, ઇત્યાદિ પરમાં પોતાપણાની ભ્રાન્તિ હોય. જ્યાં અભિપ્રાયમાં જ ભૂલ હોય ત્યાં મિથ્યાદર્શન શલ્ય હોય. અને એ હોય ત્યાં વ્રત-પચ્ચક્ખાણ તથા આરાધક ભાવ ન હોય. ત્યાં મિથ્યાદર્શન શલ્ય હોય છે.

## નિયાણશલ્ય એટલે શું?

નિયાણશલ્ય એટલે નિદાન શલ્ય, એટલે નિયાણું. તેનો અર્થ એવો થાય છે કે વર્તમાનમાં કોઈ દાન, દયા, વ્રત, તપ, જપ, બ્રહ્મચર્યાદિ તથા અનેક પ્રકારની શુભ ક્રિયાથી....શુભ ભાવથી....પરલોકના પુણ્યાદિ ફળની ઇચ્છા. પરલોકમાં સારું ખાવાનું અને રહેવા માટે સારું છાપરું મળે, કાંઈક કરશું તો નાગા, ભૂખ્યા નહિ રહીએ. ખાવાને અનાજ અને પહેરવાને ધોતિયું મળશે, રહેવા મકાન મળશે. શાસ્ત્રકાર કહે છે કે....ઊંડાણમાં પુણ્યની મીઠાશ હોય. ઊંડાણમાં દેહની સગવડતાના ભાવ અલ્પાંશે પણ જો હોય, પડયો હોય એવું નિદાન શલ્ય જેને છે, તેને વ્રતિ કહેતાં વૃત્ત ન હોય, અને તેને આરાધકભાવ પણ ન હોય.

માટે જ્ઞાની કહે છે કે અંતરંગ વૃત્તિમાં જરા તું ઊંડો ઊતર....અંતરંગ વૃત્તિમાં ઊંડો ઊતરીને તેને તું જો....કે તારો પોતાનો અધિકારી મધ્યસ્થભાવ, આત્મભાવ, આત્મસ્વભાવ, ક્યાં રોકાણો છે? તેને જો તો ખરો....આ ત્રણ શલ્યરહિત હું છું કે નહિ? એનું જરા લક્ષ તો કર. તારો સ્વચ્છ સ્વભાવ અને તે સ્વચ્છ સ્વભાવથી વિરુદ્ધ સ્વછંદ તે વિરાધકભાવ તારા પોતાથી ન ટળે? ત્રણ શલ્યરહિત છું કે સહિત છું? તેનો લક્ષ તારાથી ન થઈ શકે?

જો ન થઈ શકે તો સદ્ગુરુ પાસે જા. એમ જ્ઞાની કહે છે, સદ્ગુરુ પાસે જતાં તને સદ્ગુરુ સમજાવે છે કે....અરે...! આત્મન્! તું શાંત થા....શાંત થા...તું ધીરો થા...ધીરો થા...તારા પોતાના એકાકી આત્મામાં કોઈ પણ અન્ય દ્રવ્યોનો પ્રવેશ થતો નથી. શું ધર્માસ્તિકાય વિ. દ્રવ્ય તથા ધન, માલ, સોના-રૂપાના લાટા તારા આત્મ-સ્વભાવમાં પેસી ગયા? ના....એકવાર તો બધાય પદાર્થોને લક્ષમાંથી છોડી દે....અને એકલા આત્મદ્રવ્યને લક્ષમાં લઈ લે. જો પોતાના આત્મને આ પ્રમાણે પરથી ખાલી સમજીને અને પોતા તરફ વળે તો જીવ એકદમ હળવોફૂલ થઈ જાય. એટલે તેના મોહનો નાશ થઈ જાય. મોહનો નાશ થઈ જતાં ત્રણે શલ્યનો નાશ થઇ જાય. અને એ ત્રણ શલ્યનો નાશ થઈ જતાં આરાધકભાવને પામી જાય.

માટે જ્ઞાની નિઃસ્પૃહ કરુણાથી કહે છે કે હે જીવ! તું કર્મથી ખાલીખમ છો. કર્મથી તું ભારે થયો નથી, એમ સમજીને એકવાર હળવો થઈ જા. પરથી જુદાપણું સમજ્યો, કર્મથી જુદાપણું સમજ્યો, શરીરથી જુદાપણું સમજ્યો, અરે....સર્વથી જુદાપણું સમજ્યો, (ચૌદ રાજલોક તારા જ્ઞાનમાં જણાય છે, છતાં તે તારા જ્ઞાનમાં

ગળી જતાં....પેસી જતાં નથી.) ત્યાં પર સામે જોવાનું ન રહ્યું એટલે પોતામાં જ વળવાનું રહ્યું. તેથી હું આત્મા પરથી ખાલી છું. એમ જે સમજ્યો, તેને પર્યાયબુદ્ધિ છૂટીને નિર્મળ સ્વાભાવ ઉપર દૃષ્ટિ ગયા વિના રહે નહિ. જ્યાં પોતાના ત્રિકાળી સ્વભાવમાં એકત્વ બુદ્ધિ થઈ ત્યાં ત્રણ શલ્યમાંથી એકત્વ બુદ્ધિ છૂટી જઈને "નિઃશલ્યો વૃત્તિ" એટલે સમ્યક્‌વિરતિને પામ્યો. એટલે આરાધકભાવને પામી જાય છે. જુઓ ભાઈ! આરાધકભાવને પામવાની અજબ રીત.

દૃષ્ટાંત :–પગમાં જરાક કાંટો વાગે તો તે કાંટા કરતાં પણ ઝીણી સોય પગમાં નાખીને તે કાંટાને કાઢે છે. સાડાત્રણ મણની કાયામાં જરાક જેટલો કાંટો રહે તો વાંધો શું? અર...ર...ર...સહન ન થાય. ભાઈ! તે તારાથી સહન થતું નથી તો આ ત્રણ શલ્ય મહાન ભયંકર છે. તેને તું કાં તારા હૃદયમાં રાખીને બેઠો છું? તે કાઢ...તે તારાથી કેમ હૃદયમાં રખાય? કાઢવાનો પ્રયત્ન કર...જો પ્રયત્ન નહિ કર તો તે શલ્ય-રૂપ કાંટા મહાન ભયંકર છે. અને તે તને ચાર ગતિમાં રખડાવશે. માટે ધીરો થઈને, શાંત થઈને કાઢવાના ટાણા સાંપડ્યા છે તો સ્વરૂપને સમજીને તે શલ્યરૂપ કાંટાને કાઢ...સ્વરૂપમાં ઠર...જો શલ્યને કાઢે, સ્વરૂપમાં ઠરે, તેને વીતરાગ દેવ આરાધક કહે છે.

હવે જે જીવ પોતાના આરાધકભાવને માટે સદ્‌ગુરુદેવની પાસે ઝંખતો આવ્યો છે, તેને જ્ઞાની પુરુષ સદ્‌ગુરુદેવ આરાધકભાવનો અચૂક ઉપાય બતાવે છે.

**જેણે આરાધકભાવ (સમ્યક્‌દર્શનાદિ રત્નચાર) પ્રાપ્ત કર્યો હોય તે જ આરાધકભાવ પ્રાપ્ત કરવાને ઉપાય બતાવી શકે. પણ બીજાની તાકાત નથી કે આરાધકભાવનો ઉપાય બતાવી શકે. મિથ્યાત્વી ઉપદેશક આરાધક-ભાવને પમાડી શકે નહિ. ત્રણ કાળમાં પમાડી શકે નહિ.**

દૃષ્ટાંત :–તીર્થંકર ભગવાનના ચ્યવન કલ્યાણક પ્રસંગે, જન્મકલ્યાણક પ્રસંગે, દિક્ષાકલ્યાણક પ્રસંગે, કેવળજ્ઞાનકલ્યાણક પ્રસંગે, નિર્વાણકલ્યાણક પ્રસંગે, સુધર્મ દેવલોકમાં, સુઘોષ નામની ઘંટા છે. તે ઘંટા ચ્યવન કલ્યાણક આદિ પ્રસંગોમાંથી કોઈ પણ કલ્યાણકના પ્રસંગે સ્વયં પોતાની મેળે વાગે છે. તેમ હે ભાઈ! આ તારા આરાધકભાવનો પ્રસંગ આવ્યો છે. સર્વસાધનસંપન્ન આ માનવભવ મળ્યો છે. તે આરાધકભાવને પ્રાપ્ત કરવાનો રૂડો પ્રસંગ આવ્યો છે, તેને સાચા મોતીએ વધાવી લઈને આત્મસ્વરૂપને પામીને તારા પોતાના આત્માની સ્વતંત્રતાનો સુઘોષ ઘંટ વગાડ...અને તારા પોતાના જ્ઞાનનું તારા પોતાના આત્મા તરફનું એકાગ્રપણું કર. તે જ આરાધકભાવ છે. અને તે જ કલ્યાણનો ઉપાય છે.

અર...ર...ર...સંયોગો પ્રતિકૂળ છે...કર્મ મને હેરાન કરે છે...ઢાંક્યા કર્મની કોને ખબર પડે. અત્યારે કર્મનું બહુ જોર છે...એવા પ્રકારની ઊંધી ઘોષણા, ઊંધી માન્યતા છે તે વિરાધકભાવ છે, તેને છોડ.

**અહો ! મારો આત્મા દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મ, તેના ફળ, તે બધા-યથી ત્રણેકાળે ખાલીખમ છે. હું મારા ચૈતન્યભાવથી ત્રણે કાળે ભરેલો છું. એમ સાચી સમજણની ઘોષણા વગાડ. સુઘોષ ઘંટા વગાડ. આવી અપૂર્વ દષ્ટિ થતાં જીવને પોતાના સ્વભાવના આશ્રયે સમ્યક્‌દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્‌ચારિત્ર પ્રગટે છે. તે જ એનું આરાધકપણું છે. આરાધકપણું પ્રગટે છે તેનું કલ્યાણ થાય છે.**

આ વાત સાંભળી શિષ્ય હર્ષ અને આહ્‌લાદમાં આવી જાય છે અને અંશે આરાધકભાવને પામી જાય છે.

આત્મા કેવો છે ? અને તેનો આરાધકભાવ કેવો છે ? તે અહીં ઓળખાવે છે. **માટે મન, વચન, કાયા, કર્મ, કર્મના ફળથી આત્મા ખાલીખમ છે. અને પોતાના અનંત ગુણ–પર્યાયથી આત્મા ઠાંસોઠાંસ ભરેલો છે. તેમાં રાગનો એક અંશ પ્રવેશ કરી શકે તેમ નથી. એવો મજબૂત કિલ્લો કરીને બેઠો છે.** હવે પોતામાં જ્ઞાનાદિની જે યોગ્યતા છે તે પોતાનો અંશ છે, સ્વભાવ છે. ગતિ વગેરે પર્યાયનો જે અંશ છે; તે સંસાર પર્યાયથી આત્મા ખાલી નથી. સંસાર પર્યાય છે. સંસાર પર્યાય વખતે આત્મા સંસાર પર્યાયથી ખાલી નથી, પણ તે વખતે આત્મા, કર્મ, મન, વચન, કાયા, પૂર્ણપુણ્યના ફળથી આત્મા ખાલી જ છે, મનુષ્યપર્યાયથી, દેવપર્યાયથી, નરકપર્યાયથી, તિર્યંચપર્યાયથી આત્મા ખાલી નથી. પણ કર્મો, મન, વચન, કાયા, પૂર્વપુણ્યના ફળથી આત્મા ખાલી છે. જેમ કે...શ્રેણિક રાજાને જે નરક પર્યાય થઈ તે નરક પેર્યાયથી તે શ્રેણિક રાજાનો આત્મા ખાલી નથી. કેમ કે તે પણ પોતાનો વિકારી એક અંશ છે. નરકપર્યાય તે વિભાગ વ્યંજન પર્યાય છે. પણ સ્વભાવ વ્યંજન પર્યાય નથી. પણ પોતાની યોગ્યતાથી તે પર્યાય થઈ છે. કર્મને લીધે તેને નરક પર્યાય થઈ એમ નથી. કેમ કે કર્મથી તેનો આત્મા જુદો છે, ખાલી છે.

આ પ્રમાણે સમજતા કર્મની સન્મુખ જોવાનું રહેતું નથી, પણ આત્માની સન્મુખ દષ્ટિ જાય છે. અને જ્ઞાનનું પોતા તરફનું એકાગ્રપણું થાય છે. અને તે જ આરાધક-ભાવ છે.

કર્મ વરફના વલણથી (કર્મ વિકાર કરાવી દીધો, એમ નથી. પણ પોતે કર્યો તો જ થયો છે.) પોતાની ક્ષણિક પર્યાયરૂપે પરિણમવાની યોગ્યતા છે. વિભાવરૂપે પરિણમ-વાની જે પોતાની યોગ્યતા છે, તેનો આશ્રય જીવ જો ન લે.... તો વિભાવ ટળે, ત્રણ શલ્ય ટળે, તથા વિભાવરૂપ પરિણમવાની યોગ્યતા રહેતી નથી. જડકર્મ અને તેના ફળ જો આત્મામાં પેસી ગયાં હોય તો આત્મા તેની સાથે એકમેક થઈ જાય. એટલે આત્મા જેમ જ્ઞાનથી ભરેલો છે તેમ કર્મથી પણ ભરેલો થઈ જાય. પણ કર્માંથી આત્મા જ્યારે પૂછો ત્યારે ખાલીખમ છે, અને આત્મા પોતે એકાકી પોતાના ગુણોથી ભરેલો જ છે.

આમ સમજે અને પોતે પોતાના જ્ઞાનભાવનું વલણ પોતા તરફ એકાગ્રતારૂપે કરે તો ત્રણ શલ્ય, વિકારભાવ ટળી જઈને આરાધકભાવને પામે છે. જઘન્ય, મધ્યમ આરાધકભાવને પામે તો સંસારમાં રહી... અને એકાદ ભવ કરીને.. મોક્ષને પામે. અને ઉત્કૃષ્ટ આરાધકભાવને પામે તો વીતરાગમાર્ગે ચડે.... ને જ્ઞાનાદિકની ઉત્કૃષ્ટ આરાધના કરી કેવળજ્ઞાન, કેવળદર્શન લઈને મોક્ષમાં ચાલ્યો જાય.

"શ્રી પાર્શ્વનાથાય નમ :"

卐

### વ્યાખ્યાન નં. ૩૯

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૫ ને સોમવાર તા. ૪–૮–૧૯૫૮

**"દૃષ્ટિનું...જ્ઞાનનું...ચારિત્રનું...**
**આત્મા તરફનું એકાગ્રપણું...તે આરાધકભાવ છે."**

આ સંયતિ નામના રાજાએ પૂર્વભવે સ્વરૂપની આરાધના કરેલ, તેમાં કાંઈ કચાશ રહી ગઈ, અને વિરાધના કાંઈક થઈ ગઈ. તેથી શિકાર જેવા કર્તવ્યમાં જોડાય છે. મહાન મુનિ ગર્દભાલી મુનિના સમાગમે આરાધનાને પામી, આરાધનાને પૂર્ણ કરી આ રાજા મોક્ષમાં જશે.

આરાધના અને વિરાધનાનું સ્વરૂપ સમજાવ્યું. વિરાધનાનું પ્રાયશ્ચિત્ત લઈ, શુદ્ધિ કરી, જે જીવ આરાધના કરશે, તે જીવ મોક્ષમાં જશે.

હવે અહીં દર્શનની આરાધના સમજાવે છે. દર્શનની આરાધનાના ત્રણ ભેદ છે. જઘન્ય દર્શનની આરાધના, મધ્યમ દર્શનની આરાધના, ઉત્કૃષ્ટ દર્શનની આરાધના.

પૂર્ણ શુદ્ધ આત્મ સ્વરૂપને એટલે...પૂર્ણ શુદ્ધ જ્ઞાનદર્શન–ચારિત્રમય આત્મ સ્વરૂપને...પૂર્ણ શુદ્ધ આત્માની પવિત્ર દશાને પ્રાપ્ત કરવા માટે જે જીવોએ પોતાની સાધક દશામાં ટકીને સ્વાનુભવનું ધ્યાન કર્યું એવા સાધક જીવો પોતાના મન–વચન–કાયા પરિણામ દ્વારા અપૂર્વ રુચિથી પૂર્ણતાની ભાવના કરે છે. તેમાં મનનું પ્રાધાન્યપણું છે. મન દ્વારા પૂર્ણતાની ભાવના કરે છે. પણ પૂર્ણતાને માટે પુરુષાર્થ અને ભેગું ચારિત્ર જોઈએ. (સમ્યક્ ચારિત્ર વિના કોઈનો મોક્ષ થયો નથી, થવાનો નથી, થશે પણ નહિ.) એટલે અંતર રમણતા–લીનતા રૂપ સમભાવરૂપ સમ્યકત્વ પૂર્વકનું ચારિત્ર જોઈએ.

તેને તો વર્તમાનમાં કેટલાય જીવો જણાતા નથી, એટલે યથાર્થ નિર્ગ્રંથપણાનો પુરુષાર્થ, સાધુપણાનો પુરુષાર્થ, ચારિત્રપણાનો પુરુષાર્થ કરવાની શક્તિને વર્તમાનમાં ખીલવતા નથી કેટલી બધી નબળાઈ છે. દર્શનવિશુદ્ધિ અને સમ્યક્‌દર્શન છે, એટલે છે, એટલે સમ્યગ્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન છે. શ્રેણિક રાજાને સમ્યગ્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન છે. પણ યથાર્થ નિર્ગ્રંથપણાનો પુરુષાર્થ કરવાની શક્તિની વર્તમાનમાં નબળાઈ છે. જે જીવને દર્શન વિશુદ્ધિ છે, સમ્યગ્‌દર્શન-સમ્યક્‌જ્ઞાન છે. તેથી તે જીવ નિશ્ચય શુદ્ધ સ્વરૂપના લક્ષે એક-બે ભવ પછી જ્યાં સાક્ષાત્ તીર્થંકર દેવ પ્રભુ બિરાજતા હોય (વર્તમાન તમે સમ્યગ્‌દર્શન-સમ્યક્‌જ્ઞાનને પામો પણ ચારિત્ર પ્રગટ કરવાના પુરુષાર્થ કરવાની શક્તિની નબળાઈવાળા છો એવા તમે) ત્યાં પ્રભુઆજ્ઞા અંગીકાર કરીને (પોતાના છાંડે નહિ) નિર્ગ્રંથમાર્ગે ઉત્કૃષ્ટ સાધક સ્વભાવનો વિકાસ કરીને ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરીને મોક્ષને પામવાનો છે.

**વર્તમાન વીતરાગી આત્માનું બહુમાન કરીને** (તેને માન, મોટાઈ, મારો મોભો કેમ સચવાય? તેની પડી ન હોય. તેને તો પ્રભુઆજ્ઞા કેમ પળાય તેની જ પડી છે. બોલો તમને શેની પડી છે? મોભાની કે પ્રભુઆજ્ઞાની?) **પડકાર કરીને કહે છે કે મને પોતાને મારા આત્મા વિષે એવો નિઃસંદેહ નિશ્ચય વર્તે છે કે આ એક જ દેહ પછી હવે બીજો દેહ નથી. "એક ભવ વીણ ભવ નહિ".** જેમ સૂર્યાભ નામના દેવે ભગવાન શ્રી મહાવીરદેવને પોતાના વિષે પૂછયું કે હે ભગવાન! હું ચરમશરીરી છું કે અચરમશરીરી છું? સમકિતી છું કે મિથ્યાત્વી છું? વગેરે છબોલ પૂછ્યાં, તેના ઉત્તરમાં ભગવાન શ્રી મહાવીરદેવે કહ્યું કે હે સૂર્યાભદેવ! આ તારો છેલ્લો દેહ છે. નરદેહે તું મોક્ષને પામવાનો જ છું. જે જીવ વર્તમાન, જ્ઞાનદર્શનનો આરાધક થયો, અને વર્તમાન વીતરાગની આજ્ઞાનું બહુમાન થયું, તે જીવને પોતાના જ્ઞાનમાં ખબર પડી જાય કે, હવે મારો એક જ અવતાર છે, એક જ દેહ છે. પછી મારો મોક્ષ થવાનો છે.

જ્ઞાન-દર્શનનો આરાધક છે, પણ ચારિત્રને જીવ વર્તમાનમાં પાળી શકાતો નથી. એમ પોતાની નબળાઈની કબૂલાત કરે છે. તે જીવ એકાદ ભવ કરીને વીતરાગ આજ્ઞાએ ચારિત્ર પાળીને મોક્ષમાં જશે.

કારણ કે સર્વજ્ઞ વીતરાગ ભગવાને જેવો ચૈતન્ય સ્વભાવ જાણ્યો છે, તેવા જ સ્વભાવ અનુસારે વર્તવું, તેની આજ્ઞાની વિરાધના કરીને વર્તવું એમ નહિ. વીતરાગ સ્વરૂપની આરાધના, તે પણ નિર્ગ્રંથ માર્ગે, અને એ પણ જિનઆજ્ઞા અનુસારે કરીને પરમાત્મસ્વરૂપ થઈશું, તેમાં અમને વર્તમાનમાં શંકા કે સંદેહ નથી. એવા પ્રકારની નિઃશંકતાનો કોલકરાર પોતે પોતાના આત્મામાં (નિશ્ચય) કર્યો છે. શ્રેણિક રાજાએ એવો જ નિશ્ચય કર્યો છે. આવા પ્રકારની સ્વઅનુભવ દશામાં નિઃસંદેહતા વર્તતી હોય

ત્યાં એક ભવ બાકી હોય...એમ પોતાના ભાવની સંધિ યથાર્થ નિર્ણય, પ્રમાણરૂપે થયો છે, તેમાં ટકતાં, મોક્ષસ્વરૂપ, પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરીશું. ચારિત્રને પ્રગટ કરી, તેને પૂર્ણ સ્વરૂપે આરાધી મોક્ષપદ લઈશું. એવા ભણકારા અંદરમાં વાગ્યા કરે છે. આવા જેને ભણકારા અંદરમાં વાગે તેને વીતરાગ દેવ જઘન્ય, મધ્યમ આરાધનાવાળો કહે છે. (અત્યારે જીવોને માનપાનનાં ભણકારા વાગે છે. અને માન-પાન ન મળે તો ઉતારી પાડવાની પ્રવૃત્તિમાં જોડાય છે, તેને સરળતા પથ નથી. તે તો વક્તા કરી સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા નામધરાવીને દુર્ગતીમાં ચાલ્યા જવાના છે.)

એવા જીવો એક અવતારી થઈને (દશે શ્રાવકો એકાવતારી છે) પૂર્ણપદ આરાધીને મોક્ષે ચાલ્યા જશે. ભગવાને જેનાં છેડા કાઢયા તે બધાય અલ્પ અવતારી અથવા એકાવતારી જીવો હોય છે. આપણે તો ભગવાનના જ્ઞાનમાં છેડા કાઢયા વિનાના રહી ગયા છીએ.

**જે જીવોને સમ્યગ્દર્શન વડે સ્વાનુભવ થયો છે. તે જીવોએ અંશે સ્વાનુભવથી આખુદ્રવ્ય પ્રમાણ જાણ્યું છે. કારણનુ અંશ તે પ્રમાણનો અંશ છે. માટે અંશ દ્વારા જેણે આખા દ્રવ્યને જાણ્યું, તેણે પ્રમાણ જાણ્યું છે. બિંદુમાં આખો સિંધુ જાણ્યો છે, હજી પર્યાયમાં આખો સિંધુ ઉછળ્યો નથી. છતાં બિંદુમાં સિંધુ તો જાણ્યો છે, તેના જોરે પર્યાયમાં જરૂર આખો સિંધુ ઉછળી જશે. એવા જીવને માન, મોટાઈ, આબરૂ, કીર્તિ, પ્રશંસાની ન પડી હોય. પણ પર્યાયમાં મારો સિંધુ કેમ ઉછળી જાય તેની જ પડી હોય છે.**

હું શુદ્ધ, હું બુદ્ધ, હું નિરંજન, એવા મનના વિકલ્પથી પોતાના સ્વરૂપના આનંદને વેદી ન શકાય. પણ રાગરહિત જ્ઞાનની સ્થિરતા, જ્ઞાનની એકાગ્રતા, ભલે તે પછી એક અંશે હોય, પહેલી ચોકડીના અભાવરૂપ હોય, તેવો સમ્યગ્દૃષ્ટિ આરાધક જીવ પરોક્ષ તથા પ્રત્યક્ષ પ્રમાણથી જાણે છે કે....(કેવળજ્ઞાનીની અપેક્ષાએ પરોક્ષ જાણે છે અને વેદનની અપેક્ષાએ પ્રત્યક્ષ જાણે છે.) આત્મા જ્ઞાનગમ્ય છે. એમ એણે બરોબર જાણ્યો છે. એવા આરાધક સાધક જીવ, પૂર્ણતાના લક્ષે એકાંતમાં બેસીને પૂર્ણતાનો પુરુષાર્થ કર્યા જ કરે છે. પણ વચ્ચે વચ્ચે પુણ્યાદિની ઉપાધિ જોઈને ( આખું જગત પ્રભુ પ્રભુ કહીને પગમાં પડતું હોય. છતાં તેમાં અટકાવાનું નથી. પુણ્યને વળી ઉપાધિ ? હા, ભાઈ ? હા, તે ઉપાધિ જ છે, આત્માના સ્વરૂપ સિવાય બધુંય ઉપાધિ રૂપ જ છે.) તેમાં જરાય અટકતો નથી. પોતાના અખંડ, શુદ્ધ આત્મા ઉપર જ મીટ છે. તેથી આ આખો આત્મા કેવો છે ? કેટલો છે ? તથા મારો આત્મા વર્તમાન કેટલો ઉઘડયો છે, અને હજી કેટલો ઉગડવાનો બાકી છે, ( જો પૂર્વ પુણ્યના ફળમાં ખૂંચી જાય તો આ બધું ભૂલી જાય. હું તો તમોને કહું છું કે, તમારી પાસે જે ધન છે, તે બધુંય વીતરાગમાર્ગે વાપરી નાખો. અને સાવ હળવા થઈ જાવ. આ મારી વાત તમને રુચે છે ? ગળે ઊતરે છે ? ) તેને જાણતો....જાણતો....અલ્પકાળમાં ચારિત્રની આરાધના કરીને મોક્ષને પામે.

મેલામાં મેલું કપડું હોય અને તમો તે કપડાંને ધોબીને ધોવા આપો, તે કપડું ધોબીના હાથમાં આવ્યું, તો તે ધોબી તે કપડાંને ધો.... ધો.... કરે છે. પણ કપડાંનું મૂળ સ્વરૂપ કેવું છે.... તે ધોબીના જ્ઞાનમાં જાણ્યું વર્તે છે. તેથી તે કપડું મૂળ સ્વરૂપે પ્રગટ થતાં ધોબી તે કપડાંને ધોનો બંધ થાય છે. પણ જો ધોબીના જ્ઞાનમાં કપડાંનું મૂળ સ્વરૂપ કેવું હોય તેની ખબર જ ધોબીને ન હોય તો તે ધોબી આખી જિંદગી કપડાંને ધો.... ધો.... કરે છતાં ધોતો બંધ ન થાય. પણ મૂળ સ્વરૂપને જાણે તો તે સ્વરૂપ પ્રગટ થતાં તરત જ ધોતો બંધ થાય. તેમ સંસારને તમો ક્યાં સુધી ધો...ધો.... કર્યા કરશો? સંસારના મૂળ સ્વરૂપને જાણો તો જરૂર તેને ધોતા બંધ થશો, એટલે કે ભવ-ભ્રમણ કરતાં અટકશો.

**ભગવાન આત્મા અતિન્દ્રિય જ્ઞાન ઘનસ્વરૂપ નીવડે છે. આત્મા સ્વભાવે સિદ્ધ સમાન છે. તેથી અવિનાશી, શુદ્ધ, ચૈતન્ય, માત્ર જ્ઞાતા દ્રષ્ટા છે.** (ઉપાધિમાં અટકવા જેવું નથી. સાતમાળના હજીરા મરતી વખતે કોઈ કંઠે બંધાવે તેમ નથી.) "વિતેણ તાણં ન લભે પમત્તો" સૂત્રપાઠ

અહીંથી કાળી નાગણ ફૂંફાળા મારતી નીકળે અને હું તમને કહું કે તેના મોંમાં હાથ નાખો. તો તમો ના પાડશો, કારણ કે તે કાળી નાગણનું સ્વરૂપ તમારા જ્ઞાનમાં તમોને જાણ્યું વર્તે છે. જો તેના મોંમાં હાથ નાખીએ તો જીવ-કાયા જુદા થાય. તેમ આ સંસાર કાળી નાગણ કરતાં પણ ઘણો જ ભયંકર છે. આ સંસાર માયારૂપ નાગણ જેવો છે. એ નાગણે અનંતવાર જીવ-કાયા જુદા કર્યા. માટે માયારૂપ આ નાગણનાં સ્વરૂપને સમજીને જુદો પડી સ્વરૂપમાં ઠરે તો આરાધકભાવમાં વળે, આરાધકભાવને પામે.

પૂર્ણ શાંતિ—સમતા સ્વરૂપ, શક્તિરૂપે હું છું. તે શક્તિરૂપ બેહદ સ્વરૂપજ્ઞાન-દર્શનાદિક ઉત્કૃષ્ટ આરાધના કરતાં પૂર્ણપણે નિર્મળતા થતાં સંયોગી સંબંધ રહેતો નથી. કેમ સંયોગી સંબંધ રહેતો નથી? તો કહે છે કે.... તેવો વસ્તુનો સહજ સ્વભાવ છે. આવા અબંધ સ્વભાવની વર્તમાન પ્રતીતિ કરે, સદ્‌ગુરુના સમાગમે ક્રોધ-માન-માયા લોભને છોડી ત્યાગ-વૈરાગ્યમાં ટકીને શ્રવણમનનમાં મીટ માંડીને, પછી સ્વભાવમાં મીટ માંડીને, યથાર્થ પ્રતીતિ વર્તે તેને બંધ હવે પાલવે જ નહિ. આ સમ્યગ્‌દર્શનની આરાધનાનું જઘન્ય, મધ્યમ સ્વરૂપ છે. આવો નિઃશંક સ્વભાવ પેદા કરીને, પ્રતીતિ કરી અને તે પ્રતીતિની શક્તિની નિઃશંકપણે ભક્તિ કરી, તેને પ્રભુ જ્ઞાન-દર્શનનો આરાધક કહે છે.

**હું સિદ્ધસમાન શુદ્ધ અબંધ છું. અષ્ટકર્મ. તેની એકસોને અડતાલીસ પ્રકૃત્તિમાંથી એકેય પ્રકૃત્તિ કે તેના એકેય રજકણનો મારે સંબંધ નથી. એવી દષ્ટિથી પૂર્ણતાના લક્ષે, સ્વરૂપનો ઉત્સાહ વધારે છે. એ દષ્ટિનું ઘોલન વધતાં વધતાં સમ્યક્‌જ્ઞાન સહિત, અપ્રતિહતભાવે ચારિત્રની રમણતા, સ્થિર ઉપયોગમાં**

**એકાગ્રતા વધતાં પરમ અવગાઢ સમ્યગ્દર્શન, યથાખ્યાત ચારિત્ર ઉઘડી જાય...પ્રગટી જાય.** આ દશા વર્તમાનકાળે મહાવિદેહ ક્ષેત્રમાં ઘણા જીવોને વર્તી રહી છે. અહીંથી જ્ઞાનાદિકની આરાધના લઈને જા...તો ફરી મનુષ્યદેહે તો દશા પ્રગટતાં મોક્ષ થઈ જશે. ત્યારે નિશ્ચળ શુદ્ધ સ્વરૂપ પ્રગટશે. અને મોક્ષદશા પ્રગટશે.

અહીંથી કાંઈક લઈને જા. જે ભેગું ન આવે તેના ઉપર શુ મીટ માંડીને બેઠો છું? અને ભેગું આવે તેના ઉપર જરાય મીટ માંડતો નથી, લક્ષ દેતો નથી. **જો ભાઈ! પરમાણુંના ઘરે પરમાણું...અને આત્માના ઘરે આત્મા. આ છે ઉત્કૃષ્ટ સ્વરૂપની આરાધનાનું ફળ.**

ધર્માત્મા મુનિ દેહની મમતારહિત વિચરે છે. જંગલમાં બેઠા હોય, પદ્માસન લગાવ્યું હોય, જ્ઞાન-ધ્યાનમાં લીન હોય, તે વખતે સિંહ આવીને શરીરને ફાડી ખાતો હોય.... સુકોમળ મુનિના શરીરને તેની પૂર્વભવની માતા વાઘણે ફાડી ખાધું, છતાં મુનિ જ્ઞાન-ધ્યાનની લીનતામાં રહ્યા. દેહને ગમે તે થાવ, શરીર છેદાઈ જાવ, ભેદાઈ જાવ, ફાડી ખાવ, છતાં મારા જ્ઞાનને, મારા આરાધક ભાવને, મારા સ્વરૂપની સમાધિને જરાય બાધા, પીડા, નથી. એમ તે મુનિ પોતાના જ્ઞાનમાં બરાબર જાણે છે. આવા અવસરે આરાધનાના જોરે આત્માની શક્તિ પ્રગટ કરીને માલ કાઢી ગયા, માયાને કાઢી મૂકી. શરીરમાં શું માલ છે? માયા છે? જ્ઞાન છે? દર્શન છે? ચારિત્ર છે? ના....ના....તમારે તો શરીરમાંથી માલ કાઢવા છે!! જ્ઞાનાદિક કાઢવા છે!! તો તે ત્રણ કાળમાં નીકળે તેમ નથી. વર્તમાન જેઓ એ જ્ઞાનાદિનો માલ કાઢી જાય છે. તેઓને ધન્ય છે.

નાની વયના ગજસુકુમારનું શરીર અગ્નિથી બળી જાય, સળગી જાય, છતાં તે આત્માના માલને કાઢી જાય!!! એવાઓને મનુષ્યદેહ મળ્યો તેની સાર્થકતા કરી તો તે દેહને પણ ધન્ય છે. તેમની ઉત્કૃષ્ટ આરાધનાને ધન્ય છે. એક બાજુ જંગલનો વિકરાળ સિંહ શરીરને ફાડી ખાય....અને બીજી બાજુ આત્મા અબંધભાવને ટકાવી રાખે. એવા અબંધભાવને ધન્ય છે. અનંત કર્મોની નિર્જરા કરીને મોક્ષ માર્ગ સાધે છે, એવા એ મુનિઓની સાધનાને ધન્ય છે, એવી સાધનાને જે જીવો વર્તમાન અંશે સાધે છે તેને પણ ધન્ય છે. સમજીને સ્વમાં ઠરે તેને પણ ધન્ય છે.

સમજ....હે પ્રભુ! તું જ્ઞાનસ્વરૂપ છો. અને તું સમજી શકે તેવો છો. એમ જાણીને ...હું જરૂર સમજી શકીશ, સમજવાનો પુરુષાર્થ કરીશ, સિંહ શરીરને ખાઈ જાય, અને હું અબંધભાવને ટકાવી શકીશ, એવો વિશ્વાસ લાવ. એટલા માટે જ્ઞાનીઓ તને સમજાવે છે....હું કહું છું કે તમો સમજી શકશો, એમ જાણી હું તમોને સમજાવું છું અને તમો કહો છો કે મહારાજ! અમારાથી નહીં સમજાય. એમ કહેનારાઓએ ગુરુને ખોટા માન્યા...પણ ગુરુ કહે છે કે તું સમજી શકીશ....તો તે

તહત્ પ્રમાણ કરી, ગુરુજીના વચનોને માથે ચડાવી....લાવ હું સમજવાનો પુરુષાર્થ ઉપાડી સમજું....મારા ગુરુ કહે છે કે તું સમજી શકીશ. તો જરૂર હું સમજી શકીશ જ. હું નહીં સમજી શકું એવા ત્રણ પ્રકારના શલ્ય તારા અંતરમાં છે. તે શલ્ય જ તને સમજવામાં આડા આવે છે. હે ભગવાન! ન સમજાય એ વાત મગજમાંથી કાઢી નાખ.

આવો મનુષ્યદેહ....

* બહુ પુણ્યકેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો, આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહો?

* તે પ્રાપ્ત કરવાં વચન કોનું સત્ય કેવળ માનવું?
નિર્દોષ નરનું કથન માનો તેહ જેણે અનુભવ્યું;
રે! આત્મતારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો.

આવો મનુષ્યદેહ...એમાં સત્ સમજવાના આવા ઉત્તમ ટાણાં મળ્યા....અને સત્ ન સમજાય એમ બને જ કેમ? ચૈતન્યબળથી ભગવાન આત્મા ભરચક ભર્યો પડયો છે. તે બળ અંતર તરફ વળે તો અહીં બેઠા આરાધકભાવ પ્રગટે. અને પોતે આત્મા વીતરાગ થાય. અનંત અનંત આત્માઓ સ્વભાવનું ભાન કરીને, આરાધકભાવને આરાધીને મુકત થઈ ગયા છે. દરેક આત્મા વર્તમાન ભાન કરવા માંગે તો ભાન કરી શકે છે. સમ્યગ્દર્શન-જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના કરી શકે છે. પોતાની પ્રભુતાને, ઐશ્વર્યને ઓળખે તે શું પ્રભુ ન થાય? જરૂર થાય. અનંતકાળથી સંસારમાં રખડયો તે પરની ભૂલથી નથી રખડયો. પણ પોતાની ભૂલથી અને જ્ઞાનાદિકની વિરાધનાથી જ રખડયો છે. ભગવાન થયાં તે તો પરિપૂર્ણ સ્વરૂપને પામેલા વીતરાગ છે. તેઓ પણ આરાધકભાવથી પરિપૂર્ણ સ્વરૂપને પામી વીતરાગ થયા છે.

અને જે આરાધકભાવને પામી વીતરાગ માર્ગે આવ્યા, અને વચ્ચે વિરાધના કરી તો મરીને દુર્ગતિમાં પણ ચાલ્યા ગયા છે. વીતરાગ ભગવાને માર્ગ દર્શાવ્યો છે. તે માર્ગ પોતે આરાધે તો જીવનું કલ્યાણ થઈ જાય. અને વિરાધે તો જીવ દુર્ગતિમાં ચાલ્યો જાય.

**અહીં તો પોતાના સ્વરૂપની આરાધનાથી, જ્ઞાનાદિકની આરાધનાથી મોક્ષ થાય તેવી વાત છે. ભલે પછી તમારાથી ચારિત્રની આરાધના કદાચ ન થાય. તોપણ જ્ઞાન-દર્શનની આરાધના તો જરૂર કરવી. કરજો...સાચું કહું છું. સમજજો** હો....જન્મ-મરણનો અંત લાવવો હોય તેની આ વાત માંડી છે.

આ રાજા આ જ ભવે જન્મ-મરણને ટાળીને મોક્ષમાં જવાનો છે. સ્વભાવને ઓળખો...અને સ્વભાવને ઓળખ્યા વગર....આરાધ્યા વગર....જન્મમરણનો અંત કોઈ રીતે આવે તેમ નથી. આ વાતનો વિવેક લાવો. જગતના જીવોને પરલક્ષે વિવેક લાવવો કઠણ થઈ પડયો છે. ભગવાન આત્મા પોતે પ્રભુ છે. પણ એને એના અંતર જાતના પંથને ....પ્રીતિથી કદી સાંભળ્યો નથી. અંતર ચૈતન્ય શકિતનું સામર્થ્ય પરિપૂર્ણ છે. પણ અનાદિથી દૃષ્ટિ પરમાં ગઈ છે. એટલે તેને પોતાનું પરિપૂર્ણ સ્વરૂપ પોતાના જ્ઞાનમાં ભાસતું નથી.

દૃષ્ટિનું....જ્ઞાનનું....ચારિત્રનુ ....આત્મા તરફનું એકાગ્રપણું તે આરાધકભાવ છે. મોક્ષમાર્ગે આત્મભાવ સહિત, આત્માની સ્થિરતામાં રહી આગળ વધતો જાય (આગેકૂચ....પીછેહઠ નહિ) એમ આગળ વધે તેમ તેને મોક્ષ પ્રાપ્ત થાય છે. મોક્ષમાર્ગ કહો, સ્વરૂપમાર્ગ કહો, આત્મમાર્ગ કહો, અનંત તીર્થંકરનો માર્ગ કહો કે પછી આરાધકભાવ કહો, જે કહેવું હોય તે કહો.

જેઓ પ્રભુ થયા તેઓ વિરાધકભાવથી નથી થયા, પણ અંતરસ્વરૂપના સામર્થ્યની શકિતની આરાધનાથી થયા છે. સમ્યગ્‌દર્શનાદિની આરાધનાથી થયા છે.

બધાય જીવો શકિતરૂપે પ્રભુ સમાન છે. જે પોતે પોતાની પ્રભુતાને ઓળખીને, પોતાની પ્રભુતાને આરાધે તે જીવ મોક્ષને પામી જાય.

ત્યાગ શેનો? ત્યાગ શું? ત્યાગ કરનાર કોણ? ત્યાગનું સ્વરૂપ શું? તે હવે પછી સમજાવે છે.

"શ્રી પાર્શ્વનાથાય"



**વ્યાખ્યાન નં. ૪૦**

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૬ ને મંગળવાર તા. ૫-૮-૧૯૫૮

**"વ્યવહાર—નિશ્ચય ને સાપેક્ષ સંબંધ છે.**
**વ્યવહાર સાધન છે... નિશ્ચય સાધ્ય છે."**

આ રાજાએ પૂર્વે આરાધના કરી હતી. પણ આરાધનામાં કાંઈક કચાશ રહી ગઈ તેથી અવતાર લેવો પડયો છે. જો આરાધના પૂર્ણ થઈ ગઈ હોત તો તે જ ભવે આ રાજા મોક્ષે ચાલ્યો ગયો હોત.

આરાધના અને વિરાધનાનું સ્વરૂપ સમજાવે છે. જે જીવ પરમાર્થને પરમાર્થરૂપ, નિશ્ચયને નિશ્ચયરૂપ આરાધે છે, તે જીવ મોક્ષને પામે છે. જે જીવ પરમાર્થને પરમાર્થ-રૂપ, નિશ્ચયને નિશ્ચયરૂપ આરાધાતો નથી, તે જીવ સંસારમાં રખડે છે. અને જે જીવ પરમાર્થને આરાધે છે, નિશ્ચયને આરાધે છે, પણ વચ્ચે વિઘ્ન નાખે છે તે જીવ પણ સંસારમાં રખડે છે.

પરમાર્થ એટલે નિશ્ચય....પરમાર્થ એટલે નિશ્ચય અને વ્યવહારને સાપેક્ષ સંબંધ છે. નિશ્ચય-વ્યવહારને સાપેક્ષ સંબંધ છે. તેમાં પરમાર્થ જે છે, તે નિશ્ચય છે. એટલે ભૂતાર્થ છે....સત્યાર્થ છે....યથાર્થ છે. અને વ્યવહાર જે છે તે અભૂતાર્થ છે....અસત્યાર્થ છે....અયથાર્થ છે. પરમાર્થ તે પરમાર્થ છે. નિશ્ચય તે નિશ્ચય છે. વ્યવહાર તે વ્યવહાર છે. પરમાર્થ તે વ્યવહાર નથી....અને વ્યવહાર તે પરમાર્થ નથી. છતાં પરમાર્થ અને વ્યવહારને સાપેક્ષ સંબંધ છે. પરમાર્થ તે સત્યાર્થ છે....ભૂતાર્થ છે....અને યથાર્થ છે. વ્યવહાર તે સત્યાર્થ, ભૂતાર્થ, યથાર્થ નથી...છતાં પરમાર્થને અને વ્યવહારને સાપેક્ષ સંબંધ છે. વ્યવહાર સાધનના અવલંબનથી પરમાર્થ એટલે નિશ્ચય પ્રત્યે આવીને, જે.... પરમાર્થને પરમાર્થરૂપે એટલે કે નિશ્ચયને નિશ્ચયરૂપે સાધે છે.... એટલે આરાધે છે.... તે મોક્ષને પામે છે.

જિનેશ્વર ભગવંતો જે માર્ગે ગયા. તે વીતરાગ માર્ગ છે. વીતરાગનો માર્ગ તે મોક્ષમાર્ગ છે. સમ્યક્‌રત્નત્રયનું ઐકયપણું તે મોક્ષમાર્ગ છે. શુદ્ધાત્માનું સમ્યક્‌જ્ઞાન, શુદ્ધાત્માનું સમ્યક્‌દર્શન, શુદ્ધાત્માનું સમ્યક્‌ચારિત્ર ત્રણેની અભેદતા, એકતા આત્મામાં પરિણમાવી, અને તેને જ ઉત્કૃષ્ટ ભાવે આરાધી, સેવી. અનંત જિનેશ્વરો, ભગવંતો શુદ્ધ આત્મા--સ્વભાવરૂપ મોક્ષને પામ્યા છે. પામે છે...પામવાના છે.

હવે.... (૧) યથાર્થ સાધન (૨) બાહ્ય સાધન (૩) અંતર સાધન (૪) બાહ્ય પરિણતી (૫) પરમાર્થ સાધન (૬) અપરમાર્થ સાધન (૭) અયથાર્થ સાધન તેને તમે સમજો.

એટલે...એનો અર્થ શું થયો? શુદ્ધ આત્મદર્શન, શુદ્ધ આત્મજ્ઞાન, શુદ્ધ આત્મચરિત્ર એ ત્રણેની અભેદતા, એકતા સાધવી, આરાધવી, એમાં ઉછળી જીવું તે જ યથાર્થ, ભૂતાર્થ, સત્યાર્થ માર્ગ છે. તે જ જિનનો મૂળ માર્ગ છે.

મૂળ મારગ...સાંભળો જિનનો રે....
કરી વૃત્તિ અખંડ સનમૂખ.... મૂળ મારગ૦
નો'ય પૂજાદિની જો કામના રે....
નો'ય વહાલું અંતર ભવ દુઃખ... મૂળ મારગ૦

આ જિનનો મૂળ માર્ગ તો યથાર્થ છે. અંતરનો માર્ગ યથાર્થ છે.. ભૂતાર્થ માર્ગ છે....કેવળ આત્મપરિણતીરૂપ હોઈ મુખ્યપણે આધ્યાત્મિક માર્ગ છે, પરમાર્થ માર્ગ

છે. નિશ્ચય માર્ગ છે, ભૂતાર્થ માર્ગ છે, યથાર્થ માર્ગ છે, ભાવ માર્ગ છે, અંતરંગ માર્ગ છે, સત્યાર્થ માર્ગ છે, અંતર આત્મપરિણતીરૂપ માર્ગ છે. આ વસ્તુતત્ત્વ તદ્દન સ્પષ્ટ છે. જે કોઈ સિદ્ધ થયા છે, વર્તમાનમાં જે કોઈ સિદ્ધ થાય છે, અને ભવિષ્યમાં જે કોઈ સિદ્ધ થશે, તે આ જિનના મૂળ પરમાર્થ માર્ગે, અંતર માર્ગે, ભાવ માર્ગે, નિશ્ચય માર્ગે પ્રયાણ કરીને....એટલે કે પરમાર્થ માર્ગને પરમાર્થરૂપે આરાધીને સિદ્ધ થયાં છે...થાય છે....અને થશે.

એમ સર્વ જ્ઞાની સત્‌પુરુષોનો આ પરમ નિશ્ચય છે. હવે ગમે તે દેશમાં, ગમે તે કાળમાં, ગમે તે સંપ્રદાયના ફિરકામાં એ જ એક ત્રિકાળ અબાધિત મોક્ષમાર્ગ છે. એમ ત્રણે કાળના તીર્થંકરો કહે છે. "एस धम्मेधुवे नितए सासए अखए" આચારાંગ સૂત્ર. તે એક પ્રકારનો પરમાર્થ માર્ગ છે. છતાં પરમાર્થને અને વ્યવહારને સાપેક્ષ સંબંધ છે.

એમ નિશ્ચળ અને નિશ્ચય સિદ્ધાંત સ્થિત છે. આમ શુદ્ધ આત્માને જાણવો... આમ શુદ્ધ આત્માને શ્રદ્ધવો..આમ શુદ્ધ આત્માને આચરવો. જાણવો, શ્રદ્ધવો, આચરવો એ જ એક સનાતન નિશ્ચય સાધ્ય છે, ધ્યેય છે અને લક્ષ છે. માટે જે પરમાર્થને પરમાર્થરૂપે આરાધે છે, એટલે જે નિશ્ચયને નિશ્ચયરૂપે આરાધે છે, તે મોક્ષને પામે છે.

તો પછી આ વ્યવહાર માર્ગનું નિરૂપણ શા માટે શાસ્ત્રમાં કરવામાં આવ્યું હશે ? એવો સ્વાભાવિક પ્રશ્ન ઊઠે, તે ઊઠતા પ્રશ્નનો સચોટ ઉત્તર શાસ્ત્રમાં છે. અને એવો જ સચોટ ઉત્તર આપ્યો છે....કે, તે વ્યવહાર માર્ગ પણ પરમાર્થનું પ્રતિપાદન કરવા માટે, પરમાર્થને, સત્યાર્થને, યથાર્થને, ભૂતાર્થને, સમજાવવા માટે વ્યવહાર માર્ગ પ્રરૂપવામાં આવ્યો છે. પરમાર્થરૂપ નિશ્ચય લક્ષ્ય પ્રત્યે જ જીવનું લક્ષ દોરવા માટે વ્યવહાર માર્ગ બોધવામાં, સમજાવવામાં, પ્રરૂપવામાં આવ્યો છે. હવે પરમાર્થથી અનભિજ્ઞ એટલે પરમાર્થથી તદ્દન અજાણ જીવને પરમાર્થ, સત્યાર્થ, નિશ્ચય પમાડવાને માટે વ્યવહારની ઉપયોગીતા આવશ્યક છે. એટલે શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે... દિગંબર શાસ્ત્રમાં સ્પષ્ટ કહ્યું છે. અરે...ત્રણે ફિરકાના શાસ્ત્રોમાં સ્પષ્ટ કહ્યું છે કે...જે નિશ્ચયને, પરમાર્થને છેદે છે, ઉથાપે છે, તે પોતાના અંતર તત્ત્વને, સત્યાર્થ માર્ગને પોતાના ભાવને છેદે છે, ઉથાપે છે. અને જે વ્યવહારને ઉથાપે છે. તે તીર્થને છેદી નાખે છે. સાધુ, સાધ્વિ, શ્રાવક, શ્રાવિકા, એમ ચતુર્વિધ તીર્થને છેદે છે, છેદી નાખે છે, ઉથાપી નાખે છે.

પરમાર્થને જે છેદે છે તે જ્ઞાન--દર્શન--ચારિત્રને છેદે છે, ઉથાપે છે. અને વ્યવહારને જે છેદે છે તે સર્વજ્ઞ ભગવાને કહેલા તીર્થને છેદે છે, ઉથાપી નાખે છે.

પણ **આ એક વાત ભૂલવા જેવી નથી કે જે એક પરમાર્થ જ સાધ્ય છે, વ્યવહાર સાધ્ય નથી, પણ તે પરમાર્થનું સાધન છે.** પરમાર્થરૂપ લક્ષ્યનો લક્ષ કરાવવા માટે વ્યવહારની ઉપયોગિતા છે. વ્યવહાર સમ્યગ્દર્શન-સમ્યક્જ્ઞાન-સમ્યક્ચારિત્ર એ ત્રણેની ઉત્તરોત્તર શુદ્ધિ પણ ક્રમેક્રમે કરીને આત્માને સ્વરૂપ પર પુનઃ આરોપવા માટે જ વ્યવહારની ઉપયોગિતા છે. આત્માને સ્વરૂપ પર પુનઃ આરૂઢ કરવા માટે તે વ્યવહારની ઉપયોગિતા છે; કારણ કે સ્વરૂપ ભ્રષ્ટ થવાથી આત્માનું સંસાર પરિભ્રમણ થયું છે. અનાદિથી આત્મા વિરાધકભાવમાં જ પડેલો છે. માટે સમસ્ત વ્યવહારનું પ્રયોજન આત્માને પુનઃ સ્વરૂપમાં આણી નિજ ઘર પધરાવવાનું છે. અને પછી વ્યવહાર રત્નત્રય દ્વારા આ સ્વરૂપ આરોપણરૂપ પ્રથમ ભૂમિકા અને એ પ્રથમ ભૂમિકાએ નિજપદ પ્રાપ્ત કરીને જીવ નિશ્ચળ રત્નત્રય રૂપી મોક્ષમાર્ગનો સાધક સાધુ બનીને ઉત્તરોત્તર ઉચ્ચ.... ઉચ્ચ.... ભૂમિકાઓને....એટલે ઉત્તરોત્તર ઉચ્ચ ઉચ્ચ દશાઓને સ્પર્શતો..... સ્પર્શતો..... સેવતો..... સેવતો..... આરાધતો..... આરાધતો.... મોક્ષ માર્ગે આગળ વધતો જાય છે, અને છેવટે આત્મશુદ્ધિની પરાકાષ્ટાને પ્રાપ્ત કરીને પરમ શુદ્ધિરૂપ મોક્ષને પામે, એટલે સિદ્ધ થાય છે. અને ચૌદમા ગુણસ્થાનકના અંત સમયે કંપનરૂપ વ્યવહાર છૂટી જાય છે. અયોગી સિદ્ધ અવસ્થાને પામે છે.

આમ વ્યવહાર અને નિશ્ચયને સાપેક્ષ સંબંધ છે. આમ પરમાર્થ, પરમાર્થરૂપ છે. અને વ્યવહાર વ્યવહારરૂપ છે. આમ વ્યવહારના અવલંબન--સાધનથી નિશ્ચય પ્રત્યે આવીને જે નિશ્ચયને નિશ્ચયરૂપે, પરમાર્થને પરમાર્થરૂપે, અંતરમાર્ગને અંતરમાર્ગરૂપે, ભાવમાર્ગને ભાવમાર્ગરૂપે આરાધે છે. તે આરાધક જીવ મોક્ષને પામે છે. પણ **જે જીવ વ્યવહારને પરમાર્થ માનીને બેસી જઈ અને વ્યવહારને નિશ્ચયરૂપ માનીને બેસી જઈ, માત્ર વ્યવહારના કુંડાળામાં ગોળ ગોળ ફર્યા કરે છે, તે સાધુ-સાધ્વિ, શ્રાવક-શ્રાવિકા, ચતુર્વિધ સંઘ સંસારના કુંડાળામાં જ ફર્યા કરે છે. તે ભગવાનનો સાચો ચતુર્વિધ સંઘ નથી.**

**સંક્ષેપમાં આ જિનના મોક્ષમાર્ગની વ્યવસ્થા છે. તાત્પર્ય એ છે કે... જે જિનના મૂળ પરમાર્થના માર્ગમાં વર્તે છે, તે સાક્ષાત્ જિનના માર્ગમાં છે. તે મૂળ માર્ગનો, પરમાર્થ માર્ગનો સતત્ લક્ષ રાખી, સકળ વ્યવહાર તે સાધના પ્રત્યે જ પ્રવર્તાવે છે. તે જિન માર્ગાનુસારી છે. અને જે વ્યવહારને જ પરમાર્થ માનીને આરાધ્યા કરે છે, તે જિનમાર્ગાનુસારી નથી પણ સંસારમાર્ગાનુસારી છે, અને તે જિનમાર્ગની બહાર છે.** આ બધી વાત ઉપરથી સારભૂત યુક્તપક્ષ એ છે કે....જ્ઞાન અને ક્રિયા એટલે કે તે જ્ઞાનનય અને ક્રિયાનય એ બન્ને નયની પરસ્પર ગાઢ મૈત્રી કરાવી દેવી. મૈત્રીભાવ કરાવી દેવો.

અપવાદ માર્ગમાં અને ઉત્સર્ગ માર્ગમાં પરસ્પર મૈત્રીભાવ હોય છે. અપવાદ

માર્ગમાંથી ઉત્સર્ગમાર્ગમાં જાય અને ઉત્સર્ગમાર્ગમાં ન ટકે તો ફરી અપવાદ માર્ગમાં આવે એવો બન્નેમાં મૈત્રીભાવ હોય છે.

"વિચારી વિચારીને મૂળ માર્ગ પર આવો."

શુદ્ધ આત્મજ્ઞાન અને રાગદ્વેષરહિત નિષ્કષાય શુદ્ધ આત્મપરિણતીરૂપ ક્રિયાનો જ સુમેળ સાધવો એ જ શુદ્ધ આત્મસ્વભાવરૂપ મોક્ષની સિદ્ધિનો પરમ ઉપાય છે. એટલે કે પરિણતીને તજવી અને આત્મપરિણતીને ભજવી, એ જ મોક્ષમાર્ગની આરાધના છે. પણ પરપરિણતીને ભજવી અને આત્મપરિણતીને તજવી તે મોક્ષમાર્ગની વિરાધના છે. પરપરિણતી તજી આત્મપરિણતીને ભજનારો જીવ આરાધક છે. પરપરિણતીને ભજનારો આત્મપરિણતીને તજનારો જીવ વિરાધક છે. **પરપરિણતીને ભજે છે તે પર વસ્તુનો ચોર હોઈ તે અપરાધી દંડપાત્ર છે.** અને જે પરપરિણતીને તજશે તે નિરપરાધી હોઈ તે જરાય દંડને પાત્ર નથી. જેટલા અંશે નિરપરાધી તેટલા અંશે આરાધક, જેટલા અંશે અપરાધી તેટલા અંશે વિરાધક.

**આ પ્રમાણે જિનમાર્ગની અબાધિત શાશ્વત સ્થિતિ છે.** ત્રણે કાળમાં આજ સ્થિતિ છે. અને આ જ તત્ત્વજ્ઞાનની ચાવી છે. આ જ આરાધકભાવ તત્ત્વજ્ઞાનની ચાવી છે, એટલે રહસ્ય છે. તેને સમજો અને આત્મકલ્યાણ કરી લો. આમ જિનનો મોક્ષમાર્ગનો સિધામાં સીધો, સરળમાં સરળ, ઋજુમાં ઋજુ, સાદામાં સાદો, ટૂંકામાં ટૂંકો, ચોખ્ખામાં ચોખ્ખો છે. તેમાં કોઈ વિસંવાદ નથી. તેમાં કોઈ ગોટાળો નથી. વેરઝેર નથી, પણ વિસંવાદ અને ગોટાળો તો તેના કહેવાતા અનુયાયીઓએ કહેવાતા ભકત લોકોએ ઊભો કર્યો છે. આજના લોકો (કહેવાતા સાધુ-સાધ્વિ શ્રાવક-શ્રાવિકા) મૂળ માર્ગને પ્રાયઃ વીસરી ગયા છે. અને પાંદડાં, ડાળાં, પકડી બાહ્ય કુંડાળા ખૂબ વધારી દઈને, મૂળ માર્ગથી લાખો ગાઉ દૂર પડ્યા છે. નિશ્ચય-વ્યવહારનો યથાયોગ્ય સમન્વય કરતાં તેમને આવડતો નથી. એટલે એકાંત પક્ષ પકડી જીવો મૂળ માર્ગથી ભ્રષ્ટ થયા છે. અને હજી પણ એકાંત પક્ષ પકડી વ્યવહારનો સર્વથા નિષેધ કરનાર સર્વે માર્ગથી ભ્રષ્ટ છે; મૂળ માર્ગથી ભ્રષ્ટ થાય છે. કારણ કે જે વ્યવહારને છોડી દઈ, અભેરાઈ ઉપર ચડાવી દઈ, ફગોવી દઈ, યથાયોગ્ય આત્મદશા વિના કેવળ નિશ્ચયને ગ્રહે છે, તો તે સાધન વિના નિશ્ચયરૂપ સાધ્યને સાધશે શી રીતે? ન જ સાધી શકે. એટલે આરાધશે શી રીતે? તે તો જ્ઞાનદશા પામ્યા નથી, અને સાધનદશા છોડી દીધી, એટલે તે ઉભયથી ભ્રષ્ટ થાય છે.

"જ્ઞાનદશા પામે નહિ, સાધન દશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બૂડે ભવ માંહી."

—શ્રીમદ્ રાજચંદ્ર

સ્ટેશન આવ્યું નથી, અને ગાડી છોડી દીધી, કિનારો આવ્યો નથી અને વહાણ છોડી દીધું. એની કેવી દશા થાય? અને જે નિશ્ચયને છોડીને કેવળ વ્યવહારને વળગ્યા છે. બાઝ્યા છે. દૃષ્ટાંતઃ એક માણસને પરગામ જવું છે, અને ગાડાંવાળાઓને બોલાવી ઘરની સઘળી ઘરવખરી ગાડામાં ભરાવી દીધી, અને ઘરધણી કહે છે કે.... હાંકો ગાડાં. ગાડાવાળા કહે છે કે કઈ બાજુ અને કયા ગામ જવું છે? એમ ગાડાવાળા કહે છે ત્યારે ઘરધણી કહે છે કે હાંકો ગાડાં એ ક્યાં જઈને ઊભા રહે છે. એવી રીતે વ્યવહાર સાધનને સાધ્ય માને છે, લાકડાના ઘોડાને સાચો ઘોડો માને છે. સિંહ કહેવાતા બિલાડાને સિંહ માને છે. એતો વ્યવહારના વર્તુળમાં જ ભમ્યા કરે છે. અને મધ્યબિન્દુ, લક્ષ્યબિન્દુરૂપ નિશ્ચય લક્ષને ચૂકીને અનંત સંસારના પરિભ્રમણમાં જ ભમ્યા કરે છે. પણ જે સર્વ વ્યવહાર સાધનને એક નિશ્ચયરૂપ મધ્યબિન્દુના લક્ષ પ્રત્યે એટલે સાધ્ય પ્રત્યે જે સમસ્ત વ્યવહારને દોરી જાય છે...તે જ નિશ્ચયરૂપ, પરમાર્થરૂપ, આત્મવસ્તુને સિદ્ધ કરે છે....તે જ પરમાર્થરૂપ મોક્ષને આરાધીને જરૂર મોક્ષદશાને પામે. તે જ સિદ્ધ બનીને કૃતકૃત્ય થાય છે.

આ જ પ્રમાણે તમે આજનું વ્યાખ્યાન લક્ષગત કરી, બરોબર સમજીને, અંતરમાં ઊંડા ઊતરીને, સમજી લેજો કે, વ્યવહાર-નિશ્ચયને સાપેક્ષ સંબંધ છે. વ્યવહાર સાધન છે. નિશ્ચય સાધ્ય છે.

આમ સમજીને પરપરિણતીને તજવી, અને આત્મપરિણતીને ભજવી, તે આરાધના છે. પરપરિણતીને ભજનાર અને આત્મપરિણતીને તજનારો આત્મા વિરાધક છે. જેટલા અંશે આત્મા નિરપરાધી તેટલા અંશે આરાધક. જેટલા અંશે આત્મા અપરાધી તેટલા અંશે વિરાધક.

આમ ત્રિકાળ વીતરાગમાર્ગ અબાધિત છે. આમ ત્રણે ફીરકાવાળા કહે છે. પરમાર્થ વ્યવહારનો સાપેક્ષ સબંધ છે. તેનો સમન્વય સમજાવ્યો. વ્યવહાર શા માટે છે? તે પણ સમજાવ્યું. પરમાર્થને ઉડાડે તો આત્માને છેદે છે, અને વ્યવહારને ઉડાડે તો તીર્થને છેદે છે.

ત્યાગ શેનો? સાચી સમજણનો કે ઊંધી માન્યતાનો? ઊંધી માન્યતારૂપ ત્રણ શલ્ય છે. ત્યાગી માણસો કહે છે કે...ત્યાગ કરો...ત્યાગ કરો...તો ત્યાગનું શું સ્વરૂપ છે? ત્યાગ કેવો હશે? ત્યાગ ક્યાં રહેતો હશે? ત્યાગ તે શું? કોઈ વસ્તુ છે. ગુણ છે...કે પદાર્થની અવસ્થા છે? કારણ કે જે શબ્દ બોલાય છે. તે કોઈ દ્રવ્યને, કોઈ

ગુણને, કે કોઈ પર્યાયને અવલંબીને જ હોય છે. ત્યાગ તે શું કોઈ પરવસ્તુનો ત્યાગ છે? કે કોઈ માયાદિ ત્રણ શલ્યનો, અજ્ઞાનનો, મિથ્યાત્વનો, પ્રમાદનો, કષાયનો, ભૂંડા યોગનો, અવ્રતનો ત્યાગ છે. કે પોતાના સ્વરૂપમાં એકાગ્રપણે રહેવું તે ખરો ત્યાગ છે? ત્યાગ તે છે શું?

આત્માના મૂળ સ્વભાવમાં, ત્રિકાળી સ્વભાવમાં, ગ્રહણ-ત્યાગ છે નહિ. આત્માએ પરને કાંઈ ગ્રહણ કર્યું હોય તો ત્યાગેને? પોતાના સ્વભાવમાં એક રાગના વિકલ્પનો પ્રવેશ નથી. તેથી સ્વરૂપની ઓળખાણ કરીને તેમાં સ્થિર રહેવું તે નિશ્ચય ત્યાગ છે. તેના જોરે માયાદિ ત્રણ શલ્ય છૂટી જાય છે, તે વ્યવહાર ત્યાગ છે. અજ્ઞાન, અપરાધ છૂટી ગયા તે વ્યવહાર ત્યાગ છે. પણ મા, બાપ, સ્ત્રી, પુત્ર પૈસા છૂટી ગયા તે ત્યાગ નથી. અરે વ્યવહાર ત્યાગ પણ નથી. એમ દશવૈકાલિક સૂત્ર કહે છે, બીજા સિદ્ધાંતો પણ કહે છે.

જુઓ ભાઈ! આત્માની અનંત નિર્મળ પર્યાયો છે. તે જ આત્માનો આરાધકભાવ છે. તે આત્માની નિર્મળ પર્યાયો છે. મકાન, કુટુંબ, લક્ષ્મી વગેરે આત્મામાં કાંઈ પેસી ગયા છે? નથી પેસી ગયાં. જે પેસી ગયા નથી તેનો ત્યાગ શી રીતે થાય? મકાન, કુટુંબ, લક્ષ્મી વગેરે આત્મામાં પેસી ગયા નથી. પણ અલ્યા તારી માન્યતામાં તો પેસી ગયા છે. માન્યું છે કે, શરીરાદિ સ્ત્રી વગેરે મારાં અને હું તેનો. એમ જે માન્યું છે, એ જ તારો અત્યાગભાવ છે. બહારથી નકાર કરતો હોય, અને માન્યતામાં હકાર કરતો હોય, તે જ અત્યાગભાવ છે.

આખો સંસાર ત્યાગી દીધો, મૂંડ મૂંડાવી દીધા, મૂહપતિ બાંધી લીધી, પછેડી-ચોરપટ્ટા પહેરી લીધા. છતાં આ મારા શ્રાવકો છે, એવો ભાવ રહેતો હોય તો તે અત્યાગભાવ છે. અને ખાલી વેશ છે. અને તે જ વિરાધકભાવ છે. હવે એ ઊંધું માન્યું હતું તેમાં ભાન થયું કે આ હું નહિ. મારા સ્વભાવનો વિસ્તાર કે વિકાર ન હોય, હું એક આત્મા છું, અને જાણવા દેખવાનો મારો સ્વભાવ છે. "अहं ज्ञाता द्रष्टा" હું જ્ઞાતા દ્રષ્ટા છે.

"एवं से आया, एवं से नाया, एवं से विनाया"

—સૂત્રપાઠ

તેમાં પરનિમિત્તો ક્રોધાદિક તથા ત્રણ શલ્ય તથા વિરાધકભાવનો જે વિસ્તાર દેખાય છે, તે આત્માના સ્વભાવનો વિસ્તાર નથી. ત્રણ શલ્ય છોડવા તે વ્યવહાર ત્યાગ છે. સ્વરૂપમાં ટકી ગયો તે નિશ્ચય ત્યાગ છે. આત્માના અખંડ સ્વભાવમાં જેટલા અંશે સ્થિર થયો, તેટલા અંશે અજ્ઞાન, મિથ્યાત્વાદિ છૂટી જાય છે. તેને

વીતરાગ દેવ સાચો ત્યાગ કરે છે. આ જ ખરો ત્યાગ છે. આરાધકભાવ કહે છે. જગતના જીવો સાચા ત્યાગભાવને જાણતા નથી. પણ જો સાધનને સાધનરૂપે, સાધ્યને સાધ્યરૂપે જાણી, સાધ્યમાં ટકી જાય...તો....સત્‌સ્વરૂપને પામી જાય, અને મોક્ષે જાય. સાચી વહેંચણી કરીને સાચી માન્યતા તો કરો કે આત્મા કોનો ત્યાગ કરી શકે ? અને કોનો ત્યાગ ન કરી શકે ?

સત્‌સ્વરૂપને સમજવાના મોંઘા ટાણા આવ્યા છે. તેને સત્‌સમાગમે સમજીને, પછી તેનો પ્રયત્ન કરીને પોતે પોતાના ચેતન બળને અંતર તરફ વાળે તો આરાધક ભાવને પ્રગટાવીને...તે ઉત્કૃષ્ટપણે આરાધીને તે જ ભવે મોક્ષે જાય. અગર જ્ઞાન-દર્શન એ બેની આરાધના કરીને એક અવતાર કરીને મોક્ષે જાય.

ૐ શ્રી સત્‌



## વ્યાખ્યાન નં. ૪૧

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૭ ને બુધવાર તા. ૬-૮-૧૯૫૮

### "હે ભાઈ! તારા સ્વભાવથી તારો મોક્ષ છે. તે જ ધર્મ છે...અને તે જ આરાધકભાવ છે."

આરાધના...વિરાધના કોને કહેવાય તે સમજાવે છે. પરમાર્થને પરમાર્થરૂપે આરાધે તે મોક્ષને પામે છે. જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આરાધના કરે તે મોક્ષને પામે.

મોક્ષ તે શું છે ?

મોક્ષ એક અવસ્થા છે. અને...

દ્રવ્ય આત્મા અખંડ છે. અને...

સાધક અને સાધ્ય એટલે કે કારણ અને કાર્ય સ્વસત્તામાં સ્વાધિનપણે જ છે. મારા કારણ-કાર્યભાવ મારી સ્વસત્તામાં મારે સ્વાધીન છે. એમ દરેકે દરેક દ્રવ્યના કારણ-કાર્ય દરેકે દરેક દ્રવ્યની સ્વસત્તામાં સ્વાધીન છે.

આત્મામાં મોક્ષ શક્તિરૂપે અનાદિ અનંત છે. જો શક્તિરૂપે મોક્ષ ન હોય તો વ્યક્ત થાય ક્યાંથી? આત્મા અનાદિ અનંત...તો...તેની શક્તિ પણ અનાદિ અનંત છે.

દ્રવ્યદૃષ્ટિએ સંસાર અવસ્થા આત્મામાં કદીએ નથી. પર્યાય અવસ્થાએ સંસાર એટલે પ્રવાહની અપેક્ષાએ સંસાર અવસ્થા અનાદિની છે. અભવ્ય જીવની અપેક્ષાએ સંસાર અવસ્થા અનાદિ અનંત છે. અને ભવ્ય જીવની અપેક્ષાએ સંસાર અનાદિ સાંત છે. દૃષ્ટાન્તઃ જેમ વર્તમાન વર્તતી અવસ્થામાં અગ્નિના નિમિત્તથી કે સંયોગથી પાણીમાં ઉષ્ણપણું દેખાય છે...દેખાય છે? હા...દેખાય છે છતાં શીતળ સ્વભાવનો નાશ થયો નથી, થવાનો નથી અને થશે પણ નહીં.

તેમ આત્માએ અનાદિના વિરાધકભાવે, મોહભાવે, કષાયભાવે, કર્મના નિમિત્તની ઉપાધિ સ્વીકારીને (તે વિરાધકભાવમાં ભૂલ છે, અને તે વિરાધકભાવ પોતે જ ભૂલરૂપે છે.) તે ભૂલની યોગ્યતાને લીધે, વર્તમાન આત્માની અશુદ્ધ અવસ્થા છે. તે ભૂલને પુરુષાર્થથી ટાળીને, વિરાધકભાવને પુરુષાર્થથી ટાળીને, જે શક્તિપણે મોક્ષસ્વભાવ છે, તે પ્રગટ કરવા ધારે તો જરૂર પ્રગટ કરી શકે છે.

એ રીતે 'પ્રાપ્ત'ની જ પ્રાપ્તિ આરાધકભાવે આરાધના કરવાથી પ્રાપ્ત થાય છે.

તિજોરીમાં રૂપિયા પડયા હોય, તેને જ બહાર કાઢવાના છે...તેમ...છે તેજ પ્રગટે છે. ભગવતી સૂત્ર કહે છે કે...

"अत्थि ते अत्थि तं परिणंती, नत्थि ते नत्थि तं परिणंती"

—સૂત્રપાઠ

જે જેનામાં છે તે તેનામાંથી જ પ્રગટે છે. અને જે જેનામાં નથી તે તેનામાંથી પ્રગટતું નથી.

પરમાર્થે શકિતરૂપે કે શકિતપણે, જે સ્વરૂપે હતો તે વ્યકત પ્રગટ આરાધકભાવે આરાધના કરવાથી થાય છે. એટલે કે તારા સ્વરૂપની આરાધના કરવાથી તારો મોક્ષ થશે. જરૂર તારો મોક્ષ શકિતરૂપે છે, તે વ્યકતરૂપ થશે.

હે ભાઈ! તારા સ્વભાવથી તારો મોક્ષ છે. તેજ ધર્મ છે. અને તેજ આરાધકભાવ છે. અને તેજ પૂર્ણ સ્વાધિન તત્ત્વનો સ્વીકાર છે. જે ન હોય તે ત્રણ કાળમાં નવું ન થાય. જો આત્માનો મોક્ષ સ્વભાવ કોઈપણ ક્ષણે હયાત ન હોય તો ત્રણ કાળમાં તે પ્રગટ ન થાય. માટે મોક્ષ સ્વભાવ ત્રિકાળ છે. સંસાર પર્યાય દૃષ્ટિએ અનાદિનો છે. દ્રવ્ય દૃષ્ટિએ સંસાર નથી. પર્યાય દૃષ્ટિએ સંસાર અનાદિનો છે. પર્યાય દૃષ્ટિ એટલે ઉપચારરૂપ ભેદદૃષ્ટિથી લો. અથવા પર્યાય દૃષ્ટિથી લો. પર્યાય દૃષ્ટિ એટલે વ્યવહાર દૃષ્ટિ. વ્યવહાર દૃષ્ટિ એટલે ઉપચારરૂપ ભેદ દૃષ્ટિથી લો.

સંસાર અવસ્થા ભવ્યજીવની અપેક્ષાએ અનાદિ સાંત છે. અને અભવ્ય જીવની

અપેક્ષાએ સંસાર અનાદિ અનંત છે. મોક્ષ પર્યાય નવો છે, તે સાદિ અનંત છે. જે સમયે આત્મા પોતાના આરાધકભાવે સાદિ અનંત ભાંગામાં આવ્યો...તે જ સમયે સંસાર અનાદિનો સાંત થઈ ગયો. એટલે તેનો અંત આવી ગયો છે.

આત્મા મોક્ષસ્વરૂપ છે એવી શ્રદ્ધા અને જ્ઞાનની આરાધના એટલે પોતાના સ્વરૂપની શ્રદ્ધા અને જ્ઞાનની આરાધનાથી ક્રમેક્રમે મોક્ષ થાય. દર્શન જ્ઞાનની આરાધનામાં જો ચારિત્ર ભળી જાય તો તેમાં તપ-વીર્ય આવીને ઊભા રહે છે. તે સર્વની ઉત્કૃષ્ટ આરાધના કરે તો જીવનો તે જ ભવે મોક્ષ થાય. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્યની ઉત્કૃષ્ટ આરાધના કરે તો તે જ ભવે જીવનો મોક્ષ થાય છે.

સત્ એટલે આત્માનું મૂળ સ્વરૂપ લો....તો સદાય ("મૂઠ્ઠી ભર ભર દેત હૈ, ધર્મ રૂપિયો ધન" મુનિઓ તમને શું આપે? ધર્મરૂપી ધન. તે લેવામાં તમે કેમ પ્રમાદ કરો છો?) આત્મા આનાદિ અનંત મોક્ષ સ્વરૂપી છે જ. અને વર્તમાન અવસ્થામાં અનાદિનો વિરાધકભાવ. ગુણનો ઘાતક ભાવ, સ્વભાવનો ઘાત કરવાનો ભાવ, ભાવકર્મ, બંધ કરવાનો ભાવ તેનાથી થાય છે. એવી પર્યાયની યોગ્યતા છે. વિરાધકભાવથી બંધ....તે પોતાની યોગ્યતા છે. એક મુક્ત સ્વભાવ અને બીજી બંધની યોગ્યતા છે.

આત્મા સત્ છે, સ્વાધિન છે. પરમાર્થે અસંગ છે. જે સત્ છે તે સ્વયંસિદ્ધ છે. વસ્તુ છે તે કોઈના આધારે નથી. વસ્તુ ત્રિકાળ સત્ છે. છે....છે....ને છે....તે પરિપૂર્ણ છે. વસ્તુસ્વભાવ કદી પણ પોતે પોતાથી ઊણો, હીણો કે ઉપાધિરૂપ હોય જ નહીં. વસ્તુ પોતે કદિ સ્વભાવવિકારી હોય નહીં. અને પોતે જાતે વિકાર કર્યા વિના બીજા કોઈ વિકાર કરાવી દે નહીં. જો વિકાર સ્વભાવે થાય છે એમ માને તો વિકાર તેનો સ્વભાવ થઈ જાય...અને તે ટાળ્યો ટળે નહીં. માટે વિકાર જીવનો મૂળ સ્વભાવ નથી. તેથી ચૈતન્ય ભગવાન આત્મા શક્તિ સ્વભાવે પૂર્ણ અબંધ અને શુદ્ધ છે. હવે જે છે તે 'પર'થી છે કે 'પોતા'થી છે? હવે જે છે તે પોતાથી છે, પણ પરથી નહિ. તે પોતાપણે છે, તે હવે પરપણે નથી. ઉપાધિ સ્વભાવે આત્મા તો મોક્ષ, સુખ, અનંતજ્ઞાન; અનંતદર્શન, અનંતચારિત્ર, અનંતવીર્ય-શક્તિ સ્વરૂપ છે.

"आया, नाया, विनाया."—સૂત્રપાઠ

એટલે આત્મા અનંતજ્ઞાન, અનંતદર્શન, સુખ, મોક્ષ સ્વરૂપ છે. એવું જો વર્તમાન ભાન થાય અને પોતાના સ્વભાવનો પોતાને જો ટચ (Touch) થાય....

("કંચન કસોટી પર કસતાં સાચું ખોટું પરખાય" તમારી પાસે સોનું છે કે નહિ? છે. તેનો તમો કસોટીનો પથ્થર ચટાડો, અને પછી સોનાને કસી જુઓ. સોનાને કસોટીએ ચડાવતા સાચાખોટા સોનાનું ભાન થાય અથવા પંદરવલુ, સોળવલુ, ચૌદવલુ વગેરેની ખબર પડે તેમ) આત્માની કસોટી કરતાં એટલે આત્માનું ભાન થતાં અનંતજ્ઞાન સ્વરૂપ હું આત્મા છું એવી સ્વાધિન શકિતનો અંતરંગમાંથી કોઈ અપૂર્વ હકાર આવે છે.

દ્રષ્ટાશકિતનો દ્રષ્ટા હું, જ્ઞાતાશકિતનો જ્ઞાતા હું, જોનારો ને જાણનારો હું, સ્વયં આત્મા પોતે છું.

ત્યાં બે ભેદ આવ્યા, તે બે ભેદના વિકલ્પને છોડીને સામાન્ય દૃષ્ટિએ આત્મા નિત્ય અનંતજ્ઞાન, અનંતદર્શનસ્વરૂપ, સહજ સ્વભાવના સામર્થ્યપણે બેહદ છે. છે. ત્રિકાળ સળંગ જ્ઞાયક સ્વભાવ એટલે ટૂંકામાં કહીએ તો સ્વતત્ત્વમાં બંધ–ઉપાધિનો ભેદ નથી, પણ અવસ્થામાં વિરાધકભાવે ભૂલ કરીને તેમ માન્યું છે. વર્તમાન વર્તતી અવસ્થામાં ભૂલપણે માન્યું હતું (અનાદિનો વિરાધકભાવ તે તારી જાતનો નથી. તારી જાત નહિ, તારો સગો નહિ, તારી ભાત નહિ, પણ તેનાથી તારી જાત, તારી નાત, તારી ભાત, બધાય જુદા છે. એ તારી જાતનો સ્વભાવ છે? નથી.)

પોતે પોતાને ભૂલીને પોતામાં પર નિમિત્તનો આરોપ કર્યો હતો. હવે તે અનાદિકાળની પોતાના સ્વરૂપની વિરાધનારૂપ જબરજસ્ત ભૂલ, તે ભૂલને વર્તમાન સત્‌ના સમાગમે....સાચા અભિપ્રાય અને સાચા જ્ઞાન વડે ટાળીને અભૂલપણે, જેવો સહજ શુદ્ધ સ્વભાવ છે, (વિરાધકભાવે નહિ પણ આરાધક ભાવે) તેવો જ સ્વીકાર કરવો. અને તેવો સ્વીકાર થતાં, અને સ્વભાવમાં ફરી ભૂલ નહિ થવા દેવાનું બળ પ્રગટયે, (આરાધનામાં જરાય વિરાધના કરવાનું ભગવાને કહ્યું નથી.) પૂર્ણતાના લક્ષે અનુભવસિદ્ધ આત્માની પ્રતીતિ વડે જે જીવ પોતાના સ્વભાવમાં વર્તે છે, સ્વરૂપમાં વર્તે છે, તે જીવ જરૂર પોતાના મોક્ષસ્વરૂપને...જે શકિતપણે છે તેને વ્યકતપણે થતો સમયે...સમયે...દેખે છે. તે જ જીવ વીતરાગભાવનો સાચો આરાધક છે. અને તે જ જીવ અલ્પકાળમાં પૂર્ણતાને પામશે. પૂર્ણ થશે. દષ્ટાંત: પાણીના વિરડામાંથી જેમજેમ પાણી ખેંચતા જાઓ તેમતેમ તે વિરડામાંથી પાણી નિર્મળ અને સ્વચ્છ આવતું જાય. પણ પાણી ખૂટે નહિ "व्ययेकृते वर्द्धते ज्ञानम्" તેમ વીતરાગ માર્ગે ધન ખર્ચે જાએ તો ત્રણકાળમાં ધન ખૂટે નહીં. પણ જો પુણ્ય ખૂટી જાય તો ધન ખૂટી જાય છે. ત્યાં તમારું રાખ્યું ધન કે લક્ષ્મી રહે તેમ નથી. તે તો પુણ્યને આધીન છે. પણ જીવની ઇચ્છાને આધીન નથી. માટે વીતરાગમાર્ગે લોભના ત્યાગ માટે ધન ખર્ચે જાઓ...

આવો આરાધક જીવ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વીર્યમય (એ પાંચેમય) સાધક સ્વભાવ અને એ સાધક સ્વભાવથી મારો મોક્ષરૂપ સાધ્ય, જેમ છે તેમ, યથાર્થ-પણે, સમજણપૂર્વક, જ્ઞાનાદિકપૂર્વક આરાધતો...આરાધતો...પૂર્ણ, સહજ, શુદ્ધ સ્વભાવને પામી જાય છે. સાધ્ય સ્વભાવને પામી જાય છે. વ્યવહાર સાધન દ્વારા, એટલે વ્યવહાર સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વીર્ય એ પાંચે સાધનના અવલંબન દ્વારા, નિશ્ચય સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વીર્યમય પરમાર્થ પ્રત્યે જઈને પરમાર્થને પરમાર્થરૂપે આરાધે છે...તે જરૂર મોક્ષને પામે છે.

આત્મસ્વરૂપની પ્રતીતિ થવાથી, આત્મશ્રદ્ધા થવાથી આત્મવિશ્વાસ અખંડ બેસી જવાથી, જે શાન્તિ, આનંદ અને સ્વરૂપનું લક્ષ થયું છે, તેને અનુભવ કહેવામાં આવે છે. આરાધકભાવ કહેવામાં આવે છે. (જગતના જીવોને આરાધકભાવ કોને કહેવો? તેની પણ ખબર નથી.) એવા અનુભવી જીવને પૂર્ણતાને સાધ્ય કરવાનો લક્ષ વર્તે છે. પ્રયત્ન વર્તે છે. આરાધકભાવને પામેલો જીવ ગમેતેવા સંયોગો કે ક્ષેત્રમાં હોય છતાં તેને પૂર્ણતાને સાધ્ય કરવાના પ્રયત્નમાં તેનો લક્ષ વર્તે છે. ધ્યાતા -ધ્યાન-ધ્યેયની એકાગ્રતા ગુણશ્રેણી મુજબ સ્થિરતા ઘણીવાર થયા કરે છે.

પાંચમા ગુણસ્થાનક કરતાં છઠ્ઠે-સાતમે ગુણસ્થાનકે વધારે સ્થિરતા હોય. વધારે સ્વરૂપલીનતા હોય. અને છઠ્ઠા-સાતમા કરતાં પાંચમા ગુણસ્થાનકે સ્વરૂપસ્થિરતા ઓછી હોય. અને તેના કરતાં ચોથા ગુણસ્થાનકે વર્તતા અવિરતિ સમ્યગ્દૃષ્ટિને સ્વરૂપસ્થિરતા, એકાગ્રતા ઓછી હોય.

ચાર પ્રકારની દીવાદાંડી બતાવેલ છે. પહેલી દીવાદાંડી પહેલાં ગુણસ્થાનકવાળા જીવોને ચોથા ગુણસ્થાનકની દીવાદાંડી છે. બીજી દીવાદાંડી ચોથા ગુણસ્થાનકવાળા જીવોને તથા પાંચમા ગુણસ્થાનકવાળા જીવોને માટે છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકની દીવાદાંડી છે. અને ત્રીજી દીવાદાંડી છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકવાળા વગેરે જીવોને કેવળજ્ઞાનની પ્રાપ્તિરૂપ તેરમા ગુણસ્થાનકની દીવાદાંડી છે. અને ચોથી દીવાદાંડી તેરમા-ચૌદમા ગુણસ્થાનકવાળા જીવોને સિદ્ધપદ પ્રાપ્ત કરવારૂપ દીવાદાંડી છે.

પોતાના ત્રિકાળી સ્વરૂપમાં જ્યાં ભાન થયું ત્યાં તેનું જ્ઞાન અંદરમાં લબ્ધરૂપે ટકી રહે છે. હવે, જે વખતે આત્માનો આનંદ પ્રત્યક્ષ નથી તે વખતે ભાવશ્રુત જ્ઞાનનાં ઉઘાડમાં લબ્ધરૂપે એટલે પ્રાપ્તિપણે પ્રતીતિપણે જરૂર છે. એકવાર જેને આત્માના સ્વરૂપનું ભાન થયું, સાચી સમજણ કરીને એક અંશે આરાધકભાવમાં આવ્યો, તેનું જ્ઞાન અંદરમાં લબ્ધરૂપે ટકી રહે છે. જે વખતે આત્માનો આનંદ પ્રત્યક્ષ નથી,

તે વખતે ભાવશ્રુત-જ્ઞાનના ઉઘાડમાં પ્રત્યક્ષપણે નથી, તોપણ પ્રાપ્તિરૂપે છે. પ્રતીતિ-રૂપે છે તથા સ્વાનુભવ વખતે આનંદ પ્રત્યક્ષપણે છે. નિર્વિકલ્પ દશાના પ્રત્યક્ષ આનંદ વખતે સમકિત ઉપયોગરૂપે છે. આને ભગવાન આરાધકભાવ કહે છે.

નિર્વિકલ્પદશાના આનંદ વખતે સમકિત ઉપયોગરૂપે છે. એટલે શું?

એટલે...તે વખતે ભાવશ્રુત જ્ઞાનનું અભેદ પરિણમન છે. આ સંયતિ રાજા જ્યારે ગર્દભાલી મુનિની સન્મુખ જશે. તે વખતે તે રાજા મુનિને અનેક પ્રકારે વિનવશે...પણ તે વખતે તે ગર્દભાલી મુનિનો સમકિત ઉપયોગરૂપે છે. એટલે ભાવશ્રુતજ્ઞાન અભેદ પરિણમનરૂપે છે. તેથી બહારમાં કોણ આવ્યું છે, કોણ વીનવે છે, કોણ રાજા છે, કયા દેશનો માલિક છે. વગેરેની તે મુનિરાજને તે વખતે ખબર નથી; કારણ કે ભાવશ્રુતજ્ઞાનમાં અભેદ પરિણમનરૂપે પરિણમી રહ્યા છે. એટલે સમકિત ઉપયોગરૂપે છે.

શ્રુતજ્ઞાનનું અભેદપણે જેણે પરિણમન કર્યું નથી, તેને સમકિતની ખબર નથી ...અરે! ગંધ પણ આવી નથી...છતાં પોતાના વિષે સમકિતી કહેવરાવે, સાચા સાધુ-સાધ્વિ, ત્યાગી-તપસ્વી દિક્ષીત-પંડિત-બ્રહ્મચારી કહેવરાવે તો તે જીવો મહાન પાપી ને અપરાધી છે.

નિર્વિકલ્પ દશાના આનંદ વખતે સમકિત ઉપયોગરુપે છે...એટલે શું? ઉપયોગ-રૂપ એટલે અનુભવરૂપ, નિર્વિકલ્પ દશા એટલે સ્થિરતા. સ્વરૂપની એકાગ્રતા વખતે જે દશા હોય છે, તે દશા, પુરુષાર્થ પ્રમાણે આગળ વધતી જાય છે.

આત્મા અખંડ તત્ત્વ છે. હવે તેનું મૂળ સ્વરૂપ જ્યાં તને પ્રતીતિમાં આવ્યું... (પહેલા ગુણસ્થાનકે જો તમે હો તો સ્વરૂપની પ્રતીતિનો અખંડ વિશ્વાસ આવે તેવી યોગ્યતા પ્રગટાવવાનો પુરુષાર્થ કરો...અને સંસારની આસકિતને છોડો...જો તમે ચોથા ગુણસ્થાનકને પામ્યા હો...તો પાંચમે-છઠ્ઠે--સાતમે ગુણસ્થાનકે આવવાનો પુરુષાર્થ કરો...સ્વરૂપની સ્થિરતા કરી, સ્વાનુભાવની મોજ માણો. શરીરના લક્ષે બધુંયે છોડો છો, ડોકટર કહે કે શરીરમાં અત્યારે ત્રણસો રૂપિયાનું, અથવા હજાર રૂપિયાનું ઈન્જેકશન મારવું પડશે. અને તે ઈન્જેકશન અમેરિકામાં મળે છે, ત્યાંથી મંગાવી લ્યો...એને ઝટ લઈ લો, નહીંતર જલદી મરી જશો...એમ ડોકટરનું કહેવું સાંભળી શરીરના લક્ષે હજારો રૂપિયા જતા કરે છે, તો આત્માના લક્ષે કેમ ન છૂટે? કેમ ન જતા કરાય? દાનમાં કેમ ન દેવાય?) વિશ્વાસમાં, પ્રતીતિમાં આવ્યું. તે વિશ્વાસમાં

પૂર્ણની પ્રતીતિ વર્તે છે. પૂર્ણ શુદ્ધ સ્વરૂપ અવસ્થા હજી પ્રગટી નથી, પણ પ્રતીતિમાં આવ્યું છે.

હું તમોને કહું કે તમારા ઘરના જમણા ખૂણામાં સાત હાથ ખોદતાં તેમાંથી સોનાના ચરૂ નીકળે તેમ છે, તો આ મારી વાત સાંભળી તેના ઉપર પ્રતીતિ તમને બેસે કે નહીં? અને જો બેસે તો તમો ઘરે જઈને શું કરો? બેસી રહો કે ખોદવા માંડો? એ જ ન્યાયે આત્મામાં જ્ઞાનાદિના ચરૂ પડ્યા છે. તેને પુરુષાર્થ દ્વારા પર્યાયમાં પ્રગટ કરવાના છે. જો આ માનવભવમાં પુરુષાર્થ કરી તે ચરૂને અંશે પર્યાયમાં પ્રગટ કરે તો તે જીવનું કલ્યાણ થઈ જાય.

પણ સાધ્ય, શુદ્ધ સ્વરૂપનું લક્ષ વર્તે છે. અને વર્તમાનમાં પૂર્ણ સાધ્યની દશા-રૂપ થવાનો વ્યવહાર વર્તે છે. (બસ...બેસી ગયો? ખાઓ, પીઓ, લહેર કરો...? એમ નહીં) જેવી પ્રતીતિ છે, તેવું લક્ષ છે. અને તે અખંડજ્ઞાન પ્રવાહ વડે સ્વરૂપની પરિણતીમાં રહેવું તે સાચો આરાધકભાવ છે. હવે તે આરાધકભાવની ઉત્કૃષ્ટ આરાધના કરવાથી જરુર વીતરાગભાવ પ્રગટી જાય છે. આત્મા અખંડ સળંગ તત્ત્વ છે. તે આત્માની શ્રદ્ધાના જોરે જે રાગાદિ, વિકારાદિ અવસ્થા આત્મામાં દેખાય છે તેને જ્ઞાનની સ્થિરતા વડે ટાળે છે. સ્વભાવ સમાધિમાં એટલે સહજ સ્વરૂપ સમાધિમાં ટકવું, એવા સહજ ચારિત્રનો ઉદય થાય છે. અને ચારિત્રદશા પ્રગટે છે. પોતાના તે સહજ સ્વભાવમાં રાગરહિત ઠરે છે. (સર્વથા રાગરહિત નહીં પણ અંશે અંશે રાગરહિત) ઠરે છે ત્યાં...બીજા રાગાદિ જે રહ્યા છે તે ટળે છે. ઠરે છે તો ટળે છે, અને જ્ઞાની ધર્માત્મા જ્ઞાનનો નિર્મળ વિવેક વધારે છે. તેને સહજ સમાધિ વધતી જાય છે.

તમારા આંગણે કોઈ નજીકનો મહેમાન આવે ત્યારે ચા, પાણી, નાસ્તો, ચટ્ટાઈ વગેરે સરભરા કરો. તથા ક્યારે આવ્યા? કેમ આવ્યા? કેમ આવવું થયું? કેમ છો? બધાય મજામાં છો ને? વગેરેનો કેટલો વિવેક વધારો છો? તે વિવેક લૌકિક છે કે લોકોત્તર છે? ભાઈ! તે વિવેક લૌકિક છે, પણ લોકોત્તર નથી. તમોને લોકોત્તરનો વિવેક કરતાં... વધારતાં આવડે છે? વધાર્યો છે? ક્યાં છે? કે હુંબક.

અનાદિ, અનંત, સ્વત, સિદ્ધ, સહજ સ્વભાવનું ભાન... અનુભવદશા .. જેને પ્રગટી તેને એ જ જાતની પ્રતીતિ, અને એ જ જાતનો વ્યવહાર તથા પ્રયત્ન હોય. જ્ઞાન અંતરંગમાં જાણે છે. વસ્તુ સહજ છે... અને તેની સાથે રાગાદિકનો યોગ પણ છે. છતાં નિર્દોષ અબંધ દૃષ્ટિમાં, સહજ શુદ્ધ સ્વભાવની દૃષ્ટિમાં (રાગ છે પણ તે સહજ દૃષ્ટિ કરવામાં તમને રોકે તેમ નથી સ્વભાવમાં ઊછળી જાઓ.) રાગભાવ ટકતો નથી. કષાયથી થતાં ભાવોને ટાળવાની સળંગ દૃષ્ટિ, અભેદ દૃષ્ટિ, દ્રષ્ટાની દૃષ્ટિ ઉપર જ એની મીટ છે, તેને વીતરાગદેવ ચારિત્ર કહે છે. પૂર્ણતાને પહોંચી વળવાનો, એમાં જ લઈ જનારો તેની જ જાતનો ભેગો વ્યવહાર છે. ચારિત્ર ગુણ એ શું છે? ચારિત્ર ગુણ તે

જ્ઞાનની સ્થિરતા છે. આત્માનો ધર્મ, સ્વરૂપની પ્રતીતિ અને પ્રતીતિના જોરે થતી પવિત્ર દશામાં, રાગના વિકલ્પને છોડીને સ્થિર થવું. એટલે પોતાના જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકી જવું, તે ચારિત્ર છે.

જ્યારથી શુદ્ધ આત્માની શ્રદ્ધા કરી ત્યારથી ચારિત્રદશા વધતી જાય છે. કોઈ કહે કે મને સમ્યગ્‌દર્શન થયું છે અને ચારિત્ર તેના ભેગું આવવા બંધાયેલું છે. ભાઈ, તારી વાત સાચી છે. પણ જ્યારથી પ્રતીતિ થઈ ત્યારથી જ ચારિત્રદશા વધતી જવી જોઈએ, તો એ પ્રતીતિ તારી સાચી છે. તેથી રાગદ્વેષના ક્ષયરૂપ પૂર્ણ સહજ-પદમાં સ્થિર થાય છે. અને સિદ્ધપદને પામી જાય છે. તેને તમે સમજો....અને આરાધના કરો.

હે જીવ! તું સત્‌પુરુષના સમાગમે, પ્રસન્નચિત્તથી આ ઉપદેશ સાંભળ. જો ભાઈ, શરીરમાં એક જાણવાવાળો પદાર્થ છે. તેને અમે આત્મા કહીએ છીએ. તે અનાદિ અનંત છે. અને પોતે પોતાના મોક્ષ પુરુષાર્થથી સર્વ કર્મ નષ્ટ કરી, શુદ્ધ-બુદ્ધ થઈ શકે છે. આત્મા એક દ્રવ્યરુપે હોવા છતાં ત્રણરૂપે છે. ગુણોના સ્વભાવ-પણાથી ઉત્પાદ-વ્યય-ધ્રુવ, આમ પર્યાયની અપેક્ષા હોવાથી આત્મા ત્રણે રૂપે છે. દરેકે દરેક જીવ એકબીજા જીવોથી ભિન્ન ભિન્ન છે. પોતાની પોતાના ગુણોથી અભિન્નતાને સમજીને તેમાં એકાગ્રતા કરશે...તે જીવને ભગવાન મહાવીરદેવ આરાધક કહે છે.

ૐ શ્રી શાન્તિ:



## વ્યાખ્યાન નં. ૪૨

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૮ ને ગુરુવાર તા. ૭-૮-૧૯૫૮

### "પ્રભુ વીરનો માર્ગ... પુરુષાર્થી જીવોનો છે, કાયર જીવોનો આ માર્ગ નથી"

અહીં આરાધના અને વિરાધનાનું સ્વરૂપ સમજાવે છે. પોતાના ઉત્કૃષ્ટ સ્વરૂપની આરાધનાનું ફળ મોક્ષ અને પોતાના ઉત્કૃષ્ટ સ્વરૂપની વિરાધનાનું ફળ નિગોદ છે. જેને પોતાના આત્માનું સ્વરૂપ, આત્માનું સુખ માણવું હોય તેણે આરાધના અને વિરાધનાનું સ્વરૂપ જેમ છે તેમ સમજી લેવા જેવું છે.

આત્માને ભવથી, મોહથી, કષાયોથી છોડાવવાની જેને લગની લાગી હોય તે સર્વ વિરાધકભાવથી પોતાના આત્માને છોડાવીને, આત્માના મોક્ષની પ્રાપ્તિનો ઉદ્યમ કરે. આત્માના દિવ્યદર્શન, દિવ્યજ્ઞાન, દિવ્યચારિત્ર; દિવ્યતપ એ ચારેની સાચી આરાધનાના ગ્રાહક થવું છે. (વિરાધનામાં તો અનંત અનંતકાળ કાઢી નાખ્યો. અને બોલકો થઈને અનંતવાર બોલી ગયો કે...હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું. નિરાકાર છું. વિ. એવા જીવોએ પૂર્વે થઈ ગયેલા સંતોની, મહાત્માઓની તથા અનંત જીવોની સ્વરૂપ આરાધના અમે તે મહાત્મા પુરુષોની, સંતજ્ઞાની પુરુષોની સહનશીલતા, તે પુરુષોનો ઇચ્છાના ત્યાગપૂર્વકનો તપ, તેને લક્ષમાં રાખીને પોતાના આત્મા તરફ ડગલા એટલે ઉપયોગને તે તરફ લઈ જવો જોઈએ. આત્મા તરફ મીટ માંડવી જોઈએ. અને આરાધના દ્વારા આત્માના મોક્ષનો ઉઘાડ કરવો જોઈએ.

પહેલાં બીજું કરી લઈએ પછી આત્માની આરાધના કરશું....એવી મુદત જે આત્માર્થી હોય તે વચ્ચે ન નાખે. વળી આત્માર્થીને એમ પણ કાળની મર્યાદા ન હોય કે અમુક દિવસોમાં આત્મા આરાધાય તો આરાધવો છે, નહિ તો નહિ. અમને બહુ ટાઈમ નથી. જ્યાં આત્માની રુચિ હોય તેને કાળની મર્યાદા ન હોય. અમુક કહે છે કે અત્યારે ક્યાં મોક્ષ છે? અત્યારે કાંઈક કરીશું તો દેવગતિમાં જઈશું અને ત્યાંથી ભગવાન શ્રી સીમંધર પાસે મહાવિદેહક્ષેત્રમાં જઈને, આત્માના ધર્મને સાંભળીને આત્માના ધર્મની આરાધના કરશું. અને મોક્ષમાં જઈશું. ભાઈ! જરા ધીરો થા, કોણ જાણે છે કે તું મરી ક્યાં જઈશ...દેવગતિમાં જઈશ...કે પશુ-પક્ષી-નરક ગતિમાં જઈશ? એની કોને ખબર છે? માટે અત્યારે આત્મધર્મને સમજીને આરાધી લે. આત્માને આરાધવાની રુચિ હોય ત્યાં કાળની મર્યાદા ન હોય.

જેને ગુણોની આરાધના કરવાની રુચિ, ધગશ, તમન્ના હોય તે આત્માના ગુણોને આરાધનાના પ્રયત્નને માટે કાળની મુદત બાંધતો નથી. અત્યારે જ મોક્ષ થાય તો કાંઈ જોઈતું નથી. આવી લગની જેને હોય તેને અલ્પકાળમાં જરુર આત્માનો મોક્ષ સધાય છે. જેને સંસારમાં પૈસાની ધગશ કે રુચી હોય તે એમ મુદત નથી બાંધતો કે અમુક વખતમાં જ મને પૈસા મળે તો લેવો નહિ તો નહિ. પણ ત્યાં તો કાળની મુદત કે કાળની મર્યાદા બાંધ્યા વગર કે કાળની દરકાર કર્યા વગર પ્રયત્ન કર્યા કરે છે. તેમાં જ કેટલાય જીવો આખી જિંદગી વ્યર્થ ગુમાવે છે. તેમ જેને આત્માના ગુણની આરાધના કરવાની અભ્યંતર રુચી જાગી છે, તે પ્રાતઃકાળમાં પ્રભુભક્તિનો ભાવ ઉપાડે છે. અને તેમાં જો દ્રષ્ટામાં દષ્ટિ પડી જાય, તો કેવળજ્ઞાનના બીજને ( એટલે સમકિતને ) અને આરાધકભાવને પામી જાય છે.

એમ આત્માની રુચિ જેને જાગી છે તે કાળની મર્યાદા બાંધ્યા વગર પ્રાતઃકાળમાં

જ્ઞાનની સ્થિરતા છે. આત્માનો ધર્મ, સ્વરૂપની પ્રતીતિ અને પ્રતીતિના જોરે થતી પવિત્ર દશામાં, રાગના વિકલ્પને છોડીને સ્થિર થવું. એટલે પોતાના જ્ઞાનમાં જ્ઞાતાપણે ટકી જવું, તે ચારિત્ર છે.

જ્યારથી શુદ્ધ આત્માની શ્રદ્ધા કરી ત્યારથી ચારિત્રદશા વધતી જાય છે. કોઈ કહે કે મને સમ્યગ્દર્શન થયું છે અને ચારિત્ર તેના ભેગું આવવા બંધાયેલું છે. ભાઈ, તારી વાત સાચી છે. પણ જ્યારથી પ્રતીતિ થઈ ત્યારથી જ ચારિત્રદશા વધતી જવી જોઈએ, તો એ પ્રતીતિ તારી સાચી છે. તેથી રાગદ્વેષના ક્ષયરુપ પૂર્ણ સહજ-પદમાં સ્થિર થાય છે. અને સિદ્ધપદને પામી જાય છે. તેને તમે સમજો....અને આરાધના કરો.

પણ જો મારે પર વિના ચાલે નહિ. (ભાઈ...એક જ્ઞાન વિના ન ચાલે. બાકી બધા વિના ચાલે.) એવી મિથ્યાબુદ્ધિ અહીંથી લઈને ગયો...અને પાછળથી મરનારના શરીરને નવડાવે, ધોવડાવે પવિત્ર થયો, લાભ થયો, એમ માને પણ મરનારને શું લાભ? નવડાવનાર તો તેના સગાવહાલાનો આત્મા છે. હું જ્યાં જાઉં ત્યાં મારો આત્મા મારા પોતાના અનંતગુણોથી ભરચક ભર્યો પડ્યો છે. તેમાં જ લીનતા, ઓતપ્રોતતા કરીને સમ્યગ્દર્શન આદિ રત્નચારની આરાધના કરીને, હું ગમે તે ક્ષેત્રે અને ગમે તે કાળે જરૂર શાન્તિને મેળવીશ. મારી શાન્તિ માટે મારે પરની જરૂર નથી. પર હોય તે વાત જુદી. જ્ઞાની કહે છે કે....એક માણસ એમ માને છે કે મને મારી પત્ની વિના ન ચાલે. એવામાં તે માણસની પત્ની મરી ગઈ, અને પોતે તો અહીં બેઠો છે. નહિ ચાલે એમ કહેતો હતો છતાં તેને પત્ની વિના ચાલ્યું તો ગયું ને? એમ મરનાર મિથ્યાદૃષ્ટિ છે. મારી શાન્તિ માટે મારે પરની જરૂર નથી.

કારણકે હું જ્ઞાતા, દ્રષ્ટા, સાક્ષીરૂપ છું. જેટલી વૃત્તિઓનો સંયોગ છે, તે બધોય વૃથા છે. માટે સ્વતંત્ર સ્વરૂપથી જેટલી વિરોધ વૃત્તિઓ છે, અને જેટલી વિરોધી ઇચ્છાઓ છે, તે બધાયનો ત્યાગ કરીને, એટલે સમ્યક્‌જ્ઞાનદર્શનાદિ રત્નચારની જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આરાધના કરી, અવિનાશી, જ્ઞાતા, દ્રષ્ટા જેનું સ્વરૂપ છે એવો ઉપયોગ (ચૈતન્ય) સ્વરૂપ હું છું. આવું સ્વતંત્ર સ્વરૂપનું નિશ્ચય, જોર આવ્યું તેને વીતરાગદેવ દર્શન આરાધના કહે છે. આમાં નિશ્ચય-વ્યવહાર બન્ને આવ્યા. એમાં જો સ્થિર થઈ ગયો તેને ચારિત્ર આરાધના કહે છે. માટે શ્રદ્ધા, જ્ઞાન, જ્ઞાનની સ્થિરતારૂપ ચારિત્ર, તેને આરાધના કહે છે. તેનો એક-બે ભવમાં નિયમથી મોક્ષ છે. મુક્તિ છે અને આત્માના નિર્દોષ જ્ઞાનસ્વરૂપ સ્વભાવમાં લીનતા કરી, તે આત્માનો વેપાર છે.

જ્યાં નિશ્ચયનું જોર વધ્યું, ત્યાં નિર્ણયને વધારતો....વધારતો....શુદ્ધ આત્મસ્વરૂપ એ જ સુખ છે. એ જ આનંદ છે. એ જ શાન્તિ છે....એમ નિઃસંદેહ થઈને વારંવાર ....મારું સુખ, મારી શાન્તિ, મારો આનંદ, મારું કેવળજ્ઞાન--કેવળદર્શન મારામાં જ છે. એમ નિર્ણય કરતો....કરતો....આગળ વધતો...વધતો....જ્ઞાનની સ્થિરતારૂપ ચારિત્રમાં આગળ વધતો જાય છે. ત્યાં થોડાઘણા બાકી રહેલા રાગાદિભાવ ટળતા જાય છે. અને કેવળજ્ઞાન પામી મોક્ષમાં જાય છે. અને ત્યાં સાદિ અનંત ભાંગે મોક્ષદશામાં સ્થિર થઈ ગયો. તે જ ઉત્કૃષ્ટ આરાધનાનું ફળ છે.

સિદ્ધાંતનું દૃષ્ટાંતઃ કાર્તક શેઠનો જીવ, સુધર્મ દેવલોકનો ઇન્દ્ર, તે ઇન્દ્ર વિપ્રરૂપે એટલે બ્રાહ્મણરૂપે (એવો તે ઇન્દ્ર ત્રણ જ્ઞાનનો ધણી છે, એક અવતાર કરીને મોક્ષે જવાનો છે.) છદ્મસ્થ અવસ્થામાં રહેલા નમિ રાજર્ષિ મહામુનિરાજ સામે આવીને વિનયપૂર્વક પ્રશ્ન કરે છે.

નમિ રાજાને સમ્યક્મતિ--શ્રુતજ્ઞાન છે. સિદ્ધાંત કહે છે કે, "उवसंत मोहणीज्जो सरइ पोराणिय जाइं" પોતાનો આત્મા યાદ આવી જાય તે પણ એક પ્રકારનું જાતિ-સ્મરણજ્ઞાન છે. જાતિસ્મરણજ્ઞાન હોય છતાં તે છદ્મસ્થ છે. નમિ રાજર્ષિં મૃગાપુત્રને, પુરોહિતના બે દીકરાઓ જેમ કે દેવભદ્ર-યશોભદ્ર નામના પુત્રોને જાતિસ્મરણજ્ઞાન થવાની વાત સિદ્ધાંતમાં છે, આવે છે. પણ નમિ રાજાને જાતિસ્મરણજ્ઞાન થયું છે એમ સિદ્ધાન્ત કહે છે ત્યાં...."सयं संबुद्धो, अणुत्तरे धम्मे" એટલે સ્વયંબોધને પામ્યા—એટલી પ્રધાનતા છે. ત્રણ (મતિ-શ્રુત--અવધિ) જ્ઞાનનો ધણી ઇન્દ્ર બે (મતિ--શ્રુત) જ્ઞાનના ધણી નમિ રાજાને પ્રશ્ન કરે છે કે તારા જેવો મહાન રાજા, મિથિલાનગરીનું રાજ્ય તારા તાબામાં છે. એવા રાજ્યને તથા આખા સંસારને છોડવા તું તૈયાર થઈ ગયો છું...તો તને હું એક ભલામણ કરું છું કે....

* पागारं कारइत्ताणं, गोपुरट्टालगाणिय ।
उस्सुलगसयग्घीओ, तओ गच्छसि खत्तिया ॥१८॥

ઉ. સૂત્ર, અધ્યયન ૯ મું

તારા નગર ફરતો એક મજબૂતમાં મજબૂત કાળા પથ્થરનો એક કોટ બાંધતો જા...તથા તારા નગરનું રક્ષણ થાય તે માટે એક મજબૂત કમાડ તથા તોપો વસાવતો જા...અને તું જ્યાં જવા ધારે છે ત્યાં જો તું નહીં પહોંચે તો તારે ભવ કરવો પડશે. અને પાછો અહીં આવીશ તો તારે મકાન નગર વ. કામ આવશે....માટે તે બનાવતો જા...

આ પ્રશ્નનો ઉત્તર નમિ રાજર્ષિં આપે છે:

* सद्धं नगरं किच्चा, तव संवर मङ्गलं ।
खन्ति निउण पागारं, तिगुत्तं दुपाधं सयं ॥२०॥

* धणुं परकमं किच्चा, जीवं च इरियं सया ।
धिइं च केयणं किच्चा, सच्चेण पलिमंथए ॥२१॥

* तव नाराय जुत्तेण, भित्तूणं कम्म कंचुयं ।
मुणी विगय संगामो, भवओ परिमुच्चए ॥२२॥

ઉ. સૂત્ર, અધ્યયન ૯ મું

હે ઇન્દ્ર! હે વિપ્ર! મારી નગરી દુનિયા કરતાં કોઈ જુદા પ્રકારની છે. સિદ્ધાન્તની શુદ્ધ શ્રદ્ધારૂપ તત્ત્વજ્ઞાનરૂપી મારી નગરી તથા આત્માની શુદ્ધ શ્રદ્ધારૂપ તત્ત્વજ્ઞાનરૂપી મારી નગરી છે. નમિ રાજા કહે છે કે હે વિપ્ર! મારું નગર જુદું છે. હું મિથિલાનગરીનો રાજા નથી. મારું નગર શ્રદ્ધારૂપ શુદ્ધ સમકિતથી મેં જાતે સ્વયં બાંધેલ છે. હે વિપ્ર! ક્ષમારૂપી મોટો ગઢ રક્ષણ કરવા માટે મેં તૈયાર કર્યો

સમકિતમાં સંપૂર્ણ સંવર, સંપૂર્ણ નિર્જરા, પાળનાર (કરનાર) જો કોઈ હોય તો તે દેવાધિદેવ (કહેવાય) છે, તીર્થંકર છે.

હવે છદ્મસ્થ જીવ સમકિતપૂર્વક, સંવર-નિર્જરા, પૂર્ણતાના લક્ષે પાળનાર (કરનાર) પુરુષને ગુરુ કહેવાય છે.

આ પ્રમાણે ચાલે તે જીવો, સ્વરૂપની આરાધનાના જોરે જરૂર અલ્પકાળમાં મોક્ષ દશાને પામી જાય છે. તમોને ચાલતા પણ આવડતું નથી. ચાલતા પણ મારે શીખવાડવું પડે છે. તમારે ચાલતા શીખવું છે ને ? હા ગુરુદેવ.

નમિ રાજર્ષિ વિશેષમાં વિપ્રને કહે છે....

હે વિપ્ર ! હું બધું ત્યાગીને મોક્ષગામી થયો છું. તેથી મારી નગરી જુદી છે. હવે હું મિથિલાનગરીનો રાજા નથી. મેં મારું નગર અખંડ, અભેદ આત્માની નિર્વિકલ્પ પ્રતીતિરૂપ શુદ્ધ શ્રદ્ધાથી તથા સમ્યગ્‌દર્શનથી બાંધેલ છે. તે નગરીનું રક્ષણ કરવા માટે સમ્યક્ ક્ષમારૂપી મોટો ગાઢ તૈયાર કર્યો છે. અવ્રતરૂપી દરવાજા બંધ કર્યા છે. સમકિત સંવરરૂપી ભૂંગળ આડી લગાડી છે. તેથી મિથ્યાત્વરૂપી આશ્રવો, દુશ્મનો અંદર પેસી ન શકે. એથી મેં મારો એવો અદ્‌ભુત ગઢ કમાડ તથા ભૂંગળથી તૈયાર કરી રાખ્યો છે. એ કારણે મારી શ્રદ્ધા, મારું જ્ઞાન અને મારા ચારિત્રરૂપી નગરને કોઈપણ ઈજા કે હરકત આવી શકે તેમ નથી, કરી શકે તેમ નથી. માટે હું ઉત્કૃષ્ટ આરાધના કરવા તૈયાર થઈને નીકળ્યો છું.

પ્રભુ વીરનો માર્ગ પુરુષાર્થી જીવોનો છે. કાયર જીવોનો આ માર્ગ નથી.

**સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપી નગરીને સાચવી રાખીને મારું પૂર્ણ શુદ્ધ સ્વરૂપ આ જ ભવમાં પ્રગટાવી દઈશ. જોયો સમ્યક મતિશ્રુત જ્ઞાનનો પાવર.**

આવા પુરુષાર્થવાળા પ્રત્યુત્તરથી...ઉત્કૃષ્ટ આરાધનાવાળા પુરુષાર્થની વાત સાંભળીને ઇન્દ્ર સંતોષ પામી જાય છે, અને આનંદમાં આવ્યો થકો પ્રશંસા કરતા બોલે છે...

* अवउज्झउण माहणरूवं, विउव्विउण इन्दत्तं ।
वंदइ अभित्थुणन्तो, इमाहिमहुराहिं वग्गुहिं ॥ ५५ ॥

ઉ. સૂત્ર, અધ્યયન ૯મું.

(ઉપરોક્ત રીતે, ઉ. સૂત્ર, અધ્યયન ૯મામાં ગાથા ૫૫ થી ૬૦ સુધી ઇન્દ્રે નમિ રાજર્ષિ મુનિની સ્તવના કરેલ છે.)

નમિ રાજાને ધન્ય છે....તેની તૈયારીને ધન્ય છે...તેના પુરુષાર્થને ધન્ય છે...તેની સ્થિરતાને ધન્ય છે. એમ નમિ રાજાની સ્વરૂપ આરાધનાની અનુમોદના કરીને...પ્રશંસા કરીને ઇન્દ્ર પોતે પોતાના સ્વસ્થાને ચાલ્યો ગયો. ચાલ્યો જાય છે.

અને તે નમિ રાજા સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એમ રત્નત્રયની ઉત્કૃષ્ટ આરાધના કરી...કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રગટાવી તે જ ભવે અશરીરી સિદ્ધ ભગવાન થઈ ગયા. મોક્ષે ચાલ્યા ગયા છે.

ધન્ય છે એ મહાપુરુષની સર્વોત્કૃષ્ટ સ્વરૂપ આરાધનાને.

"શ્રી પાર્શ્વનાથાય નમઃ"



## વ્યાખ્યાન નં. ૪૩

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદી ૯ને શુક્રવાર તા. ૮-૮-૧૯૫૮

**"પદાર્થોના કારણે જ્ઞાન નથી...**
**જ્ઞેયના કારણે જ્ઞાન નથી...**
**પણ...**
**જ્ઞાનીના કારણે જ જ્ઞાન છે."**

આ સંયતિ રાજાએ પૂર્વ આરાધના કરી છે. તેમાં કાંઈક કચાશ રહી ગઈ છે. તો તેને અવતાર લેવો પડચો. હવે અહીં આરાધના અને વિરાધના કોને કહેવાય તે સમજવા જેવું છે. સમજીને આરાધકભાવમાં જે જીવ રમતો થઈ જશે તે જીવની સિદ્ધદશા થઈ જશે.

**વર્તમાન વર્તતું મતિ-શ્રુતજ્ઞાન આત્માનો આશ્રય કરીને....આત્મામાં જો એકાગ્રતા કરે....તો તે મોક્ષમાર્ગની આરાધના છે.** અને જો તે મતિ-શ્રુતજ્ઞાન પરનો આશ્રય કરીને પરમાં એકાગ્રતા કરે....તો તે મોક્ષમાર્ગની વિરાધના છે.

આત્માની વર્તમાન વર્તતી જે અવસ્થા પરનો આશ્રય કરે છે, તે અવસ્થામાં શું આવ્યું ?

તે અવસ્થામાં એ આવ્યું કે રાગાદિ અને તે રાગાદિભાવ સાથે એકતા થાય છે. અને તે જ વિરાધકભાવ છે, વિરાધકપણું છે. કારણ કે રાગ-દ્વેષભાવને ભગવાન આરાધકભાવ કહેતા નથી. પણ જ્ઞાનાદિકના ભાવને આરાધકભાવ કહે છે, આરાધના કહે છે.

અનાદિની રાગાદિ સાથેની એકતા તૂટે છે.

અને તે જ મતિ–શ્રુતજ્ઞાન ત્રિકાળી સ્વભાવમાં એકાગ્ર થાય છે.

ત્યાં અનાદિનો વિરાધકભાવ ટળીને આરાધકભાવ પ્રગટે છે.

તે આરાધકભાવવાળો જીવ તેને આરાધતા...આરાધતા...કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય છે.

**જ્ઞાનનું સામર્થ્ય, જ્ઞાનનું બળ, એવું છે કે...તેમાં પર વસ્તુઓ જણાય ...પણ ખરેખર તો જ્ઞાનની તેવી લાયકાત છે.**

પદાર્થોના કારણે જ્ઞાન નથી...

જ્ઞેયના કારણે જ્ઞાન નથી...

પણ...

જ્ઞાનીના કારણે જ જ્ઞાન છે.

તેમ જ જ્ઞાનમાં એક પણ પદાર્થ પ્રવેશી જતો નથી.

સામેના પર પદાર્થ જ્ઞેય છે. તે જ્ઞાનમાં કાંઈ પેસી જતા નથી. પણ જ્ઞાનમાં જણાય છે.

**જાણનારો...જાણવામાંથી...જાણનારને...જાણે છે...પણ જ્ઞેય પદાર્થમાંથી જાણતો નથી.**

આમ હોવા છતાં, જે મતિ–શ્રુતજ્ઞાન હજી પણ...પોતાના ભગવાન આત્મસ્વભાવનો આશ્રય નહિ કરતાં...તન્મયતા....કરે છે...અને પુદ્‌ગલ, વિભાવ, એવા પરને જ ભજે છે. બોલો–તે આરાધના છે કે વિરાધના છે? વિરાધના છે. **વિરાધકજ્ઞાન તે મિથ્યાજ્ઞાન છે. આરાધકજ્ઞાન તે જ સમ્યક્‌જ્ઞાન છે.**

જ્ઞાન આત્માના આશ્રયે છે...પણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, પુદ્‌ગલના આશ્રયે નથી. (પણ) વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તે...પુદ્‌ગલના આશ્રયે છે. અને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, એ પાંચે જ્ઞાન આત્માના આશ્રયે છે.

આત્મજ્ઞાનને અને વર્ણાદિ પાંચેને જ્યારે પૂછો ત્યારે સ્પષ્ટપણે જુદાઈ છે. એટલે વર્ણાદિ પાંચેથી ભિન્ન એવું જ્ઞાનનું સ્વરૂપ છે

તે જ્ઞાન સ્વભાવને અનુભવવાનો, ભોગવવાનો, મોક્ષ મજા માણવાનો ઉપાય એ છે....કે... વર્તમાન મતિ–શ્રુતજ્ઞાનનું લક્ષ.... વર્ણાદિ પાંચે તરફથી છોડીને.... ઉઠાવી લઈને.... ત્રિકાળી સ્વભાવની રૂચિ કરીને.... હવે તે સ્વભાવ તરફ મતિ–શ્રુતજ્ઞાનને વાળી દેવું.

એમ જ્ઞાનનું પોતાના ત્રિકાળી સ્વભાવ તરફનું એકાગ્રપણું એ જ મોક્ષનો આરાધકભાવ છે. પણ જે જ્ઞાન સંયોગો તરફ જો.... જો.... કર્યા કરે છે. સ્વપ્નામાં, દિવસે,

રાત્રે, કે ઘરમાં પગ મૂકતાં સંયોગોને જો.,.. જો.... કર્યા કરે છે.... વળી વિચારે કે આ સંયોગોમાં કાંઈ પણ ફેરફાર તો થઈ ગયો નથી ને? એમ જો.... જો.... કર્યા કરે છે તે જ્ઞાન આત્મસ્વભાવને જાણી શકે નહિ. **જ્ઞાન પોતાનું અને પોતે, પોતાના ભગવાન આત્માને તથા તેના સ્વભાવને જાણી શકે નહીં!!! આ તો કેવી અજબ-ગજબની વાત કહેવાય.**

પણ હવે સર્વ સંયોગો તરફથી લક્ષ ઉઠાવી લઈને જો તે જ્ઞાન સ્વભાવ તરફ એકાગ્રતા કરે.... એકાગ્ર થાય .. તો તે જ મોક્ષનો આરાધકભાવ છે. આ જ આરાધકભાવથી અનંત જીવો ભૂતકાળમાં મોક્ષે ગયા છે...વર્તમાનમાં જાય છે...અને ભવિષ્યમાં પણ અનંતજીવો એ જ આરાધકભાવથી મોક્ષને પામશે. મોક્ષમાં જશે.

સાચું કહું છું હો....જરૂર....જ્ઞાન....આરાધકભાવમાં વળે છે.... અને સમ્યક્ થાય છે. ખરેખર તો પોતાના પરિપૂર્ણ સ્વભાવને....વર્તમાન વર્તમાં મતિ-શ્રુતજ્ઞાનને લક્ષમાં લઈને જો તે જ્ઞાન સ્વસ્વભાવમાં કરે...તો બાહ્ય સંયોગોનું લક્ષ છોડવું પડતું નથી... પણ સ્વયં એની મેળે છૂટી જાય છે. આત્માના આશ્રયે જો જ્ઞાન કર્યા કરે તો તેને જ જ્ઞાનનું સ્વરૂપ કહેવાય છે. તેને મોક્ષમાર્ગની, જ્ઞાનની, દર્શનની, વિશેષ સ્થિરતા જામતી જાય તો તેને ચારિત્ર આરાધના કહેવાય છે.

**આત્માનો સ્વભાવ,** આત્માની રીતે, આત્માના લક્ષે સમજવા માગે તો જરૂર સમજાય.

**આત્મા થઈને આત્માને સમજવા માગે તો જરૂર આત્મા સમજાય.**

પણ જડ જેવો શું થઈ રહ્યો છું? તેથી તને તારો આત્મસ્વભાવ સમજાય તેમ નથી.

**આત્માનું સ્વરૂપ રાગાદિમાં ઉશ્કેરાઈ જઈને સાંભળવા માગે, સમજવા માગે તો આત્માનું સ્વરૂપ સમજાય નહિ.** સંસારમાં કહેવાય છે કે હે ભાઈ.... તારે મારી વાત સાંભળવી હોય તો તારી ઉશ્કેરણીને....તારી ઉદ્ધતાઈને.... એક કોર મૂકીને સાંભળ તો, જ તને મારી વાત સમજાશે. નહિ તો મારી વાત તને નહિ સમજાય....તેમ જ્ઞાની કહે છે કે.... તું તારી અવળાઈને, ઉદ્ધતાઈને, અક્કડતાને દૂર મૂકીને જો અમારી વાત સાંભળીશ, તો જરૂર તને તારા આત્માનું હિત થાય એવું સ્વરૂપ સમજાશે.

પણ પોતાને પરના જ આશ્રયવાળો માને તો પોતાનો આત્મા તે હું છું....તેમ.... પરના લક્ષે પોતાને પોતાનો આત્મા સમજાય જ નહિ. પરના લક્ષમાં જો પોતાને

હિતબુદ્ધિ હોય તો ત્યાં પણ ડાહ્યો થઈને સાંભળે....ને સમજે....જે જ્ઞાન પરલક્ષે કામ કરે છે, તે જ્ઞાન આત્મસ્વભાવની સાથે એકતા કરતું નથી. તે જ્ઞાન કદીએ આત્માને જાણતું નથી.

વર્તમાન જ્ઞાનની અવસ્થા અનેક પ્રકારે પરનું લક્ષ કરે, પરનો આશ્રય કરે,તેને છોડીને જો સ્વનો લક્ષ તથા જ્ઞાન કરે, તો જરૂર આત્માનો અનુભવ થાય. એકરૂપ પરિપૂર્ણ ચૈતન્ય સ્વરૂપ તેનો આશ્રય કરે તો સ્વભાવ સાથે તેની ઐક્યતા થાય છે. તે જ જ્ઞાનને આરાધકભાવ કહેવાય છે. તે જ આરાધકભાવવાળું જ્ઞાન આત્માને જેમ છે તેમ જાણે છે. તેણે ભગવાનને, ભગવાન-આત્માને ઓળખ્યા. પછી એ જ જ્ઞાન આત્માની સાથે, સ્વભાવની સાથે, એકતા રાખીને પરને જાણે છે. તે પરનું જાણપણું યથાર્થ છે, વાસ્તવિક છે.

**આ...જ આત્માના ધર્મની આરાધના કરવાની રીત છે.** આ રીતે જે જીવ આત્માના ધર્મની આરાધના કરશે, તે જીવ મુક્ત થઈ જઈને સિદ્ધપદને પામશે.

જ્ઞાનાદિક પોતાનો સ્વભાવ છે, તેની ઉત્કૃષ્ટ આરાધનાનું ફળ મોક્ષ છે. ચેત... ચેત...ચેતન! તે સિવાય બીજા કોઈથી આત્માનો મોક્ષ નથી.

**આ આત્મા અનાદિકાળથી તેનો તે જ છે.** પણ અનાદિ કાળથી કદી પણ તેણે પોતાના સ્વાધીન સ્વભાવની યથાર્થ ઓળખાણ કરીને સ્વાધીન સ્વભાવનો આશ્રય કર્યો જ નથી. પણ પરનો આશ્રય કર્યો છે. તેની પછવાડે આદું ખાઈને લાગ્યો પડ્યો છે. પરના આશ્રયે કદી પણ તને શાંતિ, આનંદ મળે તેમ નથી. પરનો આશ્રય કરવાથી આત્માને સુખ, શાન્તિ ક્યાંથી થાય? પણ જીવને જોઈએ છે સુખ, શાન્તિ. તો તે સુખ, શાન્તિ 'સ્વ'માં છે. એમ સમજીને પરાશ્રય છોડી, સ્વાશ્રય કરે તો સુખ, શાન્તિ, મોક્ષનો આરાધકભાવ પ્રગટે અને મોક્ષ થાય.

**આત્માનું સુખ પરમાં નથી.** જો આત્માનું સુખ પરમાં હોય તો લાખ રૂપિયાવાળા કરતાં કરોડ રૂપિયાવાળાને સુખ વધારે હોવું જોઈએ. પણ એમ તો બનતું નથી. ભગવાન તો કહે છે કે...બે આનાની સાહ્યબીવાળો છ ખંડના ચક્રવર્તિની સાહ્યબી કરતાં વધારે સુખી છે. કારણ કે તે આત્મસંતોષને પામેલો છે. જેમ કે પુણ્યો શ્રાવક સુખી છે.... બ્રહ્મદત્ત ચક્રવર્તિ દુઃખી છે.

તો પરનો આશ્રય કરવાથી આત્માને સુખ ક્યાંથી થાય? જીવનો પોતાનો સ્વભાવ જ્ઞાન-દર્શનથી ભરપૂર છે. તેનો વિશ્વાસ કરીને, તેનો આશ્રય કરે.... તો જરૂર અપૂર્વ સુખ-શાન્તિ પ્રગટે. જેમ લાકડું સમુદ્રના પાણીમાં તરે છે. પણ પથ્થર તરતો નથી. તેમ આત્માની વર્તમાન વર્તતી મતિ-શ્રુતજ્ઞાનની અવસ્થા ત્રિકાળી ચૈતન્યનો જો આશ્રય કરી લે....તેનો આશ્રય કરીને તેમાં જ જો એકાગ્રતા કરે....તો તેને ભગ-

તારે તો હજી ઘણું'ય બાકી છે. ઘણું'ય સાધવાનું છે. તો તું પૂર્ણતાના લક્ષે સ્વરૂપ આરાધવા જાગ્રત થા, થા, ને થા.

"समयं गोयम? मा पमायए"

—સૂત્રપાઠ

એમાં સમયમાત્રનો પ્રમાદ ન કર. **કોણ આરાધશે? કોણ મોક્ષ તરફ પગલાં માંડશે? કોણ દ્રષ્ટામાં દૃષ્ટિ નાખશે? કોણ સ્વરૂપની સ્થિરતા જમાવશે?**

**સુંદર દષ્ટાંતઃ** જેમ દમયંતિ હંસ દ્વારા નળરાજાના ઉત્તમ ગુણોનું પરોક્ષપણે વર્ણન સાંભળીને.... સાંભળતા.... સાંભળતા.... દમયંતિ મુગ્ધ થઈ ગઈ...તે એટલી હદે મુગ્ધ થઈ ગઈ કે દમયંતિ નળરાજાને મનથી વરી ચૂકી. તેમ તમે પણ સિદ્ધ-સુંદરીના વર્ણન, મુનિરૂપ હંસ દ્વારા પરોક્ષ રીતે સાંભળીને, પરોક્ષ વર્ણન સાંભળીને, તમે મનથી મોક્ષ સુંદરીને વર્યા છો? વરવાની ભાવના છે? વરવાના પ્રયત્નમાં છો? વિચારમાં છો?

તેમ ભવ્ય જીવોની ચેતના પણ પરોક્ષ રીતે અનંતગુણ સમુદ્ર ભગવાન ચેતન ગુણોનું, હંસ સમાન સદ્‌ગુરુ સમાગમે તેનું શ્રવણ કરીને, તેને વિચારીને, જો મુગ્ધ થઈ જશે. અને મોક્ષસુંદરીને મનથી જ વરી ચૂકશે, અને પછી દ્રષ્ટામાં દૃષ્ટિ મૂકીને, સ્વરૂપને આરાધશે, તે જીવ જરૂર અલ્પકાળમાં મોક્ષસુંદરીને વરશે....પામશે.

જે ભવ્ય જીવની ચેતના, ભગવાન પરમાત્માના સાક્ષાત્ મિલનને, સાક્ષાત્કારને અંદરમાં જો તીવ્રભાવે ઝંખતી રહે... ઝંખતી હશે... એટલે કે જિનનું દર્શન કેમ થાય? ક્યારે થાય? કયા માર્ગે જતાં દર્શન થાય? તે માર્ગ કેવો હશે? આનંદઘન ભગવાનનો સાક્ષાત્ માર્ગ કેવો હશે? તે ભગવાનનું પ્રત્યક્ષ સ્વરૂપ વેદવામાં, દેખવામાં, જાણવામાં, હું ક્યારે ભાગ્યશાળી થઈશ? તેની આરાધનાની વિધિએ હું આરાધનાને આરાધી ક્યારે પરિપૂર્ણ થઈશ?

આવી તીવ્ર ઉત્કંઠા, તમન્ના જે જીવની રુચિમાં ઉત્પન્ન થઈ હશે, તે જીવ આત્માના જ્ઞાનાદિક ગુણો દ્વારા આત્માની આરાધનાને આરાધીને મોક્ષપદ લેશે.

આવી રીતે જે જીવ આરાધનાનું સ્વરૂપ સાંભળી, દમયંતિની માફક પોતાની ચેતનામાં જે જીવ ઉછળી જશે, તે જીવ અલ્પકાળમાં જરૂર મોક્ષસુંદરીના સુખને પ્રાપ્ત કરી લેશે.

"શ્રી પાર્શ્વનાથાય નમઃ"



સં. ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૧૦ ને શનિવાર, તા. ૯-૮-૧૯૫૮

"गुरूवचने निश्चयो मोक्षमार्ग:"

કામ્પિલ્ય નગરનો સંયતિ નામનો રાજા મહાન પુણ્યના કારણે આખા દેશમાં અને રાજ્યમાં, પોતાની અખંડ આણ વર્તાવી રહ્યો છે. છતાં તે રાજા શિકારના કર્તવ્યમાં જોડાય છે. વર્તમાન નામ સંયતિ છે, નામ સાધુ છે, પણ કર્તવ્ય શિકારના કરે છે. (એટલે ગુણહાની કરે છે) માટે નામ સાધુ છે. પણ ભાવસાધુ નથી. અહીંયા રાજાએ પૂર્વભવે આરાધના કરેલ, પણ તેમાં કાંઈક વિરાધના થઈ ગઈ. હવે અહીં આરાધના-વિરાધનાનું સ્વરૂપ જેમ છે તેમ સમજાવે છે.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર તે મોક્ષનો માર્ગ છે. તેની આરાધનાથી જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે. એ ત્રણેની આરાધના એટલે એ ત્રણેની અભેદ એકતારૂપ આત્મામાં પરિણતી કરવી, અને તે આત્મપરિણતીને સેવવી, ભજવી, આરાધવી. તે મોક્ષમાર્ગની આરાધના છે. **શુદ્ધ આત્માનું દર્શન, શુદ્ધ આત્માનું જ્ઞાન, શુદ્ધ આત્માનું ચારિત્ર એટલે શુદ્ધ આત્માને શ્રદ્ધવો, શુદ્ધ આત્માને જાણવો, શુદ્ધ આત્માને આચરવો: આત્મા શુદ્ધ દર્શન-જ્ઞાન-ચારિત્રમય છે.** તે માટેનું જ્ઞાન શ્રદ્ધાન્ અને આચરણ હોવું જોઈએ. અર્થાત્ પ્રથમ જ્ઞાન કરી પછી શુદ્ધ આત્માને શ્રદ્ધવો, જાણવો અને આચરવો. તે માર્ગને યથાર્થ જાણવો તે જ્ઞાન, અને એ જ માર્ગ છે એમ પ્રતીતિ કરવી તે શ્રદ્ધા, પછી માર્ગ કાપવો તે ચારિત્ર. એ ત્રણની આરાધના તે મોક્ષમાર્ગની આરાધના છે.

મારો મોક્ષમાર્ગ અને તે મોક્ષમાર્ગની આરાધના મારા આત્માને આશ્રિત છે. આમ બરાબર સમજીને પરમાર્થ પ્રેરક વ્યવહાર સાધન તેના અવલંબન દ્વારા પોતાના જ પરમાર્થ પ્રત્યે જઈને પરમાર્થથી મોક્ષમાર્ગને જે જીવ સાધે છે, ભજે છે, આત્મામાં પરિણમાવે છે. તે જ જીવ મોક્ષમાર્ગની ઉત્કૃષ્ટ આરાધના કરીને અલ્પકાળમાં મોક્ષને પામે.

કેટલા જીવો મોક્ષને પામ્યા? અનંત જીવો પામ્યા.

સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વડે શુદ્ધ આત્માની સિદ્ધિ કરવી. પણ એકલા સમ્યગ્દર્શનથી, એકલા સમ્યક્જ્ઞાનથી આત્માની સિદ્ધિ થઈ નથી, થવાની નથી, થશે નહીં. પણ તેમાં સમ્યક્ચારિત્ર તો જોઈશે જ. જો તે ત્રણેની એકતા થાય તો જ મોક્ષ થાય. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર વડે શુદ્ધ આત્મ ધર્મને આરાધી....શુદ્ધ આત્માની સિદ્ધિ કરવી એ જ ભગવાન જિનેશ્વરનો મોક્ષ માર્ગ છે

જે વાટે ભગવાન ઋષભદેવ સ્વામી તર્યા, તે જ વાટે, તે જ માર્ગે, તે જ પંથે ભગવાન શ્રીમહાવીર સ્વામી તર્યા છે. અને તે જ વાટે અન્ય કોઈ ભવ્ય જીવ... મોક્ષમાર્ગી જીવ તરશે. આમ ત્રણે કાળે મોક્ષમાર્ગ એક, અખંડ, અભેદ છે. મૂળમાર્ગ તો ત્રણે કાળમાં એક છે. અને તે ત્રણે કાળમાં એવો જે એક મૂળ માર્ગ છે, તેને સાધ્ય કરે એટલે કે નિશ્ચય માર્ગને, પરમાર્થ માર્ગને, જે વ્યવહાર પરમાર્થને પ્રેરે તે વ્યવહાર સંતજનોને સંમત છે. આમ વ્યવહારને પરમાર્થને સમજીને જે જીવ પરમાર્થને પરમાર્થરૂપે આરાધશે...તે જીવ અલ્પકાળમાં મોક્ષને પામી જશે.

આ રાજા તે જ ભવે મોક્ષે જવાનો છે. પણ અત્યારે શિકારના કર્તવ્યમાં ચડી ગયો છે. પણ ગર્દભાલી મુનિના સમાગમે ધર્મને પામી, આરાધના કરી, મોક્ષે જશે.

અન્ય દર્શનકારોની મુક્તિમાર્ગ પરત્વે શી......શી...માન્યતા છે...તે તરફ દૃષ્ટિપાત કરીશું. તો જરૂર આપણને જણાશે કે...જૈનોતરોની કેટલાકની એવી માન્યતા છે...કે...

**"गुरुवचने निश्चयो मोक्षमार्गः"**

અર્થાત્ ગુરુના વચનમાં નિશ્ચય રાખવાથી મુક્તિ મળે છે.

આ જૈનેતરોની વાત....અન્ય દર્શનકારોની મોક્ષમાર્ગ પરત્વેની આ વાત છે. આને આપણે અનેકાંત દૃષ્ટિએ વિચારીએ. વિચારતા....અને સ્યાદ્વાદ સિદ્ધાંતપૂર્વક એ વાતને ઘટાવતા....જરૂર તે વાત યથાર્થ લાગશે. કેમ કે એ તો અનુભવસિદ્ધ હકીકત છે કે ગુરુ વિના વાસ્તવિક ધર્મનું જ્ઞાન નહિ. પણ ગુરુ કયા? અને કેવા હોવા જોઈએ? સંવરને પામેલા કે મફત વેશધારી.

અનાદિનો મિથ્યાત્વી જીવ હોય તે જીવને જીવતા-જાગતા ગુરુ વિના સમ્યગ્દર્શન થાય નહિ, પામે નહિ. પણ જો તે જીવ જ્યારે સમ્યગ્દર્શનને પામે ત્યારે સામે જીવતા-જાગતા.... સમ્યગ્દર્શની ગુરુનું નિમિત્ત હોય. પણ અજીવ એવા શબ્દરૂપ શાસ્ત્રો, આધ્યાત્મિક ગ્રંથો કે પ્રતિમાજીનું સમકિત થતાં અવલંબન કે નિમિત્ત ન જ હોય.

જ્ઞાન-દર્શન તો અવ્યભિચારી એટલે દોષરહિત છે. વળી સમ્યગ્દર્શન વિના સમ્યક્ચારિત્રનો સંભવ સ્વપ્નામાં પણ હોઈ શકે નહિ. **"नथी चरित समत विहुणं"** ઉ. સૂત્ર અ/- ૨૮મું (સૂત્રપાઠ). આ ઉપરથી જોઈ શકાય છે કે...આ સામાન્ય જૈન દર્શનના સિદ્ધાંતની સાથે ખરોખર સંમત ઠરે છે.

વળી અન્ય દર્શનકારોમાં કેટલાકનું એમ માનવું છે કે....

**"गुणातीत वस्तुज्ञानं मोक्षमार्गः"**

અર્થાત્ ગુણાતીત વસ્તુનું જ્ઞાન તે મોક્ષમાર્ગ છે, મોક્ષનો ઉપાય છે.

હવે આપણે તેને સ્યાદ્વાદ અને અનેકાંત દૃષ્ટિએ ઘટાવીએ.

સ્યાદ્વાદ દૃષ્ટિએ જોતાં આ વાત પણ સત્ય લાગે છે. સ્યાદ્વાદને પામેલા જીવો આ વાતને યાદ્વાદ દૃષ્ટિએ બેધડક કહી શકે છે. ઘટાવી શકે છે કે સત્ત્વ, રજસ અને તમસ એ ત્રણે ગુણો અન્યમતિએ માન્યા છે. એ ત્રણે ગુણોને જૈન દૃષ્ટિએ, સ્યાદ્વદ દૃષ્ટિએ પુદ્‌ગલીક સુખ દુઃખ, અને મોહ તરીકે ઓળખાવી શકાય તેમ છે.

આ ત્રણ ગુનોથી અતીત તે પરમાત્મા છે. આવા ત્રણ ગુણોથી અતીત તે પરમાત્મા છે.

* સત્ત્વ...એટલે...પુણ્ય પ્રકૃત્તિ.

* રજસ્...એટલે...પાપ પ્રકૃત્તિ.

* તમસ...એટલે...મોહ...અંધકાર.

એ ત્રણેથી ભિન્ન તત્ત્વજ્ઞાન તે પરમાત્મા.

આ પરમાત્માનું વાસ્તવિક જ્ઞાન થતાં...મોક્ષમાર્ગ મેળવતાં વાર લાગે ખરી? નહીં...માટે "गुणातीत वस्तुज्ञानं मोक्षमार्गः" આથી જૈન દૃષ્ટિએ જોઈ શકાય છે કે "सम्यग्‌दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः" આ સૂત્ર નિર્વિવાદપણે સિદ્ધ થાય છે.

વળી અન્ય દર્શનીઓ કેટલીકવાર એમ કહે છે કે...

ॐ साकारस्य विनाशोऽस्ति निराकारस्य शून्यता ।
उभयो पक्ष विहीन तत्त्वज्ञानं मोक्षमार्गः ॥

અર્થાત્ સાકાર વસ્તુનો નાશ અને નિરાકારની શૂન્યતા એ ઉભયથી ભિન્ન પૃથક્ વસ્તુનું જ્ઞાન તે મોક્ષમાર્ગ છે.

આ કથન પણ સ્યાદ્વાદ, અનેકાંત દૃષ્ટિયુકત છે. જડ સાકાર વસ્તુ તે ઘટપટ આદિ છે. અને તે પુદ્‌ગલ છે. હવે જડ નિરાકાર વસ્તુનો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાળ દ્રવ્યાદિ ચાર જ છે. તેમાં પુદ્‌ગલ જેવા આકાર નથી. માટે તે નિરાકાર છે. માટે આ ઉભયથી ભિન્ન, આ બન્ને પક્ષથી ભિન્ન વસ્તુ તે સર્વજ્ઞ વીતરાગ ભગવાન છે. તેનું જ્ઞાન થયે મોક્ષ મેળવવામાં વિલંબ થાય ખરી? ન થાય. માટે જેને અંદરમાં સ્યાદ્વાદ વસ્તુનું પરિણમન હશે તે ઉપરના વાક્યને બરાબર સ્યાદ્વાદની શૈલીએ ઉતારી દે છે.

આ પ્રમાણે દરેકે દરેક દર્શનકારે કોઈને કોઈ આડકતરી રીતે મોક્ષના સાધન તરીકે સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રને સ્વીકાર્યા છે. પણ તેને અનેકાન્ત દૃષ્ટિએ, સ્યાદ્વાદ સિદ્ધાંતપૂર્વક જો ઘટાવતા આવડે તો જરૂર પોતાને યથાર્થ લાગે તેમ છે. અહીં

ફક્ત ત્રણ જ દૃષ્ટાંત આપ્યા. આ ત્રણેને જો સ્યાદ્‌વાદ શૈલીએ ઘટાવે તો ઝઘડો ન રહે. ઝઘડે છે તે સંસારમાં રખડે છે. અને ઝઘડતો બંધ થશે તે મોક્ષમાં જશે.

ભાઈ....તું સમજે; આત્મા સ્યાદ્વાદ સ્વરૂપે છે, જ્ઞાનસ્વરૂપે છે. તેથી જ્ઞાન જ તેની સાથે રહે છે. રાગ-દ્વેષ-મોહ આત્માનું સ્વરૂપ નથી. તેથી તે આત્માની સાથે સદાય રહેતા નથી. પણ પહેલી ક્ષણનો રાગ, બીજી જ ક્ષણે છૂટી જાય છે. એકનો એક રાગ આત્માની સાથે ૬૦-૭૦ વર્ષ સુધી ન રહી શકે, પણ તેનું જ્ઞાન તો જરૂર રહી શકે છે. માટે રાગ-દ્વેષ-મોહ તે આત્માનું સ્વરૂપ નથી. અને જ્ઞાન જ આત્માનું સ્વરૂપ છે.

**"जे आया से विनाया जे विनाया से आ जेणावी जाणाइ से आया"**

— સૂત્રપાઠ

આચારાંગ સિદ્ધાંત એમ કહે છે કે.... આત્મા જ્ઞાન સ્વરૂપ જ છે. જાણનાર આત્મા જ છે.

હે ભાઈ! જ્ઞાન જ તારા આત્માનું સ્વરૂપ છે. તેથી જ્ઞાન જ આત્મા સાથે સદાય રહે છે. આમ હોવાથી જ્ઞાન અને રાગ જુદા સિદ્ધ થયા. હવે જો એમ જાણીને જ્ઞાન પોતાના સ્વભાવમાં જો એકાગ્ર થાય, જાણનાર જ્ઞાન આત્માને જાણીને આત્મામાં જ એકાગ્ર થાય. તે જ્ઞાન સદાય ભગવાન આત્માની સાથે રહે છે. પછી એક ગતિમાંથી બીજી ગતિમાં જતાં પણ તે જ્ઞાન સાથે ને સાથે આવે છે. એ ગતિમાંથી બીજી ગતિમાં જતાં તે જ્ઞાન ટળતું નથી....નાશ પામતું નથી....એકવાર અહીંથી આરાધકભાવને લઈને ઊપડે, અને તેને ટકાવી રાખે તો વધારેમાં વધારે પંદરમા ભવે જરૂર મોક્ષે જાય. પણ જો રાગ સાથે જ્ઞાનનું એકત્વપણું માન્યું હોય તો (તમે બધા ક્યાં પડ્યા છો? ગુરુને ન ગમે ત્યાં તમારાથી રહેવાય જ નહીં. ત્યાં તમને રહેવું ગમવું જ ન જોઈએ.) જેમ રાગ નાશવાન છે તેમ તે એકત્વબુદ્ધિવાળું જ્ઞાન પણ નાશ પામી જાય છે, નાશવાન છે.

જો આત્મઅનુભવ વડે સ્વભાવ તરફનું જ્ઞાન કરીને જ્યાં સમ્યક્‌જ્ઞાન કર્યું હોય, અને તે જ જ્ઞાનની આરાધના કરી હોય તો તે જ્ઞાન આત્મા સાથે અભેદ થયેલું હોવાથી સદાય આત્માની સાથે ને સાથે તે જ્ઞાન રહે છે. જ્યાં જ્યાં શાસ્ત્રમાં ગૌતમસ્વામીએ ભગવાન મહાવીર દેવને પૃચ્છા કરી કે હે ભગવાન! તમારા અંતેવાસી શિષ્યો કાળ કરી, કાળધર્મ પામી, ક્યાં ગયાં? તે આરાધક છે કે વિરાધક છે? ત્યાં તેના ઉત્તરમાં ભગવાન મહાવીરદેવ કહે છે કે....હે ગૌતમ! મારા અંતેવાસી મારા શિષ્યો "आराहिये नो विराहिये"– સૂત્રપાઠ. ભગવાન કહે છે કે ...જ્ઞાન સાથે લઈને ગયા છે, માટે આરાધક છે. કેમ કે તે જ્ઞાન આત્માનો સ્વભાવ છે. વાટે વહેતાનો થોકડો પણ કહે છે કે જીવની સાથે ત્રણ જ્ઞાન. કે એક જ્ઞાન જાય છે. કેવળજ્ઞાન.

જે જ્ઞાન આત્મસ્વભાવને ન જાણે અને એકલા પરને જ જાણવામાં રોકાય....

કલકત્તા દેખો (બહાર પરતો દેખા પણ સ્વ ન દેખા) પણ આત્માને ન દેખ્યો તેમ જ ચૈતન્ય સ્વભાવની સાથે અભેદતા ન કરતાં રાગ-દ્વેષ-મોહમાં એકતા અભેદતા કરે છે તે જ્ઞાન આત્માની સાથે રહેતું નથી. દેશે ઊણું નવપૂર્વનું ઉઘડેલું જ્ઞાન મિથ્યાત્વના સંગવાળું હોવાથી પરભવમાં જતાં તે જ્ઞાન છૂટી જાય છે, નાશ પામે છે. પોતાના સ્વભાવને મૂકીને પરને જાણવું તે આત્માનો સ્વભાવ નથી. તેથી એવું જ્ઞાન આત્માની સાથે સદાય કાયમ ટકી રહેતું નથી. એટલે તે જ્ઞાન અલ્પકાળમાં નષ્ટ થઈ જાય છે. પર લક્ષે દેશે ઊણો નવપૂર્વનો ઉઘડેલો જ્ઞાનનો ઉઘાડ કે કરેલો જ્ઞાનનો ઉઘાડ લબ્ધમાં પડ્યો હતો તે ઉઘાડ થઈ ગયો, છતાં તે પરલક્ષે કરેલ ઉઘાડ હોવાથી નષ્ટ થઈ જાય છે.

ઘરમાં અરીસો મૂક્યો હોય તો બહારમાં જતું આખું રાજ્ય લશ્કર જણાય છે. પણ અરીસાને ત્યાં લશ્કર જાણવા જવું પડતું નથી. તેમ જ્ઞાનમાં બધુંય જણાય છે. પણ જ્ઞાનને પદાર્થ પાસે જઈને જાણવાની મહેનત કરવી પડતી નથી. જ્ઞાનનો સહજ એવો સ્વભાવ છે કે, તેમાં સર્વ જણાઈ જાય છે.

પરલક્ષે કરેલું જ્ઞાન અલ્પકાળમાં ઢંકાઈ જાય છે. અહીં તમે ૯૦ વર્ષ સુધી જાણેલું ને જોયેલું જ્ઞાન જ્યાં પરભવમાં જતાં મોળો લો, ભરડો લો તો ફક્ત ત્રણ સમય લાગે, અને મોળો, ભરડો લીધા વગર જાય તો એક સમય લાગે, તેટલી વારમાં જ ૯૦ વર્ષ સુધીનું કરેલ સર્વ જ્ઞાન ભૂલી જાય છે; કારણ કે તે પરલક્ષે કરેલું, જાણેલું ને જોયેલું જ્ઞાન છે. આરાધકભાવને લઈને ગયેલો દેવગતિમાં ઉત્પન્ન થતાં પોકાર કરે છે કે...નાથ ક્યાં? પ્રભુ ક્યાં? ભગવાન ક્યાં? મારા માથાના મુગટ સમા દેવાધિદેવ ક્યાં? અમારે આ સડેલા તણખલા જેવા વૈભવ નથી જોઈતા, અમારે તો પૂર્ણતા જ જોઈએ છે. એમ ત્યાં પણ સ્વભાવની પૂર્ણતા પ્રાપ્ત કરવાનો પોકાર કરે છે. દુદુર દેડકાનો આત્મા.

જો સ્વભાવને સારી રીતે, સાચી રીતે જાણે તો સમ્યક્ જ્ઞાન થાય. તો તે જ્ઞાન પરભવમાં આત્મા સાથે જાય છે. અને કાં તો સ્વભાવને ઊંધી રીતે માને તો તે સ્વ-સંબંધનું ઊંધુ જ્ઞાન, મિથ્યાજ્ઞાન તે પણ સાથે લઈ જાય છે. મિથ્યાજ્ઞાનને સાથે લઈ ગયો. બીજી વાત એ છે કે અહીં દેશે ઊણું નવપૂર્વનું ઉઘડેલું જ્ઞાન પરભવમાં જતાં ઢંકાઈ જાય છે. કેમ કે મરતી વખતે ઘણા જ મોહાદિભાવમાં રમતો હોય છે તેથી દરેક જીવને ઓછામાં ઓછું અક્ષરના અનંતમાં ભાગ જેટલું જ્ઞાન ઉઘડેલું જ હોય અને જો એટલું પણ જ્ઞાન ઉઘડેલું ન હોય તો તે આત્મા જડ થઈ જાય, એટલે કે જ્ઞાન તો સાથે લઈને જાય છે પણ મોહભાવને લઈને અહીંયાનું સર્વે ભૂલી જાય છે.

જ્ઞાનીનાં પરિણામ સદાય જ્ઞાનમય જ ઊપજે છે. અને અજ્ઞાનીનાં પરિણામ સદાય અજ્ઞાનમય જ ઉપજે છે. આત્માને પોતાના જ્ઞાન સાથે સંબંધ છે. પરંતુ પર વસ્તુનો

સાથે આત્માને સંબંધ નથી. તેઓ તો આત્માથી જુદી જ છે. પર વસ્તુ કદી આત્મા સાથે ગઈ નથી, જતી નથી, અને જવાની પણ નથી. અને આત્મા પર વસ્તુને સાથે લઈ જઈ શકતો નથી. વર્તમાનમાં પણ આત્મા તથા શરીર વગેરે અન્ય દ્રવ્યો ભેગાં એકમેક થઈને રહ્યાં નથી. પણ દરેકે દરેક છૂટા જ રહેલા છે.

આટલી ધારણા કર્યા પછી, આટલું લક્ષમાં આવ્યા પછી, જેની દૃષ્ટિ ચૈતન્ય તત્ત્વ ઉપર નથી, પણ જડ એવા શરીર ઉપર છે. (આ તો કાંઈ જડને, સિદ્ધ ભગવાનને કેવળી ભગવાનને કહેવાતું નથી. પણ છદ્મસ્થ ચૈતન્ય જીવોને, મુમુક્ષુ આત્માઓને કહેવાય છે.) જે જીવો બીલકુલ ધારણા કરતા નથી, સમજવાનો વિવેક લાવતા નથી. રુચિ ધરાવતાં નથી, તેના કરતાં જે જીવો ધારણાદિ કરે છે, તે ઠીક છે. પણ આટલી ધારણાનો અવકાશ મળ્યાં પછી જેની દૃષ્ટિ ચૈતન્ય તત્ત્વ ઉપર નથી, પણ જડ એવા શરીર ઉપર દૃષ્ટિ છે, તેને પોતાની ઊંધી દૃષ્ટિના કારણે તેને પોતાને શરીર સાથે વૈભવ સાથે એકમેકપણું લાગે છે. પરંતુ વાસ્તવિક તેમ છે જ નહિ. એમ વર્તમાન સદ્ગુરુસમાગમે સમજીને જે જીવ પોતે પોતાના જ્ઞાનને પોતા તરફ વાળીને તન્મય કરે તે જ સ્વરૂપની આરાધના છે.

એવા જ્ઞાન આરાધક જ્ઞાની આ પડકાર કરીને કહે છે કે....ચૈતન્ય તત્ત્વ અને શરીરાદિ જડ તત્ત્વ સદાય જુદા છે. ભિન્ન છે.

* जो जीवेऽवि न याणइ; जीवेऽवि न याणाइ।
जीवाजीवे अयाणन्तो, कहं सो नाहीउ सञ्जमं ॥ (१३)

* जो जीवेऽवि वियाणइ, अजीवेऽवि वियाणइ।
जीवाजीवे वियाणन्तो, सोहु नाहिउ सञ्जमं ॥ (१२)

— દશવૈકાલીક સૂત્ર, અધ્યયન ૪થું.

ચૈતન્ય આત્મા અને જડ શરીર એ બંનેનું એકપણું કદી અમે અનુભવતાં નથી. અને એકપણું કદી અમે જાણતાં નથી. આ જ્ઞાનીઓની ઉદારતા તો જુઓ....આખું જગત આને પામી જાવ....આટલું તો નહિ પણ અજ્ઞાનીઓ અને નિગોદદશામાં રહેલા એવા આત્માઓ શરીરાદિથી જુદા સ્વભાવવાળા ચૈતન્યસ્વરૂપી છે. એમ જ અમારા જાણવામાં આવે છે.

પણ અજ્ઞાની કહે છે કે....ચૈતન્ય આત્મા અને જડ શરીર કદી જુદા અમારા અનુભવમાં આવતાં નથી. અમને તો ચૈતન્ય અને જડનું એકપણું ભાસે છે. અજ્ઞાનીની આ ઊંધી માન્યતાનું શલ્ય, "માયા શલેણું" વગેરે ત્રણ શલ્યનું શલ્ય, ચૈતન્ય સ્વભાવની માન્યતા કરવામાં તેનું શલ્ય રોકે છે. તે વિરાધકભાવ છે.

ચૈતન્ય અને જડ સદાય જુદાં હોવા છતાં....ભિન્ન, પૃથક્, જુદા હોવા છતાં

અજ્ઞાની તેને એકમેક માને છે. પણ સાચા જ્ઞાની કહે છે કે....ભલે, (કેટલી મીઠી વાણીથી જ્ઞાની કહે છે....ભલે,) અજ્ઞાની પોતાના આત્માને જડ સાથે એકમેક માને તો પણ, તેનો આત્મા જડની સાથે કદીએ એકમેક થયો નથી, થવાનો નથી, થશે નહિ. પણ જડથી ભિન્ન ચૈતન્ય વસ્તુ છે.

"ગુરુવચને નિશ્ચયો મોક્ષમાર્ગ :"

**બધાય આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. અને તેમનામાં સમજવાની પૂરેપૂરી તાકાત છે. બધાય આત્મા શક્તિરૂપે ભગવાન છે. પરંતુ જીવ અનાદિથી પોતાના સ્વરૂપના સામર્થ્યનું ભાન ભૂલ્યો છે. તેથી જ પોતાના સ્વભાવમાંથી ચ્યુત થઈને વર્તમાન હાલતમાં દુઃખનું વેદન કરી રહ્યો છે. હવે જો સત્ સમાગમે પોતાના સ્વરૂપની સાચી સમજણ કરે...તો તેને જરૂર સુખ પ્રગટે અને દુઃખ ટળે.**

**સૌથી પહેલા સાચી સમજણ કરવી અને તે જ સુખી થવાનો ઉપાય છે.** અને તે જ બધાય જીવોનું સૌથી પ્રથમ કર્તવ્ય છે. સ્વરૂપની અણસમજનો રોગ, ભયંકરમાં ભયંકર અનાદિનો જે જીવને લાગુ પડયો છે, તેને ટાળવાને માટે સત્‌ના સમાગમે ત્યાગ-વૈરાગ્યમાં ટકીને, પરમાર્થ માટે વ્યવહારનું અવલંબન લઈને પરમાર્થને પરમાર્થરૂપે આરાધે તો મોક્ષ થાય.

અનાદિથી જીવ વિરાધકભાવે પરિણમે છે, અને એ જ જીવના વિરાધકભાવના પરિણામ વડે, સંસારનાં અનેક પ્રકારના દુઃખના મૂળ કારણરૂપ કર્મો બંધાય છે. માટે તે વિરાધકભાવને ટાળી....આરાધકભાવને સમજી, આરાધકભાવમાં ઠરશે, તે જીવનું કલ્યાણ અલ્પકાળમાં થઈ જશે.

"શ્રી ગુરુદેવાય નમઃ"



## વ્યાખ્યાન નં. ૪૫

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદ ૧૧ને રવિવાર તા. ૧૦-૮-૧૯૫૮

### "જેમ જેમ જ્ઞાન વધતું જાય...તેમ તેમ મોહ ટળતો જાય..."

આરાધકભાવ અને વિરાધકભાવ તેનું શું ફળ છે? તે સિદ્ધાંત દ્વારા સમજાવ્યું છે.

આત્મા છે તે જ્ઞાયક દ્રવ્ય છે. એટલે પરમ શુદ્ધ પારિણામિકભાવમય જ છે.

જ્ઞાયક દ્રવ્ય જ્યારે પૂછો ત્યારે સળંગભાવે છે. પણ પોતે રાગમાં પડે છે ત્યારે વચ્ચે ત્રુટક, ખંડ પડે છે. જો પોતે રાગમાં ન પડે તો ત્રુટક કે ખંડ ન થાય. તે જ્ઞાયક એટલે જાણનારો, જાણવું અને દેખવું તે પર્યાય છે. પણ જાણનારો, તે હું પોતે છું. સમયે, સમયે, જાણનારો જ્ઞાયક હું છું. એવો જ્ઞાયક દ્રવ્ય પોતે પોતાના સ્વભાવે સળંગ છે; અભેદ છે.

આ માન્યતાનું નામ દ્રવ્યદષ્ટિ દ્રવ્યદષ્ટિ. એટલે....સમ્યગ્દષ્ટિ, સમ્યગ્દષ્ટિ તે પોતાના જ્ઞાયક સ્વભાવની દષ્ટિ, તે સાચી દષ્ટિ છે. અનંત જિનેશ્વર ભગવંતોએ પ્રમાણ કરેલ દષ્ટિથી વર્તમાનમાં જે મહાપુરુષો કહે છે તે પણ પ્રમાણ કરેલ દષ્ટિથી કહે છે.

આત્મસ્વરૂપની સમજણપૂર્વકની શ્રદ્ધા, તે જ સુખી થવાનું પ્રથમ પગથિયું છે. ત્રણેકાળે જ્ઞાનસ્વભાવ સ્વયં શુદ્ધ છે. અને તે ત્રિકાળ એકરૂપ જ્ઞાયક છે. હવે આત્માને આમ સ્વાભાવિક દષ્ટિ, સળંગ જ્ઞાયકની દષ્ટિ થયા વિના સાચી શ્રદ્ધા થઈ નથી; થવાની નથી અને થશે પણ નહિ.

## સર્વ પરભાવથી જુદો કેવો આત્મા !!

જ્યારે પૂછો ત્યારે જ્ઞાન માત્ર જીવ છે, આત્મા છે, એવું પ્રથમ લક્ષ બાંધ. એવું પ્રથમ લક્ષ બાંધ્યું ? તે શું છે ? તે પૂર્ણતાને લક્ષે શરૂઆત છે.

તે શરૂઆતમાં પૂર્ણતાનો નિઃશંક પ્રતીતિ વડે વર્તમાનમાં જ અનંતાનુબંધી ક્રોધ–માન–માયા–લોભ, સમક્તિ મોહિની–મિશ્રમોહિની–મિથ્યાત્વમોહિની, એ સાત પ્રકૃતિને તોડીને એકવાર તું તારા સ્વભાવમાં તો સ્થિર થા....જગતના ત્રાસ, જગતની વૃત્તિઓ, જગતની હોનારત જોઈને તો એકવાર તું સ્થિર થા .."**संबुज्झह जंतवो माणुसत्तं**" સૂયગડાંગ સૂત્ર સાતમું અધ્યયન.

સ્થિર થાય તે સાધક છે. અને તે જ સ્વરૂપનો આરાધક છે. અને તે જ વીતરાગના મોક્ષ માર્ગે છે. અને તે જ જરૂર તેને આરાધીને મોક્ષને પામશે.

ક્ષયોપશમભાવ તે ગુણ છે. ઉદયભાવ તે ગુણ નથી. રાગ–દ્વેષ–મોહ–કંટાળો તે આત્માનો ગુણ નથી. ગમે તેવા પ્રચંડ પરિષહ પડતા હોય, તોયે જાણવું તે આત્માનો ગુણ છે. દર્શનમોહનિય કર્મનો જો ઉપશમ ક્ષયોપશમ કરે તો જીવ સમ્યક્દષ્ટિ થાય છે. આરાધક, સાધક થાય છે. અને મોક્ષમાર્ગ સુખે સુખે સાધી શકાય છે. જ્ઞાનાવરણીય કર્મનો એવો ક્ષયોપશમ કર્યો હોય કે લાખો માણસોને પોતાની સાવ ખોટામાં ખોટી વાત સમજાવી દેવી હોય તો સમજાવી દે. પણ તે જીવ દર્શનમોહમાં પડયો છે. તેથી તેનું જ્ઞાન પણ મિથ્યાજ્ઞાન તરીકે કથાય છે. 'जे य बुद्धा महा भागा" સૂયગડાંગ સૂત્ર આઠમું અધ્યયન તેની એ ગાથા વાંચો.

જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ મોહ ટળતો જાય. પણ જો જ્ઞાન વધતું જાય અને મોહ ટળે નહિ તો તે મિથ્યાત્વમાં જ્ઞાનનો ઉઘાડ થયો છે. દેશે ઊણો નવપૂર્વનો ઉઘાડ મોહદશામાં જીવને થઈ જાય. છતાં તે જ્ઞાન પરભવમાં જતાં જીવ સાથે આવે નહિ. તે તો મિથ્યાત્વ લઈને ગયો છે. મિથ્યાત્વનું મહાપાપ સાથે લઈને ગયો છે.

જેને યથાર્થ સ્વાનુભવથી શ્રદ્ધાગુણ પ્રગટ્યો છે. જ્યાં પોતે પોતાના જ્ઞાયક સળંગ દ્રવ્યના અનુભવથી શ્રદ્ધાગુણ પ્રગટ્યો તેને પરમાર્થ કારણ કહ્યું છે. કારણ વિના કાર્ય ન થાય. પણ કારણને સમજો.

પૂર્ણ કારણમાંથી પ્રગટ્યું માટે તે જ પૂર્ણ કાર્ય પ્રગટ્યું તેમ ઉપચારથી કહેવું હોય તો કહી શકાય. બીજ પ્રગટી તે પૂર્ણમાંથી પ્રગટી છે. તેથી તેને પૂર્ણ કહેવી હોય તો કહી શકાય. તેમ સમ્યક્‌દર્શન પૂર્ણતામાંથી પ્રગટ્યું છે તેથી તેને ઉપચારથી પૂર્ણ કહેવું હોય તો કહી શકાય.

જમાલીએ એનો નકાર કરી નાખ્યો...પૂર્ણતામાંથી પ્રગટેલું કાર્ય તેને પૂર્ણ કહી શકાય....પણ જમાલીએ તેનો નકાર કર્યો હતો....મિથ્યાત્વને પામી ગયો.

જે અપ્રતિહત ભાવે "अपडीहय वरनाणं दंसण धराणं" (સૂત્રપાઠ) સાધક સ્વભાવ એટલે પૂર્ણતાનો પુરુષાર્થ લઈને ઉપડ્યો તે આરાધક જીવ એકાદભવમાં મોક્ષને પામે. શ્રેણિક રાજા પૂર્ણતાનો પુરુષાર્થ લઈને ઊપડ્યો છે, તો તે સાધક સ્વભાવવાળો જીવ એક અવતાર કરીને મોક્ષને પામશે. અનાદિથી સંસારની હેબીટ (ટેવ) પડી ગઈ છે તેને તમે કાઢો છો ? કે વધારો છો ?

મુનિ કેવળદાસજી પ્રશ્ન કરે છે કે—ગુરુદેવ આપ કહો છો કે જીવનો જ્ઞાનગુણ જાણ્યા કરે ? ગુરુદેવ ઉત્તર આપતા કહે છે કે, હે મુનિ ! જીવનો જ્ઞાન સ્વભાવ જાણવાનો છે. પ્રતીતિનું કાર્ય શ્રદ્ધા કરવાનું છે. અને ચારિત્રનું કાર્ય સ્વરૂપમાં ઠરવાનું છે. એવો જીવ જાણે, શ્રદ્ધા કરે, સ્વરૂપમાં ઠરે...એવો ઠરે...કે કોઈ સળગાવી દે...છતાં તે કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય, એક ભવ કરીને કેવળજ્ઞાન પામે, આનંદાદિ દશ શ્રાવકો એક જ ભાવ કરીને કેવળજ્ઞાનને પામશે. તે ભાવ કેવો હશે ? એવો અપ્રતિહત્ ભાવ અને તે અપ્રતિહત્‌ભાવનો મહિમા અનંતા જ્ઞાનીઓએ શાસ્ત્રમાં દેખાડીને.... બળવાન પુરુષાર્થની અવિચ્છીન્ન ધારાની વાત શાસ્ત્રમાં મૂકી દીધી છે. તેને જે જીવ પોતાના કલ્યાણ માટે સમજે તો જરૂર તેને ઉપકાર થાય.

* સદ્‌ગુરુના ઉપદેશવણ; સમજાય ન જિનરૂપ,
સમજ્યા વણ ઉપકારશો ? સમજ્યે જિનસ્વરૂપ.

—શ્રીમદ્ રાજચંદ્ર

અપ્રતિહત્ ભાવ એટલે પાછો ન પડે એવો જ્ઞાનબળનો પુરુષાર્થ કે જે ક્ષાયિક

ભાવ જેવો કહેવાય છે. **તીર્થંકર નામગોત્ર જે જીવને બંધાયું છે, તેને કોઈક વખતે ક્ષયોપશમ સમકિત હોય છે. ક્ષાયિક સમ્યક્ત્વમાં જ તીર્થંકરગોત્ર બંધાય તેવો કોઈ નિયમ નથી. પછી સ્વયં ક્ષાયિક સમ્યકત્વ ઉઘડે છે, અને ઉઘડી પણ જાય છે.** આત્મા પૂર્ણ ...આવો...આવો...ને...આવો. એને છોડીને જવું ક્યાં ? ક્યાંય જવું નથી. આવે...અને આવડો જ એમ પૂર્ણ સ્વભાવની શ્રદ્ધા થયે ....જરૂર જીવ પૂર્ણતાને પામે.

**સમ્યક્દર્શન-જ્ઞાન, અને સમ્યક્જ્ઞાનમાં ટકી રહેવાનું સ્વરૂપાચરણ ચારિત્ર રૂપ મોક્ષનું સાધન...તે...સ્વયં આત્મા પોતે જ છે. અને મોક્ષ પણ આત્માનો થાય છે.**

* સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય ?

—શ્રીમદ્ રાજચંદ્ર

પૂર્ણ ચંદ્રમાંથી ઉઘડેલી બીજ પંદરમા દિવસે જરૂર પૂર્ણતાને પામવાની.

મોક્ષ થાય પણ આત્માનો, અને મોક્ષ થાય તે આત્માની દશામાં, તેમ જ આત્મા વડે, આત્માથી વગેરે છ સાધન જ્ઞાનીઓએ બતાવ્યાં છે. અને તે છ એ સાધન આત્મામાં છે.

(૧) આત્મ પોતે કર્તા....

(૨) આત્માને....કર્મ....

(૩) આત્મા વડે....કરણ....

(૪) આત્મા માટે....સંપ્રદાન

(૫) આત્માથી....અપાદાન

(૬) આત્મામાં....અધિકરણ....

એટલે....૧ આત્મા....૨ આત્માને....૩ આત્મા વડે....૪ આત્મા માટે...૫ આત્માથી....૬ આત્મામાં સાધે છે....આરાધે છે.

**હવે કોણ આરાધે છે ?** (આત્માને કોણ સાધે છે ?) **આત્મા. કોને સાધે છે ? આત્માને. કોના વડે સાધે છે ? આત્મા વડે. કોના માટે સાધે છે ? આત્મા માટે, કોના દ્વારા સાધે છે ? આત્મા દ્વારા...કોનામાં સાધે છે ? આત્મામાં સાધે છે.**

આ છ કારક જ્ઞાનમાં છે. આ સાધન જ્ઞાનમાં છે. આ છ સાધન દ્વારા કેવળ-

જ્ઞાનને પામીએ....એ જ મોક્ષપંથને આરાધવાની રીત છે. (આ અંદરના સાધન બતાવ્યા છે તેને પામવાને માટે તેને સમજવાને માટે બહારના બધાય સંયોગો મળ્યા છે. જેમ કે માનવદેહ, અર્થક્ષેત્ર. વગેરે સાધનો મળી ચૂકયા છે.) એજ આરાધકભાવ છે.

એમ અનંતજ્ઞાની ભાખી ગયા છે. એને શાસ્ત્રમાં કહ્યું છે. **શ્રદ્ધા પૂર્ણની, જ્ઞાન પૂર્ણનું, પ્રયત્ન પૂર્ણનો, રુચિ પૂર્ણની, વલણ પૂર્ણનું** કોઈ એમ કહે કે અમને પૂર્ણનું જ્ઞાન, પૂર્ણની શ્રદ્ધા અને પૂર્ણની રુચિ છે. પૂર્ણ તરફ વલણ એની મેળે આવી જશે. પણ જો પૂર્ણ તરફ તેનું વલણ ન હોય તો તે જુઠ્ઠો છે. ભાઈ આંખમાં એક પણ કણું રહી શકે તેમ નથી. તેમ આ માર્ગમાં જરાય જુઠ્ઠું નભી શકે તેમ નથી. પૂર્ણતાના લક્ષે સમ્યક્ સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ વ. કરે પણ હું પૂર્ણ થઈ ગયો છું એમ તે કહી શકે નહિ. કારણ કે તેનામાં છદ્મસ્થપણું અને સાધકદશા છે.

શ્રાવક ત્રણ પ્રકારે પૂર્ણતાને પહોંચી વળવા માટે અખતરા કરે છે. સામાયિકનો જઘન્ય અખતરો કરે....આઠમ પાખી પૌષધ કરવાનો તે પૂર્ણતાને પહોંચી વળવા માટે પૌષધ કરવારૂપ મધ્યમ અખતરો કરે....અંત સમય આલોવી, પડિકમી, નિંદી, નિઃશલ્ય થઈ, સંથારો કરે તે પૂર્ણતાને પહોંચી વળવાનો ઉત્કૃષ્ટ અખતરો છે.

(દોહરો)

* આરંભ પરિગ્રહ તજી કરી, કયારે થાઉં વ્રતધાર,
અંત સમય આલોયણા, કરું સંથારો સાર.

પૂર્ણનું જ્ઞાન, પૂર્ણની શ્રદ્ધા, પૂર્ણને પહોંચી વળવાનો પ્રયત્ન. સંસારમાં પણ જે પૂર્ણતાના લક્ષે જ પ્રયત્ન કરે છે. છતાં તે મનોરથ પૂર્ણ થવો કે ન થવો તે પ્રારબ્ધને આધીન છે, પણ સ્વરૂપની પૂર્ણતા પ્રાપ્ત કરવી તે પુરુષાર્થને આધીન છે. પુરુષાર્થ કરે તો જરૂરથી સ્વરૂપની પૂર્ણપણે પ્રાપ્તિ થાય.

એક માણસ સંસારની ભાવના ભાવે છે, એટલે કે મને સંસારમાં પૂર્ણ સગવડતા મળો, જરાય અગવડતા ન આવો. અને બીજા માણસ પૂર્ણ સ્વરૂપને પામવાની ભાવના ભાવે છે, કે મને મારું પૂર્ણ સ્વરૂપ પ્રગટ થાઓ.

જુઓ, સંસારની ભાવનામાં પણ પૂર્ણતાનો વેગ છે. અને પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત થાઓ.... ભાવનામાં પણ પૂર્ણતાનો વેગ છે, પૂર્ણ સ્વરૂપ પુરુષાર્થથી જરૂર પ્રાપ્ત કરી શકાય.... થાય...પણ સંસારમાં તો પૂર્ણ થવું કે ન થવું તે તો પ્રારબ્ધ હોય તો જ થાય.... અથવા ન થાય.

માટે પૂર્ણની રુચિ....પૂર્ણનું જ્ઞાન, પૂર્ણનું વલણ એટલે કે પોતાના જ્ઞાતાપણામાં ટકી રહેવું...માર માર કરતા સામેથી કોઈ આવતા હોય છતાં પણ પોતાપણામાં

ટકી રહેવું તે જ મોક્ષનું સાધન છે. અબંધભાવની આરાધનાથી મુક્ત દશા છે. બંધભાવની આરાધનાથી મુક્તિ થાય નહિ.

સાધન અને સાધ્ય, કારણ અને કાર્ય, (પણ એકલું કાર્ય કે એકલું કારણ નથી.) જ્ઞાનીઓએ લીધું. કોઈ એકલા કાર્યને પકડીને કે કોઈ એકલા કારણને પકડીને બેસી જાય કે હું શુદ્ધ છું, હું બુદ્ધ છું, હું નિરંજન છું, તો તે સત્ય નથી. હું પૂર્ણ શુદ્ધ છું તો પૂર્ણતાને પહોંચી વળવાનો ભેગો પુરુષાર્થ હોય જ. કોઈ કહે કે મને પૂર્ણનું લક્ષ થયું છે. ને ભેગો પુરુષાર્થ ન હોય તો તે ધીઠ્ઠો છે.

પોતે પોતાના આરાધકભાવે અનંત કર્મોનો નાશ કરનાર છે. એવો સ્વસ્વરૂપ આરાધકભાવનો અપૂર્વ મહિમા છે. તેને તમે પામો. અનંત જ્ઞાનીઓની આતમોને ભલામણ છે.

* तवो-गुण-पहाणस्स, उज्जुमइ खन्ति-सज्जम-रयस्स ।
परीसहे जिणन्तस्स, सुलहा सुगई तारिसगस्स ॥ २७ ॥

—દશવૈકાલીક સૂત્ર, અધ્યયન ૪થું.

જે શ્રમણની કે જે શ્રાવકની કે જે સમ્યગ્ દૃષ્ટિ જીવની સાધન જ્ઞાન દર્શન-ચારિત્ર-તપ-વીર્યમય પ્રધાન છે. એટલે જે શ્રમણ મન-વચન-કાયાને રાગદ્વેષથી કોરા રાખે છે. હાથીના પગમાં સર્વેના પગ સમાઈ જાય છે, તેમ સાધુની વાત કરતા શ્રાવકોની વાત તેમાં સમાઈ જાય છે. મન-વચન-કાયાને જે સાધુ રાગ-દ્વષને અડવા ન દે અને એ જ સાધુ સાધ્યની સિદ્ધિ માટે તમામ પ્રકારનો શ્રમણ શ્રમ કરે છે. એટલે કે સરળ બુદ્ધિના છે. તેની સાથે ક્ષમાવાન છે. અને નિરંતર સંયમને કેળવવામાં લક્ષવંત છે. એવા સાધકને સ્વરૂપની સાધના કરતા કરતા જે કાંઈ પરિષહો તૂટી પડે, આવી પડે, તો તે તમામ પરિષહોને તથા તે સિવાયના ગમે તે વિઘ્નો આવી પડે તોપણ તેના ઉપર સદાય વિજય મેળવતો રહે છે. વિઘ્નોથી તે પાછો હઠતો નથી. તેવો જ શ્રમણ, શ્રમ કરે તે શ્રમણ. ત્રિકાળ સ્વરૂપમાં ઠરવાનો પ્રયત્ન કરે તે શ્રમણ. શ્રમણ તેવો જ હોય. શ્રમણ જીવાદિ નવ તત્ત્વને જાણનાર છે. વિકલ્પ ટાળીને અપ્રતિહત્ ભાવને પહોંચી વળવાનો પુરુષાર્થ ઉપાડયો છે. તેવા શ્રમણને સિદ્ધ થવું જરાય કઠિન નથી. આવા શ્રમણને કાંઈ પણ કઠિન નથી. પણ સાવ સુલભ છે. તે કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જશો.

શ્રાવકની, સમ્યક્દૃષ્ટિની વાત કરે છે. શ્રદ્ધા તો અખંડ છે. કોઈ કહે કે મને શ્રદ્ધા છે. હોય, શ્રદ્ધા હોય, પણ તેની ના નથી. પણ પૂર્ણતાને પહોંચી વળવાનો ભેગો પુરુષાર્થ તો હોવો જોઈએ ને? અને તે હોય તો જ શ્રદ્ધા સાચી છે. નહિ તો નહિ. શ્રદ્ધા તો અખંડ છે. પણ જેવી પૂર્ણશુદ્ધ સ્વરૂપની શ્રદ્ધા થઈ તેવી હજી

સ્થિરતા ન થઈ હોય. અને મધ્યમ પરિણામરૂપ સ્વરૂપની આરાધનાની જેને મધ્યમ પ્રયત્ન થયો તેને પૂર્ણસ્થિરતાની ભાવનાથી અખંડ આરાધના જો રહે તો પંદર ભવ સુધી રહે. અને તે જીવ પૂર્ણતાને પામે. સોળમો ભવ તેને ન હોય.

સમ્યક્દર્શન વમી ન જાય અને સાથે સ્વરૂપાચરણ ચારિત્રની રમણતા હોય તેને પંદર ભવે મોક્ષ થાય જ. **સમ્યગ્દર્શન એટલે આત્મભાન. એ અપૂર્વ જાગૃતિ-મય વિવેકદશા છે.** (અત્યારે તો વિવેકના ઠેકાણા નથી. દુનિયાને મોહે મારી નાખ્યા છે. પોતાને અડધો રૂપિયો મળતો હોય અને સામાને અનેક રૂપિયા જતા હોય તો તેને નુકસાનમાં ઉતારી પોતાનો અડધો રૂપિયો મેળવે. એવા વિવેકહીન જીવો થઈ ગયા છે. વિવેકહીનદશા જીવોની થઈ રહી છે.) કે તે ભાવ ચારિત્રગુણ એટલે સ્વરૂપસ્થિરતા લાવ્યા વિના ન રહે. લાવે જ. આત્માનો ચારિત્રગુણ આત્માથી જુદો ન હોય. જેમ ગોળથી ગળપણ જુદું નથી. પાણીથી શીતળતા જુદી નથી, અગ્નિથી ઉષ્ણતા જુદી નથી. તેમ આત્માનો ચારિત્રગુણ આત્માથી જુદો નથી.

**આત્માનું યથાર્થ ભાન થયું અને તેને રોગનો અંશ, રોગનો એક કણિયો મારામાં નથી, તેમ જ્ઞાનમાં અવિકારી આનંદનું સહજ પરિણમન થાય છે. તે જ્ઞાનદશા વડે યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય છે.** અહીં પંદર ભવ જે કહ્યા છે તે સ્વરૂપચરણ ચારિત્ર તથા ક્ષયોપશમ ભાવની સામાયિ કઆદિ ચારિત્ર સહિતના સમજવા.

જુઓ ભાઈ! છઠ્ઠા ગુણસ્થાનકથી માંડીને અગિયારમા ગુણસ્થાનક સુધી હજુ અધૂરૂં ચારિત્ર છે. છઠ્ઠા-સાતમાં ગુણસ્થાનકે પૂર્ણ ચારિત્ર નથી અને આયુષ્ય પૂર્ણ થયું ત્યાં ક્ષયોપશમ ભાવના ચારિત્રથી છૂટીને ચોથું ગુણસ્થાનક આવી જાય છે. પણ એક વખત આત્મભાન થયા પછી તે ગમે ત્યાં જાય પણ તે બીજ કાયમ રહે છે.

(દોહરો)

* સંતબીજ પલટે નહિ, ભલે જુગ જાય અનંત;
ઉંચ-નીચ કુલ અવતરે, તો બી સંતકો સંત.

એ ન્યાય અહીં લાગુ પડે છે. આવા સ્વરૂપનો અંતર્ વિચાર કર્યા પછી જેને પોતાની પ્રતીતિ આવી છે તેના અલ્પ જન્મ જાણવા. **જ્ઞાનમાં ભેદ કે વિકલ્પનો અભાવ કરીને ગુણ અને ગુણી એકરૂપ પરિણમે ત્યારે પવિત્ર સ્વરૂપનો પ્રગટ અનુભવ થાય છે. ત્યાં જ સમ્યગ્દર્શન છે. બીજે ક્યાંય સમ્યગ્-દર્શન નથી.**

શક્તિરૂપે જે પૂર્ણપદ છે તેની શ્રદ્ધા જાગૃતિથી એ શુદ્ધતાની જાતનો અનુભવ

પ્રગટ્યો તેમાં પર વસ્તુનો આશ્રય કેમ હોય? ન હોય. પોતે અખંડ જ્ઞાયક ચૈતન્ય-જ્યોત ભગવાન આત્મા જાગતો ઊઠ્યો....જાગતો જાણે કે....મારામાં બંધન નથી. રાગનો અંશ નથી. આમ પરથી જુદો રહીને જ્ઞાનમાં ટકી રહે...તે ચારિત્રદશા....તે મોક્ષમાર્ગ છે. પૂર્ણવીતરાગ દશામાં સ્થિરતા કરે તો પૂર્ણચારિત્ર પ્રગટે છે. સમ્યગ્દર્શન થયું કે તરત જ ચારિત્રપૂર્ણ અખંડ ન પણ થાય. પણ દર્શન તો અખંડ રહે છે. પણ જો દર્શન સાથે અખંડ ચારિત્ર પ્રગટ રહે તો તો તેજ ભવે તે જીવ મોક્ષમાં જાય. પણ જો દર્શનની સાથે ચારિત્ર અખંડ ન રહે અને દર્શનને ટકાવી રાખે તો વધારેમાં વધારે પંદરમે ભવે મોક્ષે જાય.

આવી સ્વરૂપની સમજણ કરી, સંસારથી, સંસારનાં વિકલ્પથી છૂટીને...તે વિકલ્પોને છોડી, સ્વરૂપની શ્રદ્ધા કરી, ચારિત્રને આરાધે છે, તો તે જીવ કલ્યાણને પામે છે. સમ્યગ્દર્શનપૂર્વક અંશે (સ્વરૂપાચરણ) ચારિત્રની આરાધના કરતા કરતા પંદરમા ભવે ચારિત્રને પૂર્ણ કરીને જીવ મોક્ષને પામે.

આમ શ્રમણ, શ્રાવક અને સમ્યગ્દૃષ્ટિ આત્માની વાત કરી...તેને સમજો. પામો અને આરાધો. બાકી સાથે ચેલા–ચેલી–વાડો–સંપ્રદાય કે ભક્તગણ તથા એક ફૂટી બદામ પણ આવે તેમ નથી. કોઈ તારા નથી. ચેલા, ચેલી, વાડા, સંપ્રદાયો કે જેમાં તેં રાગ કરીને મારા માન્યા છે તે શ્રાવકો કે ચેલા–ચેલી તે તારા નથી...હો...માટે સ્વરૂપ તરફ વળીને અખંડ શ્રદ્ધાનો અનુભવ કરીને તેને જો ટકાવી રાખે તો વધારેમાં વધારે અખંડ ચારિત્રને પામીને પંદરમા ભવે નિયમથી મોક્ષે જાય. એવું સ્વરૂપ-આરાધનાનું ફળ છે. તેને સમજો અને પામો. આત્માનું અવિનાશી સુખ પર્યાયમાં પ્રગટ કરી સુખી થાઓ.

" શ્રી મહાવીરાય નમઃ"



## વ્યાખ્યાન નં. ૪૬

સંવત ૨૦૧૪ના પ્રથમ શ્રાવણ વદી ૧૨, સોમવાર, તા. ૧૧-૮-૧૯૫૮.

**"નિર્દોષ જ્ઞાતાદષ્ટિથી....**
**બળવાન વિવેક...જેને વર્તે છે...**
**તે મોક્ષને આરાધે છે."**

આરાધના-વિરાધનાનું સ્વરૂપ સમજાવાય છે.

બહિર્મુખ થઈને, પરજ્ઞેયોમાં મૈત્રી જોડીને, રાગદ્વેષરૂપે પરિણમે છે. તેને ભાવમોક્ષની આરાધનાનો આરાધકભાવ ઘણો દૂર છે. જે જીવ અંતર્મુખ થઈને, પોતાના જ્ઞાનસ્વરૂપમાં પોતાના જ્ઞાનને વાળીને, તેમાં એકાગ્ર લઈને, સ્થિરતાના જોરે ક્રમેક્રમે જરૂર મોક્ષદશાને સાધ્ય કરે છે. આ રીતે અંતર્મુખ થઈને આત્મભાવનાથી જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માની આરાધનાને તમે પ્રાપ્ત કરો. એમ અનંતજ્ઞાનીઓનું ફરમાન છે. ઉપદેશ છે.

શ્રી ભગવતીજી સૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવકો દ્વારા પ્રશ્નો પૂછવામાં આવ્યા છે.

* **"संजमेणं अज्जो किम् फले"**

હે આર્યો! હે મહાત્માઓ! સંયમનું ફળ શું?

* **"तवेणं अज्जो किम् फले"**

હે આર્યો! હે મોક્ષગામી મહાત્માઓ! તપનું ફળ શું?

આ શ્રાવકોના પ્રશ્નના ઉત્તરમાં શ્રી ભગવતીજી સૂત્રમાં એમ કહેવામાં આવ્યું છે કે..."**संजमेणं अणासवे फले तवेणं वोदाणे फले**" સંયમનું ફળ અણઆશ્રવ છે અને તપનું ફળ પૂર્વ કર્મોને નષ્ટ કરવાનું છે.

જ્યારે સંયમ દ્વારા એટલે અણઆશ્રવ ભાવની શ્રેણી દ્વારા નવા કર્મો આવતા અટકી જાય છે, અને તપ દ્વારા પહેલાના કર્મો નષ્ટ થઈ જાય છે. હવે જો એ પ્રમાણે થતું હોય તો પછી મોક્ષ સિવાય બીજું બાકી રહે પણ શું? એ દશામાં તો મોક્ષ જ મળે છે. અને કેવળજ્ઞાની ભગવાને પણ "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગ:" મુનિનો મોક્ષનો માર્ગ આ...જ પ્રભુએ પ્રરૂપ્યો છે. એટલે સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક સંયમ અને તપ એટલે અણાશ્રવ શ્રેણી...અણાશ્રવ શ્રેણી એટલે કર્મની આવકને

રોકનાર...એટલે કર્મની આવકને રોકનાર એવી શ્રેણીદ્વારા મોક્ષ જ મળવો જોઈએ. પરંતુ સાધુઓ સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક સંયમ-તપનું પાલન કરે છે. છતાં તે દેવગતિમાં કેમ જાય છે? તો હે સ્થવીરો! તેનું શું કારણ છે?

પ્રથમના (અગાઉના) શ્રાવકોએ આ પ્રશ્નો સ્થવિરોની પાસે મૂકયા હતા. અને વિનયપૂર્વક પૂછયું છે કે...

સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક ચારિત્રતપનું ફળ મોક્ષ છે તો પછી સાધુઓ કયા કારણે દેવગતિમાં જાય છે?

આ શ્રાવકોના પ્રશ્નોને પામીને (સાંભળીને) ચાર સ્થવિરોએ વિચાર કરી...જુદા જુદા ઉત્તરો ચાર સ્થવિરોએ આપ્યા. પણ તે બધાયનો આશય એક જ હતો.

આત્માની અખંડ આરાધનાનું ફળ મોક્ષ છે. દર્શન-જ્ઞાનપૂર્વક તપ-સંયમમાં ઉત્કૃષ્ટ પરાક્રમ ફોરવવાનું ફળ મોક્ષ છે. ઉત્કૃષ્ટ પરાક્રમનું ફોરવવાનું ફળ વધતાં વધતાં સંપૂર્ણ શક્તિઓના ઉઘાડના અભાવે છઠ્ઠા-સાતમા ગુણસ્થાનકે કાળધર્મ પામી જવાથી, કાંઈક અધૂરું ચારિત્ર રહી જવાથી, એક વિસામો કરીને, દેવભૂમિમાં વિસામો કરીને, લઈને, મોક્ષમાં જશે. મરતી વખતે અધૂરું હોય તો બીજા ભવે પૂર્ણ થાય. પણ મરતી વખતે સાથે કાંઈ ન હોય તો બીજા ભવે શું પૂરું થાય? રખડે.

દષ્ટાંત: એક મનુષ્ય મુંબઈ જવા નીકળ્યો, અને બીજો મનુષ્ય પણ મુંબઈ જવા નીકળ્યો, એમ બન્ને મનુષ્યો મુંબઈ જવા નીકળ્યા છે. તેમાંથી એક માણસની પાસે ચાલાક, તીવ્રગતીશીલ અશ્વ હતો. તેથી તે કયાંય રોકાયા વિના સીધેસીધો મુંબઈ પહોંચી ગયો. અને બીજા મનુષ્યની પાસે ચાલાક, છતાં મંદગતિશીલ અશ્વ હતો તેથી તે સીધેસીધો મુંબઈ ન પહોંચ્યો. તેથી એક સ્થળે વચ્ચે વિસામો કરી, બીજા દિવસે મુંબઈ પહોંચી ગયો. એટલે એક માણસ રસ્તામાં વિસામો લઈને મુંબઈ પહોંચ્યો અને બીજો માણસ રસ્તામાં એકેય વિસામો લીધા વગર સીધેસીધો મુંબઈ પહોંચી ગયો. આમ બન્ને મનુષ્યો મુંબઈના મુસાફરો છે. છતાં, એકને વિસામો લેવો પડે છે. અને બીજો એકેય વિસામો લીધા વગર પહોંચી જાય છે.

તેમ આત્માની સ્વાધીન શકિતને પ્રાપ્ત કરવાની જેને રુચિ, પ્રીતિ થઈ છે, તે અહીં અધૂરું મૂકેલું, ધર્મનું આરાધન અહીં મનુષ્યભવમાં ધર્મનો પ્રયત્ન કર્યો છે, તે અધૂરો રહેવાથી...દેવગતિમાં જાય છે. એટલે દેવભૂમિકારૂપ રાત્રિનો વિસામો લઈને પછી મનુષ્યભવ પામીને અધૂરું મૂકેલું કામ જરૂર પૂર્ણ કરે. પૂર્ણમોક્ષનું કામ અધૂરું રહ્યું હોય તેની શોધમાં, તેની સાંધમાં, બીજો કયાંય, બીજાને અડચણ, હરકત ન કરે. એવા આરાધક જીવને અમે આરાધક કહીએ છીએ.

આરાધના કરે તે...આરાધી...વિરાધના કરે તે...વિરાધી...

ભગવાને સ્વર્ગને માટે ઉપદેશ આપ્યો નથી, છતાં સાધુઓ સીધેસીધા મોક્ષમાં નહિ જતાં...દેવગતિમાં એ જ કારણે જાય છે કે....તેમનામાં જરૂર કાંઈક સરાગતા બાકી રહી જાય છે. સંપૂર્ણ વીતરાગતા આવી હોતી નથી, સરાગતા રહેલી હોવાથી, શુભ જોગથી શુભ બંધ થાય છે, તેથી અહીં અધૂરું મૂકેલું આરાધનાનું કામ ભેગું લઈને દેવગતિમાં જાય છે.

આ પ્રમાણે સંયમના ફળથી સ્વર્ગ નહિ પણ...(આપણે સંયમપાળો. આપણુને દેવગતિ મળશે એમ માનનારને, એમ મનાવનારને સંયમનું ભાન નથી. તે સાચા સાધુ કે સાધ્વિ નથી.) સંયમનું ફળ મોક્ષ છે (અત્યારે મોક્ષ ક્યાં છે? સંયમ પાળો, તેનું ફળ આપણને જરૂર સ્વર્ગગતિ મળશે. એમ કહેનારને સાચા સંયમનું ભાન નથી. સાચા સંયમની ખબર નથી. તેઓ તો માત્ર વેશ વિટંબણામાં જ પડયા છે.) સંયમ પાળતા કાંઈક રાગ રહી જવાથી દેવગતિ થાય છે. તેમ છતાં આ રાગ જે રહી જાય છે, તે રાગ અવનતિ નહિ કરતા ઉન્નતિ કરવામાં નિમિત્તભૂત થાય છે. બહિર્ તીર્થંકર દેવાદિના જોગ કરી દેનાર થાય છે. એટલે બીજે ભવે પૂર્વના ભવમાં રહેલું અધૂરું મોક્ષનું કામ સત્સંગે પૂરું કરીને મોક્ષમાં ચાલ્યો જાય. બીજે ક્યાંય કોઈને અડચણ ન કરે.

એવા એવા આરાધક જીવને ભગવાન આરાધી કહે છે. આત્માની શુદ્ધ આરાધના તે જ સાચી આરાધના છે. ભલે પછી સમ્યક્‌દર્શન-જ્ઞાનની હોય. છેલ્લી બાકી વાત એ જ છે કે....આરાધવા યોગ્ય, ઉપાસવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય, સેવવા યોગ્ય, એક આત્મા છે. બીજી કોઈ ચીજ આરાધવા યોગ્ય, ઉપાસવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય, સેવવા યોગ્ય નથી. આમ કબૂલાત તો અંતરના ભાવથી એકવાર કરી લે, સાચાની કબૂલાત કરવામાં તને શું વાંધો આવે છે?

આત્માની શુદ્ધ આરાધના તે જ સાચી આરાધના છે. અને વચ્ચે વચ્ચે અતિચાર આદિ દોષો સેવતો જાય તેને પ્રભુ વિરાધક કહે છે. જ્ઞાનાચાર, દર્શનાચારા, ચારિત્રાચાર તપાચાર, વીર્યાચાર, એટલે...જ્ઞાન અને જ્ઞાનનો આચાર, દર્શન અને દર્શનનો આચાર, ચારિત્ર અને ચારિત્રનો આચાર, તપ અને તપનો આચાર. વીર્ય અને વીર્યનો આચાર. વગેરે સેવતો નથી...અને વચ્ચે વચ્ચે દોષો, અતિચારો લગાડે છે. તેને પ્રભુ વિરાધક કહે છે.

જ્ઞાનાદિ પંચાચારની આરાધના કરતાં વચ્ચે, વચ્ચે અતિચાર આદિ દોષો લગાડીને નિર્મળ પ્રાયશ્ચિત્ત લઈને શુદ્ધિ ન કરી હોય તો પણ વિરાધક હોય. પણ જો ચૈતન્ય ગુણ, અખંડ, અભેદ આત્માના ધર્મની અખંડ અભેદભાવે આરાધના સેવના કરે, તેવા

જીવની આરાધના કદાચ બાકી રહી હોય તો વધારેમાં વધારે પંદરમા ભવે પૂરી કરીને મોક્ષ ચાલ્યો જાય તેને સોળમો ભવ ન હોય.

શાસ્ત્રમાં આરાધનાના ચાર ભાંગા કહ્યા છે.

(૧) સર્વ આરાધક....દેશ વિરાધક

(૨) સર્વ વિરાધક....દેશ આરાધક

(૩) સર્વ આરાધક....

(૪) સર્વ વિરાધક....

એક એક ભાંગો વિસ્તારપૂર્વક સમજાવે છે. તેના ઉપરથી તમે તમારી આરાધનાને... વિરાધનાને પકડીને....વિરાધનાને કાઢી નાખજો અને આરાધનામાં આવી જજો.

હવે જેણે અઢાર પાપસ્થાનકને, સત્યજ્ઞાન અને સત્યશ્રદ્ધાથી એટલે સમ્યગ્-દર્શનથી (જે જીવોએ) યથા તથ્ય જાણીને છોડયા છે, તે **સર્વઆરાધક.**

અને હવે જેને સત્યજ્ઞાન અને સત્યદર્શન એટલે સમ્યગ્દર્શન-જ્ઞાન હોય પણ જ્ઞાન દર્શનની સાથે રમણુતા વિશેષસ્વરૂપની સ્થિરતારૂપ ચારિત્ર ન હોય તો તે **દેશવિરાધક.**

અને હવે જેને સ્થૂલ બાહ્ય ચારિત્ર છે, અને સાથે લાયકાત પ્રગટેલી છે. કઈ લાયકાત? સમ્યગ્દર્શન-જ્ઞાનને પામી જાય...એવી દ્રવ્યનિક્ષેપે યોગ્યતા, લાયકાત પ્રગટેલી છે. પણ સત્યજ્ઞાન-દર્શન એટલે સમ્યગદર્શન-જ્ઞાનને હજી પામ્યો નથી તે **દેશઆરાધક.**

અને હવે જેને અઢાર પાપસ્થાનક હજીએ પાપરૂપે સમજાયા નથી. શ્રદ્ધાયા પણ નથી. તેમ જ અઢાર પાપસ્થાનકમાંથી એકેય પાપ છોડયા નથી, તે **સર્વવિરાધક.** આમ કહીને વિસ્તારથી સમજાવે છે.

પ્રભુ કહે છે કે, હે ગૌતમ! અમારા સમક્તિવંતા જીવોને તીવ્ર લોભની મીઠાશ આખાય જગતમાંથી ઊડી ગઈ હોય છે. તેના કર્તવ્યોને અને તેના વિચારોમાં ભેદ પડી જાય છે. જેના કાળજામાંથી અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભના કિટોડા ખસી જાય છે, તેને સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક નિર્મળ જ્ઞાન થયું છે. એટલે સત્ય શ્રદ્ધા સહિત યથાર્થ જ્ઞાન પરિણમી રહ્યું છે. પણ ચારિત્ર ન હોય તો તે દેશવિરાધક. પણ સત્યજ્ઞાન-દર્શન, શ્રદ્ધાનો આરાધક કહેવાય છે. મહાવીર ભગવાન ગૌતમસ્વામીને કહે છે કે, હે ગૌતમ! અમારા સમક્તિવંતા જીવોને ચૌદ બ્રહ્માંડના બધાય દ્રવ્યો ઉપરથી હૃદયમાંથી ઇચ્છા ઊડી ગઈ હોય છે. પર પુદ્ગલની ઇચ્છા તેમના રોમરાયમાં હોતી નથી. આખી દુનિયામાંથી અનંતાનુબંધી લોભની ઇચ્છા ઊડી ગઈ હોય છે, જેને પુણ્યના પુદ્ગલમાંથી છ ખંડના પુણ્યના પુદ્ગલોમાંથી અનંતાનુબંધી લોભની ઇચ્છા,

શ્રદ્ધીપણું ઊડી ગયું હોય છે. તેને સમકિત કહેવાય છે. ધોળી ધૂળની મીઠાશ ટાળ્યા વિના, પુણ્યની મીઠાશ કે ઇચ્છા ટળ્યા વિના ત્રણ કાળમાં સમકિત થયું નથી, થવાનું નથી. અને થશે પણ નહિ, પરપુદ્‌ગલને ગ્રહણ કરવાની ચિકાશ નિશ્ચયથી સમકિતીના પરિણામમાંથી ખસી જાય છે. (અગવડતાને કોઈ ઇચ્છતું નથી પણ સગવડતાને સૌ ગ્રહણ કરવા ઇચ્છે છે.)

પછી નય-ભંગ-પ્રમાણ વડે કરીને જે પોતાના આત્માને વિશેષ પ્રકારે જાણે છે એમ સ્યાદ્વાદપણે જાણે, એમ મોક્ષ અવસ્થાને, કર્મઅવસ્થાને, ધર્મધારાને, કર્મધારાને, જેમ છે તેમ જાણે. પરવસ્તુને હેય જાણે જીવગુણને ઉપાદેય જાણે. તેને સમકિતી જાણવો. બાકી બીજા બધા માયી મિથ્યા દૃષ્ટિ જાણવા.

**"સાચાધર્માત્માને વાંચો"**

એવા અમારા સમક્તિવંતા જ્ઞાની જીવો એવું ધ્યાન પદ્માસન લગાવીને કરે છે કે હું એક છું. પરપુદ્‌ગલથી ન્યારો છું. નિશ્ચય નયે કરીને શુદ્ધ છું. અજ્ઞાન મળ-મેલથી ન્યારો છું. હું નિર્મળ છું. હું મમતાથી રહિત છું. જેમ મીઠાની ગાંગડી, મીઠાના સ્વાદથી એટલે ખારાપણાથી ચારેબાજુ ભરચક ભરી પડી છે. તેમ હું જ્ઞાનાદિક ગુણોથી (ચારેબાજુ) સર્વપ્રકારે ભરચક ભર્યો છું. હું જ્ઞાન ગુણમાત્ર છું. હું મારા ગુણોમાં રહેલો છું. હું ચેતનામય છું. મારી ચેતનામાં મળ, મેલ, કાંઈ નથી. ચેતના ગુણ તે મારી સત્તા છે. તો પછી શેની બળતરા છે? હું મારી આત્મસ્વરૂપની સત્તાને ધ્યાવતો જાઉં છું. તેમ તેમ મારા આત્મગુણનો હું ઉઘાડ કરતો જાઉં છું શક્તિનો ઉઘાડ કરું છું. આવી રીતે અઢાર પાપસ્થાનકને, દ્રવ્યકર્મને, ભાવકર્મનો, નોકર્મણે, તથા સ્વરૂપને સત્ય જ્ઞાન-દર્શનને યથાર્થ પણે જાણે પછી તેનામાં યથાર્થ જ્ઞાન-દર્શન વર્તતું હોય, પ્રગટેલું હોય અને ચારિત્ર પ્રગટેલું ન હોય તો તે દેશ વિરાધક છે. પણ સર્વ આરાધક છે.

અને જેને સત્યજ્ઞાન-દર્શન નથી પણ સ્થૂલ (વેષ) ચારિત્ર છે....ગૌતમસ્વામી અહીં પ્રભુ વીરને પૂછે છે કે....હે ભગવાન! સ્થૂલ (વેષ) ચારિત્ર છે એટલે શું? પ્રભુવીર ઉત્તર આપતા ફરમાવે છે કે હે ગૌતમ! બહારના આરંભ-સમારંભથી નિવર્ત્યો છે, છકાયના કુટાથી, નવ પ્રકારના પરિગ્રહથી, નિવર્ત્યો છે, બહારના સાવધ્ય આરંભથી અને પરિગ્રહથી તે નિવર્ત્યો છે, અને ક્રોધાદિની ઘણી જ મંદતા છે. અને મહાવ્રત બરાબર પાળે છે. પાંચે મહાવ્રત નવેનવે કોટીએ જેવા લીધા છે તેવા જ નવેનવે કોટીએ બરાબર અણીશુદ્ધ પાળે છે. એવા એક વેષધારી મુનિવર અગર નગ્ન દિગંબર બાલ મુનિએ માસખમણ કર્યું છે. અને તે માસખમણના પારણે તે મુનિ આહારપાણી લેવા જાય છે. આખાય ગામમાં આહારપાણી માટે ફરી વળે છે. છતાં ક્યાંય જોગ

ખાતો નથી. ત્યારે તે મુનિવર પાછા ફરે છે. તેવામાં એક રબારણ માથા ઉપર છાશનું મટકું લઈને તે મુનિવરને છાશ આપવા જાય છે. ત્યાં તે રબારણના પગ નીચે એક મગનો દાણો સચેત કચરાઈ જાય છે. ત્યાં તે મુનિવર કહે છે કે... "न मे कप्पइ तकरं" (દશવૈકાલીકનો સૂત્રપાઠ) હે બાઈ! તારી છાશ મને ન કલ્પે.. બાઈ કહે છે કે... મહારાજ! જો છાશ નહિ વહોરો તો તમારા જીવ-કાયા હમણાં જ જુદા થઈ જશે. તમોને કંઠે પ્રાણ આવ્યા છે. માટે છાશ વહોરો. મુનિરાજ ના કહે છે. દેહનું ગમે તે થાય પણ મને તારી છાશ વહોરવી ન કલ્પે. કલ્પતી નથી. આવી દ્રવ્યદયાની તથા ત્યાગની દશામાં મરી જાય તો...નવમી ગ્રીવેકે જાય. એવી કષાયની મંદતા હોય...એ મંદતાની પછવાડે ચેતન સ્વરૂપને પામવાનો લક્ષ ન હોય તો ભાવિકાળે અનંતા ગર્ભ-વાસને પામશે એમ સુયગડાંગ સૂત્રનું બીજું અધ્યયન તેની ૯ મી ગાથા કહે છે. પણ જો કષાયની મંદતાથી પછવાડે સ્વરૂપને પામવાનો લક્ષ હોય તો તે લક્ષે સમ્યગ્-દર્શન-જ્ઞાનને પામી જાય. એવી યોગ્યતા મેળવી છે. તેથી તેને દેશ આરાધક અને સર્વવિરાધક કહે છે.

અને જેને અઢાર પાપસ્થાનકને પાપરૂપે જાણ્યા નથી...અરે મહારાજ! આ જમાનામાં શું સાચું બોલવાનું લઈ હાલ્યા છો...સાચું બોલો...સાચું બોલો...એમ શું કહ્યા કરો છો...અત્યારે જો જુઠું ન બોલીએ તો ભૂખ્યા મરીએ....તમને જમાનાની શું ખબર પડે? આમ કહેનારા પણ અત્યારે નજરે ચડે છે. અઢાર પાપસ્થાનકને પાપરૂપે જાણ્યાં નથી...શ્રદ્ધા નથી...છાંડયા નથી...જ્યાં સુધી અનાદિકાળનું મિથ્યા મૂળિયું ખસ્યું નથી...ત્યાં સુધી ઉપરની ધર્મકરણી પાંદડા અને ડાળાં સમાન છે. જેમ ઝાડને ઉપરથી કાપ્યું હોય...પણ જો તે ઝાડનું મૂળિયું બરાબર સાબૂત હોય તો તે ઝાડ અલ્પ કાળમાં આખું ઊભું થાય છે. તેમ દ્રવ્ય કરણી ગમે તેટલી થાય પણ જીવનું સ્વરૂપ વિચાર્યું નથી...આત્મધર્મ સમજાણો નથી..સમજવાની લાયકાત આવી નથી...મિથ્યાત્વ મૂળિયું છેદાયું નથી અઢાર પાપને પાપરૂપે જાણ્યા નથી...તે... સર્વવિરાધક છે. ત્યાગી હોવા છતાં પાપી છે. અધર્મી છે.

પણ જેણે ધર્મધારાને, કર્મધારાને, સત્ય જ્ઞાન શ્રદ્ધા નથી યથાતથ્ય જાણીને અઢાર પાપ સ્થાનકને છોડયા છે...તે જીવ સર્વઆરાધક એટલે અખંડ ભાવસ્વરૂપ આત્માની અખંડ આરાધના કરે છે તે સર્વ આરાધક છે. ભલે પછી બાહ્યમાં સાધુ ન થયો હોય.

પ્રભુ કહે છે કે...આ જગતમાં ઉત્તમ પુરુષોના પરમાર્થ મરણની સ્થિતિ અમોએ એવી કહી છે...અમોએ અમારા જ્ઞાનમાં એવી દીઠી છે અને કહી છે...એવા જ્ઞાનીની પવિત્ર મરણની છેલ્લી દશા આત્માના અસંખ્ય પ્રદેશમાં વિવિધ પ્રકારની ઉલ્લાસતા અને તેની સાથે પ્રસન્નતા પ્રસરી રહી હોય છે. એવા આરાધક મરણે મરનારા

પંડિતોનો જ્ઞાનીઓનો ઉપયોગ ત્રણ કાળમાં અસાધ્ય ન હોય. તેના ઉપયોગની ધારાનો ઘાત કરવા કોઈ પણ સમર્થ નથી. હવે તેની જ્ઞાનધારા અને જ્ઞાન પ્રવાહમાં ત્રણ કાળ, ત્રણલોકમાં વિઘ્ન ન હો, કારણ કે આરાધના કરતી વખતે કોઈને વિઘ્ન કર્યાં નથી. કર્યું નથી તો ઉપડતી વખતે તેની જ્ઞાનધારામાં કોઈ વિઘ્ન ન હોય. (તમે કેટલાને વિઘ્ન આપો છો? આપ્યા છે? સંસારમાં શું છે? તમે સંસારમાં શું જોઈ ગયા છો? તે મને કહો તો ખરા...) **એવા સ્વભાવને જ આરાધકમરણ કહેવાય છે.** આ કાળમાં આવા મરણે મરનારા કોઈક વીરલા જીવાત્માઓ હોય છે. આવું મરણ પૂ. શ્રી મણિલાલજી ગુરુદેવનું થયું હતું.

આ સંયતિરાજાને પૂર્વે આરાધનામાં કાંઈક કચાશ રહી જવાથી, શિકાર જેવા કર્તવ્યમાં જોડાય છે. હવે આ પહેલી ગાથાના ચોથા પદમાં "**मिगव्वं उवणिग्गए**" (સૂત્ર છે.) શિકાર કરવા માટે પોતાના નગરની બહાર નીકળવાની આ રાજા તૈયારી કેવી રીતે કરે છે તે સમજાવ્યા પછી બીજી ગાથાની શરૂઆત કરશે.

પહેલી ગાથા પૂરી થાય છે. ઘણો સાર સંભળાવ્યો છે. ચોથા પદમાં કાંઈક સંભળાવશે. પર્યુષણમાં આપણે આરાધના કરવાની છે. સમ્યગ્દર્શન થતાં તરત જ ચારિત્ર પૂરું ન પણ થાય. પણ દર્શન તો અખંડ રહે છે. તે દર્શનની સાથે અખંડ ચારિત્ર પ્રગટ થાય તો તે જ ભવે મોક્ષ થાય. દર્શન ખંડવાળું હોતું નથી. દર્શન અખંડ થઈ ગયું છે. જીવે ઘણી ભૂલો કરી છે. તેથી આ પર્વના આઠ મહાન દિવસોમાં તે ભૂલોને ટાળવાની છે. દર્શન અખંડ રહે છે. પણ પૂર્વભૂલના કારણે એટલે જ્ઞાનબળનો એટલે જ્ઞાનબળના વીર્યનો વણાંક પાછો વાળતા વાર લાગે છે. તે કારણે અસ્થિરતા છે. પણ તેનું વલણ પૂર્ણતા તરફ સર્વાંગપણે છે તેથી તેના જન્મ અલ્પ જાણવા.

**આ કાળે ચારિત્રની રમણતા ઓછી રહે,** તેથી વધુમાં વધુ પંદર ભવ થાય. તેમાં અંતરંગ જ્ઞાનની રમણતારૂપ ચારિત્ર સમજવું. આત્મસ્વરૂપનું ભાન થયા પછી તે જાણે છે કે રાગાદિક કે પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં મારું હિત નથી. અને રાગાદિ... કે પાંચે ઇન્દ્રિયોના વિષયોના ભોગવટા કરવા તે મારું કર્તવ્ય નથી. જ્ઞાની જાણે છે કે હું શુદ્ધ છું. અને મોહની ભ્રાન્તિ તે વિકારી જાતનો રોગ મને હોય જ કેમ?

એમ તેનાથી જુદો રહીને જ્ઞાની પડકાર કરીને કહે છે કે ..આત્મભાન થયા પછી રાગાદિક વિષયોમાં અમારે અટકવાનું ન હોય.... **નિર્દોષ જ્ઞાતા દૃષ્ટિથી....બળવાન વિવેક જેને વર્તે છે. તે મોક્ષને આરાધે છે.**

સમ્યગ્દર્શન એટલે સ્વરૂપ પ્રતીતિમાં કાંઈ ફેર ન થાય....પણ અંતરંગ ચારિત્ર-રમણતાનાં પ્રયત્નમાં એટલે સ્વરૂપની આરાધનાના પ્રયત્નમાં ન્યૂનાધિકતા હોવાથી અલ્પ ભવ કહ્યાં છે.

એટલે પંદર ભવ કહ્યાં તે સ્વરૂપાચરણચારિત્ર સહિતના સમજવાના છે. પંદર ભવ કહ્યા તે અંશે વીતરાગ ચારિત્રપૂર્વકના કહ્યાં છે. સ્વરૂપાચરણ તે આરાધના. તે મધ્યમપરિણામરૂપ સ્વરૂપની આરાધનાથી જેને પ્રયત્ન મધ્યમ થયો તેને પૂર્ણ સ્થિરતાની ભાવનાથી અખંડ આરાધના પંદરભવ સુધી રહે તો પંદર ભવે મોક્ષને પામે. સમ્યગ્-દર્શન વમી ન જાય તો, વમી ન નાખે તો પંદરમા ભવે મોક્ષે જાય.

એમ દરેકે દરેક જીવોએ સમજી લેવું અને પછી વીતરાગ માર્ગે ચડી જઈને ભૂલોને ટાળીને જો જીવ પોતાના ત્રિકાળી આત્મસ્વરૂપનું કામ કાઢશે કરશે તો તે જીવનું કલ્યાણ થઈ જશે.

"ૐ શ્રી વીતરાગાય નમઃ"



ૐ શ્રી મણિલાલજી ગુરુદેવાય નમઃ

પર્યુષણ પર્વના આઠ પ્રવચનો વિષયાંતર થવાવાળા હોવાથી અત્રે અહીં આપેલ નથી.

તથા સંવત્સરીના પારણે પ્રવચન બંધ રહેલ...

અને સાતમ ઘટી હોવાથી અત્રે અહીં આઠમથી શરૂ થાય છે.

## વ્યાખ્યાન નં. ૪૭

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ સુદ ૮ ને ગુરુવાર તા. ૨૧-૮-૧૯૫૮

## "પૂર્ણ સ્થિરતાનું લક્ષ હોય...તો... શુદ્ધ સ્વરૂપનો બોધ થાય છે."

સિદ્ધાન્તથી જ્ઞાનીઓએ સમજાવ્યા.

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા પહેલી, સંયતિ રાજા આદિ લઈને અનેક રાજાઓનો અધિકાર વંચાય છે.

આ રાજાએ પૂર્વે પોતાના ત્રિકાળી સ્વરૂપની આરાધના કરી હતી, પણ તેમાં કાંઈક વિરાધના થઈ ગઈ. તેથી તેમાં બંધાઈ ગયેલા પાપના ઉદયમાં જોડાઈને શિકાર કરવા આ રાજા જાય છે.

સત્ય પુરુષાર્થ કરવાથી સમ્યગ્દર્શન અંદરમાંથી પ્રગટ થાય છે. આવેલા સમ્યગ્દર્શનને કદી આવરણ ન થાય, નાશ ન પામે એવું અપ્રતિહત્ ક્ષાયિક સમ્યગ્-દર્શન પ્રગટ થાય છે. સર્વજ્ઞ દેવના કથેલા યથાતથ્ય જ્ઞાનની આરાધના કરવાથી સમ્યગ્દર્શન પ્રગટ કરી, તેની આરાધના કરી, જીવ મોક્ષમાં જાય છે.

### જ્ઞાનની આરાધના ત્રણ પ્રકારની છે.

(૧) જઘન્ય જ્ઞાનની આરાધના. (૨) મધ્યમ જ્ઞાનની આરાધના, (૩) ઉત્કૃષ્ટ જ્ઞાનની આરાધના.

### દર્શનની આરાધના ત્રણ પ્રકારની છે.

(૧) જઘન્ય દર્શનની આરાધના, (૨) મધ્યમ દર્શનની આરાધના, (૩) ઉત્કૃષ્ટ દર્શનની આરાધના.

### ચારિત્રની આરાધના ત્રણ પ્રકારની છે.

(૧) જઘન્ય ચારિત્રની આરાધના (૨) મધ્યમ ચારિત્રની આરાધના (૩) ઉત્કૃષ્ટ ચારિત્રની આરાધના.

એમ આરાધનાના નવ ભેદ થાય છે.

હવે જ્ઞાનની જઘન્ય આરાધના એટલે સમકિત સહિત જ્ઞાન પોતાની પાસે છે. તે જ્ઞાનને વધારવામાં પોતાનો સત્ય પુરુષાર્થ મંદ હોય તેવા જીવો પંદર ભવ કરીને મોક્ષમાં જાય તે જ્ઞાનની જઘન્ય આરાધના છે.

જ્ઞાનની મધ્યમ આરાધના એટલે સમકિત સહિત જ્ઞાન પોતાની પાસે છે. પણ સત્ય પુરુષાર્થથી મધ્યમ દરકાર કરતો હોવાથી તે જીવ પાંચ ભવ (આઠ) કરીને મોક્ષે જાય છે. તે જ્ઞાનની મધ્યમ આરાધના છે.

જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના એટલે સમકિત સહિત જ્ઞાન પોતાની પાસે છે. પણ પોતે પોતાના ઉત્કૃષ્ટ સત્ય પુરુષાર્થથી વાણી–વિચાર-વર્તનમાં જેને જ્ઞાન....જ્ઞાન... અને જ્ઞાન...રહેલું છે. એટલે જ્ઞાનના જ ઉદ્યમવાળો એવો ઉત્કૃષ્ટ આરાધનાવાળો જીવ તે જ ભવે મોક્ષે જાય...અથવા વધુમાં વધુ ત્રણ ભવ કરીને નિયમથી મોક્ષે જાય. તે જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના છે.

સમક્તિની ત્રણ પ્રકારની આરાધના છે. આરાધના એટલે સાવધાનપણું...સમ્યગ્-દર્શનની આરાધના ત્રણ પ્રકારની છે. આરાધના એટલે પોતાના ત્રિકાળી સ્વભાવમાં સાવધાનપણું.

સમ્યગ્દર્શનની જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આરાધનાનું સ્વરૂપ સમજાવે છે.

સમ્યગ્દર્શનની જઘન્ય આરાધના એટલે સમકિત સહિત સાચી વસ્તુને પામેલો, જીવ પંદરમા ભાવે મોક્ષે જાય છે તે સમ્યગ્દર્શનની જઘન્ય આરાધના છે.

સમ્યગ્દર્શનની મધ્યમ આરાધના એટલે સમકિત સહિત સાચી વસ્તુને પામેલો, સમ્યગ્દર્શનની મધ્યમ દરકાર કરનારો જીવ પાંચ (આઠ) ભવે મોક્ષે જાય છે. તે સમ્યગ્દર્શનની મધ્યમ આરાધના છે.

સમ્યગ્દર્શનની ઉત્કૃષ્ટ આરાધના એટલે સમકિત સહિત સમ્યક્ત્વની, સમ્યગ્-દર્શનની જ્યાં ત્યાં વિવેકપૂર્વક વાતો કરનારો, સ્વાનુભૂતિના નિરંતર અનુભવમાં ટકનારો, તે જ ભવે કે ત્રીજા ભવે મોક્ષે જાય છે. તે સમ્યગ્દર્શનની ઉત્કૃષ્ટ આરાધના છે.

ચારિત્રની જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આરાધના કોને કહેવાય તે અહીં સમજાવાય છે.

ચારિત્રની જઘન્ય આરાધના એટલે...જ્ઞાનપૂર્વક, સમકિત સહિત જેનું ચારિત્ર હોય તે જીવ પંદર ભવે મોક્ષે જાય છે તે ચારિત્રની જઘન્ય આરાધના છે. આ જીવ ચારિત્રગુણની ખીલવટ કરવામાં મંદ પુરુષાર્થી છે.

ચારિત્રની મધ્યમ આરાધના એટલે જ્ઞાન તથા દર્શન સહિત (સમકિત સહિત) ચારિત્ર હોય અને તેની મધ્યમ દરકાર કરનારો હોય તે પાંચ (આઠ) ભવે મોક્ષે જાય તે ચારિત્રની મધ્યમ આરાધના છે.

ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના એટલે જ્ઞાન-દર્શન સહિત (સમકિત સહિત) ચરિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરનારો જીવ તે જ ભવે કે વધુમાં વધુ ત્રીજા ભવે નિયમથી મોક્ષે જાય. તે ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના છે.

આમ આરાધનાના નવ પ્રકાર બતાવ્યા.

સમકિતના આઠ આચાર તે શું છે? સમકિતના આઠ આચાર તે જૈન શાસનનું મૂળ છે. આખાય જૈનશાસનના મૂળ પાયારૂપ સમકિતના આઠ આચાર છે.

શ્રેણિક રાજાને તથા આનંદાદિ દશ શ્રાવકો પાસે આ સમ્યક્ત્વના આઠ આચાર હતા. કોઈ કહે કે મને સમ્યગ્દર્શન છે, થયું છે. તો તેનું વર્તન સમ્યક્ત્વના આઠ આચારમાં હોવું જોઈએ. અને જો તેનું વર્તન સમ્યક્ત્વના આઠ આચારમાં ન હોય...અરે! આઠમાંથી એકપણ આચારમાં ન હોય તો તેને સમ્યક્ત્વ છે જ નહિ. ભલે વાતોડિયો થઈને વાતો કર્યે જાય. તેમાં તેને એક પાઈના પણ દાળીયા થવાના નથી. વળવાના નથી.

કોણ છે....સમ્યક્ત્વ?

આઠ આચારનો સમુદાય તે છે સમ્યક્ત્વ.

* निस्संकिअ, निक्कंखिअ, निव्वितिगिच्छा अमूढ दिट्ठीअ।
उववूह थिरी करणे, वच्छल पभावणे अट्ठ ॥३१॥

— ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૮મું.

સમ્યગ્દર્શન આવે તો આઠ આચાર આવે જ, તે આઠ આચારની વાત હવે પછી કરશે.

જીવને જેટલી ઇચ્છા, તૃષ્ણા, સંસારની હોય છે... હોય તેના કરતાં અનંતગણી ઈચ્છા મોક્ષની થાય ત્યારે જ જીવ તીવ્ર વૈરાગ્યમાં આવ્યો ગણાય છે. જીવને સંસારનાં કામોમાં (દાગીના ઉપર ઓપ ચડાવે છે.) ઓપ ચડાવવામાં, સારું કરવામાં શોભાવવામાં અને સંસારના કામોમાં જીવ જેટલી મહેનત કરે છે...તેટલી જો મોક્ષભણી ફેરવે...તો તે ફેરવનાર જીવને તીવ્ર વૈરાગ્ય થયો ગણાય. જીવની જેટલી તૃષ્ણા સંસારના કામો કરવાના છે, તથા આબરૂ, કીર્તિ, માન, મોટાઈ વ. કેમ વધે? કેમ સારું કહેવાય? વગેરે વિચાર ઉપર જીવ ચડે છે. ત્યારે તે વખતે તે વિચારમાં જીવ જાણે મશગૂલ થઈ જાય છે. એટલે કે એ ટાઈમે–એ વખતે એવો ધ્યાનમાં આવી જાય છે કે ..પાસે આવીને કોઈ એક–બે સાદ કરે છતાં તે જીવ સંસારની શ્રેણીએ ચડેલો હોવાથી તેમાંથી તે જીવ બેધ્યાન થતો નથી. મતલબ કે તેના સંસાર સંબંધીના જબરા ધ્યાનમાં ચડી જાય છે. તે વખતે આત્માનું ભાન રહેતું નથી. તેવી જ રીતે જીવ સંસારના કામમાં, સંસારની તૃષ્ણામાં તણાઈ જઈને જીવ નીચ ગતિનો ભોક્તા થાય છે. જેટલી સંસારમાં તૃષ્ણા રાખે છે, તથા સંસારમાં રહી સંસારના કામોમાં જીવ મશગૂલ થાય છે...તેમ...તેવા તેના ભાવ જો...મોક્ષ ભણી ફરી જાય... તો જીવને મોક્ષની તીવ્ર ઇચ્છા થઈ છે. એમ ગણાય.

જીવને બેઘડી મોક્ષના વિચારો કે જ્ઞાનના વિચારો કરવા બેસાડે તો ત્યાં જીવને ઠીક નહીં પડે અને કહે છે....કે...કાંઈ ખબર પડતી નથી...તે બાબતમાં હું કાંઈ સમજતો નથી. એમ વગેરે વગેરે જવાબ આપીને જીવ નીકળી જાય છે. છટકી જાય છે. અને સંસારના વિચાર ઉપર જ્યારે ચડે તો તેમાં લીન થઈ જાય છે. પોતે સંસારના ધ્યાનમાં મશગૂલ બની જાય છે. તેવું ધ્યાન હવે...મોક્ષભણી ફેરવવાની જરૂર શું તમોને નથી લાગતી? મોક્ષભણી ફેરવવાની જરૂર તમને લાગે છે કે... નથી લાગતી? ધ્યાન ત્યાં ધરે છે કે જ્યાં આર્તધ્યાન, રુદ્રધ્યાન છે. તેમાં કાંઈ પાઈ-નીયે પેદાશ નથી. પણ લાખોની હાનિ છે. શું લાખોની હાનિ કરવી તમોને ગમે છે? માટે મારું કહેવું માનીને મારો...તેને હડસેલો...કે જાય...ભાગ્યા...જેથી સારી ગતિ મળે અથવા મોક્ષની તીવ્ર ઇચ્છા થઈ છે એમ ગણાય. માટે સંસારના નાશવંત કાર્યોથી માન, મોટાઈ, આબરૂ, કીર્તિ, ત્રિકાળી છે? નથી...તો ત્યાંથી ઇચ્છા ફેરવી નાખ... મોક્ષ તરફ ઇચ્છા ફેરવવાથી જીવ તીવ્ર વૈરાગ્યમાં આવે છે. અને સમ્યગ્દર્શનને પામી જાય તો જીવ વધારેમાં વધારે તેને ટકાવી રાખે તો પંદરમા ભવે જરૂર મોક્ષે જાય.

## મોહનીય કર્મના બે ભેદ છે

### (૧) દર્શનમોહનીય કર્મ (૨) ચારિત્રમોહનીય કર્મ.

જીવ દર્શનમોહનીયમાં જોડાય છે. દર્શનમોહનીય કર્મના ઉદયમાં જોડાવાથી જીવને શું થાય છે?

મિથ્યાત્વ ભાવ થાય છે. 'મિથ્યા' એટલે ખોટું 'ત્વ' એટલે પણું. ખોટા-પણું...જુઠ્ઠાપણું થાય છે. ખોટા ભાવ થાય છે. પરમાર્થ વિષે અપરમાર્થ બુદ્ધિ થાય છે. તે મિથ્યાત્વપણું છે. મિથ્યાત્વભાવ થાય છે. અનાદિકાળનું મિથ્યાત્વપણું એટલે ભ્રમણા થાય છે. ભ્રમણા એટલે પોતાના સ્વરૂપની ભૂલ થાય છે. પોતાના અભિપ્રાયમાં ભૂલ થાય છે. અભિપ્રાયની ભૂલ એટલે પરમાર્થને વિષે મિથ્યા બુદ્ધિ.

મિથ્યા બુદ્ધિ કહેવી કોને?

અનુભવપૂર્વક જ્ઞાની કહે છે કે...બંધભાવથી આત્માનો જેણે મોક્ષમાર્ગ માન્યો તે જ પરમાર્થને વિષે મિથ્યા બુદ્ધિ છે. તે જ તને દર્શન મોહરૂપી ભ્રમણા છે.

દર્શન મોહરૂપી ભ્રમણા કોને કહેવાય?

બંધભાવથી જેણે આત્માનો મોક્ષમાર્ગ માન્યો તે જ ભ્રમણા છે. બંધભાવથી મોક્ષમાર્ગ નથી. પણ અબંધભાવથી મોક્ષમાર્ગ છે. માટે પરમાર્થમાર્ગ વિષેથી મિથ્યાત્વભાવને કાઢો...અને સમ્યગ્દર્શનને પામો. તેની આરાધના જઘન્ય, મધ્યમ, કે ઉત્કૃષ્ટપણે કરો. તો પંદર ભવ, પાંચ (આઠ) ભવ, ત્રણ ભવ, કે એક ભવ કરીને

મોક્ષે જશો. માટે આત્મસ્વરૂપને ઓળખી સમ્યગ્દર્શન પ્રાપ્ત કરી, તેની જ આરાધના કરો, તેની જ આરાધનામાં લાગી જાવ.

પુણ્ય પરિણામની ખતવણી... પુણ્ય પરિણામમાં કરવી. અને તે પાપને ટાળવા માટે પુણ્ય પરિણામ કરવા તે બરોબર છે. પણ પુણ્ય પરિણામની (સંવરની ખતવણી સંવરમાં કરવી. નિર્જરાની ખતવણી નિર્જરામાં કરવી. મોક્ષની ખતવણી મોક્ષમાં કરવી. બંધની ખતવણી બંધમાં કરવી. આશ્રવની ખતવણી આશ્રવમાં કરવી પણ સંવરની ખતવણી નિર્જરામાં ન કરવી. અને નિર્જરાની ખતવણી સંવરમાં ન કરવી. નિર્જરાની ખતવણી મોક્ષમાં ન કરવી અને મોક્ષની ખતવણી નિર્જરામાં ન કરવી. બંધની ખતવણી આશ્રવમાં ન કરવી. અને આશ્રવની ખતવણી બંધમાં ન કરવી. પણ જે જેના ખાતા હોય તેમાં તેને મૂકવા...ખતવવા...) ખતવણી પરમાર્થ માર્ગમાં કરવી તે અપરમાર્થ માર્ગને પરમાર્થ માર્ગ માન્ય બરોબર છે. અને તે પાપાનુબંધી પુણ્ય છે. મિથ્યાત્વ છે. શલ્ય છે. અઢારમું પાપ છે.

જ્યાં લગી અંતરંગ પરિણમનનું ભાન નથી, ત્યાં લગી સ્વરૂપની ભ્રમણા ઊભી છે. એ ભ્રમણાને લઈને જીવ અનંત દુઃખ પામ્યો છે; કારણ કે દર્શનમોહરૂપી ઊંધો અભિપ્રાય છે. એ અભિપ્રાય જો મંદ પડી જાય...અને તે વખતે ધર્મકરણી સંબંધીનો હકાર આવી જાય... તો તે પુણ્યપરિણામ છે. દર્શનમોહ તીવ્ર હોય તો ધર્મકરણીનો હકાર ન આવે....તે શું છે? પાપપરિણામ છે. દર્શનમોહરૂપ ઊંધો અભિપ્રાય છે, અને મિથ્યા-બોધ છે. તે સમ્યગ્દર્શનને તથા સાચા બોધને હણે છે... ખૂન કરે છે... અને ચારિત્રમોહ વીતરાગને હણે છે.

હવે તે બંધપંથને ટાળવાને શુદ્ધ આત્મદશારૂપ સમ્યક્બોધ...તે મિથ્યાબોધને ટાળે છે. હણે છે અને સાચી વીતરાગતા ચારિત્રમોહને હણે છે. એ બેમાં જ મોક્ષ-માર્ગનું રહસ્ય આવે છે. એ બેમાં જ સ્વરૂપની આરાધના કરવાનું રહસ્ય આવે છે. એ બે ને જ ટાળવાના છે.

દર્શનમોહ એટલે પરમાર્થમાં અપરમાર્થ બુદ્ધિ છે. એ બુદ્ધિ સાચી શ્રદ્ધા તથા સાચા બોધનો નાશ કરે છે, હણી નાખે છે. બુદ્ધિ પોતાની અને પોતાની જ બુદ્ધિ પોતાના સત્ય બોધનો નાશ કરે છે. પોતાના હાથે જ પોતાના પગ ઉપર પોતે જ કુહાડો મારે છે.

**સમ્યક્જ્ઞાન** એટલે જેવો આત્મપદાર્થ છે.. તેવો જ તેને જાણવો તે સમ્યગ્જ્ઞાન.

સમ્યગ્દર્શન એટલે જેવો આત્મપદાર્થ છે...તેવો જ તેને માનવો..શ્રદ્ધવો.. તે સમ્યગ્દર્શન,

જાણવો તે સમ્યગ્જ્ઞાન... અને માનવો, શ્રદ્ધવો તે સમ્યગ્દર્શન...તેમાં રાગરહિત ટકવું...ઠરવું...તે સમ્યક્ ચારિત્ર છે. તે જ મોક્ષમાર્ગ છે. તેની આરાધના કરવાની છે. તેને આરાધી અનંતાજ્ઞાનીઓ મોક્ષમાં ગયા છે. અને વર્તમાનમાં તેને જે આરાધશે તે મોક્ષમાં જશે.

જ્ઞાન-દર્શન-ચારિત્રની જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ આરાધના આરાધવી તે જ મોક્ષને પામવાનો સાચો ઉપાય છે. મોક્ષનો ઉપાય છે. આ ઉપાયમાં લાગી જાવ... હવેની જિંદગી આ જ ઉપાયમાં કાઢો સંસારમાં કાઢી તે હવે બસ થાવ...ઘરે કહી દો કે....હવે મારે મારી બાકીની જિંદગી ઉપાશ્રયમાં કાઢવી છે. મારે ઉપાશ્રયમાં જ રહેવું છે. તમારા માટે બનાવેલ ભોજનમાંથી મને ઉપાશ્રય એકવાર ભોજન આપી જજો. એવા પ્રકારની નિવૃત્તિ લઈને 'સ્વ'ને આરાધો. આત્મભાવને આરાધો. આ ત્રિકાળી સફળ અને અચૂક ઉપાય છે.

જે મિથ્યા માન્યતાએ...પોતાને જ હણ્યો હતો...તે જ મિથ્યા માન્યતાને સમ્યક્માન્યતા વડે પોતે જ તેને હણી નાખે...

મિથ્યા પ્રવર્તનરૂપ ચારિત્રમોહના રાગાદિક પરિણામ છે તે શું છે? તે અસ્થિરતા છે. રાગ-દ્વેષ છે. હવે તે અસ્થિરતાના પ્રતિપક્ષી (હું તમોને ખૂબ સમજવું.... અને તમારા અણુસમજણના તોફાન હતા...તે સમજણ થતાં તમે જ અણુસમજણના તોફાનને હણ્યાં છે. તમારા અણુસમજણના તોફાનને ટાળવાનું કોઈ કહેનાર તમોને છે કે નહિ? હા...છે.. ગુરુદેવ. જો ગુરુદેવ ન હોય તો ઘરમાં પણ અણુસજણના તોફાનને ટાળવાનું કહેનાર કોઈક રાખજો.) વીતરાગભાવની સ્થિરતાના શુદ્ધ પરિણામ છે. તેના વડે ચારિત્ર મોહનો ક્ષય થાય છે. જ્ઞાનસ્વભાવની એટલે કે...વીતરાગતાની... જ્ઞાતાદ્રષ્ટા સાક્ષીસ્વભાવની રમણતા તે જ મોક્ષનો ઉપાય છે. આ મોક્ષના ઉપાયની રીત છે. જ્ઞાનાદિકની આરાધના કરવાની આ...જ રીત છે. આ ભાવે જ દૃષ્ટિની અપેક્ષાએ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પ્રગટે છે. આ અચૂક ઉપાય છે. આ સંયતિ રાજા આ જ ઉપાય કરીને મોક્ષને પામવાનો છે. તમને તો ગુરુદેવ મળી ગયા છે. માટે ઉપાયને સમજીને ઉપાયને કરો...અમલમાં મૂકો.

આત્મા આમ જ છે....રસ્તો આ....જ છે. બીજો નથી. એવી સાચા અનુભવ સહિતની પ્રતીતિ, તે દર્શનમોહને ઊંધા અભિપ્રાયને ટાળે છે. અપરમાર્થને વિષે પરમાર્થ બુદ્ધિને ટાળે છે. જ્ઞાન-દર્શન-ચરિત્રને હણનારને ટાળે છે. આત્માં આમ જ

છે...આવા સાચા અનુભવ સહિત પ્રતીતિ તે દર્શનમોહને ટાળે છે. અને રાગ, દ્વેષ, રતિ, અરતિ, ભય, શોક, ક્રોધ, માન, માયા, લોભ વગેરે અસ્થિરતા એટલે ચારિત્ર-મોહને ટાળનાર....વીતરાગભાવની સ્થિરતા છે,

તે સ્થિરતાને એટલે સ્વભાવિક દશાને....સ્વાભાવિકભાવને રોધક કોણ છે?

જે પૂર્વ સંસ્કારરૂપ ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગંછા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંષકવેદ, ના પરિણામ રાગ-દ્વેષ આ બધી અસ્થિરતાનું નિમિત્ત જો કોઈ હોય તો ચારિત્રમોહનીય કર્મ છે. તેના ઉદયમાં જોડવાથી ભાવકર્મ એટલે ચિત્રવિચિત્ર વિકારના ભાવો જીવ કર્યા જ કરે છે.

* ભાવ કર્મ નિજકલ્પના, માટે ચેતનરૂપ,
જીવ વીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડ ધૂપ. ॥ ૮૨ ॥

— આત્મસિદ્ધિ શાસ્ત્ર.

ચારિત્ર મોહનીયનો નાશ કરનાર જો કોઈ હોય તો એક વીતરાગભાવ છે. દર્શનમોહનો નાશ કરનાર સ્વઆતમ બોધ છે. આ તેના અચૂક ઉપાય છે. જેમ પ્રકાશ થવાથી અંધકાર નાશ પામે છે. એક માણસ ગુફામાં આવ્યો છે. અને ગુફામાં અંધકાર છે. તે અંધકારને બહાર કાઢવા માટે સાથે કુહાડા, પાવડા વગેરે લઈને આવ્યો છે. અને તેના વડે અંધકારને બહાર કાઢવાની તનતોડ મહેનત કરે છે. કરી રહ્યો છે. એટલામાં એક ડાહ્યો માણસ ત્યાંથી નીકળે છે. અને તેની નજરે આ દેખાવ ચડે છે...ત્યારે તે ડાહ્યો માણસ ત્યાં ઊભો રહીને કહે છે કે...ભાઈ....આપ આ શું કરો છો? શા માટે આવી કાળી મજૂરી કરો છો? ત્યારે તે અંધકાર કાઢવા મથતો માણસ આવનારને....કહેનાર માણસને કહે છે કે...ભાઈ....આ ગુફામાં રહેલ અંધકાર તેને કુહાડા, પાવડા વગેરેથી બહાર કાઢું છું. ત્યારે આવનાર માણસે તેના પ્રત્યુત્તરમાં કહ્યું કે...તારી ઊંધી પ્રવૃત્તિથી અંધકાર બહાર નહીં નીકળે. પણ એક દીવાસળી ચાંપે તો ફટ થઈને....અજવાળું થતાં અંધકાર નાશ પામે...ત્યારે પેલાએ કહ્યું કે...જા...જા આટઆટલી મહેનત કર્યા છતાં અંધકાર કેમ ન ટળે? હમણાં ટાળી દઉં. જા,..જા...આટલી આટલી મહેનતે અંધકાર ન ટળે...તે શું તારી એક દીવાસળીથી ટળવાનું હતું? ત્યારે પેલા માણસે કહ્યું કે...જો...એક જ દીવાસળીએ ટાળું છું.,.એમ કહેતા જ જ્યાં દીવાસળી સળગાવી...ત્યાં અજવાળું થતાં અંધકાર નાશ પામી ગયો.

એમ અનાદિનો અજ્ઞાન અંધકાર ટાળવા જીવે બહારની એટલે મન-વચન--કાયાદિની ક્રિયાઓ બહુ કરી બહુ ભૂંગો રહ્યો છતાં ભવફેરા ન ટળ્યાં..પણ હવે જો સમ્યગ્દર્શનની એક જ દીવાસળી સળગાવે તો અંદરમાં સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ થતાં

અનાદિનો અજ્ઞાન અંધકાર ટળી જાય. અમે થયેલા સમ્યક્જ્ઞાનાદિ પ્રકાશને આરાધે તો જીવ મોક્ષે જાય

તેમ આત્મબોધ...અને વીતરાગતા... એ બે... અનુક્રમે દર્શનમોહ અને ચારિત્ર-મોહ એ બંને પ્રકારના અંધકારને ટાળવામાં અચૂક પ્રકાશસ્વરૂપ છે. અને તે તેનો અચૂક ઉપાય છે. જે ભાવે અવગુણ થયો તેને પ્રતિપક્ષી સદ્‌ગુણ આવે એટલે તે સદ્‌ગુણથી. . થયેલો અવગુણ, દોષ ટળે...છે. ક્રોધનો પ્રતિપક્ષી ક્ષમાભાવથી...ક્ષમા-ગુણથી...ક્રોધનો દોષ ટળે છે. માયાનો પ્રતિપક્ષી સરળતાગુણથી...સરળપણાથી માયાનો દોષ ટળે છે. લોભનો પ્રતિપક્ષી સંતોષપણાથી, વીતરાગ સંતોષગુણથી લોભનો, તૃષ્ણાનો દોષ ટળે છે. રાગનો પ્રતિપક્ષી વીતરાગપણાથી, વીતરાગગુણથી, રાગનો દોષ ટળે છે. મિથ્યાત્વનો પ્રતિપક્ષી, સમ્યક્ત્વગુણથી મિથ્યાત્વનો દોષ ટળે છે. વ્યભિચારનો પ્રતિ-પક્ષી સમ્યક્ બ્રહ્મચર્યગુણથી વ્યભિચારનો–મૈથુનનો દોષ ટળે છે. એમ દરેકે દરેક અવગુણ એના પ્રતિપક્ષી ગણ ઉપર લક્ષ આપવાથી ટળે છે. ટળી જાય છે.

**ઊંધી શ્રદ્ધા, ઊંધા ભાવ, મિથ્યાદર્શન એના જેવું કોઈ મહાપાપ નથી. અને સવળી શ્રદ્ધા, સિધા ભાવ, સવળા ભાવ, સમ્યગ્દર્શન એના જેવો કોઈ ધર્મ નથી.**

પૂર્ણ સ્થિરતાનું લક્ષ હોય તો શુદ્ધ સ્વરૂપનો બોધ થાય છે.

તે પૂર્ણતાને પહોંચી વળવાનો પુરુષાર્થ લાવે છે.

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અનંતવીર્ય, સ્વાધીનપણે, શક્તિપણે પોતાનામાં છે. પોતામાં છે. એમ અનુભવ કર્યો અને ભાન થયું તે જ સમયે પૂર્ણતા થઈ જતી નથી. પણ અલ્પકાળ સુધી પૂર્ણ સ્વાધીનતા પ્રગટ કરવાનો પુરુષાર્થ રહે છે.

**અધૂરી જ્ઞાનની અવસ્થામાં અંશે અંશે સ્થિરતા વધારીને રાગ ટાળવાનો પ્રયત્ન તેને મહાવીર ભગવાને વ્યવહાર કરેલો છે. વ્યવહાર–નિશ્ચય એ બન્ને પોતાના જ્ઞાનમાં છે. આ અંતરંગમાં અતિન્દ્રિય આત્મસ્વરૂપની આરાધના કરી મોક્ષમાર્ગ લેવાની વાત માંડી છે. તેની જે જીવ આરાધના કરે છે....તે જીવ મોક્ષમાં જશે,**

આ સંયતિ રાજા પોતાના નગરમાંથી શિકાર કરવાની તૈયારી કરીને બહાર નીકળે છે. તેની વાત આ પહેલી ગાથાના ચોથા પદમાં ચાલશે. અત્યાર સુધીમાં આરાધના અને વિરાધનાની વાત સમજાવી.

પર્યુષણ મહાપર્વમાં પણ સ્થૂળ આરાધના કરવાની વાત સમજાવી. આજે અહીં અતિન્દ્રિય સ્વરૂપની આરાધના કરવાની પણ વાત કરી ...તેની જઘન્ય, મધ્યમ, કે

ઉત્કૃષ્ટપણે આરાધના કરશે. તે પંદર ભવ, પાંચ (આઠ) ભવ, ત્રણ ભવ કે તે જ ભવે મોક્ષના અવિનાશી શાશ્વત સુખને પામી જશે.

હવે અહીં ચોથા પદનું વિવેચન ચાલશે તેના ભાવભેદ ઘણાં છે. તે અવસરે કહેવામાં આવશે.

"ૐ શ્રી શાન્તિનાથાય નમઃ"



વ્યાખ્યાન નં. ૪૮

સં. ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ સુદ ૯ ને શુક્રવાર, તા. ૨૨-૮-૧૯૫૮

## જ્ઞાનીઓનું વીર્ય અંદરમાં ઠરે છે...અને... અજ્ઞાનીઓનું વીર્ય બહારમાં ફાલે છે.

સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

"मिगव्वं उवणिग्गए" (સૂત્રપાઠ) આ પહેલી ગાથાનું ચોથું પદ છે.

આ સંયતિ નામના રાજાએ શિકાર કરવા માટે પોતાની નગરી બહાર નીકળવાની તૈયારી કરી...શિકાર કરવાનો શોખ હોય તો કદાચ એકલો શિકાર કરવા જાય...કદાચ માણસોને ભેગા લઈને જાય....પણ આ રાજાનું વીર્ય પાવરવાળું અને જોશવાળું ગણું છે. પણ અત્યારે તે વીર્ય અવળું પડ્યું છે. આ રાજા પ્રિયકર્તવ્ય વાળો છે. બીજા ઉપર એટલી બધી સત્તા ચલાવે છે કે...હું રાજા...બીજા ઉપર સત્તા ચલાવીને રાજ્ય કરવાવાળો.... મારી સત્તામાં બીજાનું સાંભળવાનું ન હોય. આ રાજાને પૂર્વ પુણ્યથી મળેલ રાજ્યમાં પ્રિયપણું છે. તે સત્તાપ્રિય કર્મની પ્રકૃતિ છે. તેમાં અવળા વીર્યનો પાવર છે. એટલે પોતાની સત્તામાં બીજાની દખલ ન પાલવે. મારી સત્તામાં બીજાની યત્કિંચિત્ માત્ર દખલ ન જોઈએ. એ અવળા વીર્યનો પાવર ઉપડ્યો છે. અવળું વીર્ય ફેરવવામાં પણ જગતના જીવોને ઉગ્ર રસ ઊપજે છે. પણ તે અવળા વીર્યનો રસ ચારગતિ, ચોવીસ દંડક અને ચોરાશી લાખ જીવાયોનિમાં રખડાવે છે. બીજાને સાંભળવાનો અમને અવકાશ નથી. એટલે વીર્યનાં એક્કો છે. લાલ બદામનો એક્કો છે.

**જ્ઞાની કહે છે કે...અભિસંધિ વીર્ય એટલે....આત્માની સન્મુખ થઈને... આત્મામાં વીર્ય જેનું સમાય છે તે અભિસંધિ વીર્ય છે.**

અને અનભિસંધિ વીર્ય એટલે પોતાના આત્મામાં જે વીર્ય સમાતું નથી. જેનું વીર્ય પોતામાં નથી...પણ બહારમાં ફેલાય છે. તેને અનભિસંધિ વીર્ય કહેવાય છે.

કષાય પરિણામી વીર્ય...અને અકષાયપરિણામી વીર્ય છે.

અભિસંધિ વીર્ય તે અકષાયપરિણામી વીર્ય છે.

અનભિસંધિ વીર્ય તે કષાયપરિણામી વીર્ય છે.

અજ્ઞાનીનું વીર્ય બહારમાં ફળે છે અને ફાલે છે. અને જ્ઞાનીનું વીર્ય અંદરમાં સમાય છે. સમ્યક્જ્ઞાનીના પરિણમનમાં વીર્ય ધીરૂ થઈને સમાય છે. તેમાં રાગાદિ પુણ્યના ભાવ નથી. પણ અલ્પ અસ્થિરતા છે. તે અસ્થિરતા છે. તે અસ્થિરતા અનંત સંસારનું કારણ નથી. તેથી તેને અહીં ગણત્રીમાં ગણી નથી. જ્ઞાનીનું વીર્ય સ્વભાવમાં ઠરે છે. તે અભિસંધિ વીર્ય છે. અકષાયપરિણામી વીર્ય છે. તે ત્રિકાળી સ્વભાવમાં ઠરે છે. તેથી સ્વભાવની શુદ્ધિને વધારતું વધારતું કેવળજ્ઞાનને પ્રગટ કરે છે. આત્માની પરિપૂર્ણ પર્યાય પ્રગટે છે. જ્ઞાનીનું વીર્ય સ્વભાવમાં ફળે છે....ને ફાલે છે. સ્વભાવમાં ઠરે છે. અજ્ઞાનીનું વીર્ય બહારમાં ધમાધમ કરે છે.

જ્ઞાની પણ ખાય છે....અજ્ઞાની પણ ખાય છે. છતાં બન્નેના ખાવાની પછવાડે મહાન અંતર હોય છે. જ્ઞાનીઓનું વીર્ય અંદરમાં ઠરે છે...અને અજ્ઞાનીઓનું વીર્ય બહારમાં ફાલે છે...ફળે છે.

આ જીવ સાતમી નરકે ગયો...તે વીર્ય ફોરવીને ગયો છે. અજ્ઞાનીનું વીર્ય અંદરમાં ઠરતું નથી, પણ બહારમાં જ ફાલે છે, અને ફળે છે. અજ્ઞાની બહારમાં ધમાધમ કરે છે. તેથી બાહ્ય દૃષ્ટિવાળા જીવો એમ માપ કાઢે છે કે...આનો ઘણો પુરુષાર્થ છે. પણ તેને જ્ઞાની કહે છે કે...ખરો પુરુષાર્થ નથી.

ખરો પુરુષાર્થ તો જ્ઞાનીના વીર્યમાં છે. કે જેનું વીર્ય....ધીરૂ થઈને...સ્વભાવમાં ઠરીને...કેવળ જ્ઞાન પર્યાય પ્રગટ કરે છે. જ્ઞાની પુણ્ય-પાપના પરિણામને પોતાનો સ્વભાવ માનતા નથી. અને સંયોગોને પણ પોતાનો સ્વભાવ માનતા નથી. એથી વિશેષ સમજો. અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોને તે જ્ઞાની પોતાના કલ્પતો નથી. બીજું... સમ્યક્જ્ઞાન પોતાના સ્વભાવને બરોબર જાણતું...માનતું, યથાર્થ જાણતું....માનતું, એવું સમ્યક્જ્ઞાન ધીરુ થઈને પોતાના સ્વભાવમાં સમાય છે.

દૃષ્ટાન્ત :- જે સંતોને... મહાત્મામુનિઓને ... એક અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન લેવાના છે. તેવા સંત વીતરાગી મુનિઓને કોઈ પૂર્વભવના વેરી દેવોએ બે પગ પકડી...મેરૂ પર્વતની શીલા ઉપર પછાડયા...ધોબી કપડાને ધુવે તેમ શરીરને ધોઈ

**આત્મામાંથી એક પણ પ્રદેશ એક પણ ગુણ ઓછો થયો નથી. સાતમી નરકના દુઃખો અનંતવાર સહન કર્યા છતાં તારો આત્મા જરાય કરમાઈ ગયો નથી. તો પછી આ પ્રતિકૂળતા કયા હિસાબમાં છે? જિજ્ઞાસુ આત્મા. મુમુક્ષુ આત્મા આ વ્યાખ્યાન સાંભળી, સ્મૃતિમાં રાખે...તો તેનો ખેદ ઘણો જ ઓછો થઈ જાય.**

* **જ્ઞાનીને ગમે તેવા ભીડના પ્રસંગમાં સાધક પર્યાય વધતો જાય ...છે** ખીલતો જાય છે. અને જો ન વધે તો જ્ઞાનનાં ઠેકાણાં જ નથી. બાહ્યના કોઈ પ્રસંગો તેને રોકી શકે તેમ નથી. **અનંતી પ્રતિકૂળતાને જ્ઞાનક ભાવે રહીને જાણવાની શક્તિ જ્ઞાનમાં છે. એવું જ્ઞાન ઉદાર છે. અને તે જ્ઞાન મોટા વિસ્તારવાળું છે. અને તે જ્ઞાન નિશ્ચળ છે. કોઈ પણ ઠેકાણે અટકતું નથી. તેથી તે જ્ઞાન ઉદાર છે. વિસ્તારવાળું છે. અને તે જ્ઞાન નિશ્ચળ છે, સમ્યકજ્ઞાનીનું વીર્ય અંદરમાં સમાય છે.** અજ્ઞાનીનું વીર્ય બહારમાં ફાલે છે ને ફળે છે. અજ્ઞાનીઓને બહારના કાર્યો કરવાની આકુળતા થાય છે. હોંશુ થાય છે...તેથી અજ્ઞાનીનું વીર્ય બહારમાં ફેલાય છે. જ્ઞાનીનું વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાય છે. તમારા બધાયની પાસે વીર્યનો ઉઘાડ તો છે. તેને ધીરું કરીને સ્વભાવમાં સમાવતા જાવ...તમારું અવિનાશી કલ્યાણ થઈ જશે.

આ રાજાનું વીર્ય એટલું બધું પાવરવાળું છે....કે...ન પૂછો વાત...પણ અત્યારે અવળું પડયું છે. અજ્ઞાનવીર્ય છે...બલવીર્ય છે...કષાયવીર્ય છે...ભોગ તરફ વળેલું વીર્ય છે...વીર્ય તો વીર્ય જ છે. પણ અજ્ઞાન તરફ વળેલું હોવાથી...તે અજ્ઞાનવીર્ય કહેવાય છે. આ રાજાનું વીર્ય અત્યારે શિકાર તરફ વળ્યું છે......કષાયવીર્યવાન જીવોને વીર્ય બહારમાં વળ્યું છે. તેથી બાહ્યને દેખે છે. **ચૈતન્યના પરિણામમાં પાપાદિના પરિણામ થાય છે. તેને તે દેખતો નથી.**

**દૃષ્ટાંત :** પૂર્વ પુણ્યને લઈ ને સોળ વરસની સુંદરી રૂપરૂપનો અંબાર એવી મળી હોય અને તેને ભોગવવાનો વિકલ્પ આવ્યો....પણ તે પાપ પરિણામ છે. તેને તે દેખતો નથી. પણ રૂપાળાં હાડકાંને જ દેખે છે. પણ બહારમાં પુણ્યાદિના ઢગલા ફરે છે. તેને અજ્ઞાની દેખે છે. એટલે તેનો અર્થ એવો થયો કે બીજા ઉપર સત્તા જમાવીને, રાજ્ય કરવાવાળો, અને મારી સત્તામાં બીજા કોઈની દખલગીરી ન જોઈએ. બીજા કોઈનું સાંભળવાનો અવકાશ નથી. વાત સાંભળવાનો અવકાશ જ નથી. એવી સત્તાપ્રિયકર્મની પ્રકૃતિમાં આ રાજાને અવળા વીર્યનો પાવર ફાટયો છે. તે અવળા વીર્યમાં શિકાર કરવાનો રસ...એટલે હિંસા કરવાનો રસ. એક મૃગને મારવાનો ભાવ થાય. તેને બધાય મૃગલાઓને મારવાનો ભાવ થાય. જેટલાં મૃગલાંઓ છે તે બધાયને મારવાનો ઉગ્ર રસ આ રાજાને ઉપડયો છે.

સૂયગડાંગ સૂત્રનું દષ્ટાંત :–જેમ વેગે ચડેલા મૃગલાંઓને તરણશરણ કોણ હોય? કોઈ નહિ. કારણ કે બચવાનો ઉપાય સમજાવનાર કોઈ નથી....અથવા તો સમજાવનાર

કોઈ હોય તો મૃગલાઓને ઊભા ક્યાં રહેવું છે? કારણ કે પ્રબળ વેગે ચડયા છે. પણ જો પોતાના વેગને જરાક થોભાવે તો કોઈ પણ બચવાનો ઉપાય સમજાવી શકે. એક તો મૃગલાઓ વેગે ચડયા છે. અને બીજું શું? બીજું એ કે જ્યાં શંકાના સ્થાન નથી ત્યાં બીચારા શંકા કરે છે. संकियायं नि संकियायं-સૂત્રપાઠ. અને જ્યાં નિર્ભયપણું છે, નિઃશંકપણું છે, ત્યાં શંકા ઊભી કરે છે, ભય ઊભો કરે છે. અને જ્યાં શંકાનું સ્થાન છે, ભયનું સ્થાન છે. ત્યાં નિર્ભયપણું માની, નિઃશંકપણું માની, વેગે દોડયા જાય છે. અને નિર્ભયના સ્થાનમાં, નિઃશંકના સ્થાનમાં ભય માનીને શંકા કરીને ચમકે છે.

એ સૂત્ર અનુસારે એક એક અવળા વીર્યના વેગે ચડેલા જીવો કે જેના કાળજામાંથી મિથ્યાત્વના કિટોડા ખસ્યા નથી. અનંતાનુબંધીના કિટોડા ખસ્યા નથી. એવા વેગે ચડેલા મિથ્યાત્વીઓ,સાધુ–સાધ્વિઓ,શ્રાવકો–શ્રાવિકાઓ કહેવાતા જ્ઞાનીઓ અમારી ન્યાયવાળી પ્રમાણિક વાતમાં શંકા કરે છે. અને આશ્રિતોને પણ શંકામાં નાખે છે, સત્ય વસ્તુ ઉપર અભાવ કરાવે છે. અને અંધાધૂંધી કરવામાં તથા મિથ્યાત્વના પાપ કરવામાં, કરાવવામાં મિથ્યાત્વપૂર્વકની ધર્મકરણી કરવા–કરાવવામાં કે અનુમોદવામાં જરાય શંકા કરતાં નથી. અને શંકા વિનાના જ્યાં સ્થાન છે. જ્ઞાન સમજણપૂર્વકની દર્શન દશા સાથેની ધર્મકરણી કરવા–કરાવવામાં ત્યાં અજ્ઞાનીઓ શંકા કરે છે. એટલે તે ભયને પામે છે.

શંકાના સ્થાનમાં નિર્ભય–નિઃશંકપણે ઊભા છે. અને નિઃશંક...નિર્ભયસ્થાનમાં ભય અને શંકા કર્યા કરે છે. **આ અનાદિકાળનું અસમ્યક્ત્વ પરિણમી વીર્યનું શલ્ય છૂટી જાય તો આત્માની સમાધિનું અપૂર્વ સુખ અહીં બેઠા પ્રગટી જાય.**

અત્યારે આ સંયતિરાજાનું વીર્ય એટલું બધું જોશમાં છે કે તે વીર્ય વર્તમાન અવળું પડયું છે. પણ જ્યાં મોક્ષમાર્ગી ગર્દભાલી મુનિના ભેટા થશે, ત્યાં તે વીર્ય એવું તો સવળું પડી જશે. અને ધીરું થઈ સ્વભાવમાં સમાઈ જઈને કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જશે. વર્તમાન આ રાજાને સત્તા પ્રિય છે. પૂર્વ પુણ્યના ઢગલાની એને પ્રિયતા છે. આ બધોય અવળા વીર્યનો તે પાવર છે. મારી વર્તતી આ સત્તામાં બીજા કોઈની પણ કનડગત કે દખલગીરી ન જોઈએ. પણ આ રાજાને ખબર નથી કે...કનડગત દખલગીરી થવી કે ન થવી તે તો પૂર્વ પુણ્યના (પુણ્ય–પાપના) ફળને આધીન છે. બીજાની વાત ફરિયાદ સાંભળવાનો જરાય અવકાશ લેતો નથી. (વર્તમાન અહીંયાં જે જે રાજાઓના રાજ્ય છૂટી ગયાં તે સત્તાપ્રિયતામાં પ્રજાઓની વાતો સાંભળવાનો અવકાશ લેતા ન હતાં. અને પાપનો ઉદય થતાં બધાય રાજાઓના રાજ્યો એકી સાથે છૂટી ગયાં)

એટલો બધો તે વીર્યનો એક્કો છે. અવળું વીર્ય જ મારે જોઈએ છીએ. અવળા વીર્યના પાવરમાં સત્તાપ્રિય કર્મની પ્રકૃતિમાં બીજાની લાગણી, બીજાઓનું અંતઃકરણ

ક્યાં દુભાય છે. તેને નહિ જોનાર, એવી સત્તા આ રાજાને પ્રિય છે. એ બધોય અવળા વીર્યનો પાવર છે.

**જ્ઞાની સમજાવે છે...જ્ઞાની અંતરંગથી જોવે છે. અજ્ઞાની બહારથી જોવે છે. કેવી રીતે અંતરંગમાં જોવું ? અને કેવી રીતે બહારમાં જોવું ? તેને પણ સમજી લેવા જેવું છે.**

અનાદિથી બહારમાં જોઈ રહ્યો છે. તેના ફડચા પાડીને વીર્ય કેવી રીતે અંદરમાં ધીરુ થઈને સમાય છે. તેના ભાવભેદ ઘણા છે. તે અવસરે સમજાવાશે.

"શ્રી પાર્શ્વનાથાય નમ :"



## વ્યાખ્યાન નં. ૪૯

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ સુદ ૧૦ને શનિવાર તા. ૨૩-૮-૧૯૫૮

### "જ્ઞાની બહારની દૃષ્ટિથી જોતા નથી... પણ... અંદરની ભાવ દૃષ્ટિથી જ્ઞાની જુએ છે...."

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, તેની પહેલી ગાથાનું ચોથું પદ વંચાય છે.

સંયતિ રાજાની વાત ચાલે છે. આ રાજા શિકાર કરવા માટે નગરની બહાર નીકળવાની તૈયારી કરે છે. વર્તમાન આ રાજાને સત્તા પ્રિય પુણ્યકર્મ પ્રકૃતિમાં અવળા વીર્યનો વેગ ઉપડયો છે. પુણ્યના ફળમાં અવળા વીર્યનો વેગ, અવળા વીર્યના પાવર ઉપડયો છે. તેથી તે રાજાને અંદરમાંથી ઉદ્ગાર નીકળે છે કે...મારી વર્તમાન વર્તતી આ સત્તામાં કોઈની દખલ કે....કોઈ પ્રકારની કનડગત ન જોઈએ. કોઈની વાત સાંભળવા પણ તૈયાર થતો નથી. આ રાજાનું વીર્ય, વર્તમાન અવળા વેગમાં, અવળા પાવરમાં ઊપડયું છે. વર્તમાન કોની લાગણી દુખાય છે. કોનું અંતઃકરણ દુભાય છે. તે જોતો જ નથી. એવી સત્તાની તેને પ્રીયતા છે. આ રાજાની વાતને સાંભળીને તમો અવળા વીર્યના પાવરને કાઢી નાખજો. અવળા વીર્યના વેગને એ વાત સાંભળી કાઢી નાખવાનો છે.

*** જ્ઞાની પુરુષને કોઈ પ્રતિકૂળ પડે ત્યારે જ્ઞાની સામા માણસ સામે જોતાં નથી. પણ પોતાની સામે જુવે છે, કે મારી સત્તામાં દખલ કરનાર, કનડગત**

**કરનાર, સામે માણસ મારો વિરોધી નથી, પણ મારી આ સત્તામાં જે દખલ આવી, કનડગત આવી, તે મારા પૂર્વ (કૃત) પાપનો ઉદય છે. અને મારા પૂર્વ પુણ્યની કચાશ છે.**

**જ્ઞાની બહારની દૃષ્ટિથી જોતા નથી...પણ...**

**અંદર છે. ભાવદૃષ્ટિથી જ્ઞાની જુએ છે.**

તમે પણ અંદરની ભાવદૃષ્ટિથી જોવાના ભાવને કેળવજો. અને બહારથી જોવાના ભાવની દૃષ્ટિને છોડી દેજો. અંદરની ભાવદૃષ્ટિથી કેમ જોવું? તે જ્ઞાની શીખવાડે છે. તેને તમે શીખો.

**જોનાર તો આત્મા છે.** શરીર, જડ, મડદું તે જોતું નથી. બીજાની સહાયથી જોઈ-કામ લે...તો તે બાહ્યદૃષ્ટિ છે. અને જોનાર આત્મા છે. **આ જગતમાં જે ચીજ જેવા સ્વરૂપે છે તેવા જ સ્વરૂપે છે, પદાર્થરૂપી કે પદાર્થ અરૂપી. પદાર્થ જેવા સ્વરૂપે છે તેવા જ સ્વરૂપે છે. રૂપી પદાર્થ રૂપીના સ્વરૂપે છે. અને અરૂપી પદાર્થ અરૂપીના સ્વરૂપે છે. એમ જે જુવે છે તે અંદરની ભાવદૃષ્ટિથી જુવે છે. "ગુરુદેવની દયા તો જુવો."** સુ. કેવળ.

આ તમોને ભણાવું છું. તે તમે ભણજો. બીજું બધું ભૂંસી નાખજો. જ્ઞાનીને અંતરની ભાવદૃષ્ટિ જાગેલી હોવાથી ગમે તેવી પ્રતિકૂળતા આવે છતાં તે જ્ઞાની પોતાની સામે જ જોઈ લે છે. (તારા લબાડના લબાચા મૂકી દે.)

**જીવને દુઃખ આપનાર...જીવ કે અજીવ?**

જીવને દુઃખ આપનાર જીવ પોતે જ છે. જીવનું અજ્ઞાન જ છે. જીવ, આત્મા પોતે જ દુઃખ ઊભું કરનાર છે.

**પુદ્ગલમાં સુખ-દુઃખ દેવાની શક્તિ નથી.** પણ આત્માનો વિભાવ... પુદ્ગલમાં, પરમાં પરિણમે છે. તેથી જીવ પોતે જ દુઃખ ઊભું કરે છે. અને જીવનું તથા જડનું નિમિત્ત ઊભું કરે છે. આ જગતની અંદર જડ તે જડ. અને ચૈતન્ય તે ચૈતન્ય. જડ કોઈને દુઃખ આપી શકે જ નહિ. તેમ જ પર જીવ પણ દુઃખ આપી શકે નહિ. આ વાત તમને નવી લાગશે...પણ અનુભવપૂર્વકની આ વાત છે. તે આમ જ. લબાડના લબાચા કાઢી નાખજો.

અગાઉ બીજા જીવોને દુઃખ દેવાના આપણા અધ્યવસાય હતા. તે અધ્યવસાય પુદ્ગલરૂપે પરિણમી ગયા, અને કર્મ બંધાયા. અને તે કર્મની સ્થિતિ પાકયે...પરિપકવ થયે...ઉદયમાં આવ્યા. અને તેમાં પોતે જોડાયો. તેથી જ પોતે દુઃખી થાય છે. દુઃખને પામે છે.

**જડ તે જડ, ચેતન તે ચેતન.**

જગતના જીવો દેવ-દેવલાની પૂજા કરે છે....અને ચૈતન્ય જડની પાસે માગણી કરે છે...પણ હે જીવ! એ જડ શું આપે? ગણેશચોથ આવે ત્યારે ગણેશને બેસાડે... અને કહે કે....હે ગણેશદાદા....સુખી કરજો. સુખ દેજો. જ્ઞાની કહે છે કે હે ભાઈ..! તારા આત્મપ્રદેશ ઉપર તે પુણ્યરૂપ સુખ બાંધ્યું નહીં હોય તો તે ગણેશદાદો તને સંયોગી, પુદ્‌ગલીક સુખ ક્યાંથી આપી દેશે? અને તેં તારા આત્માના પ્રદેશ ઉપર પાપરૂપ દુઃખ બાંધ્યું નહિ હોય તો તે ગણેશદાદો તેને તું પૂજે....કે ન માને. તોપણ તે ગણેશદાદો તને સંયોગના વિયોગરૂપ પુદ્‌ગલીક દુઃખ ક્યાંથી આપી શકે? સુખ-દુઃખ તો તારા બાંધેલા શુભાશુભ કર્મોનું ફળ છે. તેમાંથી તે આવે છે. પોતાના જ પુણ્ય-પાપના કર્મના ઉદયે જડ નિમિત્ત માત્ર છે. પોતાના આત્માના પ્રદેશ ઉપર જે સંસારનું સુખ બંધાયું નથી....તે સુખને માટે જડની પાસે ચૈતન્ય માગણી કરે.... પણ તે માગણી કરવાથી શું મળે? કાંઈ નહીં. પોતે પોતાના કર્મ વડે કરેલા કર્મના દરિયામાં પોતે જ ખુચ્ચાઈ ગયો છે. ખૂંચી જાય છે.

ભગવતીસૂત્રમાં....ગૌતમસ્વામી ભગવાન શ્રી મહાવીરદેવને પ્રશ્ન પૂછે છે કે....હે ભગવાન! આ જગતમાં સર્વે જીવો જે સુખ-દુઃખ ભોગવે છે....તે પોતાના કરેલા કર્મો વડે સુખ-દુઃખ ભોગવે છે કે બીજાના કરેલા કર્મો વડે સુખદુઃખ ભોગવે છે.?

ભગવાન શ્રી મહાવીરદેવ ઉત્તર આપે છે કે...હે ગૌતમ! આ જગતમાં સર્વે જીવો જે સુખ-દુઃખ ભોગવે છે તે પોતાના કરેલા કર્મો વડે જ સુખ-દુઃખને ભોગવે છે. પણ બીજાના કરેલા કર્મો વડે કોઈપણ જીવ સુખ-દુઃખ ભોગવતો નથી.

સુખ-દુઃખનો કરનાર પોતાનો આત્મા છે. અને તેને મટાડનાર પણ પોતાનો આત્મા છે. તાવરૂપ અગવડતા આવી....તો તેં પોતે પૂર્વે બાંધેલ કર્મ તે ઉદયમાં આવ્યું....સ્વભાવમાં (આત્મા) આવ્યા વિના મિથ્યાત્વ ખસતું નથી.

આમ જ્ઞાની પોતાનું તથા પરનું જેવું સ્વરૂપ છે. તેવું જોઈ લે છે. તેથી જ્ઞાની જીવ તો પોતાથી કોઈ પ્રતિકૂળ પડે ત્યારે સામા માણુસ સામે...સામા જીવ સામે.... જોતા નથી. પણ પોતાની સામે જોઈ લે છે. મારી સત્તામાં આ કનડગત, આ દખલગીરી આવી તે મારા પૂર્વ પુણ્યની કચાશ છે. એમ જ્ઞાની અંદરની ભાવદૃષ્ટિથી જોઈ લે છે. ત્યારે અજ્ઞાની પોતા સામે નહીં જોતાં પર સામે જોઈને અવળા વીર્યના પાવરમાં હાલ્યો જાય છે.

આના ઉપરથી સોમલ બ્રાહ્મણ અને શ્રીકૃષ્ણનું જબરજસ્ત ભાવ દર્શાવનાર દૃષ્ટાન્ત છે...આને સાંભળીને, અંતરમાં ઉતારીને, પોતાની સામે જોવાનું છે. માટે મનનપૂર્વક સાંભળો.

ગજસુકુમારનો પોતાના રાજ્યમાં સોમલ સસરાના હાથે મહાન ભયંકરમાં ભયંકર બનાવ બની જવા છતાં શ્રીકૃષ્ણે સોમલ બ્રાહ્મણ સામે નહિ જોતાં પોતાની સામે જોઈને, પોતાના પુણ્યનું માપ કાઢી લીધું. જોયું! આ ભાવદૃષ્ટિથી શ્રીકૃષ્ણે જોયું. તમે જોતાં તો શીખો... ભાવદૃષ્ટિથી તમે જોતાં શીખી જાઓ.

શ્રી નેમનાથ ભગવાનનું દ્વારિકા નગરીના ઉદ્યાનમાં આવાગમન થયું. એ આવાગમન સાંભળીને...દ્વારિકા નગરીનો ધણી શ્રીકૃષ્ણ તથા યુવાનવયમાં આવેલા ગજસુકુમાર (રાજા જેવો રાજા ભગવાનના દર્શન કરવા જાય તો તેની પછવાડે નગરની પ્રજા પણ દર્શનાર્થે જાય. એક રાજા ધર્મિષ્ઠ હોય તો તેની પ્રજા પણ ધર્મિષ્ઠ, ધર્મના સંસ્કારવાળી હોય અથવા થાય.) આદિ બધાય ભગવાન શ્રીનેમનાથના દર્શન કરવા જાય છે. જતાં જતાં રસ્તામાં સોમલ બ્રાહ્મણની સોમા નામની સર્વાંગે સુંદર, રૂપરૂપનો અંબાર એવી કન્યા સાથે ગજસુકુમારનું સગપણ કરીને શ્રીકૃષ્ણે કુંવારી સોમા સુંદરીને પોતાના અંતઃપુરમાં મોકલાવી દીધી. અને શ્રીકૃષ્ણ તથા લઘુબંધવ ગજસુકુમાર શ્રી જિનેશ્વર દેવને વંદન કરવા જાય છે. ભગવાનના સમવસરણમાં દાખલ થતાં, ભગવાનને વંદન કરીને, યોગ્ય સ્થાને બેઠાં. **પ્રભુશ્રીએ ધર્મ્મો કહ્યો. તેમાં પ્રભુએ કહ્યું કે** (કેવળી ભગવાન જાણે છે કે આ જીવ આજે જ ધર્મને પામીને, આજે જ દીક્ષા લેશે...અને આજે જ સ્વરૂપમાં ઉત્કૃષ્ટપણે સ્થિરતાને સાધી...કેવળ જ્ઞાનને પ્રગટાવી મોક્ષમાં જશે. ગજસુકુમારનો એવો પ્રબળ પુણ્યનો ઉદય છે કે...સામેથી ભગવાનની વાણી છૂટે છે. અને આ કુમાર એકાગ્ર ચિત્તે સાંભળે છે.) જ્ઞાન સ્વભાવની ઉત્કૃષ્ટ આરાધના અને જ્ઞાન સ્વભાવની ઉત્કૃષ્ટવિરાધનાનું ફળ શું છે? તેને તમે જાણો. તેને તમે સમજો. એમ કહીને ભગવાનની વાણી છૂટતી જાય છે...અને ગજસુકુમાર સાંભળતા જાય છે.

* '**હું જ્ઞાતા–દ્રષ્ટા–સાક્ષીસ્વરૂપી નથી,** અને પરનો વિકારનો કર્તા હું છું.' એમ જેણે...પરનું કર્તાપણું, પરનું સ્વામીત્વપણું માન્યું. પણ જાણવા દેખવા અને ડરવાનો સ્વભાવ આત્માનો છે. તેને જે જીવે ન માન્યો, ન જાણ્યો, તે જીવની મિથ્યા માન્યતામાં એમ આવી જાય છે કે....મારો જાણવાનો, શ્રદ્ધવાનો સ્વભાવ જ ઢંકાઈ જાવ. અને મારામાં વિકારનો, પરનો. કર્તૃત્વપણાના ભાવનો વિકાસ થાવ. એ મિથ્યા માન્યતાને લીધે તે જીવનું જ્ઞાન છેલ્લામાં છેલ્લી હદે ઢંકાઈ જશે. અને તે એકેન્દ્રિય થશે.

☞ **જોયું? પોતાના જ્ઞાનના સ્વભાવની વિરાધનાનું** ફળ આ જ છે. આ ગજસુકુમારે સાંભળ્યું. ભગવાન શ્રી નેમનાથની વાણી છૂટે છે....અને જેણે પોતાના જ્ઞાતા-દ્રષ્ટા સાક્ષીસ્વરૂપને સ્વીકારીને હું આત્મા, જ્ઞાતા. દ્રષ્ટા, સાક્ષીસ્વરૂપ છું. એમ પોતાના સ્વભાવને સ્વીકારીને....વિકારને તથા પરના કર્તૃત્વપણાની બુદ્ધિ જેણે ઉડાડી

દીધી છે, છોડી દીધી છે. તે જીવ સમયે સમયે પોતાના જ્ઞાતાપણાને વધારતો વધારતો અને રાગાદિભાવને દૂર કરતો થકો અલ્પકાળે કેવળજ્ઞાનને, કેવળદર્શનને પામે. અને સાક્ષાત્ પૂર્ણ જ્ઞાતા સ્વરૂપે થઈ જાય છે. અને તે કેવળજ્ઞાનને, કેવળદર્શનને પામી પૂર્ણ સિદ્ધદશાને પામી જાય છે. આવું અંતરસ્વરૂપની સાધનાનું ફળ છે. આરાધનાનું ફળ છે.

**આવી પ્રભુ નેમનાથની વાત સાંભળીને...અથવા વાણી સાંભળીને ગજસુકુમાર ત્યાંને ત્યાં સમ્યક્જ્ઞાન–ગર્ભિત વૈરાગ્યમાં તરબોળ થઈ જાય છે.** તમે કેટલી વાણી સાંભળી? કેટલાક વૈરાગ્યમાં તરબોળ થઈ ગયા? આ કુમારે એક જ વાણી સાંભળી છે. અને વૈરાગ્યમાં તરબોળ બની ગયા છે.



**સાધ્ય–સાધકભાવે અંતરમાં જ્ઞાન વળી ગયું. જ્ઞાન અંતરમાં વળી જતાં તે ગજસુકુમારને ક્ષણવારમાં જાગૃતિ આવી ગઈ. પછી ઘેર આવીને પોતાની જનેતાને** (દેવકીજી માતાને) **ગજસુકુમાર કહે છે કે...હે જનેતા?** મારું આ એક વચન શાન્ત ચિત્તે સાંભળો...માતા કહે છે...કે હે બેટા! શું કહો છો? હે માવડી! હવે મારે ફરી જન્મવું અને મરવું નથી. અમારા આ વચનરૂપી બોલનો કોલકરાર ઝીલી લો. હે જનેતા! આ સંસારમાં અણપામેલી કંઈ ચીજ બાકી રહેલી છે? તેને તમે શાન્ત ચિત્તે જુઓ, વિચારો, અને જે અણપામેલી ચીજ છે. (તેને તમે પામો...આત્માના સ્વરૂપને પામો) તેને મારે પામી જવું છે. આત્મસ્વરૂપને મારે પામી જવું છે. અને પછી તેને જ આરાધી ફરી જન્મવું નથી. અને મરવું પણ નથી. તેને તમે જુઓ. સંસારની કોઈ ચીજ ભોગવવી બાકી રહી નથી. ભોગવ્યા વિનાની સંસારની કોઈ ચીજ રહી નથી. માટે હું કહું તેને તમે શાન્ત ચિત્તે સાંભળો. અને મારા ઉપરથી રાગભાવ છોડીને....મારા પોતાના ધર્મને માંગલિક કરવાની મને રજા આપો. સ્વભાવધર્મની શક્તિને અંદરમાં પ્રગટાવીને કહે છે કે...આપો રજા... મારે લેવી છે...દિક્ષા.

પછી માતા અને શ્રીકૃષ્ણે મળીને તે ગજસુકુમારને ઘણું ઘણું સમજાવ્યું. સમજાવવામાં મણા રાખી નથી...છતાં પણ જો સમ્યક્સુખની ખુમારી કુમારને ચડી ગઈ છે તે હવે ઊતરે તેમ નથી. "કબહુ ન ઊતરે ખુમારી." તે ગજસુકુમારની પરીક્ષા કરવા માટે શ્રીકૃષ્ણે ત્રણ ખંડના રાજ્યના ભોગ ભોગવવાના આમંત્રણ આપ્યાં. છતાં આ કુમાર જરાયે જ્ઞાનગર્ભિત વૈરાગ્યમાંથી ચલીત થયા નહિ. પછી માતા તથા ભાઈને રાજી કરવાને માટે એક દિવસ પૂરતું ત્રણ ખંડનું રાજ્ય અંગીકાર કર્યું. પણ તે કુમાર રાજ્યમાં...રાજ્યના ભાગોમાં તણાયા નહિ. લોભાયા નહિ. કારણ.... જેને અક્ષય લક્ષ્મી વરવી છે તે આ ક્ષણિક નાશવંત લક્ષ્મીમાં કેમ તણાય? લોભાય? રાજ્યમાં કેમ લોભાય? ન જ લોભાય.

પછી માતા તથા શ્રીકૃષ્ણ મળી શ્રીગજસુકુમારને નેમનાથ ભગવાનને સોંપે છે. અને માતા કહે છે કે....હે જાયા! હવે તું બીજી માતા કરીશ નહીં. મને જેમ રોવડાવી તેમ બીજી માતાને જન્મ લઈને રોવડાવીશ નહીં. સિંહની પેરે દિક્ષા લે છે....તો સિંહની પેરે પાળજે. નેમનાથ ભગવાને ગજસુકુમારને દિક્ષા આપી. આતો વ્યવહાર છે.

સાધ્ય....સાધકભાવમાં હવે આ મુનિ ઠરે છે. ઠરતાં ક્ષણમાત્રમાં જાગૃતિ આવી ગઈ. દ્વારિકાનગરીના સ્મશાનમાં જઈ ભિક્ષુની પડિમા અંગીકાર કરવાનો ભાવ આવી ગયો. તે ભાવ કોઈના કહેવાથી (આવી ગયો નથી.) આવ્યો નથી. પણ પોતાથી, પોતાનામાંથી જ આવ્યો છે. અંદરમાં પોતાના ભાવના સ્વરૂપનો વેગ સહજપણે આવ્યો છે. સ્વરૂપમાં ઠરી જઉં....અનંત શક્તિનો ઉઘાડ કરવા મારા અંતરમાં લે-મેલ થઈ રહી છે....લય લાગી રહી છે....સ્વભાવમાં ઠરી જાઉં....સ્વરૂપ સ્થિરતાને સાધી હું પૂર્ણ સિદ્ધ થઈ જઉં...એવા પ્રકારનો વીર્યનો પાવર અંદરમાંથી ઊપડયો છે. તેથી જ દિક્ષીત થયેલા મુનિ જે દિવસે દિક્ષા લે છે તે જ દિવસે ભગવાન શ્રી નેમનાથ પાસે જઈને કહે છે કે...હે **ભગવાન! અંદરમાંથી અંતરનાદ આવ્યો છે. જાગ્યો છે...કે મારી આજે ને આજે પૂર્ણ સિદ્ધ દશા થવાની છે. જોયું? આ મુનિને ફક્ત મતિ-શ્રુતજ્ઞાન છે. બીજું કોઈ જ્ઞાન નથી. છતાં અંતરનાદ આવ્યો કે...મારી દશા** આજે જ પૂર્ણ શુદ્ધસિદ્ધ થવાની છે.

**જડ ચેતનને જુદા પાડવાનો પ્રબળ વેગ ઉપડયો છે.** તેથી પ્રભુ પાસે જઈને કહે છે ...હે પ્રભુ! આપ આજ્ઞા ફરમાવો. પણ એમ નથી કહેતા કે તમારી આજ્ઞા હોય તો હું ભિક્ષુની પડિમા અંગીકાર કરું. પણ આતો એમ કહે છે કે... પ્રભુ! આજ્ઞા ફરમાવો. જેને લાંબો પંથ ટૂંકા કાળમાં કાપવો હોય તેનો ભીતરનો સમ્યક્‌વેગ કેવો તીવ્ર હોય! જે દિવસે દિક્ષા લીધી તે જ દિવસે કેવળજ્ઞાન!! અને તે જ દિવસે સિદ્ધપદ થવાનું છે. મુનિને નેમનાથ ભગવાને ત્યાગમાર્ગ બતાવ્યો.... અને એ ત્યાગમાર્ગ તે મુનિને તુરત જ પ્રગટયો...તુરત જ ફળ્યો....અને ભીતરમાંથી અવાજ આવ્યો કે...આજે જ આવ્યો કે...આજે જ મારી પૂર્ણતા પ્રગટવાની છે. 'સ્વ' અને 'પર'ને ભિન્નભિન્ન કરી...આત્માને સ્થિર કરીને સ્મશાનમાં કાઉસગ્ગધ્યાને ઊભો રહું. ભગવાન શ્રી નેમનાથે આજ્ઞા આપી. જે દિવસે સાધુપણું લીધું...તે જ દિવસે કેવળજ્ઞાન અને સિદ્ધદશા!! ધર્મ તો ઊંચામાં ઊંચો પ્રરૂપવો જોઈએ. નેમનાથ પ્રભુએ ઊંચામાં ઊંચો ધર્મ પ્રરૂપ્યો. તે ધર્મ સાંભળીને આ ગજસુકુમારે તુરત જ દિક્ષા લીધી. સાચી દિક્ષા લીધી.

**મુનિ એટલે શું?** મુક્તિસુંદરીને વરવા નીકળે તે મુનિ. આ મુનિનો અંતર અવાજ અને સામે નેમનાથ ભગવાનનો અંતર અવાજ એકમેક...એકાકાર...થઈ ગયો છે.

સંસારમાં બીજાને ઉપાડીને સ્મશાનમાં મૂકવા જાય છે. આ મુનિ તો પોતે જાતે સ્મશાનમાં ચલાવીને શરીરને મૂકવા જાય છે. સંસારમાં (મુવા) મરણ પછી બીજાને સળગાવી દે છે. આ મુનિ જીવતા શરીરને સળગાવી દેવા તૈયાર છે.

પ્રભુ નેમનાથે આજ્ઞા આપી. ભગવાન નેમનાથ સમય સમયનું બધુંય જાણે છે. કે જે....વસ્તુની અવસ્થાની વ્યવસ્થા થવાની છે. તે થશે જ. સિંહના વાડા ન હોય વાડા તો ઘેટાં–બકરાના હોય. અત્યારે કેટલાક કહે છે કે અમારે વાડા નથી. એમ કહીને વાડા ભેગા કરનાર ઘણાય છે. ભગવાનને એમ ન થયું કે આ મુનિ નાના છે. નવદિક્ષીત છે, કોમળ વયના છે, માટે લાવ તેના રક્ષણ માટે બે ચાર સાધુ ભેગા મોકલું. જોયું ! આવો વીતરાગનો માર્ગ છે. ભગવાને આજ્ઞા આપી. મુનિ સ્મશાનમાં પહોંચ્યા ત્યાં અખંડ સાધનાવાળી આત્મદશામાં મુનિ એકાકાર થઈ ગયા. ત્યાં શુક્લ-ધ્યાનની શ્રેણીનો વેગ ઉપડયો. અને તે વેગ વધતા વધતા ઠેઠ શિખર સુધી આવવા લાગ્યો. દેહથી ચેતન જુદો પડવા લાગ્યો. દરેકે દરેક આત્મામાં ધીરજ અને ક્ષમા અનંત ભરેલી છે. અનંત ક્ષમા અને ધીરજ પ્રગટ થવાની શરૂઆત થઈ ગઇ છે. આ મુનિ સ્વભાવમાં એવા તો એકાકાર થઈ ગયા છે કે બહારમાં કોણ આવે છે. અને કોણ જાય છે. તેની તેમને ખબર નથી.

અંતરંગ આત્મદ્રવ્ય ઉપર પોતાની દૃષ્ટિ સ્થાપીને અનંત ધીરજમાં લીન બનીને એકાકાર બન્યા. જ્ઞાનરૂપી અશ્વે ચડયા. જડ એવા દેહથી ચૈતન્ય એવો આત્મા જુદો પડવા લાગ્યો. આ મુનિએ–સ્વભાવની ગુણની શ્રેણીએ ચડીને આત્મશાન્તિ વધારી. એટલે અનંત ક્ષમા અને અનંત ધીરજનો વેગ અંદરમાંથી વધતા વધતા કર્મની ભેખડો તૂટવા લાગી.

એવા અવસરે કેવો અજબ બનાવ બને છે. તેને તમે સાંભળો. ભીખ્ખુ એટલે કર્મની ભેખડોને ભાંગે તોડે તે ભીખ્ખુ. પણ ભીખ્ખુ એટલે હે માબાપ ! પેટ ભરાતું નથી. માટે બટકું રોટલો આપજો. એવા માંગણવેળા કરે તેનું નામ તે ભીખ્ખુ નહીં. ભીખ્ખુ તો કર્મની ભેખડોને ભાંગે રાગ–દ્વેષને તોડે તે ભીખ્ખુ.

**આ મુનિ કેવળજ્ઞાન લેવાની તળેટીમાં આવીને ઊભા** છે. અને બીજી બાજુ કેવો ભયંકર બનાવ બને છે. અને એ બનાવની વાત સાંભળી શ્રીકૃષ્ણ કોની સામે જોઈ લેશે, પોતાના પુણ્યનું માપ કેવી રીતે કાઢી લેશે. તે વાત કરશે. તેને સાંભળો. તમે તમારી સામે જોતા શીખો. તમારા પુણ્યના માપ કાઢતા શીખો. અને સ્વભાવમાં ઠરો.

ॐ શ્રી સંત્



# વ્યાખ્યાન નં. ૫૭

સંવત ૨૦૧૪ નાં દ્વિ. શ્રાવણ સુદ ૧૧, રવિવારને તા. ૨૪-૮-૧૯૫૮.

## "સળગવા લાગે છે...તે સળગવાના ભાવ છે. અને...જાણનાર...જાણવાના ભાવે છે"

આ સંયતિ નામનો રાજા મૃગના શિકારે નીકળી ગયો છે...વર્તમાન તેનું વીર્ય અવળું પડયું છે. તેના વીર્યનો અવળો પાવર ઉપડયો છે. હિંસક વીર્યનો પાવર ઉપડયો છે. તેમાં કોની લાગણી દુભાય છે....તે જોવાનો અવકાશ જ નથી. જ્ઞાની અને અજ્ઞાનીને પૂર્વપુણ્યનો ઉદય વર્તતો હોય. પણ અજ્ઞાની પૂર્વપુણ્યની સત્તામાં કોઈની વાત સાંભળવા તૈયાર થતો નથી. ત્યારે જ્ઞાનીને પૂર્વપુણ્યના ઉદયમાં દખલ આવે તો બીજાની સામે નહીં જોતાં પોતાની સામે જોઈ લે છે. તેના ઉપર ગજસુકુમાર અને શ્રીકૃષ્ણનું દૃષ્ટાંત અપાય છે.

ગજસુકુમાર દિક્ષીત થઈ પ્રભુ નેમનાથની આજ્ઞા મેળવી દ્વારિકાનગરીના સ્મશાનમાં જઈને કાઉસગ્ગ ધ્યાને ઊભા રહ્યા. જડ અને ચેતન જુદા પડવા લાગ્યા... અને અંદરમાંથી આત્મશક્તિ વધવા લાગી...એટલે અંદરમાંથી અનંતી ક્ષમા, અનંતી ધીરજ વધવા લાગી...અને કર્મોની ભેખડો તૂટવા લાગી...અને અંદરની વીતરાગતા, ક્ષમા, ધીરજ, વધતા..કર્મોની ભેખડો તૂટવા લાગે...તેવો નિમિત્ત નૈમિત્તિક સંબંધ છે.

આવા અવસરે એવો બનાવ બને છે કે મુનિ ગુણનો વેરી સોમલ બ્રાહ્મણ ધગધગતા અંગારા આ મુનિના શરીર ઉપર નાખે છે. માખણના પીંડા જેવી તો જેની કાયા છે. એવી કાયા આ મુનિની સળગવા લાગી. જ્ઞાની કહે છે કે, જે સળગવા લાગે છે...તે સળગવાના ભાવે છે...અને જાણનાર જાણવાના ભાવે છે.

જ્ઞાનીનું વીર્ય સ્વભાવમાં સમાય છે. અજ્ઞાનીનું વીર્ય બહારમાં ફેલાય છે... ફૂલે છે...ફાલે છે. વીર્ય ધીરું થઈને અંદરમાં સમાય તેને બહારનાસંયોગે । કાંઈ કરી શકે નહિ. જેને આત્મશાન્તિ, આત્મક્ષમા, આત્મધીરજ, પ્રગટી છે તેને અગ્નિ કરે શું? તેને બહારના પટ લાગે નહીં. સોમલ બ્રાહ્મણે અગ્નિના શસ્ત્ર મુનિ ઉપર ફેંકયાં...છતાં મુનિ સમભાવમાં રમે છે...સ્વભાવમાં રમે છે. બહારથી જોતાં ધગધગતા ખેરના અંગારાની અસર (તીવ્ર અશાતાનો ઉદય) અને અંદરથી જોતાં કર્મની અસર આ મુનિના પરિણામ ઉપર થઈ નહિ અંદરથી અનંતજ્ઞાનશક્તિનું વીર્ય...તેનો મહાસાગર ઉછળે તેને કોણ રોકી શકે?

દરેક જીવ જ્ઞાન સ્વરૂપી છે. મહાસાગર જ્ઞાનનો ઉછાળો તેને કોણ રોકી શકે? કોઈ નહી.

આત્માને દેહથી જુદો જાણ્યો છે ...તેવા વિદેહીને...શરીર જલો....બળો....બચો. તેનાથી આત્માને શું થવાનું છે? શું જવાનું છે? શરીર છૂટે છે તે પર્યાય છૂટે છે. પણ આત્માનું કાંઈ છૂટતું નથી, ઘટતું નથી. જે જાય છે તે જવાના ભાવે છે. તેમાં આત્માનું કાંઈ જતું નથી.

આ મુનિ સવળા વીર્યના પાવરમાં મશગૂલ છે. જ્ઞાન-ધ્યાનમાં મશગૂલ છે. સામે સોમલ બ્રાહ્મણ એક દુશ્મન ન કામ કરે તેવું કામ કરનાર અવળા વીર્યના પાવરવાળો છે. વળી કહે છે કે....મારી દીકરીનો ભવ બગાડનાર એ મુંડકા...એમ પરના દોષ જોનાર એવો સોમલ બ્રાહ્મણ આ મુનિને જોતાં તિરસ્કાર, ક્રોધ અને છેવટે વેર-ભાવમાં વ્યાપી રહ્યો હતો. તેથી આંખો લાલચોળ થઈ ગઈ હતી. શરીરમાં ઝણઝણાટ થઈ રહ્યો હતો. એ બધો અવળા વીર્યનો પાવર હતો. ત્યારે....મુનિ કે જેના પ્રદેશે પ્રદેશે જ્ઞાનશક્તિનો પાવર વ્યાપી રહ્યો હતો. સમ્યક્‌વીર્યનો પાવર વ્યાપી રહ્યો હતો. અનંતુવીર્ય મુનિને સ્વભાવમાં સમાતું જાય છે. અજ્ઞાનીનું વીર્ય બહારમાં ફરે છે... ફાલે છે.

**ધર્મપદ જેને પ્રગટ્યું છે, તેને મારી નાખનાર, બાળી નાખનાર, આ સોમલ બ્રાહ્મણ અનંત જીવોના કર્મના વેરની સાથે નિશ્ચયથી વર્તમાન વર્તી રહ્યો** છે અનંત જીવોના કર્મના વેરની સાથે નિશ્ચયથી આ બ્રાહ્મણ કેવી રીતે વર્તી રહ્યો છે? શી રીતે વર્તી રહ્યો છે? આ સાધુ પોતે અનંત જીવોની દયા પાળતા હતા. તેને મારી નાખ્યા....એટલે અનંત જીવોની દયા પાળતા અટકાવ્યા. તે વ્યવહાર. બીજું આ મુનિરાજ ઘણા જીવોને દયા પાળવાના રસ્તા બતાવતા હતા...તેને મારી નાખ્યા. અનંત જીવોને દયા પાળવાના રસ્તા બતાવતા હતા, તેને અટકાવ્યા તે પણ વ્યવહાર.

**નિશ્ચયથી શું**? જેના અંતરમાં અનંતકાળથી સંસાર ઊભો છે. હવે...જે **ભાવમાં અનંત સંસારની શકિત ભરી છે અરે....તે જ ભાવમાં અનંત સંસારને ટાળવાની શકિત ભરી છે.** એવી અનંત સંસાર પરિભ્રમણવાળી શકિતને ટાળીને જેણે સ્વભાવ શક્તિને પ્રગટ કરી છે. તેવા સાધુને મારી નાખનારને અંતર-માંથી...ઊંડાણમાંથી...ભાવમાંથી...શું આવે છે? તેને એ આવે છે કે ત્રણેકાળનો સંસારનો ભાવ ઊભો થયો છે. એ સંસારભાવને ટાળવાનો જે ભાવ છે...તે ભાવનો નકાર કરે છે. જો નકાર ન કરે તો મુનિને સળગાવી ન દે... એ ભાવ મારે જોઈતો નથી. એ ભાવની હૈયાતિ ન હોય એમ...માનનારના અંતરમાં એવો ભાવ ઊભો થાય છે. આ ભાવમાં અનંત વીર્યનો અવળો પાવર છે. સંસારમાં જ રઝળાવનારી ખોટી

માન્યતા જેણે હૃદયમાં રાખી છે...અને...અનંત સંસાર પરિભ્રમણ જેને ટાળી દીધું છે, અથવા અનંત સંસારપરિભ્રમણ ટળી જાય એવો ભાવ જેણે હૃદયમાં ઊભો કર્યો છે, તેવો ભાવ ત્રણે કાળે મારે ન હોય...ન હો...એટલે અનીતિ...અન્યાય...દગા...ફટકા...વિશ્વાસઘાત. ગરીબોના લોહી ચૂસવા વગેરે અધર્મ પોષકભાવ ..ત્રણેકાળે હો... એવો ભાવ...ધર્મીને મારી નાખવાથી કે ધર્મીને નહીં ઓળખવાથી...ત્રણે કાળમાં અધર્મ પોષકભાવ આવે.

એવી માન્યતાવાળો, જેટલા પાપના બોલો છે...તે બધાય બોલોને સેવનારો છે. જગતમાં જેટલા અધર્મો છે, તે બધાય અધર્મોને સેવનારો છે. તેમાં તેનું છાબડું નમી જાય છે. એટલે મરીને દુર્ગતિમાં જાય છે.

"ખૂબ વિચારપૂર્વક વાંચો"

☞ સાધુને મારી નાખ્યા....બાળી નાખ્યા...તેમ...સોમલ બ્રાહ્મણે આપણા મુનિને સળગાવી નાખ્યા...તેમ જગતના જીવો સમજે છે. તમે પણ સમજતા હશો. પણ જેને અંતરજ્ઞાન સ્વભાવ પ્રગટયો છે. અને સંસારને ટાળવાનો પૂરેપૂરો ભાવ જેણે પ્રગટ કર્યો છે. તે ભાવ ન હો....તે ભાવ મારે ન હો...એવી માન્યતાવાળો...પોતાના આત્મામાં સત્તાપણે શકિતરૂપે સાધુપદના જે ભાવ ઊભા છે....તે ભાવનું ભાવમરણ કરનાર તે પોતે મૂવો....કે મુનિ મૂવા? પોતે મૂવો....તે નિશ્ચય. દુનિયા કહે છે કે, મુનિને મારી નાખ્યા. ભાઈ! મુનિ તો જીવતા અને જાગતા છે. કેવળજ્ઞાન લઈને મોક્ષે ગયા છે. પણ સોમલ બ્રાહ્મણ મરી ગયો; કારણ કે આત્માના ગુણોનો તે આદર કરતો નથી. તેને અનાદર ઊભો છે.

જેણે ધર્મપદ ન ઓળખ્યું તેણે ધર્મપદનો અનાદર કર્યો.

જે સાધુ....આત્માનો, અંતરનો, ભીતરનો, સાધકદશાનો ધર્મ પાળી રહ્યા છે.... તે સાધુ ત્રણેકાળે ન હો....એવી માન્યતાવાળાને ત્રણેકાળે સંસારનો ભાવ ઊભો થયો છે. એવા ખોટા ભાવ એવી ખોટી માન્યતાના બીજડામાં, ત્રણેકાળના કષાયનું બીજડું પડયું છે. એવા અવળા વીર્યનો પાવર ચાર ગતિમાં રખડાવનાર છે.

મુનિ સવળા વીર્યના પાવરમાં ઉપડયા છે....જેણે સંસારને દુઃખમયો (વગર દુઃખ ભોગવ્યે) સંપૂર્ણપણે જાણી લીધો છે.

સોમલ બ્રાહ્મણે ફેંકેલા અગ્નિના શસ્ત્રથી આ મુનિનું શરીર સળગે છે. સળગી જવું તે તેનો સ્વભાવ છે. હું તો અખંડ જ્ઞાતા-દ્રષ્ટા એટલે શુદ્ધ સળંગ જ્ઞાયકતત્ત્વ છું. (સંસારમાં ઝેરના દ્રવા છે. સંસારમાં તમે શું ભાળી રહ્યા છો? સંસારમાં કોઈ નથી. સંસાર તે ઝેર છે.) એમ અમૃત કળશામાં અમૃત ઘોળાતા હોય. એટલે આત્મામાં જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-ક્ષમાદિ ધર્મો ઘોળાતા હોય....એટલે કે અનુભવાતા

હોય તથા મન-વચન-કાયાના જોગને એક કોર મૂકીને....અયોગી એવો...તેનાથી પણ પર.... આત્મદ્રવ્યને સંપૂર્ણપણે પ્રગટ કરવાના જેના ભાવ વર્તતા હોય. તેને ઢોળી નાખવા, તેને અશુદ્ધ કરવા, આ દુનિયામાં કોણ સમર્થ છે? કોઈ નહિ. મુનિ કહે છે કે મારું અરૂપી જ્ઞાન... તારા...રૂપી એવા આ અંગારાથી બળે નહિ... બળે તે હું નહિ. મારું છે તે ત્રણકાળમાં બળે નહિ. અને તે મારું નહિ.

આવું તમારા ભાવમાં જો વર્તમાનમાં બેસી જાય તો...કોના ઉપર રાગ, દ્વેષ થાય? કોના ઉપર મારા-તારાપણું થાય? કોઈના ઉપર નહિ. ઘરના બધાય માણસો કહે કે અમારે દિક્ષા લેવી છે તો ના ન પાડે. પણ કહે કે...ભલે લો દિક્ષા. તમારું કલ્યાણ કરો. હું મારું એકલાનું નભાવી લઈશ. સમ્યકૃત્વ પામીને દિક્ષા લો. (જોજો હો...મિથ્યાત્વમાં દિક્ષા હોતી નથી...સાધુ-સાધ્વિથી છેતરાતા નહિ હો.)

આ તારા સ્થૂલ કોલસાની આગથી મારો સૂક્ષ્મ અરૂપી આત્મા સળગે નહિ. તારા જાડા, કાળા સ્થૂલ કોલસાની આગથી મારો ભગવાન આત્મા પકડાય તેમ નથી. કોણ બળે છે? હાડકાં, ચામડાં, લોહી, માંસ બળે છે. તે પુદ્‌ગલીક વસ્તુ છે. હું તો ચૈતન્ય જ્ઞાન માત્ર આત્મા છું. જ્ઞાન સ્વરૂપી આત્માને તારા કોલસા તો શું પણ ત્રણ-કાળમાં કોઈ સળગાવી દેવા સમર્થ નથી. આવા વિચારો સમ્યક્‌જ્ઞાન શકિતના છે, સમ્યક્‌જ્ઞાનીના છે.

અંદરમાંથી અનંતજ્ઞાનશકિતના વીર્યનો મહાસાગર ઉછળ્યો છે, તે ઉછળતા વીર્યના જોરે...કેવળજ્ઞાન, કેવળદર્શનની રોશની પ્રગટે છે. પછી આ મુનિ મોક્ષે પધાર્યા છે. આવો સવળા વીર્યનો પાવર ઉપડે તો અવળા વીર્યનો પાવર અહીં બેઠા છૂટી જાય.

## "સ્વસ્વરૂપને પામો"

અહો! જગતના જીવો! આત્માનો આવો સ્વાદ ચાખો. અંતરથી કિંમતી પાણીની પરીક્ષા કરો. (જેમ હીરાના ઝળકતા પાણીની કિંમત ઝવેરી આંકે છે ને? તેમ.) આજે જ મરણ છે. એમ સમજીને ચેતી જાવ...ઠરી જાવ...વીરમી જાવ. ઈષ્ટ-અનિષ્ટ-સંયોગો પ્રત્યે ઉપડતા, ઊપજતા, રાગ-દ્વેષ-મોહથી છૂટી જા. તું આત્મા, સ્વતંત્ર, રાજાનો રાજા છો. એમ... સમજીને રાગ-દ્વેષ-મોહથી છૂટી જા...હવે તો ભાઈ....! સમભાવ-ઉપશમભાવ-ક્ષયોપશમભાવ-ક્ષાયકભાવને પામી જા... ઠરી જા... સ્વતંત્રપણે સમભાવને પામી જા...શાન્ત થા...ઠરી જા...જે દિવસે દિક્ષા, તે જ દિવસે કેવળજ્ઞાન, સંપૂર્ણ આત્માનો ઉઘાડ...તે જ સમયે સિદ્ધપદ પ્રાપ્ત થયું.

બીજે દિવસે દ્વારિકાનગરીનો માલીક ત્રિખંડાધિપતિ શ્રીકૃષ્ણ, શ્રી નેમનાથ

ભગવાનને વાંદવા જાય છે. પ્રભુને વાંદી બીજા મુનિઓને વાંદી, સર્વેને ભાવપૂર્વક વાંદ્યા. પણ પોતાના ભાઈને ન દેખ્યા. ત્યારે તે શ્રીકૃષ્ણ કહે છે કે... હે ભગવાન! ગજસુકુમાર મુનિ ક્યાં બિરાજે છે! પ્રભુ નેમનાથ કહે છે કે હે કનૈયા! ગજસુકુમાર મુનિ તો મુક્તિગઢમાં બિરાજે છે. કનૈયો કહે છે કે હે પ્રભુ! કાલે જ દિક્ષા અને કાલે જ મુકિતગઢમાં બિરાજ્યા? પ્રભુ કહે છે કે...હા...હે કનૈયા! તે મુનિવર મુકિતગઢમાં બિરાજે છે. આ વાત સાંભળી તરત પ્રમાણ કરી, પ્રભુને વાંદીને શ્રીકૃષ્ણ પાછા ઘરે આવે છે.

ઘરે આવતાં રસ્તામાં સોમલ બ્રાહ્મણ ઉપર દષ્ટિ પડતાં અને સોમલની તેમનાં ઉપર દષ્ટિ પડતાં બ્રાહ્મણ "**अेगाहच्चं कुडा इ च जावियाओ ववरोवीआ जाली**" (સૂત્રપાઠ) સોમલ બ્રાહ્મણ ત્યાંને ત્યાં મરણ પામે છે. અવળા વીર્યના પાવરમાં ઉપડેલો સોમલ મરીને નરકે જાય છે.

આ દૃષ્ટાંત આપીને કહેવાનો આશય એ છે...કે... પોતાના સગા ભાઈનો પોતાની જ નગરીમાં કંપારી છૂટે એવો બનાવ એક ક્ષુદ્ર બ્રાહ્મણના હાથે બની જવા પામ્યો... છતાં શ્રીકૃષ્ણ, સોમલ બ્રાહ્મણ સામે નહીં જોતાં...તેનો જરાય દોષ નહીં દેખતાં.... પણ ફક્ત મારા પુણ્યની કચાશ છે. એમ પોતા સામે જુએ છે. **ત્રણ ખંડનો ધણી છે, છતાં પોતાના પુણ્પની કચાશ છે, એમ વિચારી, બ્રાહ્મણનો દોષ નહીં દેખતા, પોતાની સામે જોઈ લે છે.** શ્રીકૃષ્ણ મહારાજાની સેવામાં આઠ હજાર દેવતાઓ ઊભા છે. તેને જો શ્રીકૃષ્ણ હુકમ કરે, તો બ્રાહ્મણના મડદાનાં રાય રાય જેવડા ટુકડાં કરાવવા ધારે તો કરી શકે તેમ છે. પણ ધર્માત્મા તેની સામે નહીં જોતાં તે મારો અવરોધી છે, મારી સત્તામાં તે પ્રતિકૂળ પડયો, તે મારા પુણ્યની કચાશ છે, એમ પોતાના પુણ્યનું માપ કાઢી, સમભાવમાં રહે છે. સામો પ્રતિકૂળ પડે તે પોતાના પુણ્યની કચાશ છે. એમ દરેકે દરેક જીવે સમજવું જોઈએ. આ ન્યાયને દરેકે દરેક જીવે ગજવામાં રાખવા જેવો છે. બીજાનો દોષ નહીં જોનાર તે સમભાવે સહન કરે. સમતામાં રમતો રહે છે.

કૂતરાને કોઈ કાંકરી મારે તો તે કૂતરું કાંકરી તરફ દોટ મૂકે છે. અને તે કૂતરું કાંકરીને જ બચકાં ભરે છે. તમો કોને કોને બચકા ભરો છો? કાંકરીને કે કાંકરીના મારનારને? પણ સિંહને કોઈ ગોળી મારે તો સિંહ ગોળી ક્યાંથી છૂટી...તે જોઈને ગોળી મારનારને પકડે છે. પણ ગોળીને નહિ....

એમ સિંહ જેવો જ્ઞાનીનો સ્વભાવ અને કૂતરા જેવો અજ્ઞાનીનો સ્વભાવ છે. જ્ઞાનીનો સિંહ જેવો સ્વભાવ હોવાથી "**नेया उयं मग्गं**" ન્યાયયુક્ત હોય છે. પ્રતિ-

ફૂળતા આવી....તે ક્યાંથી આવી....કેમ આવી...શા માટે આવી....શું કરવા આવી... મને આવી....અને આ પ્રકારની અગવડતા બીજાને કેમ ન આવી...મને ગાળ દીધી અને બીજાને ગાળ કેમ ન દીધી? મને નુકસાન થયું અને આ બીજાને નુકસાન કેમ ન થયું....તેમાં મારો દોષ છે કે નહિ.... મારો પૂર્વનો અભ્યાસ છે કે નહિ... તેમાં મારું કોઈ કારણ છે કે નહિ...કે તેનું જ કારણ છે....એમ જ્ઞાની મૂળને પકડે છે. મારું પોતાનું સ્વરૂપ સહજરૂપે છે. આત્માર્થી જ્ઞાની પોતે પોતા તરફ જુએ છે.

* અજ્ઞાનીને પુણ્યનો ઉદય વર્તતો હોય ત્યારે...અભિમાન કરીને કહે છે કે... આણે આમ કર્યું...આમ કર્યું...થાય...આમ ધાર્યા નીકળે છે. આમ થાય. એમ જ થવું જોઈએ. અજ્ઞાનીને પુણ્યનો ઉદય હોય ત્યારે અહંકાર, મમકાર, અભિમાન કરીને કહે છે કે...આમ થયું...આમ જ થાય. આમ જ થવું જોઈએ. એમ જ થાય. ધાર્યા નીકળે. અજ્ઞાની પૂર્વપુણ્યના ફળમાં અહંકારમાં સલવાઈ જાય છે. જ્ઞાની તેમાંથી ન્યાય કાઢીને સલવાતા નથી. જ્ઞાનીને ગમે તેટલી અનુકૂળતા આવે છતાં તેમાં તેમને પ્રીતિ અને રૂઢિ ન થાય. અગર જ્ઞાનીને ગમે તેટલી અગવડતા આવે ત્યારે તેમને અપ્રીતિ અને અરુચિ ન થાય. તે જ્ઞાનદશા છે. જે જીવ આ શ્રીકૃષ્ણનું દૃષ્ટાન્ત સાંભળીને પોતાના તરફ જોઈને પોતામાં ઠરશે. તે જીવનું કલ્યાણ થઈ જશે.

વર્તમાન આ રાજા અવળા વીર્યના પાવરમાં છે. મારી સત્તા ભૂમિકામાં કોઈની દાદ-ફરિયાદ ન જોઈએ. બીજાની દાદ-ફરિયાદ સાંભળવાનો અવકાશ આ રાજાએ રાખ્યો નથી. વીર્યનો એક્કો છે. પણ અવળા વીર્યનો પાવર છે. તેમાં બીજાની લાગણી ક્યાં દુભાય છે તેને નહીં જોનાર એવી આ રાજાને પૂર્વપુણ્યના ઢગલાંની પ્રિયતા વર્તી રહી છે. પૂર્વ પુણ્યની સત્તાપ્રિય કર્મની પ્રકૃતિમાં વર્તમાન આ રાજાને અવળા વીર્યનો પાવર ફાટ્યો છે. તે ગર્દભાલી મુનિના સમાગમે અને પોતાના ઉપાદાનના કારણે સ્વભાવમાં સમાઈ જતાં તે વીર્ય સ્વભાવમાં સમાઈ જઈને...સ્વભાવને સાધીને મોક્ષમાં જશે.

અજ્ઞાનીને અસંયોગી આત્મસ્વભાવની ઓળખાણ નથી. તેથી સંયોગો ઉપર તેનું લક્ષ છે. અને સંયોગોને જાણતાં પોતાને અપ્રતિકૂળ હોય તો તેને ફેરવવાનો અભિપ્રાય સેવે છે. પણ ભાઈ! તે સંયોગો તારા ફેરવ્યા ફરે તેમ નથી. પણ તું ફરી જા...એટલે તે એની મેળાએ ફરી જશે. એ અભિપ્રાયથી પોતે દુઃખી થાય છે.

જ્ઞાનીને પોતાના અસંયોગી સ્વભાવ ઉપર દૃષ્ટિ છે. તેથી સ્વભાવની નિઃશંકતાપૂર્વક સંયોગોને જાણે છે. પણ તેનાથી લાભ નુકસાન થવાની શંકાને સેવતા નથી. (અર.ર.ર. આ મારો શિષ્ય બીજે જશે, આ મારી પાસે ભણનાર બીજાની પાસે દિક્ષા લે છે. તો મને નુકસાન થશે. એમ પરથી નુકસાન માને છે અને પરથી જ લાભ

માને છે. તે ગાઢ મિથ્યાત્વી છે. તે સાધુ કે સાધ્વિ નથી. પણ તે અજ્ઞાની છે, મોહી છે: તેથી સ્વભાવના લક્ષે સમભાવ વર્તે છે. જ્ઞાની પોતે પોતાના ગુણોથી દૃષ્ટિ વડે અવગુણને ટાળે છે. આમ જ્ઞાનીને સ્વભાવનું ધણીપણું અને સ્વભાવનું માલિકીપણું છે. પણ સંયોગનું ધણીપણું નથી અને માલિકીપણું નથી. તથા પર ઉપરથી અને વિકાર ઉપરથી ધણીપણું છૂટી ગયું છે. પ્રિયતા છૂટી ગઈ છે. અને અજ્ઞાનીનું ધણી-પણું પર તથા વિકાર ઉપર ઊભું છે. અને સ્વભાવને તે અજ્ઞાની ભૂલી જાય છે. પહેલો જીવ મોક્ષ માર્ગે છે. અને બીજો જીવ સંસારના માર્ગે છે.

આમ દૃષ્ટિ ફેરે મોક્ષ છે. અને દૃષ્ટિ ફેરે સંસાર છે. જીવમાં વીર્ય નામનો ગુણ છે. અને તે ગુણમાં ક્ષણે ક્ષણે કાર્ય થઈ રહ્યું છે. એકપણ ક્ષણ કાર્ય થયા વિનાની જતી નથી. એટલે જીવ ક્ષણે ક્ષણે વીર્યને ફોરવે છે. હવે હું તમોને પ્રશ્ન પૂછું છું કે..."સયમં મીય વીર્યમ્" કે "અસયમં મીય વીર્યમ્"? સંયમમાં વીર્ય ફોરવાય છે કે અસંયમમાં? પોતાના શુદ્ધ સ્વભાવની રુચિ-શ્રદ્ધા-જ્ઞાન નહિ હોવાથી વર્ત-માનમાં વીર્ય પર તરફ ઢળે છે...સ્વભાવની રુચિ, શ્રદ્ધા અને જ્ઞાન કરીને તે વીર્યને સ્વભાવ તરફ વાળવાનું છે. કોણ વાળવાનો છે? આ સંયતિ રાજા વાળવાનો છે.

એક ભલામણ કરું છું કે આપણે પણ રુચિ-જ્ઞાન અને શ્રદ્ધા કરી લેવાના છે. અને તેમાં જ વીર્યને ફોરવવાનું છે. એમ જ અનંતા જિનેશ્વર ભગવંતો કહી ગયા છે.

જુઓ ભાઈ! **બધાય દ્રવ્યોમાં** (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્‌ગલાસ્તિકાય, જીવાસ્તિકાય) આકાશદ્રવ્યની પ્રદેશ સંખ્યા અનંત છે.

પણ...આત્મસ્વભાવનું જ્ઞાન સામર્થ્ય તેનાથી પણ અનંતુ છે. કેમ કે...અનંત આકાશને જાણે...એવું જ્ઞાનના એક પર્યાયનું સામર્થ્ય છે. જ્ઞાનના એક પર્યાયમાં અનંત આકાશ જણાઈ જાય છે.

એવી અનંતી પર્યાયનો પીંડ એવો એક જ્ઞાન ગુણ છે. (૨) એવો દર્શનગુણ, (૩) એવો ચારિત્રગુણ, (૪) એવો અસ્તિત્વગુણ, (૫) એવો વસ્તુત્વગુણ વગેરે અનંત-ગુણો આત્મામાં છે.

એવા ચૈતન્ય સ્વભાવની અનંતતા લક્ષમાં લે તો જ્ઞાનગુણ, દર્શનગુણ, સુખ-ગુણ, વીર્યગુણની સ્વતરફની અનંતગુણી, અનંતગણી દશા ખીલી જાય છે. જ્ઞાનની સ્વતરફની અનંતગુણી દશા ખીલી જાય છે. તેવી રીતે દર્શનગુણની, સુખગુણની, વીર્યગુણની પણ અનંતગુણી દશા ખીલી જાય છે.

આકાશની અનંતતા કરતાં ચૈતન્યની અનંતતા...અનંતગુણી છે. તેથી આકાશને લક્ષમાં લેનાર જ્ઞાન કરતાં ચૈતન્યને લક્ષમાં લેનાર જ્ઞાનનું અનંત સામર્થ્ય છે. એવા જ્ઞાનનું સામર્થ્ય કરતાં. સમ્યક્ પુરુષાર્થ ખીલી જાય છે. તે કરતાં...કરતાં જ્ઞાનનું વીર્ય સ્વભાવમાં સમાઈ જાય છે. તે જ્ઞાનસ્વભાવની અનંતતાના મહિમાને જાણીને જ્યાં જ્ઞાનસ્વભાવમાં જ્ઞાન ઠર્યું તો ત્યાં તે જ્ઞાન અંદરમાં ફાલ્યું...ફૂલ્યું છે. અને તે જ્ઞાન કેવળજ્ઞાનને પ્રગટાવીને મોક્ષમાં લઈ જશે.

જ્ઞાનને...જ્ઞાનના વીર્યને પોતાના સ્વભાવમાં વાળીને સ્વભાવમાં સમાઈ જવું તે દરેકે દરેક જીવ માટે વ્યાજબી છે. અને એ જ કરી લેવા જેવું છે.

ॐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૫૨

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ સુદ ૧૩ ને મંગળવાર તા. ૨૬-૮-૧૯૫૮

### "બહારની દોડાદોડ મૂકીને....તું તારો ગુરુ થઈને... અંતરજ્ઞાનને...એકવાર પ્રાપ્ત તો કર..."

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા.

ઉ. સૂત્ર, અધ્યયન ૧૮મું, તેની પહેલી ગાથાનું ચોથું પદ વંચાય છે. "मिगव्वं उवणिग्गए."

આ સંયતિ રાજાને વર્તમાન સત્તા પ્રિય કર્મની પ્રકૃતિમાં અવળા વીર્યનો પાવર ઊપડ્યો છે. પૂર્વપુણ્યના ફળના ઢગલામાં પ્રિયતા વર્તી રહી છે. અને તેનો હું માલિક છું. તેનો હું ધણી છું. એવા ધણીપણાના અવળા વીર્યના પાવરમાં વર્તતા... તેમાં કોની લાગણી દુભાય છે...તે આ રાજા જોતો નથી. એવી સત્તા-પ્રિયકર્મની પ્રકૃતિમાં સત્તાપ્રિયતા વર્તી રહી છે. તેની એ પ્રિયતા ચાર ગતિમાં રખડાવે એવી છે. એનું વર્તમાનમાં આ રાજાને ભાન નથી.

જડનું...પૂર્વપુણ્યના ઢગલાનું ધણીપણું એ બધોય સંસાર છે. તેમાં જે વીર્યનો પાવર છે, તે કષાય પરિણામી વીર્ય છે, બાલવીર્ય છે, અજ્ઞાન છે. અજ્ઞાનીનું વીર્ય સંસારમાં ફાલે છે અને ફૂલે છે. અને જ્ઞાનીનું વીર્ય સ્વરૂપમાં ધીરું થઈને સમાય છે.

જેને પૂર્વ પુણ્યનું ધણીપણું હોય, તેને વિકારનું, ઇંદ્રિયોનું, ઇંદ્રિયોના વિષયોને ભોગવવાનું ધણીપણું હોય. જેને વિકારનું ધણીપણું હોય, તેને પૂર્વ પુણ્યનું, ઇન્દ્રિયોનું, ઇન્દ્રિયોના વિષયોને ભોગવવાનું ધણીપણું હોય. તે અવળા વીર્યનો પાવર છે. તેમાં કોની લાગણી દુભાય છે તે જોવાનો અવકાશ આ રાજા લેતો નથી.

**હું અનંતજ્ઞાનનો ધણી છું. સ્વભાવનું ધણીપણું, સ્વભાવનું માલિકીપણું પ્રગટે તે અંશે મોક્ષનો માર્ગ છે.** અને તેમાં પૂર્ણ સ્થિરતા થવી તે પૂર્ણ મોક્ષ છે. આમાં જ વીર્યનો પાવર છે, તે અકષાય પરિણામી વીર્ય છે. પંડિત વીર્ય છે. તે જ્ઞાનીના જ્ઞાનનું વીર્ય સ્વભાવમાં ધીરું થઈને સમાય છે. અને તે વીર્ય પૂર્ણ મોક્ષને પમાડે છે.

જે જીવ પૂર્વપુણ્યનો, પૂર્વપુણ્યના ફળરૂપ ઢગલાનો ધણી થાય છે...પણ ભાઈ! **જડનો ધણી જડ છે. જડનો ધણી આત્મા નથી. ચેતન પોતે પોતાનું ભાન ભૂલીને પરનો, જડનો ધણી થઈને, પરથી લાભ, પરથી નુકસાન માને, તે જીવ પરપદાર્થથી ચૈતન્યને કદીએ અનુભવી શકે નહિ.** કારણ કે....તેનું વીર્ય પૂર્વપુણ્યને ભોગવવામાં...પૂર્વપુણ્યની મીઠાશને ભોગવવામાં વળી રહ્યું છે. આવો જીવ પોતા તરફ વળે નહીં. ત્યાં સુધી ચૈતન્યને અનુભવી શકે નહીં, અને ચૈતન્યની શુદ્ધિને પામી શકે નહીં.

પણ....વીર્ય સ્વભાવમાં સમાઈ, એક અંશે શુદ્ધિને અનુભવે તે (જીવ) પૂર્ણ શુદ્ધિને પામી જાય.

જે જીવ પરનો કર્તા થઈ, ધણી થઈને, હું પુણ્યવાળો છું, હું પરિવારવાળો છું. એમ જીવને વિકારવાળો માને તે જીવ વિકારરહિત....ચૈતન્યને અનુભવી શકે નહીં; કારણ કે વીર્યને સંસારમાં ફેરવે છે, તે જીવ સંસારમાં જ ભટકે છે. રખડે છે. સત્તાપ્રિય કર્મપ્રકૃત્તિમાં અવળા વીર્યનો પાવર ફાટ્યો છે, તેથી તેનો જ અનુભવ કરે છે.

**સાચું કહીએ છીએ કે...**વિકારના પડખે **ચડવા જેવું નથી. જે જીવ પોતાને ચૈતન્ય તત્ત્વપણે માને, શ્રદ્ધે અને અનુભવે તે જીવનું વીર્ય અંદરમાં ધીરું થઈને સમાય છે, કે તે વીર્ય પૂર્ણપૂર્ણતાને પમાડે છે.** તે જીવ પરને, પૂર્વપુણ્યને પોતાના માને નહીં. વિકારને પોતાપણે અનુભવે નહીં. અને ચૈતન્યને પરથી, જડથી, વિકારથી રહિત અનુભવે. તે જીવનું વીર્ય અંદરમાં ઠરતું જાય છે, ફાલતું જાય છે. તે જીવનું વીર્ય અલ્પકાળમાં પૂર્ણ થઈને મોક્ષને પમાડશે, પામશે.

**સંસાર દશામાં જીવ મિથ્યાત્વથી,** અવ્રતથી, પ્રમાદથી કષાયથી, ભૂંડા

યોગથી, મિથ્યાદર્શન વિ.થી અનંત દુઃખ ભોગવી રહ્યો છે. **ક્ષણેક્ષણે પરપદાર્થ તરફની આકુળતા થાય છે. તે જ દુઃખ છે. અને નિરાકુળતા તે જ સુખનું લક્ષણ છે.** જે જીવે અંશે અંશે નિરાકુળતા પ્રાપ્ત કરી તે જીવનું વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાય છે. સમ્યગ્દર્શનથી આત્મા પોતે પોતાનો પૂરેપૂરો સ્વભાવ જાણે તો પરપદાર્થમાંથી સુખબુદ્ધિ ટળી જાય છે. અને વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાઈ જાય છે. પછી સ્વભાવના લક્ષે અનાકુળતા અનુભવવામાં આવે છે.

સમ્યગ્દર્શન વિના અંશે પણ અનાકુળતા વાસ્તવિક હોય જ નહીં. સમ્યગ્દર્શન ન હોય ત્યાં મિથ્યાત્વ હોય છે. તેથી આકુળતા અનુભવે છે. તે વીર્ય કષાય પરિણામી છે. સમ્યગ્દર્શન વિના અંશે પણ સુખ ન હોય. પૂર્વપુણ્યમાં સુખ નથી.

સમ્યક્ રત્નાચાર (પંચાચાર) એટલે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર. એમ પંચાચાર વ.ના સાધનવડે સર્વ દુઃખનો નાશ થાય છે.

"सिज्झंति बुज्झंति मुच्चंति परिनीवायंति सव्व दुःख पहिणमग्ग"

—આવશ્યક સૂત્ર

પ્રગટ સુખ અનુભવાય છે. ત્યાં વીર્ય અંદરમાં સમાઈ ગયું હતું. તે ફાલીફૂલીને ક્ષાયકભાવે થઈ જાય છે. પ્રગટી જાય છે. સંસાર તરફ વીર્યને વાળવા જેવું નથી. જ્યાં સર્વ દુઃખનો નાશ થાય છે, ત્યાં કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત–દાનલબ્ધિ, અનંત ભોગલબ્ધિ, અનંત ઉપયોગલબ્ધિ, અનંત વીર્યલબ્ધિ, ક્ષાયકભાવે પ્રગટે છે. ત્યાં સંપૂર્ણ સુખ અનુભવાય છે.

**આત્મા સ્વભાવથી પરિપૂર્ણ છે.** તારા જ્ઞાનદર્શનાદિક ગુણો તારાથી પૂરા છે. પૂરો એવો આત્મા તેને કોઈ પર દ્રવ્યના આશ્રય નથી. કોઈપણ પરદ્રવ્યને આશ્રીને થતો ભાવ તે બધોય બંધનભાવ છે. કારણ કે કષાય પરિણામી વીર્ય છે. અને સ્વદ્રવ્યને અનુસરીને થતા ભાવ અકષાય પરિણામી વીર્ય તેજ મુક્તિના ભાવ છે. સ્વદ્રવ્ય આશ્રિત મુક્તિ છે. પરદ્રવ્ય આશ્રિતપણું તે બંધન છે. સ્વઆશ્રિત વીર્યનું ફોરવવું તે મુક્તિ. પરઆશ્રિત વીર્યનું ફોરવવું તે બંધન.

સ્વઆશ્રિત ભાવ પ્રગટ કરતાં પરઆશ્રિત ભાવ છૂટી જાય છે. અને વીર્ય અકષાયપરિણામી થાય છે. અને તે વીર્ય મોક્ષમાં જીવને લઈ જાય છે. એવી સ્વઆશ્રિત પ્રતીતિ થયા પછી (પરાશ્રય પ્રતીતિવાળું વીર્ય તો છે અને તે વીર્ય ઠેઠ જિતને નિગોદમાં લઈ જાય તેટલું ફાટી નીકળે છે.) સ્થિરતા થાય. જેટલો પરાશ્રિતભાવ થાય તે બંધનનું કારણ છે.

સ્વઆશ્રિત પ્રતીતિ થયા પછી, સ્વદ્રવ્ય પ્રત્યે જ્ઞાનાદિકને વાળીને, રુચિને વાળીને,

સ્થિરતા કરવી તે જ મુક્તિનું કારણ છે. તેને એક અંતર્મુહૂર્ત ટકાવી રાખે તો કેવળજ્ઞાન, કેવળદર્શન અને સિદ્ધપદને પામી જાય.

**આત્મા એક વસ્તુ છે.** વસ્તુમાં ક્ષણેક્ષણે અવસ્થા થાય છે. **આત્માની આત્માના ગુણોની અવસ્થા ક્ષણેક્ષણે થયા જ કરે છે.** તે અવસ્થા કેવી થાય છે? પોતાને જેવી કરવી હોય તેવી તે અવસ્થા થાય. કષાય પરિણામવાળી કરવી હોય તો તેવી થાય. અને અકષાય પરિણામવાળી કરવી હોય તો તેવી થાય. અવસ્થાની રચના કરનાર કોણ છે? પોતાનું વીર્ય છે. અવસ્થામાં સંસારની રચના કરવી હોય તો સંસારની રચના થાય. અને અવસ્થામાં મોક્ષની રચના કરવી હોય તો મોક્ષની રચના થાય.

અનંત દુઃખની કે અનંત સુખની રચના કરનાર પોતાનું વીર્ય જ છે. એકેન્દ્રિય, બે ઇન્દ્રિય, વગેરેની રચના કરનાર પોતાનું વીર્ય છે. અને અશરીરી સિદ્ધઅવસ્થાની રચના કરનાર પણ પોતાનું વીર્ય છે.

**જેને ક્રમબદ્ધ પર્યાયની શ્રદ્ધા થાય.** તેનું વીર્ય સ્વભાવમાં સમાઈ જાય. **ક્રમબદ્ધ પર્યાયની શ્રદ્ધા તે દ્રવ્યદૃષ્ટિ છે.** અને તે દ્રવ્યદૃષ્ટિ થતાં વીર્ય સ્વભાવમાં સમાઈ જાય છે. અને તે અકષાય પરિણામી વીર્ય છે, પંડિતવીર્ય છે. વર્તમાન વર્તતી અવસ્થામાં તમારે મોક્ષની રચના કરવી છે? **મોક્ષની અવસ્થામાં મોક્ષની રચના કરનાર કોણ છે? એમ કોઈ પૂછે તો કહેવું કે મોક્ષની અવસ્થાની રચના કરનાર પોતાનું આત્મનું વીર્ય છે.**

સંસારમાં પૈસા મળે તો સાતમાળના હજીરા કરવાની રચના કરવાનું કામ પોતાનું વીર્ય જ કરે છે. **વીર્ય પરમાં કામ કરે તો તે નાખી દેવા જેવું છે.** તમે તો વીર્યને નાખી દો છો. હું વીર્યને સાચવવાની રીત તમોને બતાવું છું. તે રીત દ્વારા તમો વીર્યને સાચવી રાખશોને? **પોતે પોતાનું વીર્ય પોતાની અવસ્થામાં મોક્ષની રચના કરે ત્યારે તે વીર્યને માર્ગ દર્શાવનાર કોઈક હોવો જોઈએ? તો તે વીર્યને માર્ગ દર્શાવનાર સમ્યક્જ્ઞાન છે.** (સાતમાળની રચના કરવામાં માર્ગ દર્શાવનાર કોઈ ઈજનેર(એન્જિનિયરને)ને તમો રાખો છો ને? અથવા તેનો દોરેલો નકશો તમે રાખો છો ને?) અને ને જ્ઞાનનું પરિણમન શ્રદ્ધાને અનુસરીને થાય છે. જો જ્ઞાનનું પરિણમન શ્રદ્ધાને અનુસરીને થાય તો તે જ્ઞાન વીર્યને માર્ગ દર્શાવનાર છે. અને તે વીર્ય મોક્ષની રચના અવસ્થામાં કરે છે. અને તે અકષાય પરિણામી વીર્ય છે. અહિંયાં આત્માના વીર્યની વાત કરેલ છે. જડ એવા શરીરના વીર્યની વાત નથી.

**સંસારની રચના કરનાર વીર્ય છે,** તેને માર્ગ દેખાડનાર અજ્ઞાન છે. તેનું

પરિણમન અશ્રદ્ધાને અનુસરીને થાય છે. અને તે વીર્ય સંસારની રચના કરે છે. તે બધુંય કષાયપરિણામી વીર્ય છે.

* **મોક્ષની રચના કરનાર વીર્ય છે.** તેને માર્ગ દર્શાવનાર જ્ઞાન છે. અને જ્ઞાનનું પરિણમનશ્રદ્ધાને અનુસરીને થાય છે અને શ્રદ્ધાનો આધાર અખંડ અભેદ દ્રવ્ય ( આત્મા ) છે. આવી જાતના અકષાય વીર્યના પરિણમનના મેદાનમાં, આ પ્રમાણે એક ગુણને, બીજા ગુણનું કારણ કહેવું તે પણ વ્યવહારથી છે. હવે તેને આપણે પરમાર્થથી જોઈએ. દરેકે દરેક ગુણ સ્વતંત્ર છે. જ્ઞાનગુણનું કાર્ય જ્ઞાન પોતે પોતાની સ્વતંત્રતાથી કરે છે. તેવી જ રીતે દર્શનગુણ, સુખગુણ, વીર્યગુણ, સ્વતંત્રપણે પોતપોતાનું કાર્ય કરે છે. દરેકે દરેક ગુણ પોતે પોતાનું સ્વતંત્રપણે કાર્ય કરે...ત્યારે બીજો ગુણ તેને સહાય હોય તે વ્યવહારથી છે. દરેકે દરેક ગુણની અનંત અનંત પર્યાયો સ્વતંત્ર છે. દરેકે દરેક સમયની પર્યાય, તે તે પર્યાય પોતે પોતાની રચના કર્યા કરે જ છે. જ્ઞાનગુણની પર્યાય દરેક સમયની પોતે પોતાની રચના સ્વતંત્રપણે કર્યા જ કરે છે.

દુનિયામાં કોઈ કોઈને કહે છે ત્યારે તે કહે છે કે અમે અમારા ઘરમાં સ્વતંત્ર છીએ. માટે તું અમને કોણ કહેનાર છો ? તે તે સમયની પર્યાય પોતે...સ્વયં પોતે પોતાના સ્વઆશ્રયમાં ઢળે તો તે પર્યાય શુદ્ધ થાય છે. અને તે તે સમયની પર્યાય પોતે સ્વયં પર આશ્રયમાં ઢળે તો અશુદ્ધ થાય છે. એટલે પોતે જ પોતાથી કાર્ય–કારણ છે. પરમાર્થથી મારા દ્રવ્ય–ગુણ–પર્યાયમાં અકારણીયપણું છે. એક જ પદાર્થમાં ભેદ પાડીને કાર્યકારણપણું કહેવું તે વ્યવહાર છે. પણ અભેદપણાની અપેક્ષાએ એક જ વસ્તુમાં દ્રવ્ય–ગુણ–પર્યાય જુદા નથી, પણ એક વસ્તુ છે. તેથી અભેદ વીવક્ષામાં કોઈ કાર્યકારણ પણ નથી. દ્રવ્ય–ગુણ–પર્યાયના ભેદ વીવક્ષાથી, ભેદના કથનથી જોતાં પર્યાય તે દ્રવ્યનું પરિણમન છે.

**રાગ-દ્વેષ, સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ અને કેવળજ્ઞાનના પરિણમનનું કારણ દ્રવ્ય પોતે જ છે. ક્યાંય ભટકવા જવા જેવું નથી.** અહીં જાઉં કે ત્યાં જાઉં ? અહીંથી મળશે કે ત્યાંથી મળશે ? એમ ભટકવા જવા જેવું નથી. તું તારા સ્વભાવમાં ઠરી જા. કોઈ બદલા બદલીની જરૂર નથી. દ્રવ્યના આધારે જ તરંગો થાય છે. પાણીના આધારે જ તરંગો થાય છે. સમય સમયની પર્યાય થાય છે, દ્રવ્યના આધારે જ થાય છે. તેમાં કોઈ કાંઈ કરી દે તેમ નથી. તેથી **દ્રવ્યને કારણે અને પર્યાયને કાર્ય કહેવું તે વ્યવહાર છે. નિશ્ચયથી તો પર્યાય પોતે જ કારણ છે અને કાર્ય છે.** જેમ કે પૂર્વપર્યાયનો વ્યય તે વર્તમાન પર્યાયનું કારણ છે, એમ કહેવું તે વ્યવહાર છે. જેમ કે પહેલાના તરંગોનો વ્યય ને બીજા તરંગોનો ઉત્પાદ એમ કહેવું તે વ્યવહાર છે.

ૐ હવે **પરમ શુદ્ધ નયના વિષયમાં કારણ–કાર્યની અથવા તો દ્રવ્ય–ગુણ–પર્યાયના ભેદના વિકલ્પ નથી.** પણ દ્રવ્ય–ગુણ–પર્યાયથી અભેદ એકાકાર દ્રવ્ય છે. પર્યાય પોતે દ્રવ્યના આશ્રયે એકાકાર પરિણમી ગઈ છે. તરંગો પોતે પાણીના આશ્રયે એકાકાર પરિણમી ગયા છે.

આવા ધર્માત્માનું વીર્ય સ્વભાવમાં ધીરું થઈને સમાઈ ગયું છે. તે વીર્ય ફાલી ફૂલીને પૂર્ણ પરમાત્મપદને પમાડે. જેમ બરણીમાંથી સાકર મેળવવાને માટે બરણીમાં હાથ નાખવો પડે છે. પણ બરણીની બહાર હાથ ફેરવવાથી સાકર મળે નહિ. બરણીની બહાર હાથ ફેરવ્યા કરે, અને કહે કે....મારી બરણી, મારી બરણી, એમ કહ્યા કરવાથી ત્રણ કાળમાં સાકર મળે નહીં. તેમ અંતરજ્ઞાન મેળવવા માટે બોલો....અંતર્મુખ થવું પડશે કે બહિર્મુખ થવાથી જ્ઞાન મળશે? **અંતર્મુખ થવાથી જ અંતરજ્ઞાન મળે.** બહાર ફાંફાં મારવાથી, આમતેમ દોડાદોડ કરવાથી અંતર્જ્ઞાન ત્રણ કાળમાં ન મળે.

માટે બહારની દોડાદોડને છોડી દો....એક જ વાર કહેવાથી છોડી દો “ सुज्ञेषु किं बहुना ”ડાહ્યા માણસોને વધારે શું કહેવું? એકવાર કહે તો બસ.

બહારની દોડાદોડ મૂકીને....**તું તારો ગુરુ થઈને અંતર–જ્ઞાનને એકવાર પ્રાસ તો કર.**

* સમ્યક્જ્ઞાન અને સમ્યક્જ્ઞાનીના જ્ઞાનનું વીર્ય બહુ ધીરું થઈને અંતરમાં સમાય છે. તું જનમ્યો છો તો હવે જીવન જીવી જાણ....એવું જીવન જીવી જાણ કે પછી મરવું જ ન પડે. કષાય પરિણામી જીવન તમે જીવો છો? કે અકષાય-પરિણામી જીવન તમે જીવો છો? એવું જીવન જીવી જાણો કે આખરે મરવું જ ન પડે. આખરે આ શરીરનો નાશ થશે, અને મરવું જ પડશે. તો પછી હમણાં કેમ ન મરવું? **હવે હમણાં જ કેમ ન મરવું? એનો અર્થ એવો છે કે...કોઈ બીજ ઉપર મારાપણાનાં પરિણામ ન રાખવા. મારાપણાના પરિણામથી મરીજા.** કે જેનાથી તું મરી રહ્યો છું, તેને તું મારી નાખ....“પુરુષ કિસ્યુ મુજ નામ” પુરુષ થઈને તેને તું મારી નાખ....રાગ-દ્વેષ–મોહ અને મારાપણાના ભાવને હાંકી કાઢવા....બસ તેનું નામ જ મરવું- અને જીવન એવું જીવવું કે સંસારમાં કોઈની પાસે કાંઈ માંગવું નહીં. **આત્મામાં જ ધ્યાન રાખવાથી તે આત્મા જ યોગક્ષેમ નભાવે છે. આત્મા જ અનંત સુખ, શાંતિ, આનંદને નભાવે છે.**

**સાધન કરે તે સાધુ. અને ભીખ માગે તે ભિખારી.** “હે માય બાપ.... પેટ ભરાતું નથી તો કાંઈક આપજો.” એમ ભીખ માગે તે ભિખારી. માટે તું હવે ભિખારી બનીશ નહીં. શું રાગ-દ્વેષ-મોહ-ભોગની ભીખ માગી રહ્યા છે? તું ભિખારી

## વ્યાખ્યાન નં. ૫૨

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ સુદ ૧૪ને બુધવાર તા. ૨૭-૮-૧૯૫૮

### "પર સાથેના સંબંધની દૃષ્ટિ...એ જ બંધનનું મૂળ છે."

સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા...પરિપૂર્ણ જ્ઞાનમાં અખંડ, અભેદ, અબાધિત તત્ત્વનો નિર્ણય થયેલ તેનું નામ તે સિદ્ધાંત.

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, સંયતિ રાજાનો અધિકાર તેની પહેલી ગાથા તેનું ચોથું પદ વંચાય છે.

कम्पिल्ले नयरे राया, उदिण्ण बलवाहणे।
नामेणं संजए नामं, मिगव्वं उवणिग्गए॥ १ ॥

— ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન.

આ રાજાનું વીર્ય વર્તમાન હિંસક પરિણામ તરફ વળી રહ્યું છે. જ્ઞાની ધર્માત્મા હોય તો...તે જ્ઞાની ધર્માત્માનું વીર્ય સ્વભાવ તરફ વળીને, સ્વભાવમાં ધીરું થઈને સમાઈ જાય. અને અજ્ઞાનીનું વીર્ય ક્રોધ-માન-માયા-લોભ એમ કષાય તરફ વળીને બહારમાં જ ફળે છે, ફાલે છે, ફૂલે છે.

સ્વાધીનતાના લક્ષે સ્વભાવમાં ફેરવેલ વીર્ય...તેનું ફળ મોક્ષપ્રાપ્તિ છે.

અને પરાધીનતાના લક્ષે ફેરવેલ વીર્ય તેનું ફળ ચતુર્ગતિનું પરિભ્રમણ છે.

* **પોતાના સ્વભાવનું કાર્ય કરવામાં વર્તમાન અકષાય પરિણામી, પંડિતપરિણામી, જ્ઞાનપરિણામી વીર્ય જ કાર્યકારી છે.** સ્વભાવના કાર્યમાં કર્મનું કાંઈ ચાલે જ નહીં પછી ભલે ગમે તેટલા શાતાના કે અશાતાના ઉદય વર્તતા હોય છતાં તેમાં પોતાનું વીર્ય કાંઈ કામ કરી શકે નહીં. પરવસ્તુના સંયોગ-વિયોગમાં આત્માનું વીર્ય કાંઈ પણ કરી શકે નહીં.

ત્યારે ત્યાં તો પૂર્વકર્મના નિમિત્તથી તેની લાયકાત અનુસાર સંયોગ-વિયોગ થયા જ કરે છે. આથી પરથી જુદા તારા સ્વભાવને તું જાણ. પરથી તારા સ્વભાવને જાણીને...તેમાં તું સ્થિર થા.

**જ્ઞાનની સ્થિરતારૂપ જે વીર્ય છે, તે જ્ઞાનનું વીર્ય છે**...અને તે વીર્ય સ્વમાં કાર્ય કરે છે...તે પંડિતવીર્ય છે. અને તે સ્વનું પૂર્ણ કાર્ય કરી લે છે. તે માટે કોઈ પરની ઉપર તારે જોવાનું નથી. **તારા પોતાના વીર્યની કચાશથી કેવળજ્ઞાન, કેવળદર્શન અટકયાં છે. તારું પોતાનું પૂર્ણ વીર્ય તને કેવળ-**

**જ્ઞાન, કેવળદર્શન અપાવવાને સમર્થ છે.** કેવળજ્ઞાન, કેવળદર્શન કોઈ પણ સંયોગોમાંથી પ્રગટતું નથી. પણ તારા પોતાના સ્વભાવમાંથી જ પ્રગટે છે. તારું સ્વરૂપ તારી પાસે ત્રિકાળી પરિપૂર્ણ છે. તેથી પૂરા સ્વરૂપની ભાવનાનો પૂરેપૂરો પુરુષાર્થ પ્રગટ કરીને.. ગમે તેવા પ્રસંગોમાં...તારા પૂરા વીર્યને ફેરવીને...તું કેવળજ્ઞાન, કેવળદર્શનને પ્રગટાવી શકે છે.

**"ગુરુદેવની ભલામણ હે આત્મન! તું લક્ષગત કર."**

—મુ. કેવળ

ગજસુકુમારને કેવા સંજોગો વર્ત્યા? ભજ્યા? ધગધગતા અંગારાના સંયોગો વર્ત્યા, ભજ્યા, છતાં તેમણે કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રગટાવી દીધું. વર્તમાન તારી ભાવના અને વીર્યની અધૂરાશથી કેવળજ્ઞાન, કેવળદર્શન અટક્યું છે, નહિ કે સંયોગોના કારણે અટક્યું છે. માટે હવે સંયોગોનું લક્ષ છોડીને...તારા સ્વભાવની ભાવના ભાવતા....તારા પોતાના અકષાયપરિણામી વીર્યની વૃદ્ધિ કરી લે. તારું અવિનાશી કલ્યાણ થઈ જશે.

**એક સમયનો પરાશ્રય ભાવ તે સંસાર છે. ત્રિકાળી આત્મસ્વભાવમાં તે નથી.** સ્વભાવ પોતે પોતાના આશ્રયે ટકનાર છે. વિકારભાવનો આશ્રય સ્વભાવને નથી....તો પરવસ્તુનો આશ્રય આત્મ સ્વભાવને હોય જ ક્યાંથી? માટે મારે પરવસ્તુનો આશ્રય નથી, અને પરવસ્તુને મારો આશ્રય નથી. આ દૃષ્ટિમાં સંસાર રહ્યો નહિ. પરાશ્રય રહ્યો નહિ.

વિકાર કદી પરાશ્રય વગર ન હોય. કષાયપરિણામ કદી પરાશ્રય વગર ન હોય. જ્યાં પરાશ્રયભાવનો અભિપ્રાય ટળ્યો....અને સ્વાશ્રયભાવનો અભિપ્રાય કરીને સ્વભાવમાં ઠર્યો....ત્યાં પછી કોના આશ્રયે વિકાર થાય? વીર્ય અકષાયપરિણામી થઈ ગયું... અભિસંધિ વીર્ય થઈ ગયું...મન-વચન-કાયાના યોગ તરફ વીર્ય ઢળતું હતું તે વીર્ય અટકી ગયું...અને તે વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાઈ ગયું.

જ્ઞાનીને સ્વાશ્રયદૃષ્ટિમાં મુક્તિ છે.

જ્યાં સ્વાશ્રયદૃષ્ટિ નથી ત્યાં પરાશ્રયદૃષ્ટિ છે. ત્યાં વીર્યમાં પરનો પાવર ઊભો છે. અને તે વીર્ય શું કામ કરે છે? હું કમાયો, હું હોઈને તમે બધા નભો છો, હું ન હોત તો રામપાત્ર લઈને ઘેરઘેર ભીખ માગત તોય તમારું પૂરું ન થાત, હું પરનું કરું; કરી શકું એવા....એવા....અજ્ઞાનીના અભિપ્રાયમાં (પરમાં) એકત્વબુદ્ધિરૂપ મિથ્યાભાવ ભરેલો છે. અને તે વીર્યને પરમાં ફેરવે છે. માટે વીર્યને જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપમાં જ તું ફેરવ.

આ રાજા અજ્ઞાન વીર્યના પાવરમાં ઊભો છે. એટલે પોતાની પ્રજા ક્યાં પિડાય

છે, ક્યાં દુઃખાય છે, ક્યાં દુભાય છે, તેને સાંભળવાનો જ અવકાશ આવા અવળા વીર્યના પાવરમાં ઊભેલા આ રાજાને નથી.

❀ **કેટલાક જીવો એમ માને છે કે...હું પરને નિમિત્ત થાઉં...હું પરને** નિમિત્ત થાઉં....એનો અર્થ શું ? એનો અર્થ તો એ થયો કે મારું લક્ષ સ્વ-આશ્રયમાં ન ટકે, પણ કાંઈક પરમાં લક્ષ જાય, મારો મોહ-રાગ-દ્વેષ-વીર્ય-જ્ઞાન પરમાં વળે અને હું તે પરનો નિમિત્ત થાઉં. જ્યારે હું પરનો નિમિત્ત થાઉં ત્યારે તે પરની અવસ્થા થાય.

આવી....અજ્ઞાનીની બુદ્ધિમાં રાગ સાથે....પર સાથે....એકતા ઊભી છે. હવે તેને ક્યાંયથી છૂટા પડવાનો અભિપ્રાય છે ? સંયોગક પુદ્‌ગલિક દુઃખ આવે ત્યારે કહે કે...હું મરી જાવું તો આમાંથી છૂટી જાવું. એવા ખોટા અભિપ્રાયમાં સત્તાપ્રિયકર્મ –પ્રકૃતિના અવળા વીર્યનો પાવર ઊભો છે. તે વીર્ય નરકગતિ–તિર્યંચગતિ–દેવગતિ –મનુષ્યગતિરૂપ સંસારની રચના કર્યા કરે છે.

❀ **હું તો જ્ઞાનસ્વરૂપ છું.** જ્ઞાનસ્વરૂપી છું. જ્ઞાનનું કાર્ય માત્ર જાણવાનું છે. કોઈ આવીને હજારો ગાળો આપી જાય....પણ તે વખતે જ્ઞાનનું કાર્ય દ્વેષ કરવાનું નથી....પણ તે હજારો ગાળોને માત્ર જાણવાનું કામ જ્ઞાનનું છે.

**તમે તમારા જ્ઞાન પાસેથી જાણવાનું કામ લો છો ?** કે રાગદ્વેષ કરવાનું કામ લો છો ? **ભાઈઓ...જ્ઞાન પાસેથી જાણવાનું જ કામ લેજો.** પણ રાગ-દ્વેષ-મોહ-કષાય કરીને પરને નિમિત્ત થવાનું કામ જ્ઞાનનું નથી. જ્ઞાન સ્વભાવ તો પરથી નિરપેક્ષ છે. આમ જે પોતાના સ્વભાવને નથી જાણતો...આમ જે પોતાના સ્વભાવને નથી માનતો...તે જીવ પર સાથેની લપ ક્ષણે ક્ષણે ઊભી કર્યા જ કરે છે. (હવે કેટલી લપો ઊભી કરવી છે ?) તે જીવ સાચા જ્ઞાનપરિણામને ઓળખતો નથી. જ્ઞાન પરિણામી જ્ઞાનના વીર્યને ઓળખતો નથી. દેવ-ગુરુ-ધર્મ-શાસ્ત્રનું જે મૂળ કથન છે... તે દેવ-ગુરુ-ધર્મ શાસ્ત્રના કથનનું મૂળ પ્રયોજન શું છે ? તે મૂળ પ્રયોજનને હજીયે સમજતો નથી. એકલો નિરપેક્ષ જ્ઞાન સ્વભાવ બતાવવાનું જ જ્ઞાનનું પ્રયોજન છે. એકલા નિરપેક્ષ જ્ઞાનસ્વભાવ બતાવવાનું જ છે.

એવા સ્વભાવને સમજ્યા વગર વીર્ય પરમાં ફાલે છે, ફળે છે. પણ જ્ઞાન સ્વભાવ સમજ્યા પછી....વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાઈ જાય છે...અને જ્ઞાનની કળા કરે છે....તેને પંડિતવીર્ય કહેવાય છે.

* **પર સાથેના સંબંધની દૃષ્ટિ એ જ બંધનનું મૂળ છે.**

જે બંધનનું મૂળ છે તે જ સંસારનું કારણ છે.

અને જે સંસારનું કારણ છે તે જ મિથ્યાત્વ છે.

તેને લાભ કહો - સુખ કહો....શાન્તિ કહો...આનંદ કહો...કે ધર્મ કહો, તે બધાય એકાર્થ છે.

❀ હવે બહારમાં અનુકૂળ સંયોગો આવે તેને અજ્ઞાની જીવ લાભ માને છે. અને તે પદાર્થોમાં સુખ માને છે. પણ...પોતાના સ્વભાવમાં સુખ છે. તેને તે નથી માનતો. મારામાં સુખ નહિ... અને પૈસામાં...હજીરામાં....સુખ માને, માનપાનના પત્રો મળે તેમાં સુખ માને, એમ માનનાર જીવ પોતાને નિર્માલ્ય, પુરુષાર્થરહિત માને છે. પોતાના સ્વભાવસામર્થ્યને જાણનારનો પુરુષાર્થ નહીં કરનાર, જાણવાનો પુરુષાર્થ કરનાર, અને પરમાં સુખ માનનાર જીવ...પોતાને નિર્માલ્ય, પુરુથાર્થરહિત માને છે. પોતાના સ્વભાવસામર્થ્યને નહીં જાણનાર જીવને જ્ઞાનીઓ નિર્માલ્ય, પુરુષાર્થ રહિત માને છે, કહે છે. પુરુષ તો તેને કહેવાય કે જે પોતાના સ્વભાવનો પુરુષાર્થ પ્રગટ કરે, જેઓ શુદ્ધ આત્મસ્વભાવને નથી જાણતા...તેને જ્ઞાનીઓએ નિર્માલ્ય કહ્યા છે. આત્માના અસાધારણ લક્ષણને નથી જાણતા તેને પુરુષાર્થરહિત ભગવાન મહાવીર દેવે કહ્યા છે.

**આત્મામાં જ આનંદ સામર્થ્ય** છે. સુખ છે. શાન્તિ છે. આત્માનો રસ આત્મામાં જ છે.

પણ તે આનંદ, સુખ, શાન્તિ, આત્માનો રસ ભોગવવાની જેનામાં તાકાત નથી.... તે જીવ પરમ આનંદ, સુખ, શાન્તિ વિ. માની છે...એટલે પર વિષયોને દેખીને રાજી રાજીના રેડ થઈ જાય છે...તે પુરુષાર્થનું ચિહ્ન છે કે નામર્દાઈનું ચિહ્ન છે ? નામર્દાઈનું ચિહ્ન છે. તે સ્વભાવની ભાવના નથી કરતા અને પરથી સુખ માને છે. તેમને ચૈતન્યનો પુરુષાર્થ નથી.

❀ **આત્મા પોતે પુરુષ છે.** અનંત ગુણોમાં રહીને આનંદનો સ્વતંત્રપણે ભોગવટો કરનાર આત્મા પોતે પુરુષ છે. ચૈતન્ય સ્વભાવ ભગવાન છે. પુરુષાર્થનો સાગર છે. વીર્યનો સાગર છે.

તેના અસાધારણ ચૈતન્યલક્ષણને...સ્વભાવને...જે જીવ હજીએ અનુભવતો નથી, અને પર્યાયમાં રાગ...દ્વેષ...વિકાર...ક્રોધાદિ....કષાય...થાય છે. તેને અનુભવે છે, અને તેમાં સુખ-દુઃખ માને છે, તે પુરુષ નિર્માલ્ય છે. તેમનું વીર્ય વિભાવમાં ફાલે છે. અને ફૂલે છે. સ્વભાવમાં સમાતું જ નથી.

❀ જ્ઞાનીનું વીર્ય ધીરું થઈને સ્વભાવમાં સમાય છે. આત્માનું ચૈતન્ય સ્વરૂપ પરથી જુદું છે. જુદો એવો જ્ઞાતા...સાક્ષીસ્વરૂપ છે. બીજું ઘણુંએ કથા વાર્તારૂપ સાંભળ્યું છે, પણ ભગવાન આત્માની વાત...આત્માના સ્વરૂપને દર્શાવતી વાત કે... વાણી...સાંભળી નથી. આવા આત્માની શ્રદ્ધા-વિશ્વાસ નથી...ખબર નથી. તે જીવ... "હું પરનું કરું, મારામાં પરની દખલ ન જોઈએ,, હું હોઈને બધાય સુખી છે,

હું ન હોત તો તમારા બધાયની ખબર પડી જાત, ઘરે ઘરે ભીખ માગત તોયે પેટ ન ભરાત" એમ માને તે જીવનું બધુંય અવળું વીર્ય છે. અવળા વીર્યનો પાવર છે.

રાગ-દ્વેષના અધ્યવસાયને તથા પૂર્વપુણ્યના ઢગલાને આત્મા માને છે. આત્મા પોતે ભગવાન, ચૈતન્ય, પ્રકાશની મૂર્તિ છે. ચૈતન્યપણાથી જ એનો મહિમા છે. છ ખંડની સાહ્યબીથી તેનો મહિમા નથી. કાર્ય કરવું હોય તો હું સાહ્ય તરીકે સાહ્ય આપવા ઊભો છું. તમો કાર્ય કરવાના કામે લાગી જાવ.

જે ક્ષણિક વિકાર થાય છે, તે ચૈતન્યની જાત નથી. રાગ-દ્વેષ-મોહ અવળા વીર્યનો પાવર તે ચૈતન્યની જાત નથી. સત્તાપ્રિયકર્મ પ્રકૃતિના વીર્યનો પાવર, સત્તા-પ્રિયતામાં જે વીર્યનો પાવર ફાટે છે તે કષાયપરિણામી વીર્ય છે. તે ચૈતન્યની જાત નથી. એવા અવળા વીર્યથી પોતાને લાભ માને, અથવા બાળવીર્યને વિકારને આત્મા માને તે જીવનું જ્ઞાનવિકારને જાણવામાં અટકી પડયું છે. વિકારને....પરને...જાણું, પણ જ્ઞાનપ્રકાશ ભગવાનને....ભગવાન આત્માને...જાણું તેમ તેમાં ન આવ્યું. પરંતુ વિકાર, કષાય-પરિણામી વીર્યથી છૂટીને...ક્ષણિક રાગ-દ્વેષના વિકારથી છૂટીને...સ્વભાવ તરફ જ્ઞાનવીર્યને વાળતો નથી...તેથી તેનું વીર્ય સ્વભાવમાં સમાતું નથી.

* અને વીર્ય જ્યાં સુધી સ્વભાવમાં સમાય નહિ ત્યાં સુધી તેને ધર્મ થતો નથી. અને ભવભ્રમણા, ભવભ્રમણ મટતા નથી. જ્ઞાની નિષ્કારણ કરુણાથી કહે છે કે... સમસ્ત પરદ્રવ્યોથી....અને તેના નિમિત્તે થતાં સમસ્ત પરભવોથી આત્માને જુદો જાણવો, જુદો દેખવો એ જ ભવભ્રમણ ટાળવાનો ઉપાય છે.

આ રાજા ગર્દભાલી મુનિના સમાગમે ભવભ્રમણને ટાળવાના ઉપાયને પામી જવાનો છે. પણ વર્તમાન આ રાજા અવળા વીર્યના પાવરમાં ઊપડયો છે. તેમાં તેને હિંસાનો રસ ઉગ્રપણે ઊપડયો છે. તેમાં કોની લાગણી કયાં દુભાય છે તે નહિ જોનાર (પ્રજા એટલે એકલા મનુષ્યો નહિ પણ પ્રજા એટલે તેની હદમાં રહેનાર મૃગલાઓ પણ તેની પ્રજા છે.) એવો આ રાજા અવળા વીર્યના પાવરમાં અત્યારે ઊભો છે. આ રાજા ભગવાન શ્રીમહાવીર સ્વામીના વખતમાં થઈ ગયો છે. એમ ઠાણાંગસૂત્રનું નવમું ઠાણું કહે છે.

હવે આ રાજાનો અધિકાર આત્મા અને કર્મપ્રકૃતિ ઉપર પણ ઉતારી શકાય છે. તો તે કેવી રીતે ઊતરે છે, તેના ભાવભેદ ઘણા છે. તે અવસરે સમજાવવામાં આવશે.

"ૐ શ્રી સત્‌સ્વરૂપાય નમ:"



## વ્યાખ્યાન નં. ૫૩

સંવત ૨૦૧૪ ના દ્વિ. શ્રાવણ સુદ ૧૫, ગુરુવારને તા. ૨૮–૮–૧૯૫૮.

### "પોતાના સ્વરૂપના ભાનથી...ભૂલનો નાશ...તે મુક્તિમાર્ગ છે"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, તેની પહેલી ગાથાનું ચોથું પદ, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

"मिगवं उवणिग्गए" – -સૂત્રપાઠ

વીર્ય એ જીવનો મૂળ ગુણ છે. મૂળ ગુણ હોવાથી સર્વે જીવો ત્રણેકાળે વીર્ય-ગુણની સત્તા સહિત છે. એટલે કોઈ પણ જીવ કોઈ પણ કાળે વીર્ય વગરનો નથી.

તથાપિ સંસારી જીવોનું વીર્ય અનાદિથી કર્મપડળ વડે આવૃત્ત હોવાથી, આત્મગુણો સંપૂર્ણ શુદ્ધ કેવળજ્ઞાન, કેવળદર્શન તથા યથાખ્યાત ચરિત્રાદિરૂપે પરિ-ણમી શકતા નથી. અને તેથી પોતાની અનંત અવ્યાબાધ...આત્મિક...સહજ સમાધિ સુખ...તેનાથી પોતે વિયોગી રહે છે. અને બીજું, ચળ...ચળ એટલે જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ આત્મપરિણતીમાં નિશ્ચળ એટલે સ્થિર નહિ રહેતાં ચલાયમાન થાય છે. રાગ–દ્વેષ–મોહને વશે કરીને અનેક પુદ્ગલપરિણતીમાં વીર્ય ચલાયમાન થઈ રહ્યું છે. એટલે અનાદિથી વીર્ય પરકાર્યમાં રોકાઈ રહ્યું છે, (વીર્ય નિશ્ચળ થાય તો તે વીર્ય કેવળજ્ઞાન અપાવે.) જેમ કોઈ પુરુષ પોતાની શક્તિને પરકાર્યમાં રોકે તો તે પુરુષ સ્વકાર્ય સાધી શકે નહિ. જો સ્વકાર્ય સાધવું હોય તો પોતાની શક્તિને પોતાનામાં રોકી દેવી જોઈએ. (તમારે સ્વકાર્ય નથી કરવું? નથી સાધવું?) જો પોતામાં વીર્યને રોકે નહીં તો તે વીર્ય બાળ બાધકભાવે પરિણમે છે. બાળ એટલે અજ્ઞાન. અજ્ઞાન એટલે હિતાહિતના જ્ઞાનથી રહિત હોવાથી તે બાળબાધક એટલે પોતાને અહિતકારીપણે પરિણમે છે.

કારણ કે બાળ બાધક વીર્ય વડે જગતના જીવો અજ્ઞાન, મિથ્યાત્વ, કષાયરૂપ પરિણમી.. અનેક પ્રકારના કર્મો બાંધી પોતાને અત્યંત અહિતકારી.. અત્યંત અહિત-કારી એટલે દુઃખસમૂહરૂપે ભાવઉપાધિ ઓળી લે છે. અથવા વહોરી લે છે, પણ જો પોતાના જ વીર્યગુણને માત્ર સમ્યક્જ્ઞાનાદિક આત્મ પરિણમનમાં જ વાપરે (વાપર.. વાપર.. તારે જેટલું વાપરવું હોય તેટલું વાપર.. પણ ભાઈ! સમ્યક્જ્ઞાનાદિક પરિણામમાં વાપર.) તો અનંત સુખનો સ્વામી આત્મા બની જાય.

* **સર્વે છદ્મસ્થ જીવોનું આત્મવીર્ય ક્ષયોપશમભાવે સદાય હોય. એકેન્દ્રિયમાં ગયેલા જીવોને અમુક અંશે વીર્યનો ઉઘાડ છે,** પણ સર્વથા આવૃત્ત થાય નહિ. અને જો સર્વથા આવૃત્ત થાય તો ચેતનાનો એટલે ચેતનનો સર્વથા સમૂળગો અભાવ થઈ જાય. એટલે જીવનો વીર્યગુણ ક્ષયોપશમભાવે સદાય ઉઘડેલો હોય છે. **છદ્મસ્થ જીવોને પણ વીર્ય અંતરાય કર્મનો સદાય ક્ષયોપશમ હોય જ. વીર્ય-અંતરાયના ક્ષયોપશમ વડે સર્વ જીવોને અલ્પ વીર્ય પ્રગટ હોય.** અલ્પ વીર્યના પ્રગટતાના કારણથી જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ રત્નત્રયની મલીનતાના યોગે અને અનાદિના પોતાના કર્તૃત્વબુદ્ધિના કર્મના યોગ આત્મપ્રદેશ ચલાયમાન કરે છે.. થાય છે.

"आत्मप्रदेश परस्स पंदो योगः"

આ યોગને લીધે જીવો ચલિત થાય છે. અને તેના યોગે જીવો કર્મના ગ્રહિત થાય છે. જ્યાં સુધી જીવને સમ્યગ્ દર્શન-જ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી, ત્યાં સુધી સંસારી જીવ મિથ્યાત્વ અને અજ્ઞાન વશે પુદ્ગલિક કાર્યને પોતાનું કાર્ય માની અને વીર્ય-અંતરાય કર્મના ક્ષયોપશમ વડે પ્રાપ્ત થયેલા આત્મવીર્યને અસંયમમાં વાપર્યે જ જાય છે. અસંયમમાં એટલે સ્વ અને પર જીવની દ્રવ્ય અને ભાવ હિંસામાં જ વાપર્યે જાય છે. (પોતાની દ્રવ્યહિંસા અને પોતાની ભાવહિંસા તથા પરની દ્રવ્યહિંસા અને પરની ભાવહિંસા થાય ત્યાં વાપરે. વળી જ્યાં વાપરવાનું વીર્ય છે ત્યાં વીર્યને વાપરતો નથી, અને જ્યાં વીર્યને વાપરવાનું નથી ત્યાં વીર્યને આંખો મીચીને વાપર્યે જ જાય છે. એ વીર્ય જીવનું સાવ મફતમાં જાય છે. એટલે કે સંસાર વર્ધકનું કારણ બને છે. માટે હવે ત્યાં વીર્યને વાપરતો બંધ થા.) પોતાના વીર્યને બાળ બાધકભાવે પરિણમાવે છે. પોતાના વીર્ય કર્મબંધ કરી ભવભ્રમણની ઉપાધિ પ્રાપ્ત કર્યા જ કરે છે.

* પણ સમ્યક્જ્ઞાન-દર્શન વડે પોતાના શુદ્ધ ઉપયોગરૂપ કાર્ય જાણી. જ્ઞાની જીવો બાળ બાધકભાવનો પરિહર કરીને.. ત્યાગ કરીને અંતરાય કર્મનો ક્ષયોપશમ-ભાવ વડે પ્રાપ્ત થયેલા વીર્યને સંયમ આદિ કાર્યમાં જોડે છે. અર્થાત્ વીર્યને જ્ઞાન-દર્શન-ચારિત્રને સર્વથા, સર્વ પ્રકારે નિર્મળપણે પરિણમવામાં સાહ્યકારી કરી દીધું. તમે તમારા વીર્યને આત્મા કેવળજ્ઞાનાદિક રૂપે પરિણમી જાય તેમાં સાહ્યકારી તો કરી દો.

જ્ઞાનીઓએ વીર્યને સમ્યક્ સંયમકાર્યમાં જોડયું છે. તેમ આત્મવીર્યને પંડિત-ભાવે તથા હિતકારીભાવે પરિણમાવ્યું છે. સત્-ચિત્ત-આનંદમય શુદ્ધ, આત્મ દ્રવ્યને પોતાનું શુદ્ધ સાધ્ય જાણીને, તેના જ રહસ્યોના તમો ખપી બનીને, તેને સાધવાના ઉમંગી થઈને અભિસંધિજ વીર્યને, અભિસંધિ વીર્ય એટલે જે મતિપૂર્વક

ઉપયુક્ત વીર્ય, તે અભિસંધિ વીર્ય. તે વીર્યને નિજલક્ષમાં.. નિજલક્ષમાં એટલે.. અનંત સુખપિંડ જે શુદ્ધાત્મ પદ તે સાધવામાં વીર્યને રમાડ્યું.. વાપર્યું.. (તમને વીર્યને રમાડતા આવડે છે?) એમ અભિસંધિ વીર્યને શુદ્ધકારક પ્રવૃત્તિમાં જોડી અબંધ ભાવે પરિણમાવ્યું તો અવ્યાબાધ શાશ્વત સુખને પામીને જીવ મોક્ષે પધારી જશે.

આ સંયતિ રાજા અત્યારે પોતે પોતાના વીર્યને બાળ બાધકભાવે વાપરે છે, પણ પંડિત હિતકારી ભાવે વાપરતો નથી. એટલે સ્વ તથા પર જીવનની દ્રવ્ય અને ભાવ હિંસામાં જ વાપરે છે. આ સંયતિ રાજા ભગવાન શ્રી મહાવીર દેવના વખતમાં થઈ ગયા છે. એમ ઠાણાંગસૂત્રનું નવમું ઠાણું કહે છે. આ રાજાની વાત જેવી બની છે તેવી પોતાના અંતરઆત્મામાં ઉતારી શકાય છે.

આ પહેલી ગાથાનો અર્થ આત્મા અને કર્મ ઉપર કેવી રીતે ઊતરે છે તે સમજાવે છે.

અત્યાર સુધીમાં (૧) ચાર પ્રકારના પુણ્ય (૨) ચાર નિક્ષેપ (૩) સાત નય (૪) સાત નયની ત્રણ પદ્ધતિ (૫) પ્રમાણ (૬) આરાધક–વિરાધક (૭) પંડિતવીર્ય–બાળવીર્ય વગેરેનું સ્વરૂપ સમજાવ્યું. હવે આત્માને કર્મની પ્રકૃતિ ઉપર ઉતારીને આ ગાથાનો પરમાર્થભાવ સમજાવે છે.

"**कंपिल्ले नयरे राया**" આ ગાથા આત્મા અને કર્મ ઉપર જેમ છે તેમ ઉતારીને સમજાવે છે. "**कंपिल्ले**"... **क** કહેતા કર્મ...અને **पिल्ले** કહેતા પીલી નાખવા....એટલે. "**कंपिल्ले**" **कं** અને **पिल्ले** કર્મને પીલી નાખવા.

પોતાની જ્ઞાનસ્વભાવને પરાધીન કરે એવા નિમિત્તભૂત ભૂંડા કર્મોને પીલવા, પીલી નાખવા, નષ્ટ કરવા. અને પોતાને...પોતાના સ્વભાવને.... જરાય પરાધીન ન કરે. "**नयरे**" એવી નગરીમાં રહેલો એવો અસંખ્યાત પ્રદેશ રૂપ નગરમાં રહેલો "**नामेणं संजए नामं**" તે પોતે **सोऽहम्** એટલે રાજા સમાન આત્મા પોતે એવો આત્મા "**मिगव्वं उवणिग्गए**" જ્યારે કર્મરૂપી મૃગલાઓનો શિકાર કરવા નીકળે છે. એટલે અત્યારે તો પોતાના સ્વરૂપનું પોતાને ભાન નથી. જ્ઞાન–દર્શન–સ્વસંવેદન કેવું હોય.. કેટલું હોય.. તેનો સ્વાદ શું.. વગેરેનું તેને ભાનેય નથી, પણ શોધક દષ્ટિ છે. એટલે પ્રથમ શરૂઆત શોધક દષ્ટિએ કરે છે. એવો આત્મા જ્યારે મૃગલાઓના શિકારે એટલે કર્મોને ટાળવાના પ્રયાસે ઊપડે એટલે પ્રથમ શરૂઆત શોધક દષ્ટિએ કરે છે. એટલે કર્મોને ટાળવા છે.

એટલે વર્તમાન પોતાનો ઉપયોગ સ્વમાં નથી, પણ કર્મને ટાળવામાં છે. એટલે દ્રવ્યનિક્ષેપે ઊપડ્યો છે. એટલે શોધકદષ્ટિ છે. કર્મોને ટાળવાના પ્રયાસે ઊપડે ત્યારે વર્તમાન આત્માના સ્વરૂપનું વેદન ન હોય, સાચી સમજણ ન હોય, પણ શોધક-

દૃષ્ટિ હોય છે. પણ સાધકદૃષ્ટિ ન હોય કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે ત્યારે તેના પૂર્વ પુણ્યના ઉદયે મહાન સંતપુરુષોની જોગવાઈ બની જાય. અથવા પોતાનું સ્વરૂપ સમજાઈ જાય.

હવે જ્યારે કામ-ક્રોધ-લોભ-મદ-મોહ-મત્સર આદિના પરિણામની જ્યારે ધારા વહે છે, ત્યારે તેના પ્રવાહમાં પોતાનો સ્વભાવ પરાધીનપણાને પામી જાય છે. એટલે પોતે જ પોતાના સ્વભાવને પરતંત્ર કરી મૂકે છે. એવા રાગ-દ્વેષ-મોહ-અજ્ઞાન-મિથ્યાત્વ તેના દેખાતા ભડકાને ટાળવાના પ્રયાસે ઊપડે. (તમારા સંસારમાં કાલા-કપાસના કબાલા પડે, વાયદા હોય, પણ અહીં અમારા વીતરાગ ધર્મમાં વાયદા ન હોય... "કાલ કરે તે કાલો...આજ કરે તે પ્રભુને વાલો...") એટલે કે કામ-ક્રોધ-મદ-મત્સરના ચાલતા પરિણામ અને તેનો પ્રવાહ તેની પેલીપાર જવાનું. પોતાને સ્વભાવનું ભાન ન હોય પણ શોધકદૃષ્ટિ હોય છે. કામ-ક્રોધ-મોહ-મદ-મત્સર આદિના પરિણામના પ્રવાહમાંથી બચવા માટે દ્રવ્યનિક્ષેપ ઊપડે...એટલે શોધકદૃષ્ટિએ ઊપડે... તો સંતપુરુષની જોગવાઈઓ તે પ્રવાહમાંથી નીકળી ભવપાર પણ જઈ શકાય છે. એટલે પોતે પોતાના સ્વરૂપને સમજી જાય છે.

* શોધકદૃષ્ટિએ આવેલો સાધકદૃષ્ટિને પામી જાય છે. સાધકદૃષ્ટિને પામેલો જીવ કર્મ પ્રકૃતિ ઉપર ન લેતા, કર્મની સામે નહિ જોતાં. સ્વમાં ઠરીને પૂર્ણતાને પામતા કર્મ સ્વયંમેવ ટળી જાય એમ સમજે છે. પણ શોધકદૃષ્ટિમાં કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે. કામ-ક્રોધ-મોહ-મદ-મત્સર બધાય વિકારો છે. તે બધાય ઉપર વિજય મેળવવા માટે શોધકદૃષ્ટિનું અવલંબન લેવું જોઈએ. રાગ-દ્વેષ-ક્રોધ-મોહ-મત્સરને દૂર કરવામાં જ મારો વિજય છે. ક્રોધસંજ્ઞા-માનસંજ્ઞા-માયાસંજ્ઞા-લોભસંજ્ઞા-આહારસંજ્ઞા-ભયસંજ્ઞા-મૈથુનસંજ્ઞા-પરિગ્રહસંજ્ઞા-ઓઘસંજ્ઞા અને લોકસંજ્ઞા તે બધાય અગ્નિના ભડકા છે. મનુષ્યમાં માનસંજ્ઞા અને મૈથુનસંજ્ઞાના જાજ્વલ્યમાન ભડકા છે. એમ જાણીને...માનીને...રાગ-દ્વેષ-ક્રોધાદિ દશેય સંજ્ઞાઓની શોધકદૃષ્ટિએ આત્મા શિકાર કરવા નીકળે ત્યારે તેને પોતાનો સ્વઅનુભવ ન હોય, પણ શોધકદૃષ્ટિએ હોય. કર્મને ટાળવાની શરૂઆત શોધકદૃષ્ટિએ કહે છે. એમ કહે ત્યારે જ્ઞાનીના, સત્પુરુષના સમાગમે સાધક થઈ જાય. અને સાધકદશા આવતાં મારા સ્વરૂપનાં ઠરું...એમ થાય. અને કર્મ એની મેળે ટળી જાય.

* ભગવાન શ્રી મહાવીરદેવ પણ એક સમયે કર્મોથી ઘેરાયેલાં હતાં. તેમનો આત્મા પણ એક વખતે કર્માધીન હતો. તેઓશ્રી પણ એક વખત કર્મોથી બંધાયેલા હતાં, ત્યારે તેઓશ્રીમાં અને આપણામાં વિશેષ અંતર ન હતું. પણ જ્યારે તેઓશ્રીએ પોતાના સ્વભાવની શક્તિથી કર્મોને.. કહેતાં રાગદ્વેષને નષ્ટ કર્યાં. અને તેઓશ્રી કર્મથી મુક્ત થઈ સિદ્ધપદે બિરાજી ગયા.

તેમ હું પણ જ્યારે સર્વ કર્મોને ટાળીશ ત્યારે જ હું મુક્ત થઈશ. એમ જ્યારે આત્મા કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે છે, એટલે પ્રથમ કર્મને ટાળવાનો આરંભ શરૂઆત શોધકદષ્ટિએ કરે છે. પ્રભુશ્રી મહાવીર દેવે કર્મોને ટાળ્યાં અને મારે પણ કર્મોને ટાળવા છે. એટલે પોતે શોધક દષ્ટિએ ઊપડ્યો છે. એટલે કર્મોને ટાળવાના લક્ષે ઊપડયો છે. ત્યાં કર્મોને ટાળવામાં લક્ષ છે પણ બાંધવામાં લક્ષ નથી, એટલે.. ભાવ-નિક્ષેપે નહિ પણ દ્રવ્યનિક્ષેપે ઊપડે છે, તેને શોધકદષ્ટિ કહેવાય છે. હવે જો સંત-પુરુષની જોગવાઈ થાય તો પોતે પોતાનું સ્વરૂપ પણ સમજી જાય.

આત્મા જ્યારે પ્રથમ શોધકદષ્ટિએ ઊપડે છે ત્યારે તેને ઊપડતી વખતે અંદરમાં... ભીતરમાં...એવો ભાસ થાય છે કે મારામાં અને પરમાત્મામાં કાંઈ ભિન્નતા નથી, પણ એકતા છે. જ્યારે મારા આત્માની અને પરમાત્માની સાથે એકતાનતા થાય છે... ત્યારે આત્મા એમ સમજે છે...ત્યારે તેને અંદરમાં એવો ભાસ થાય છે કે હું આત્મા....મારા ઉપર આવેલા કર્મોને....આવરણોને...ખરાબ સમજતો હતો.... પણ હવે મને માલૂમ પડયું કે કર્મોનો તેમાં કાંઈ દોષ નથી. પહેલાં હું એમ માનતો હતો કે... કર્મોએ મને હેરાન કર્યો...મારી નાખ્યો. .દુ:ખી દુ:ખી કરી નાખ્યો. પણ હવે તેમાં દોષ મારો હતો. પણ તેમાં કર્મોનો દોષ નહોતો. જેમ ચોર ધનને ઉપાડીને લઈ જશે. એવા કારણે ધન ઉપર ધૂળનું આવરણ આવી ગયું હોય તો તે સારું સમજાય છે. તે જ **પ્રમાણે આત્માના કેવળજ્ઞાન-કેવળદર્શનાદિ ધન ઉપર મેં પોતે જ કર્મરૂપી આવરણ ઢાંકયું છે, નાખ્યું છે. હવે મારે આત્મારૂપી ધન એટલે કેવળજ્ઞાન-કેવળદર્શનાદિ ધન જોઈએ છીએ. તો મારા આત્મારૂપી ધનને પરાધીન કરે, એવા નિમિત્તરૂપ ભૂંડા કર્મોના આવરણોને હું દૂર કરી દઉં :** એ દષ્ટિએ જ્યારે કર્મોના આવરણોનો શિકાર કરવા આત્મા નીકળે ત્યારે આત્માનું ધન, સમ્યક્ રત્નત્રાર, કેવળજ્ઞાનાદિ આત્માની લક્ષ્મી કેવી હોય એનું તેને ભાન નથી, પણ શોધકદષ્ટિએ છે. એવી દષ્ટિએ કર્મોને ટાળવાના પ્રયાસે ઊપડે તો સંતના સમાગમે આત્મારૂપી ધન હાથમાં આવી જાય.

જ્યારે પોતે શોધકદષ્ટિએ ઊપડીને સત્‌સમાગમમાં આવ્યો ત્યારે સંત તેને મીઠી પદ્ધતિથી.. સરસ પદ્ધતિએ સમજાવે છે કે.. ભાઈ! તું સમજ.

પ્રથમ ત્રણ વસ્તુ સમજાવે છે. અને પછી જીવને અને કર્મને કેવો સંબંધ છે તે સમજાવે છે.

## (૧) સંસારમાર્ગ

જીવને પોતાના સ્વરૂપના અભાનથી વિકારની ઉત્પત્તિ થાય છે.. તે જ સંસાર છે.

સાંભળનાર જીવન વિચાર કરે છે કે.. આ સંત પુરુષ સંસાર કોને કહે છે? તે સમજવા જેવું છે. આ સંતપુરુષ પોતાના સ્વરૂપના અભાનપણાની ઉત્પત્તિથી થતાં વિકારને સંસાર કહે છે. અને એમણે જ એ સ્વરૂપે મને સમજાવ્યું છે.

## (૨) મોક્ષમાર્ગ

પોતાના સ્વરૂપના ભાનથી ભૂલનો નાશ.. તે.... મુક્તિમાર્ગ છે.

ત્યારે સામે સાંભળનાર જીવ સાંભળીને વિચારે ચડી ગયો કે.. આ સંત પુરુષ પહેલાં પોતાના સ્વરૂપનું અભાન કહે છે, અને તેને સંસાર કહે છે. પછી પોતાના સ્વરૂપના ભાનથી ભૂલનો નાશ...તેને મુક્તિ માર્ગ કહે છે.

એમ ભાન અને ભાનથી મોક્ષનો માર્ગ.

એમ અભાન.. અને અભાનથી સંસારનો માર્ગ.

એમ આ સંત મને સમજાવી રહ્યા છે. તે મારે સમજવું જોઈએ.

## (૩) મોક્ષ

પોતાના જ સ્વરૂપના ભાનપૂર્વક, પોતાના ત્રિકાળી સ્વરૂપમાં સ્થિરતા.. તે સ્થિરતા વડે વિકારનો તદ્દન અભાવ તે મોક્ષ છે.

તે સાંભળીને સાંભળનાર વિચારે છે કે.. પોતાના સ્વરૂપના ભાનપૂર્વક.. સ્વરૂપની સ્થિરતા વડે.. વિકારનો તદ્દન અભાવ થાય.. તેને આ સંત મોક્ષ કહે છે.

એટલે કે આને મુક્તિમાર્ગ કહ્યો. આને સંસારમાર્ગ કહ્યો, અને આને મોક્ષ કહ્યો. આમ ત્રણ વસ્તુ સંતે સમજાવી. અને સાંભળનારાએ ત્રણ વસ્તુ પકડી.

હવે સંત કહે છે કે.. જીવને અને કર્મને સંબંધ અનાદિનો છે. અને તે સંબંધ કેવી રીતે છે. અને તે સંબંધ કેવી રીતે તૂટી જાય છે. તે અવસરે સમજાવશે.

ॐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૫૪

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદ ૧ને શુક્રવાર તા. ૨૯-૮-૧૯૫૮

**"વર્તમાન શરૂઆત.. શોધક દૃષ્ટિથી કરે.. તો..**
**સંતના સમાગમે,,**
**નિશ્ચયથી.. નિશ્ચયને પામી જાય."**

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, પહેલી ગાથાનો પરમાર્થ આત્મા અને કર્મ ઉપર ઉતારીને સમજાવે છે. આ રાજા શિકાર કરવા નીકળ્યો છે. તેનું વીર્ય અત્યારે અવળું પડયું છે. તે વીર્યમાં હિંસા કરવાનો ઉગ્ર રસ ઊપડયો છે. તે સંસારનો રસ છે. અને તે રસ ચાર ગતિમાં રખડાવનાર છે.

જ્ઞાની કહે છે કે સર્વ વિભાવ અને એમાં રહેલાં જે પરના પરસંબંધીના સંક્લેશરહિત છે. તે વીર્ય શુદ્ધ છે. તથા તે જ શુદ્ધવીર્ય, કામના, વાસના, વિષય-વાસનારહિત માત્ર પોતાના સ્વગુણ, સ્વપર્યાયમાં વર્તવાથી.... પરગુણ, પરપર્યાયમાં તે વીર્ય ચલાયમાન થતું નથી. તેથી તારા આત્માનું આ વીર્ય જ્યારે પૂછે ત્યારે અચળ છે.

તારું વીર્ય ચલાયમાન થઈ રહ્યું છે તેને અચળ કરવું હોય તો તારા વીર્યને સ્વગુણ, સ્વપર્યાયમાં વાપર. એવા શુદ્ધ અને અચળ વીર્યની નિરુપાધિક એટલે સ્વાભાવિક અનંત શકિત છે. અનંત બળ છે. અર્થાત્ તે વીર્ય વડે અનંતદર્શન, અનંતજ્ઞાન વગેરેની વર્તના થાય છે. ચેત.. ચેત.. હે ચેતન.. હવે તું ચેતી લે.. આવા શુદ્ધ અચળ વીર્ય વડે અનંત દર્શન, અનંત જ્ઞાનની વર્તતા થાય.

જ્યાં સુધી વીર્યગુણમાં અલ્પપણું તથા અશુદ્ધપણું, ચળપણું છે ત્યાં સુધી વીર્યમાં અલ્પ બળ છે. અનંત જ્ઞાનઅનંત દર્શનરૂપ અનંત શકિત એમાં હોઈ શકે નહિ.

પણ ભગવાનનો ભકત, ભગવાનની સન્મુખ ઊભો રહીને બે હાથ જોડીને કહે છે કે....

હે ભગવાન !

આપે શુદ્ધ અને અચળ વીર્યની સ્વાભાવિક અનંત શકિત આપમાં પ્રગટ કરી છે. પ્રગટ પણે છે. એમ મેં નિઃસંદેહપણે જાણ્યું છે. કારણ કે..
એક સમયમાં સર્વપદાર્થના ત્રિકાળિક પર્યાયને આપ પ્રગટપણે જાણો છો. અને દેખો છો. તેથી..

હે ભગવાન !

આપ જ દેવાધિદેવ છો.
આપને જ મારા નમસ્કાર છે.
આપ અનંત અનંત કેવળજ્ઞાનની લક્ષ્મી વડે સદાય દેદીપ્યમાન છો.
હે ભગવાન !
તમારો ભક્ત પડકાર કરીને કહે છે કે..

* નિરતર શુદ્ધ પરિણમતા. કેવળજ્ઞાનાદિ ગુણોને મારી ચેતના અનુગમે.. અનુગમે એટલે મારો ચૈતન્ય ઉપયોગ તદ્દ અનુયાયી વર્તે.. એટલે મારો ચેતન ઉપયોગ કેવળજ્ઞાન–કેવળદર્શનરૂપે પરિણમવાનો રસિયો થાય...
તો મારું વીર્ય સ્વમાં સમાય. રસિયો થતાં મારું આત્મવીર્ય જરૂર સ્વરૂપે સમાય. એટલે રાગ–દ્વેષ સર્વ વિભાવ કાર્યોમાં ઉત્સુક તથા સ્ફુરાયમાન થતું અટકી જાય. અને...

કેવળ આત્મગુણોને જ સહાયભૂતપણે વર્તે એમ...મારું વીર્યપંડિતભાવે, અબંધકપણે (એટલે બાળ બંધકભાવે નહિ) વર્તતા...વર્તતા ક્ષાયક લબ્ધિને પ્રગટ કરશે, પ્રાપ્ત કરશે.

એ જ પૂર્ણપદ સિદ્ધ કરવાનો સાચો ઉપાય છે. એમ મેં શ્રદ્ધ્યું છે. વળી..

હે ભગવાન !

આ જગતત્રયમાં સર્વથી ઉત્કૃષ્ટ અનંત વીર્ય આપનું જ હોવાથી આપ જ જગતત્રયના નાયક છો. વળી.. ભવસમુદ્રમાં ડૂબતા ભવ્ય પ્રાણીઓને આપે નિર્માણ કરેલ ચરણ જહાજે જ બેસાડીને, ભવસમુદ્રમાંથી તારવાને સમર્થ હોવાથી.. આપ જ तिन्नाणं तारयाणं એટલે આપ જ તારનાર છો. તારક છો. વળી....

મોહાદિ શત્રુથી રક્ષા કરવામાં આપ જ સમર્થ છો. માટે...

આપ જ સમર્થ છો. માટે....

આપ જ ધણી છો.

હે ભગવાન !
હવે તો આપને જ સેવવાથી જરૂર મારી સિદ્ધ થશે.

અરિહંતપદની પ્રાપ્તિ થશે. પરમ ઉત્તમ સમૃદ્ધિની પ્રાપ્તિ થશે.

**મારો પોતાનો ચૈતન્ય ઉપયોગ કેવળજ્ઞાનરૂપે પરિણમવાનો રસિયો અને ઉમંગી થયો છે. તેથી...**
**મારું વીર્ય સ્વરૂપમાં સમાયું છે. તેથી...**
**મારું વીર્ય પંડિતભાવે, અબંધકભાવે પરિણમતા, ક્ષાયકભાવને પ્રાપ્ત કરશે.**

હે ભગવાન !

સંયોગીપણાનો આપ ત્યાગ કરીને...અયોગી ગુણુસ્થાનકે આપ પધાર્યા. **કરણુ-વીર્યજન્ય. એટલે ઇન્દ્રિય-મનબળનો ત્યાગ કરી અતિન્દ્રિય આત્મીકજન્ય બળ પ્રાપ્ત કર્યું છે. તે અકરણવીર્ય...જે વીર્ય માત્ર જ્ઞાનાદિક--ગુણવર્તનામાં જ સાહ્યકારી થાય, પણ અન્ય દ્રવ્યોની કોઈ પણ કામનામાં, ભોગની કામનામાં, વિષયોની કામનામાં કદાપિ કોઈ પણ કાળે ચલાયમાન ન થાય.**

એવા **અકરણવીર્યના પ્રતાપ વડે આપ અનંતકાળ અકામ સ્વાનુભવ-જન્ય પરમવિલાસમાં આપ આરામ કરો છો.** સંયોગીપણાને છોડી, અસંયોગીપણું પ્રાપ્ત કરો છો.

એવું આપનું અનંતવીર્ય....તે વીર્ય જ્ઞાનાદિક ગુણોને પરિણમવામાં સદાય સહાયભૂતપણે પરિણમે છે.

એવા આપ ભગવાનના પરમપવિત્ર અનંતગુણો જોઈને તેમાં જ મારું મન મોહ્યું...રત થયું...લીન થયું...ગુણાનુરાગી થયું...અત્યાર સુધી સંસારનું, દોષોનું વિષયાનુરાગી હતું તે ગુણાનુરાગી થયું.

તેથી હું મારા વીર્યને...મારા આત્મપરિણામમાં વાપરી...રમાડી...અનંતસુખનો સ્વામી...તારા જેવો હું જરૂર થઈશ.

હે ભગવાન !

આપ **અચળસિદ્ધિ સ્વક્ષેત્રમાં વસી...સ્વતંત્રપણે અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ, અનંતવીર્યના વિલાસી થયા છો.**

**તેમ જ હું પણ સંગ્રહનયે....આપ સમાન સત્તાધારી છું.**

* જો આપની આજ્ઞાને હવે હું મસ્તકે ચડાવીને તદ્અનુસાર સમ્યક્ પરાક્રમ પ્રગટાવી...બજાવી...ફોરવી...આપ સદૃશ પરમાનંદ ભોગને નિઃસંદેહપણે, નિઃશંકીતપણે પ્રાપ્ત થાઉં.

( પરમાં, ભોગમાં, સંકલ્પ-વિકલ્પમાં, વિષયોની લાગણીમાં વીર્યને ખૂબ જ વાપર્યું ...હવે તે બંધ કર....સ્વમાં વાપર....અનંતકાળમાં જીવે અનંત અનંત વીર્ય પરમાં વાપર્યું છે. જેમ કે....સ્ત્રીમાં, પુત્રમાં, કુટુંબમાં, ધંધામાં, કાવાદાવામાં, વેરઝેરમાં વાપરી-વાપરીને આ જીવ અનંતકાળથી ભારે કર્મી થયો છે. અને હજી પણ તેમાં વાપરતા અટકશે નહિ તો ભારે કર્મી થશે.

આ જીવે મિથ્યા પરાક્રમ બજાવવામાં, પ્રગટાવવામાં, ફોરવવામાં, મણા રાખી નથી. તે હવે બસ થાવ. સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપને આદરવું, સેવવું અને

તેમાં જ વીર્યને રમાડવું. પણ બહારના ઢીંગલા-ઢીંગલીમાં વીર્યને રમાડવું નહિ. તેમાં વીર્યને રમાડવામાં કચાશ રાખી નથી. હવે તે બસ થાવ.)

* तत्त्वार्थ श्रद्धानं सम्यग्दर्शनम्।
* यथार्थं हेय उपादेय परीक्षायुक्तज्ञानेन सम्यक्ज्ञानम्॥
* स्वरूप रमणं परपरित्यागरुपं चारित्रम्।
* एतद् रत्नत्रयरुपं मोक्षमार्ग साधनात् साध्यसिद्धः॥

આ ત્રણ રત્નરૂપ મોક્ષમાર્ગ છે.

તેની સાધનાથી મારી સિદ્ધિ છે.

એમ મેં પોતે આપશ્રીના ન્યાયયુક્ત અબાધ્ય વચનપ્રસાદે, મારી સત્તાનો મેં નિરધાર કર્યો છે.

અને હું મારી સત્તામાં, મારા વીર્યને રમાડતો જાઉં છું.

તેથી મારી સમીપ હું આવતો જાઉં છું.

સંયતિ રાજાએ હિંસામાં વીર્ય જોડયું છે. તેથી તેનું વીર્ય બહારમાં ફૂલે છે... અને ફૂલે છે...આ રાજા ભગવાન શ્રી મહાવીરદેવના સમયમાં થઈ ગયા છે. એમ ઠાણાંગસૂત્રનું નવમું ઠાણું કહે છે.

આ ગાથા આત્મા ઉપર ઉતારીને જેમ છે તેમ સમજાવે છે.

શોધકદૃષ્ટિએ ઊપડે....તો તે સાધકદૃષ્ટિમાં આવે છે.

શોધકદૃષ્ટિએ ઊપડી કોઈપણ જીવ સત્સમાગમમાં આવ્યો ત્યાં તેને સંતપુરુષ સંત્ સમજાવે છે. અને તે ઉપયોગપૂર્વક સમજે છે...કે...જીવને પોતાના સ્વરૂપના અભાનથી ભ્રાંતિ છે, અવિદ્યા છે.

* જીવને ક્ષણે ક્ષણે વિકારની ઉત્પત્તિ થાય છે...તેને અમે સંસાર કહીએ છીએ.
* વળી....પોતાના સ્વરૂપના ભાનથી, સમ્યક્‌વિદ્યાથી, ભૂલનો...વિકારનો....નાશ થાય છે, તેને અમે મોક્ષમાર્ગ કહીએ છીએ.
* અને...તમામ ભૂલનો...વિકારનો,..અવિદ્યાનો નાશ તેને અમે મોક્ષ કહીએ છીએ.

જીવને સંસારદશા અનાદિથી છે. અને તેની સાથે કર્મનો સંબંધ પણ અનાદિનો છે. પરંતુ હવે...

કર્મ અને સંસારદશા તેઓ એકબીજાની અવસ્થા કરતા નથી.

કર્મો જીવની સંસારદશાની અવસ્થા કરતા નથી. અને જીવ કર્મોની અવસ્થા કરતો નથી.

કર્મ....જડ પુદ્‌ગલપરમાણુની અવસ્થા છે, તે આત્માની અવસ્થામાં વિકાર કરાવતું નથી.

**આત્મા જડની અવસ્થા કરતો નથી.**

* આ જીવે અનાદિથી પોતાના ત્રિકાળી, સત્ય, સાચા સ્વરૂપને ભૂલીને એમ માન્યું છે, એમ શ્રદ્ધયું છે કે હું વિકારી છું. કર્મ મારી શકિતને રોકે છે. અર...ર..ર...! તે જડ...મડદાં...તારી શક્તિને રોકી શકે?

ન રોકી શકે.

**હું જ શરીરાદિ જડની અવસ્થા કરી શકું... અને ભલાભાવ...પ્રશસ્ત-ભાવ... શુભભાવ કરતાં...કરતાં...મને સમકિત, શ્રાવકપણું, સાધુપણું અને છેવટે કેવળજ્ઞાન આદિનો લાભ થઈ જશે...આવી જાતની પોતાની ઊંધી માન્યતા વડે જીવ સમયે...સમયે....મોહભાવ કર્યા કરે છે...ત્યારે....જડ મોહકર્મોના ઉદય નિમિત્ત કહેવાય છે.**

અહીં કોઈ પ્રશ્ન કરે છે કે...

હે મહારાજ! **પહેલાં આત્માનો વિકાર? કે પહેલાં કર્મ?**

જ્ઞાની કહે છે કે હે ભાઈ...તેમાં કોઈ પહેલાં–પછી નથી. બન્ને અનાદિના છે. આત્મા અને કર્મના પરમાણું એ બન્ને વસ્તુ છે. વસ્તુની કદી પણ શરૂઆત ન હોય. એટલે...કે તે અનાદિના હોય અને અનંતકાળ રહે. વસ્તુ કદી પર્યાય વગરની અવસ્થા વગરની ન હોય- તેની કોઈને કોઈ અવસ્થા....પર્યાય હોય.

હવે જીવની પર્યાય...અવસ્થા અનાદિથી વિકારી છે. (એક વસ્તુ છે તો તેની પર્યાય હોય જ. અત્યારે સંસારી જીવોની અશુદ્ધ વ્યંજન પર્યાય ચારે પ્રકારે હોય. મનુષ્ય–તિર્યંચ–દેવ–નારક.) કેમ કે જો વિકારી અવસ્થા ન હોય તો સંસાર જ ન હોય. અને કર્મ તે જડ-પદ્ગલ પરમાણુની અવસ્થા છે. તો તે કર્મ જડ-પુદ્ગલ પરમાણુની અવસ્થા પણ અનાદિની છે. જીવનો વિકાર અને કર્મ બન્ને પ્રવાહરૂપે અનાદિના છે. પહેલાં જીવે વિકાર કર્યો અને પછી કર્મ થયા એમ પણ નથી. અથવા પહેલા કર્મ હતા અને પછી જીવે વિકાર કર્યા એમ પણ નથી.

**કર્મ અને આત્મા એ બંનેમાં પહેલાં–પછી કોઈ પણ નહીં હોવા છતાં જ્ઞાનમાં તે બંને જણાય છે. અને તે બંને જેમ છે તેમ બરોબર જ્ઞાનમાં જણાય છે.**

દૃષ્ટાંત :— બે હાથ ભેગા કર્યા તેમાં પહેલો કયો હાથ સામેના હાથને અડકયો? અને પછી કયો હાથ સામેના હાથને અડકયો? તેમનામાં પહેલાં – પછી કાંઈ નથી. પણ જ્ઞાનમાં તે બંને જેમ છે તેમ જણાઈ જાય છે. તેવી રીતે **કર્મ અને આત્માનો વિકાર એ બન્ને અનાદિથી છે. અનાદિને અનાદિપણે સર્વજ્ઞદેવ જેમ છે તેમ જાણે છે.** હવે જો અનાદિ પદાર્થને આદિમાન પણે...આદિપણે જાણે

તો જ્ઞાન ખોટું ઠરે. અનાદિ પદાર્થનું જ્ઞાન આદિમાનપણે કઈ રીતે થઈ શકે? એ અનાદિ પદાર્થનું જ્ઞાન આદિમાનપણે થઈ જાય તો જ્ઞાનમાં તેનો છેડો આવી જાયને?

**દૃષ્ટાંતો વાંચો :** ભાઈ! અનાદિ પદાર્થની આદિ જ નથી, તો જ્ઞાનમાં તેનો છેડો જણાય જ કેમ? અનાદિ પદાર્થને અનાદિ રૂપે જ્ઞાન જાણે છે. દૃષ્ટાંત :-- ગોળ થાળીના ગોળાકારની શરૂઆત ક્યાં? અને ગોળ થાળીના ગોળાકારનો અંત ક્યાં? એ બંનેની શરૂઆત કે અંત હોતા નથી. એક રૂપિયો હાથમાં લ્યો. અને પછી તેની શરૂઆત અને અંત ક્યાં છે? તે જુઓ... તો નજરે નહીં દેખાય. તેમ એક ગોળ બંગડી હાથમાં લ્યો. અને તેની શરૂઆત ક્યાં? અને અંત ક્યાં? તે દૃષ્ટિએ નહીં દેખાય, છતાં તેના ગોળાકારને જ્ઞાનમાં જાણી શકાય છે. કોઈપણ પદાર્થનો આદિ-અંત ન હોવા છતાં તે પદાર્થનું જ્ઞાન થઈ શકે છે. **"जहा य अण्डप्पभवा वलाग्गा, अण्डं वलागप्पभवं जहा य"** ઉ. ૨૨ સૂ. ૩૨મું. ગાથા ૬ઠી. બીજ પહેલાં વૃક્ષ હતું અને વૃક્ષ પહેલાં બીજ હતું. ઈંડા પહેલા કૂકડી હતી. અને કૂકડી પહેલાં ઈંડુ હતું એમ બીજ વૃક્ષની પરંપરામાં એમ ઈંડા કૂકડીની પરંપરામાં પહેલું કોણ થયું? અને પછી કોણ થયું? એટલે પહેલાં-પછી કોઈ નહીં માટે બીજ અને વૃક્ષની ઈંડાં અને કૂકડીની પરંપરા અનાદિની છે. એમ યુક્તિથી અનાદિપણું સિદ્ધ થાય છે.

તેમ...**કર્મ અને આત્મા બંને** અનાદિના છે. **પહેલાં પછી કોઈ નથી. આવા પ્રકારના કર્મ અને આત્માનો અનાદિનો સંબંધ સંત પુરુષે શોધક દૃષ્ટિવાળાને સમજાવ્યો.** ત્યારે તે જીવ કર્મને ટાળવાના પ્રયાસે ઊપડયો. અને કર્મને ટાળવાનો પ્રયાસ શોધક કરે છે. મારે કર્મને ટાળવા છે તે વખતે પોતાનો ઉપયોગ સ્વરૂપમાં નથી, પણ કર્મને ટાળવામાં છે. દ્રવ્યનિક્ષેપે ઊપડયો છે. **એવો જીવ જ્યા સત્ સમાગમે પોતાના સ્વરૂપને સમજી જાય. અને સમ્યગ્ દર્શનને પામી જાય. તો આત્માનો કેવળ જ્ઞાનાદિક ધનને પામી જાય.**

દૃષ્ટાંતો વાંચો :

જે ક્રોધી હોય તે ક્રોધને જાગ્રત કરવા માટે ક્રોધીને ભજે છે. જે કુતૂહલી હોય તે કુતૂહલને જાગ્રત કરવા માટે કુતૂહલીને ભજે છે. અને જ્યાં જ્યાં કુતૂહલ થતાં હોય ત્યાં ત્યાં તેની દૃષ્ટિ ઝટ દોડી જાય છે. અને તેમાં તે ભાગ લેવા મંડી જાય છે. અને કુતૂહલને જાગ્રત કરતો જાય છે. કામી-પુરુષ કામવાસનાને જાગ્રત કરવા માટે કામદેવને ભજે છે. પણ જે જીવ કામ-ક્રોધ-કુતૂહલને નાશ કરવાને ઇચ્છે છે. તે કામ-ક્રોધાદિના વિજેતા દેવને ભજે છે. જે લોભને ચાહે છે. તે લોભીને ભજે છે. પણ જે

લોભને ટાળવા ઇચ્છે છે. તે લોભના વિજેતા દેવને ભજે છે. જે ક્રોધાદિને ઇચ્છે છે. **તે વીતરાગ પરમાત્માને ભજે છે.**

**તે જીવ ભક્તિ કરશે તો તે પોતાના અઢાર દોષોને ટાળવા માટે ભક્તિ કરશે. પ્રભુની ભક્તિ મુક્ત થવાની ભાવનાએ કરશે.** ભક્તિ કર્મોને--દોષોને ટાળવાને લક્ષે કરે તે વખતે પોતાના સ્વરૂપનું યથાર્થ ભાન ન હોય પણ શોધક દૃષ્ટિએ ભક્તિ કરે ત્યારે સંતપુરુષની જોગવાઈ બની જાય....કે પોતે પોતાના ઉપાદાનથી સ્વરૂપને સમજી જાય.

વર્તમાન શરૂઆત શોધકદૃષ્ટિથી કરે તો સંતના સમાગમે નિશ્ચયથી નિશ્ચયને પામી જાય.

*** સંગ્રહનયમાં જે વસ્તુ હોય છે તે વસ્તુપૂર્ણ થઈને એવંભૂતનયમાં જાય છે. જે વસ્તુ સંગ્રહનયમાં નથી તે વસ્તુ એવંભૂતનયમાં જતી નથી. જેમ કે સંગ્રહનયની દૃષ્ટિએ માટીમાં ઘડો છે. પણ જે સંગ્રહનયની દૃષ્ટિમાં માટીમાં ઘડો ન હોય તો લાખો ઉપાયે ઘડો થતો નથી. પણ સંગ્રહનયની દૃષ્ટિમાં માટીમાં ઘડો છે તો ઉપાય કરતાં ઘડો થાય છે.**

**બધાયના આત્મા સમાન છે.** સંગ્રહનયની દૃષ્ટિએ બધાય આત્મા પ્રભુ સમાન છે. હું પણ પ્રભુ અને તમો પણ પ્રભુ. પણ જ્યાં સુધી માટીનો ઘડો બનતો નથી ત્યાં સુધી ત્યાં લગી...માટી પગ તળે કચડાય છે. પણ કોઈના માથા ઉપર ચડી શકતી નથી. તે જ પ્રમાણે સંગ્રહનયમાં રહેવાના કારણે હું પણ સંસારમાં જ પરિભ્રમણ કરી રહ્યો છું.

*** હવે મને ખબર પડી...** માલૂમ પડયું...કે...જો હું શબ્દનયથી પ્રભુની શક્તિની ભક્તિ એકવાર જો હું કરી લઉં તો સંગ્રહનયમાંથી હું એવંભૂતનયમાં પહોંચી જાઉં. એટલે પ્રભુ જેવો બની જાઉં.

આત્માની ઉન્નતિ અને કર્મને ટાળવા માટે ભક્તિ કરું છું. આ શોધકદૃષ્ટિ છે. ભક્તિ કરે છે તે કર્મને ટાળવાના લક્ષે કરે છે. પોતાનું લક્ષ સ્વમાં નથી. પણ ભૂંડા એવા કર્મને ટાળવામાં છે. દ્રવ્યનિક્ષેપે ઊપડયો છે. શોધકદૃષ્ટિએ દાનથી–શિયળથી–તપથી–ભાવથી–સામાયિકથી–પ્રતિક્રમણથી–સંવરથી–પૌષધથી–શ્રવણથી-વાંચનથી–મનનથી વગેરેથી કર્મને ટાળું છું. પણ ભક્તિ–સામાયિક–પ્રતિક્રમણ આદિનું સાચું સ્વરૂપ કેવું છે ? તેનું ભાન ન હોય પણ શોધકદૃષ્ટિ હોય. કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે તેમાં કરણી, કમાણી કરે, જપ–તપ–ભક્તિ–સામાયિક વગેરે કરે ત્યારે કાં તો સંતસમાગમ મળે. કાં તો સત્‌સ્વરૂપને પોતે દેશના લબ્ધીના ફળથી પામી જાય.

*** કર્મને ટાળવાના લક્ષ વિનાના દાન**–દયા કરણી કમાણી–સામાયિક-પ્રતિક્રમણ હોય તો ત્યાં શોધકદૃષ્ટિ નથી પણ ત્યાં તો સંસારદૃષ્ટિ છે. તે પાપબંધનું

કારણ છે. પાપ જ બંધાય છે. શોધકદૃષ્ટિ પુણ્યબંધનું કારણ છે. સાધકદૃષ્ટિ નિર્જરાનું કારણ છે.

શોધકદૃષ્ટિએ ઊપડે...સંતસમાગમ મળી જાય...તો તે જીવ પોતે પોતાની સાચી જાગૃતિમાં આવી જાય...તો કામ-ક્રોધાદિ ટળી જાય અને પોતે પોતાની સાચી વસ્તુને પામી જાય...તો તેનું કલ્યાણ અલ્પકાળમાં થઈ જાય.

ૐ શ્રી સત્



**જ્ઞાનાવરણીય કર્મનું સ્વરૂપ**

જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાનસ્વભાવરૂપ ગુણ....તે ગુણને આવરીને તેની ઘાત કરે છે. એટલે કે.. જ્યારે આત્મા પોતે પોતાના જ્ઞાનગુણની ઘાત કરે ત્યારે.... આત્માના જ્ઞાનગુણની ઘાતમાં જે કર્મોનો ઉદય નિમિત્ત થાય તેને જ્ઞાનાવરણીય કર્મ કહેવાય છે.

**દર્શનાવરણીય કર્મનું સ્વરૂપ**

દર્શનાવરણીય કર્મ આત્માના દર્શનગુણને આવરી તેની ઘાત કરે છે. એટલે જ્યારે આત્મા પોતે પોતાના દર્શનભાવ કે દર્શનગુણની ઘાત કરે ત્યારે આત્માના દર્શનગુણની ઘાતમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને દર્શનાવરણીય કર્મ કહેવાય છે.

**મોહનીય કર્મનું સ્વરૂપ**

મોહનીયકર્મ આત્માના પરમ નિશ્ચય સ્વરૂપ એવો જે સમ્યક્ત્વ ગુણ ..તથા દર્શન-જ્ઞાન ગુણ.. સ્વભાવમાં સ્થિરતારૂપ એવા ચારિત્રગુણને હણે છે...ઘાત કરે છે. એટલે જીવ પોતે પોતાના સ્વરૂપને ભૂલીને અન્યને પોતાના સમજે અથવા પોતે પોતાના સ્વ-રૂપ–આચરણમાં અસાવધાની કરે....ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને મોહનીય કર્મ કહેવાય છે.

**અંતરાય કર્મનું સ્વરૂપ**

અંતરાય કર્મ તે આત્માના અનંત વીર્યગુણને વિઘ્ન કરે છે....હણે છે...ઘાત કરે છે....એટલે જીવના દાન–લાભ–ભોગ–ઉપભોગ–વીર્ય એ પાંચે ગુણના વિઘ્નમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય છે તેને અંતરાય કર્મ કહેવાય છે.

આમ આત્માના સ્વભાવભૂત (જ્ઞાન–દર્શન–સમ્યક્ત્વ–ચારિત્ર–અનંતદાન–વીર્ય-ગુણ) મૂળ ગુણના ઘાતમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને ઘાતી કર્મો કહેવાય છે.

આ ચાર ઘાતી કર્મો સિવાયના શેષ જે બાકી ચાર કર્મો છે તે અઘાતી કર્મો કહેવાય છે. જેમ કે ૧ આયુષ્યકર્મ, ૨ નામકર્મ, ૩ ગોત્રકર્મ અને ૪ વેદનીય એ ચાર અઘાતી કર્મો છે. તે અઘાતી કર્મો આત્માના મૂળ સ્વભાવભૂત ગુણ....જ્ઞાનાદિની ઘાત કરતા નથી. પણ જે ચાર ઘાતી કર્મો છે તેને સહાયક અવશ્ય થાય છે. પણ પોતે ઘાત કરતા નથી. સ્વયં પોતે તે આત્માના મૂળ દર્શન--જ્ઞાનાદિ સ્વભાવભૂત ગુણને હણતા નથી. તથાપિ તે તે કર્મો પોતપોતાની વિશિષ્ટ શક્તિ જરૂર દાખવે છે. જેમ કે....

**આયુષ્ય કર્મનું સ્વરૂપ**

આયુષ્યકર્મથી જીવ અમુક મર્યાદિત સમય સુધી (નારક તિર્યંચ, દેવ, મનુષ્ય) તે તે ગતિને વિષે તે તે દેહમાં સ્થિતિ કરે છે. અર્થાત્ આયુષ્ય કર્મ જીવને ચતુર્ગતિ-

મય સંસારરૂપ બંધીખાનામાં જકડી રાખે છે. જેમ કે...તેત્રીસ સાગરોપમની સ્થિતિવાળા નરકજીવને નરકમાં રહેવાની ઇચ્છા નહીં હોવા છતાં આયુષ્યકર્મને લીધે જીવને નરકદેહમાં તેત્રીસ સાગરોપમ સુધી ત્યાં રહેવું પડે છે. તેથી આત્માના અવગાહન ગુણને હાનિ પહોંચે છે...એટલે જ્યારે જીવ પોતે પોતાની યોગ્યતાથી મનુષ્ય–દેવ–તિર્યંચ--નરકરૂપ ચાર ગતિના દેહમાં રોકાઈ રહે છે ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને આયુષ્યકર્મ કહેવાય છે.

### નામ કર્મનું સ્વરૂપ

નામકર્મ આત્માના અમૂર્તત્વ એટલે સૂક્ષ્મત્વગુણને ધોખો પહોંચાડે છે. (જે મારા ગુણને ધોખો પહોંચાડે તેના શિકારે તો નીકળ...જો નીકળીશ તો મુનિના ભેટા ત્યાં વચ્ચે થઈ જતાં તારું કલ્યાણ થઈ જશે.) જેથી કરીને આત્માના ગતિનામકર્મ જ્યાંથી શરીર આદિ સ્થૂલ મૂર્તપર્યાયો પ્રગટે છે. એટલે તે નામકર્મ ચિતારાએ ચિતરેલા ચિત્રામણ જેવા ચિત્રવિચિત્ર નામ આપીને આત્મા બહુરૂપી એટલે વિશ્વરૂપી બને છે. એટલે જીવ જે શરીરમાં હોય તે તે શરીરાદિની રચનામાં જ કર્મનો ઉદય નિમિત્ત થાય તેને નામકર્મ કહેવાય છે.

### ગોત્ર કર્મનું સ્વરૂપ

ગોત્રકર્મ એટલે આત્માના અગુરુલઘુત્વ ગુણને હાનિ પહોંચાડે છે, હાનિ કરે છે. જેથી કરીને એક શુદ્ધસ્વરૂપ આત્મા ઊંચ-નીચ ગોત્રરૂપી વિષમતાને પામે છે. એટલે એનો અર્થ એવો થયો કે....ઊંચ--નીચ આચરણકુળમાં પેદા થવામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને ગોત્રકર્મ કહેવાય છે.

### વેદનીય કર્મનું સ્વરૂપ

વેદનીયકર્મ એટલે આત્માના અવ્યાબાધ સુખગુણને ધોખો પહોંચાડે છે, હણે છે. જેથી કરીને મધુ( મધ )થી અથવા અફીણથી ખરડાયેલા ખડ્ગ( તલવાર )ની ધારાની જેમ શાતા-અશાતારૂપી વેદનીયકર્મના ઉદયથી સુખ-દુઃખ ભોગવવા પડે છે. એટલે એનો અર્થ એવો થયો કે...જ્યારે આત્મા ભોગભાવ, રાગભાવ, મોહભાવ વડે પરલક્ષે આકુળતા કરે ત્યારે સગવડતા–અગવડતાના સંયોગો પ્રાપ્ત થવામાં જે કર્મોનો ઉદય નિમિત્ત થાય તેને વેદનીય કર્મ કહેવાય છે.

આ...કર્મના આઠ ભેદોમાંથી જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીયકર્મ, મોહનીય કર્મ, અંતરાયકર્મ એ ચાર કર્મોને ઘાતી કર્મો કહેવાય છે. અને તે ચારે જીવના અનુજીવી ગુણોના પર્યાય...અને તે પર્યાયના ઘાતમાં નિમિત્ત થાય છે. પોતે પોતાના આત્માના અનુજીવી ગુણ-પર્યાયનો પોતે ઘાત કરે. ત્યારે તે ચારે ઘર્મના ઉદયને નિમિત્ત કહેવાય છે. બાકીના ચાર કર્મો; જેમ કે આયુષ્યકર્મ, નામકર્મ, ગોત્રકર્મ

અને વેદનીય કર્મ એ ચારને અઘાતી કર્મો કહેવાય છે; કારણ કે તેઓ જીવના મૂળભૂત અનુજીવી ગુણોની–પર્યાયોની ઘાતમાં નિમિત્ત નથી. પણ તેઓ ચારે જીવના પ્રતિજીવી ગુણોની પર્યાયની ઘાતમાં નિમિત્ત થાય છે.

આમ શોધકદૃષ્ટિએ કર્મોને ટાળવા ઊપડે પણ તે વખતે તેને પોતાના સ્વરૂપનું ભાન નથી. એ દૃષ્ટિએ નીકળેલો સત્‌સમાગમે આત્મસ્વરૂપને પામી જતાં તેનું કલ્યાણ થઈ જાય.

* એક તરફ જીવ અને બીજી તરફ કર્મની આઠ પ્રકૃતિ...જેમ કે જીવ અને સામે જ્ઞાનવરણીયાદિ આઠ કર્મ પ્રકૃતિ એ બન્ને ભેગા મળીને...એકમેક એકાકાર થઈને રાગાદિ ભાવકર્મ કરે છે...એમ સમજવું નહિ; કારણ કે એમ નથી, ત્યારે અહીં પ્રશ્ન થાય છે કે કેમ છે ?

* જીવ પોતે પોતાના અપરાધથી રાગ–દ્વેષ–ક્રોધાદિ કષાય–વિકારીભાવકર્મો જ્યારે કરે છે...ત્યારે એમાં કર્મની પ્રકૃતિઓ નિમિત્ત છે. પણ ખરેખર જીવ અને કર્મની પ્રકૃતિઓ એ બન્ને મળીને ભેગા થઈને સંપર્ક કરીને ક્રોધાદિ કષાયભાવ, રાગાદિભાવ, ભાવકર્મો કરતાં નથી. જો જીવ અને કર્મપ્રકૃતિઓ એ બન્ને ભેગા મળીને સંપર્ક કરીને રાગાદિ ભાવકર્મ કરે, તો તે ભાવકર્મનું જે ફળ સુખ–દુઃખ છે, તે બંનેને એટલે જીવને તથા કર્મને ભોગવવું પડે; પણ તેમ નથી, થયું નથી, થવાનું નથી. અને થશે પણ નહિ.

વાંચો દૃષ્ટાન્ત :—જેમ હળદર અને ફટકડી એ બે જ્યારે ભેગા થાય છે ત્યારે લાલ રંગ થાય છે. તેમ કર્મ અને આત્મા એ બન્ને જ્યારે ભેગા થાય છે ત્યારે રાગાદિ ભાવકર્મ થાય છે.. એમ કોઈ માને મનાવે તો તે વાત સાચી નથી. તે માન્યતા સાવ ખોટી છે. હળદર અને ફટકડીના રજકણો સ્વયં પોતે, પોતાની યોગ્યતાથી જ લાલરૂપે પરિણમ્યા છે.

* અહીં પ્રશ્નકાર પ્રશ્ન કહે છે કે...

લાલરૂપે જે પરિણમ્યા તેનું ઉપાદાન કારણ કોણ ? અને નિમિત્તકારણ કોણ ?

વકતા જ્ઞાની ગુરુ ઉત્તર આપે છે કે હે પ્રશ્નકાર ! સાંભળ તારા પ્રશ્નનો ઉત્તર.

લાલરૂપે જે હળદર પરિણમી તેનું ઉપાદાન કારણ હળદર સ્વયં પોતે છે. અને નિમિત્ત કારણ ફટકડી. તે વખતનો કાળ–જીવની–ઇચ્છા, હાથ વગેરે.

તથા ફટકડી જે લાલરૂપે પરિણમી તેનું ઉપાદાન કારણ ફટકડી સ્વયં પોતે છે. અને નિમિત્તકારણ હળદર, તે વખતનો કાળ, જીવની ઇચ્છા, હાથ વગેરે.

* એકબીજાએ એકબીજાને લાલરૂપે પરિણમાવી દીધા નથી, પણ સ્વયં પોતે પોતાની ઉપાદાનની શક્તિના કારણે લાલરૂપે પરિણમ્યા છે. તેમાં અરસપરસ એકબીજાને નિમિત્તરૂપે થયા છે, પણ એકબીજાએ એકબીજાને લાલરૂપે પરિણમાવી દીધા નથી.

**સૌ સૌની સ્વતંત્રતાનું દૃષ્ટાંત :** માણસ ખાવા બેસે છે ત્યારે...તેના કપડા ઉપર શાક વગેરેનું બટકું પડી જાય, ત્યારે તે કપડું પીળું થાય છે. પણ તે કપડાને સાબુ લગાડી ધોવામાં આવે તો તે ડાઘાવાળું કપડું એટલામાં લાલ થઈ જાય છે. ત્યાં નિમિત્ત કોણ છે? અને ઉપાદાન કોણ છે? એમ કોઈ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર એવો આવે છે કે ઉપાદાનકારણ સ્વયં તે રંગ. અને નિમિત્તકારણ સાબુ. જ્યારે તે પીળો રંગ પોતાના ઉપાદાનના કારણે લાલરૂપે થાય છે, ત્યારે સાબુને નિમિત્ત કહેવાય છે. પણ સાબુ તેને લાલરૂપે પરિણમાવી દેતો નથી.

તેમ વર્તમાન વર્તતી પર્યાયમાં આત્મા પોતે ભાવકર્મ કરે છે, એટલે રાગાદિ-ક્રોધાદિ-દ્વેષાદિ કે વિકાર કરે છે તે ભાવકર્મરૂપી વિકાર કર્મની પ્રકૃતિએ કરાવ્યો નથી. પ્રકૃતિનો ઉદય છે. પણ પોતાના અપરાધી પોતે વિકાર કર્યો ત્યારે પ્રકૃતિના ઉદયને નિમિત્ત કહેવાય.

* પોતાના અપરાધમાં કેટલાક જીવો ઈશ્વરને કર્તા માને છે. જેમ કે ભગવાનને સૂઝ્યું તે ખરું...ભગવાને દીકરો આપ્યો હતો અને ભગવાનને તે ન ગમ્યું તો દીકરાને પાછો લઈ લીધો. એમ ઈશ્વરને કર્તા માને છે.

"ઉપયોગ રાખીને વાંચો"

અને કેટલાક જીવો પોતાના અપરાધમાં કર્મપ્રકૃતિઓને કર્તા તરીકે માને છે. અને કહે છે કે (નિમિત્ત તરીકે માને તો હજીએ ઠીક છે એમ કહેવાય.) એવો કર્મનો ઉદય આવ્યો કે કર્મે મને ઊંધે પડ નાખી દીધો. મારે તો કાંઈ કરવું ન હતું એમ માને તે બંને મિથ્યાદૃષ્ટિ છે, વિપરીત માન્યતાવાળા છે. જૈનનો સાધુ કે સાધ્વી પાટ ઉપર બેસીને વ્યાખ્યાન વાંચે અને તેમાં એમ કહે છે કે કર્મના ઉદયે ભૂલ કરાવી છે. કર્મનો ઉદય ભૂલ કરાવે છે એમ માને કે એમ મનાવે તો તેને કર્મ અને આત્માના સ્વરૂપની સ્વતંત્રતાનું ભાન નથી. એવા જીવોને જૈન...વીતરાગ માર્ગની ગંધ પણ આવી નથી. જૈન...વીતરાગ માર્ગની એવા જીવોને ખબર જ નથી. કારણ કે રાગાદિ ભાવકર્મોનો કર્તા જીવ પોતે છે. અને અન્યને કર્તા માને, કાં ઈશ્વરે કરાવ્યાં, કાં પ્રકૃતિએ કરાવ્યાં એમ માને તો તે જીવ ગાઢ મિથ્યાદૃષ્ટિ છે. જૈનનો સાધુ કે સાધ્વી હોય છતાં તેમ માને તો તે ગાઢ મિથ્યાદૃષ્ટિ છે. તેનામાં સાધુ કે સાધ્વીપણું જ નથી. કર્તા છે પોતે

અને માને છે બીજાને...પરને. એ જ એનું મિથ્યાત્વપણું ખરું ને ? હા એ જ એનું મિથ્યાદર્શનશલ્ય, અઢારમું પાપ છે. એવો જૈન નામધારી સાધુ કે સાધ્વી વંદનીય, પૂજનીય નથી. ભલે તે સમાજમાં મહાન વિદ્વાન કે વિદુષી કહેવાતાં હોય, કહેવડાવતાં હોય. છતાં તે વંદન કરવા યોગ્ય નથી. વળી રાગાદિ ભાવ કર્મો એકલી કર્મ પ્રકૃતિઓનું કારણ નથી. કેમ કે કર્મપ્રકૃતિઓ અચેતન જડ છે.

* ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતનરૂપ;
જીવ વીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડ ધૂપ.

—શ્રીમદ્ રાજચંદ્ર

**ભાવકર્મ તો ચેતન છે,** માટે તે ભાવકર્મોનો કર્તા જીવ પોતે છે. અને એ રાગાદિ ભાવકર્મો જીવનાં છે. ભાવકર્મો તો ચેતનનાં અનુસારી છે. ચેતન વિના તે હોય નહિ. પાટમાં, ખુરશીમાં તે હોય ? ના...ના તથા કર્મની પ્રકૃતિઓ તો જડ છે, પુદ્ગલ છે. પુદ્ગલ તે જ્ઞાતા નથી. લાખ રૂપિયા મળ્યા, પણ તે રૂપિયામાં જાણપણું છે ? નથી...પણ તેને જાણનારો તો તું પોતે છો. માટે રૂપિયાની શેહમાં, રૂપિયાવાળાની શેહમાં દબાઈ ન જા, મૂંઝાઈ ન જા.

* એ પ્રમાણે રાગાદિ ભાવકર્મો જીવમાં થાય છે. આત્માના રાગાદિ ભાવ–કર્મોની પર્યાય...અને એની સામે અચેતન...જડ જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મો રૂપ પુદ્ગલની પર્યાય ...તે બંને વચ્ચે અત્યંત અભાવ છે, માટે કર્મપ્રકૃતિના પર્યાયના કારણે આત્માનાં વિકારી ભાવકર્મો થતાં નથી. એમ દરેકે દરેક જીવે સમજી જવું જોઈએ.

* આત્મા પોતે પોતાના સ્વભાવને ચૂકીને...પોતે પોતાના ત્રિકાળી સ્વભાવને ભૂલીને...રાગાદિ ભાવકર્મોનાં પરિણામ કરે છે, ક્રોધાદિ પરિણામ કરે છે. પણ જો આત્મા પોતે પોતાના સ્વભાવનું ભાન કરીને પોતાના સ્વરૂપમાં સ્થિર થાય...લીનતા કરે...તો રાગાદિ ભાવકર્મો થતાં નથી. ઉદય કર્મોનો વર્તે છે...છતાં સ્વભાવમાં લીન થતાં તે રાગાદિ ભાવકર્મો થતાં નથી, આમ સમજણ કરવી.

* ગમે તેટલા સાધુના સમાગમ કર્યા હોય, તથા ત્યાગ–વૈરાગ્ય પણ કર્યા હોય, પણ જો આ લક્ષમાં લઈને આગળ વધે તો તેના આત્માનું કામ થાય, બાકી તો સંસાર છે. ભાઈ...! આ ભૂલવા જેવું નથી. પ્રથમ તો...રાગાદિ ભાવકર્મો આત્મા સ્વતંત્રપણે કરે છે. રાગ–દ્વેષ–મોહ તે ચેતન એવા આત્માને અનુસરીને થાય છે. એટલે પોતે અનુસરે...એટલે પોતે ભાવકર્મ કરે તો થાય, અને ન કરે તો ન થાય.

* જડકર્મ પ્રકૃતિઓ ભાવકર્મમાં અનુસરતી નથી. જડકર્મ રાગાદિમાં અનુસરતાં નથી. જડકર્મની ભૂમિકામાંથી તે રાગાદિ ભાવકર્મો થતાં નથી. હવે આનો

સાર એ છે કે....રાગાદિ–મોહાદિભાવ, ક્રોધાદિભાવ, જેવા તું સ્વતંત્રપણે કરે તેવા થાય અને ન કરવા હોય તો ન પણ થાય, ક્રોધ મંદ કરવો હોય તો મંદ થાય અને ક્રોધ તીવ્ર કરવો હોય તો તીવ્ર થાય. (હવે તું મને વચન આપી દે....કે હવેથી મારે તીવ્ર કે મંદ આસક્તિ–ક્રોધાદિ–કષાયો કરવા નથી.) ક્રોધાદિ કષાયો તથા આસક્તિ તીવ્રપણે કે મંદપણે જો તું સ્વતંત્રપણે કરે તો થાય, ન કરે તો ન થાય. જેવા કરે તેવા થાય. પણ પ્રકૃતિના કારણે થતા નથી. જો ભાવકર્મ એટલે રાગાદિને સ્વતંત્ર-પણે જે જીવ માને તો તે જીવ તેનો નાશ કરવાનો ઉપાય પણ સ્વતંત્રપણે કરી શકે એમ નક્કી થાય.

* પુણ્ય, પાપ, સંસાર, રાગ, દ્વેષ, મોહ, કષાય આત્મા વિના થતા નથી. એટલે જડકર્મની પ્રકૃતિઓમાં કે શરીરમાં તે ભાવો થતા નથી, પણ આત્મામાં તે ભાવો થાય છે એમ બરાબર માનવું. પણ જીવ રાગાદિ ભાવકર્મોનું, ક્રોધાદિ ભાવોનું નિમિત્ત...કર્મપ્રકૃતિઓને માનીને, પોતાને રાગાદિ ભાવકર્મોનો તથા ક્રોધાદિનો સર્વથા અકર્તા માને છે. પણ તે પોતે જ કર્તા હોવા છતાં પોતાને અકર્તા માની નિરુદ્યમી બનીને પ્રમાદી રહેવું છે, તેથી જ કર્મપ્રકૃતિઓનો દોષ કાઢે છે. પણ એ તો મહાન દુઃખદાયક ભ્રમ છે. અજ્ઞાન છે. મિથ્યાત્વ છે.

* આત્મા પોતે ભાવકર્મ કરે, વિકાર કરે, તીવ્ર કે મંદ આસક્તિ કરે, અપરાધ કરે, ગુનો કરે અને નાખે કર્મની પ્રકૃતિઓ ઉપર. તે જીવ પ્રમાદી થઈને મિથ્યાદૃષ્ટિ જ રહે છે. જ્ઞાનીઓ કહે છે કે....

* જીવ અને કર્મપ્રકૃતિઓ એ બંને ભેગાં થઈને એક પરિણામ કરે નહિ... અને બે પરિણામ એક દ્રવ્યથી થાય નહિ. એટલે...બે દ્રવ્ય મળીને એક પરિણામ કરે નહિ અને બે પરિણામ એક દ્રવ્યથી થાય નહિ.

રાગને કરે પોતે અને નાખે કર્મપ્રકૃતિ ઉપર એ બરાબર નથી. માટે કર્મ-પ્રકૃતિઓના કારણે રાગ–દ્વેષ-અપરાધ–વિકાર મોહ–કષાય થાય છે એમ માનવું નહિ. પણ રાગાદિ ભાવકર્મો હું કરું તો જ થાય...અને ન કરું તો ન જ થાય...એમ માનીને રાગાદિ ભાવકર્મરૂપ મૃગલાઓનો શિકાર કરીને...હું તેને ટાળી દઉં....એમ... રાગાદિ ભાવકર્મરૂપ મૃગલાઓને ટાળવાની શોધક દૃષ્ટિએ ઊપડે...તો સત્‌ના સમાગમે જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ આત્માનું ધન હાથમાં આવી જાય.

* સર્વથા ભાવકર્મોનો નાશ કરીને અરિહંત થયા છે. અને તેના પગલે ચાલ-નારા–વીતરાગને જ તે જીવ ભજે છે. માટે શોધક દૃષ્ટિએ ઉપડેલો જીવ સંતસમાગમે સાધક દૃષ્ટિમાં આવી જઈને સર્વથા કર્મોને ટાળીને મોક્ષને પામશે.

ૐ શ્રી સત્‌

## વ્યાખ્યાન નં. ૫૬

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૩ ને રવિવાર તા. ૩૧-૮-૧૯૫૮

## "પ્રત્યેકે...પ્રત્યેક....સમયે...પૂર્વભવના પુણ્યનું તેલ ખૂટી રહ્યું છે... અને જીવનદીપક બૂઝાઈ રહ્યો છે..."

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, તેની આ પહેલી ગાથા આત્મા તથા કર્મ ઉપર ઉતારીને સમજાવે છે.

"नामेणं संजए नाम" અસંખ્યાત પ્રદેશમાં રહેલો એવો આત્મા તે હું પોતે... सोऽहम्-कंपिल्ले....કર્મરૂપી મૃગલાઓને ટાળવા નીકળે તે. उविणं...પૂર્વ પુણ્યનાં સાધનો દ્વારા શોધકદૃષ્ટિએ કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે તો...સત્‌ના સમાગમે દ્રષ્ટામાં દૃષ્ટિ પડતાં વસ્તુને પામી જાય.

એક તરફ આત્મા અને બીજી તરફ કર્મ, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય એ ચાર ઘાતી કર્મો છે. એ ચાર ઘાતી કર્મોમાં એક મોહનીય કર્મ વધારે બળવાન છે. તેને કર્મોનો રાજા કહેવાય છે. રાજા કહેવાય છે તેનું કારણ એ છે કે... જ્ઞાનાવરણીય કર્મ આત્માના જ્ઞાનગુણને આવરણ કરે...દર્શનાવરણીય કર્મ આત્માના દર્શનગુણને આવરણ કરે...એમ બીજાં કર્મો માત્ર આત્માના ગુણોને આવરણ કરે છે. અને આ મોહનીય કર્મ તો આત્માના ગુણોને તદ્દન વિપરીત સ્વાદવાળાં બનાવી દે છે.

**મોહનીય કર્મના બે ભેદ છે:** (૧)દર્શનમોહનીય કર્મ, (૨) ચારિત્રમોહનીય કર્મ.

* તેમાં દર્શનમોહનીય કર્મ આત્માના સમ્યક્ નિશ્ચય એટલે અખંડ આત્માનો નિશ્ચય ..શ્રદ્ધાન્...એવા નિશ્ચય શ્રદ્ધાન્‌રૂપ આત્માનો ગુણ...એવા આત્માના ગુણને... વિપરીત શ્રદ્ધાન્ એટલે મિથ્યાત્વમાં દર્શનગુણને ફેરવી નાખે છે. અર્થાત્ આત્મા પોતાના શ્રદ્ધાગુણમાં ન પરિણમતાં ભ્રાંતિ-ભ્રમણામાં પરિણમે છે...તે વખતે દર્શનમોહનીય કર્મ નિમિત્ત થાય છે.

**ચારિત્રમોહનીય કર્મ**...આત્માના અમૃતમય ગુણને...વિષમય...વિકૃત...એવી સ્થિતિમાં પલટાવી નાખવામાં મહાદુષ્ટ, અધમકૃત્ય, ચારિત્રમોહ કરે છે.

* બીજાં કર્મો તો માત્ર આવરણ કરીને અટકે છે. પણ મોહનીય કર્મ તો પોતાનું દોઢડહાપણ વાપરીને ઊલટો બગાડો કરી મૂકે છે, એટલે એ આત્માનો ભયંકરમાં ભયંકર અને મોટામાં મોટો દુશ્મન છે. એક મોહનીય કર્મ...સર્વ કર્મનો નાયક છે. તે

નાયકના જોર ઉપર બીજા બધાં કર્મોનાં જોરો નભે છે. નાયકનું જોર જો ક્ષીણ થાય તો બીજાં અન્ય કર્મોનું જોર પણ ક્ષીણ થઈ જાય છે. આમ અન્ય કર્મોનો આશ્રયદાતા... અન્નદાતા...નેકનામદાર...મોહનીય કર્મ...ને કર્મોનો રાજા કહ્યો છે...તે યથાર્થ છે. જ્યારે જીવ પોતે પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વરૂપને ભૂલીને... શુદ્ધ આચરણને ભૂલીને... સ્વભાવને ચૂકીને...અન્યને પોતાના માને...પોતાના સમજે...અથવા તો પોતે પોતાના સ્વરૂપ-આચરણમાં અસાવધાની કરે...રાખે...ત્યારે જે કર્મોનો ઉદય નિમિત્ત થાય તે કર્મ નેકનામદાર...સર્વનો નાયક...મોહનીયકર્મ કહેવાય છે.

કર્મની આઠ પ્રકૃતિઓ છે. જેમ કે :—

(૧) જ્ઞાનવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) મોહનીય, (૪) અંતરાય, (૫) વેદનીય, (૬) આયુષ્ય, (૭) નામ અને (૮) ગોત્ર.

તેમાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચારને ઘાતી કહે છે.

અને વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર અઘાતી કર્મો કહેવાય છે.

કર્મની આઠ મૂળ પ્રકૃતિક. તેમાં ચાર ઘાતિની અને ચાર અઘાતિની કહેવાય છે.

હવે ચાર ઘાતિનીનો ધર્મ આત્માના ગુણની ઘાત કરવાનો. અથવા તે ગુણનું બળ, વીર્ય રોકવાનો.(ચાર ઘાતિનીનો ધર્મ ઘાતીમાં, અને ચાર અઘાતિનીનો ધર્મ અઘાતીમાં શોધવાનો) રૂંધવાનો....અથવા તેને વિકળ કરવાનો છે. અને તે માટે ઘાતીની એવી સંજ્ઞા એટલે નામ તે પ્રકૃતિને આપેલું છે.

આત્માના જ્ઞાન-દર્શન ગુણને આવરે...આવરવાનું કામ કરે...તેને અનુક્રમે જ્ઞાના-વરણીય-દર્શનાવરણીય નામ આપ્યું. હવે જે અંતરાય પ્રકૃતિ છે તેને અંતરાયા-વરણીય કહેવાય નહિ. એ અંતરાય પ્રકૃતિ આત્માના ગુણોને આવરતી નથી. પણ તેના ભોગ-ઉપભોગ -દાન-લાભ વીર્યબળને તે રોકે છે. આ ઠેકાણે આત્માને ભોગાદિની લાભાદિની અંતરાય છે એમ આત્મા સમજે છે. આ ઠેકાણે આત્મા ભોગાદિને જાણે છે.. દેખે છે.. સમજે છે...એટલે આવરણ નથી. પણ ઉપભોગ-દાન-લાભ-ભોગ-આદિને તેના વીર્યબળને તે રોકે છે. આ ઠેકાણે આત્મા ભોગ-ઉપભોગને સમજે છે.. જાણે છે.. દેખે છે. એટલે બરાબર જાણે.. જાણવામાં તો અંતરાય કે આવરણ નથી. પણ સમજવા છતાં.. જાણવા છતાં ભોગોમાં વિઘ્ન એટલે અંતરાય કરે છે. જેમ કે...છત્રીશ પ્રકારના રસોથી ભોજનો તૈયાર છે. આ બાજુ પોતાને ભૂખ પણ કકડીને લાગી છે...ભોજનો થાળીમાં પીરસાઈ ગયાં છે. પોતે જમવાની તૈયારી કરે છે. એટલામાં ઉપરથી ઢેઢગરોડીની લાળ ભોજનમાં પડે છે. એટલે જાણે છે કે...એ ભોજન ન ખવાય. એમ અંતરાય કર્મ

ભોજનાદિ ભોગોમાં વિઘ્ન નાખે માટે તેને આવરણીય નહિ કહેતાં...અંતરાય પ્રકૃતિ કહી છે.

આમ ત્રણ ઘાતીની પ્રકૃતિ થઈ. હવે ચોથી પ્રકૃતિ મોહનીયની છે. આ પ્રકૃતિ આવરતી નથી. (એટલે તો— મોહનીયાવરણ એમ આ પ્રકૃતિને કહેલ નથી.) પણ આ પ્રકૃતિ આત્માને મૂર્છિત...મોહિત કરી વિકળ કરે છે. (તેની સામે કે તેના પનારે પડવા જેવું નથી. મોહકર્મથી સર્વથા આઘા ખસી જવા જેવું છે.) જ્ઞાન...દર્શન... છતાં, અંતરાય નહિ...છતાં, આત્માને વખતે વખતે મોહિત-મૂર્છિત વિકળ કરે છે. ઊંધા પાટા પણ બંધાવી દે છે. મૂંઝવી મારે છે. મૂંઝવે તે મોહ. માટે તેને મોહનીય કહી. આમ આ ચારે સર્વ ઘાતી કર્મની પ્રકૃતિ કહી.

બીજી ચાર પ્રકૃતિ જોકે આત્માના પ્રદેશોની સાથે એક ક્ષેત્રે અવગાહીને રહેલી છે. છતાં તે ત્યાં પડી પડી તેનું કાર્ય કર્યા જ કરે છે. ઉદય અનુસાર વેદાય છે. તથાપિ તે ચાર અઘાતી પ્રકૃતિ આત્માના ગુણોને આવરણ, અંતરાય, મૂર્છિત, મોહિત વિકળ કરવા રૂપે ઘાત કરતી નથી. માટે તેને અઘાતી કહી. આમ ઘાતીની અને અઘાતિનીનો ધર્મ બતાવ્યો.

દરેકે દરેક જીવે યાદ રાખવું કે વસ્તુમાં, પદાર્થમાં, ચીજમાં, આત્મામાં જ્ઞાન-સ્વભાવગુણ, ભાવસ્વરૂપગુણ, તે અનુજીવી ગુણ છે. અને આત્મામાં અભાવસ્વરૂપગુણ પ્રતિજીવી ગુણ કહેવાય છે. મરીને જીવ નિગોદમાં જાય છતાં ત્યાં દર્શન-જ્ઞાન-દાનાદિ વીર્ય શક્તિ વગેરે ગુણો ભેગા જાય છે. માટે તે અનુજીવી ગુણ કહેવાય છે. જીવના અનુજીવી ગુણના પર્યાયિની ઘાતમાં ચારે ઘાતી કર્મો નિમિત્ત છે.

* नाणं च दंसणं चेव, चरितं च तवो तहा ।
वीरियं उवओगो य, एयं जीवस्स लक्खणं ॥११॥

—ઉ. સૂત્ર, ૨૮મું અધ્યયન.

* અને જીવના પ્રતિજીવી ગુણની પર્યાયની ઘાતમાં અઘાતી ચારે કર્મો નિમિત્ત કહેવાય છે. પણ તે ઘાત કે અટકાયત કરી દેતાં નથી આમ ચોક્કસપણે સમજવાનું છે, સમજી જવાનું છે.

બારમા ગુણસ્થાનકના અંતે મોહનીય કર્મનો સર્વથા ક્ષય થાય છે. સર્વથા તેનો ક્ષય કરીને અમોહસ્વરૂપ એવા પરમ વીતરાગભાવને જીવ પામે છે. અને જેનું મોહનીય કર્મ ક્ષય પામે છે, તે જ વખતે તત્ક્ષણે જ તેની સાથે રહેલાં જ્ઞાનાવરણીયાદિ બાકીનાં ત્રણ ઘાતી કર્મો (તત્ક્ષણે જ)ક્ષય પામે છે. એમ ઉત્તરાધ્યયન સૂત્ર, અધ્યયન ૨૯મું, બોલ ૭૧મો કહે છે. અર્થાત્ કેવળ-જ્ઞાનાવરણીય-કેવળ-દર્શના-

વરણીય–અંતરાય એ ત્રિપુટીનો સર્વથા નાશ થાય છે. આમ મોહરિપુના ઉપર જય થતાં આત્માનો જય-પટહ વાગી રહે છે. એટલે આત્માનું જીત-નગારું વાગે છે. અત્યાર સુધી મોહે પોતે પોતાનું જીત-નગારું વગાડ્યું છે. પણ હવે આત્માએ મોહ ઉપર પોતાનું જીત-નગારું જે વગાડ્યું નથી...તે વગાડીને મોહદુશ્મનને જીતવાનાં છે. હવે મોહનો ક્ષય થતાં આત્માનું જીત-નગારું વાગે છે. આત્મા કર્મરિપુ ઉપર જય કરનાર થાય છે ત્યારે આ જગતમાં આત્મા અરિહંત જિન...વીર તરીકે પ્રખ્યાત થાય છે, જાહેર થાય છે.

* સહજ સુખ સાગરો, સ્વામી જ્ઞાનવૈરાગરો;
અનંત સુખ સવાયો, શુદ્ધતા એકતા તીક્ષ્ણતા,
ભાવથી મોહરિપુ જીતી, જય પડહ વાયો. (૧)
* વીર જિનને ચરણે લાગુ, વીરપણું તે માગું;
મોહતિમિર જાય ભાગ્યું, જીત-નગારું વાગ્યું. (૨)

અને આમ આત્મચંદ્રને આવરણ કરી રહેલ વાદળાં જેવાં ચાર ઘાતીકર્મો દૂર થાય છે. હવે દૂર થાય કે તત્ક્ષણ શુદ્ધ સ્વભાવસ્થિત ઝળહળ જ્યોતિસ્વરૂપ આત્મા સ્વસ્વરૂપે પ્રગટ થાય છે. જેમ વાદળાનું આવરણ દૂર થતાં ચંદ્ર સ્વયં પોતે પોતાથી પૂર્ણસ્વરૂપે પ્રકાશે છે...તેમ ઘાતીકર્મરૂપ પટળ, મેઘપટળ, દૂર થતાં પરજ્યોતિસ્વરૂપ આત્મચંદ્ર એટલે જિનરાજચંદ્ર સ્વયં કેવળજ્ઞાનસ્વરૂપે પ્રકાશે છે. શુદ્ધ સહજાત્મસ્વરૂપે ઝળહળે છે.

* ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજ તણો આત્યંતિક નાશ જો;
સર્વભાવ જ્ઞાતાદ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો.
અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?

—શ્રીમદ્ રાજચંદ્ર

* ભવના બીજને વધારનાર મોહનીય કર્મ ઘાતી કર્મ છે. તેનો નાશ...થતાં સહજ શુદ્ધતા, જ્ઞાતા, દ્રષ્ટા, કૃતકૃત્યા, વીર્ય, અનંતપ્રકાશ પ્રગટે જેના રાગાદિ સર્વ દોષ નાશ થયા છે, અને જે વીતરાગ જિન થયા છે, તે તત્ક્ષણ જ સર્વજ્ઞ થયા છે, હોય જ છે. આ નિયમ છે.

સર્વ દોષો અથવા ગમે તેટલા દોષો સેવ્યા હોય...ગમે તેટલાં પાપ પરિણામો કર્યાં હોય...જગતમાં રહેલા સર્વ દોષો તે ત્રણ મુખ્ય દોષોમાં સમાય છે. મુખ્ય ત્રણ

દોષોને તું ટાળી દે તો જ્ઞાનીઓ કહે છે કે તને ભડનો દીકરો કહું. ત્રણ દોષો ટળતાં બીજા સર્વ દોષો ટળી જાય છે.

સર્વ દોષો ત્રણ મુખ્ય દોષોમાં સમાય છે.

(૧) રાગદ્વેષ, (૨) દ્વેષદોષ, (૩) મોહદોષ.

આ ત્રણ દોષો સિવાય ચોથો કોઈ દોષ નથી. અર્થાત્ (૧) અજ્ઞાનદોષ, (૨) મિથ્યાત્વદોષ (૩) અને કષાયદોષ.

* આ ત્રિદોષો જેનામાંથી ગયા છે, તે સર્વ દોષોથી મુક્ત જિનરાજ કહેવાય છે. (સાધુમાંથી કે સાધ્વીમાંથી એ ત્રિદોષો ન ગયા હોય...તો તે દોષોથી મુક્ત નથી. ભલે પછી પાટ ઉપર બેસીને ગમે તેવાં બણગાં મારે, વાણીનાં બણગાં ફૂંકે, છતાં તેનામાં સાધુપણું-સાધ્વીપણું નથી. એમ ચોક્કસ સમજવું.) આ ત્રિદોષથી જીવને સન્નિપાત લાગુ પડેલ છે. અર્થાત્ આત્માના શુદ્ધ સત્‌સ્વરૂપનો નિપાત...નિપાત એટલે અધઃપતન હોય છે. પણ જ્યારે આ દોષોને જીવ નષ્ટ કરે છે...ભલે પછી ક્રમે ક્રમે નષ્ટ કરે છે, ત્યારે શુદ્ધ સત્‌સ્વરૂપથી નિપાત એટલે અધઃપતન હોતું નથી. પણ આત્માના સહજ સત્‌સ્વરૂપમાં સમસ્થિતિ જ હોય છે. હવે આત્મા સહજ-આત્મરૂપે શુદ્ધ સ્થિત થાય છે. આ જ પરમ વીતરાગ દશા છે. આ જ પરમ દિવ્ય એવું ખરેખરું મહાદેવપણું છે.

* (આ દશા ન આવી હોય અને જગતમાં પોતાને, પોતાના પંડને, અરિહંત-કેવળી-તીર્થંકર-સાધુ-સત્પુરુષ-ગુરુદેવ તરીકે જાહેર થવું, પછી પૂજાવું, પછી મનાવવું, પગે પૈસા મૂકાવવા, તો તે કદાચ ..એમ થવું એટલે પૂજાવા વગેરે થવું તે તો પુણ્યનું કાર્ય છે. અને અરિહંતાદિ વગેરે પોતાને મનાવવું તે તો પાપલીલા છે, પોપલીલા છે. ભોળાને ભરખી ખાવાની લીલા છે. તેના હેઠળ ધર્મ કે પુણ્ય થવાં તો ઘણાં દૂર રહ્યાં..પણ એકાંતે એવા ભાવમાં પાપ જ બંધાય છે. એવા પાપના બાંધનાર જીવો મરીને એવી હલકી યોનિમાં ચાલ્યાં જાય છે કે..ફરી અનંત કાળે પણ મનુષ્ય ભવ પામવો તેઓને દુર્લભ થઈ પડે છે.)

* એટલા માટે જ કહ્યું છે કે.. સંક્લેશ ઉપજાવનારો રાગ સદાયને માટે જેને છે જ નહિ..અને અશુદ્ધતા ઉપજાવનારો મોહ જેને નથી, તે ત્રિલોકપ્રસિદ્ધ મહાદેવ છે..એટલે કેવળજ્ઞાની ભગવાન વીતરાગ છે. તે સર્વજ્ઞ ભગવાન કહેવાય છે. તે સંબંધીના થોડા અંશો આવ્યા હોય તો આ માર્ગે ચડી જવા જેવું છે. અને તે સંબંધીના થોડા થોડા અંશો પણ ન આવ્યા હોય તો પણ સત્પુરુષના સમાગમે તે અંશો લાવવાના છે, તેના માટે પુરુષાર્થ કરો.

* આ જીવને તથા કર્મપ્રકૃતિને સમજીને જે જીવ અનાદિનાં ભૂંડાં કર્મોને ભગાડવા-ને ચાહતો હશે..તે જીવ શોધક દૃષ્ટિએ શરૂઆત કરતો હશે..અને જે જીવ અનાદિનાં ભૂંડાં કર્મોને ભગાડવા ચાહતો નહીં હોય., તે જીવ શોધક દૃષ્ટિએ પણ શરૂઆત નહીં કરતો હોય.. કામ-ક્રોધ હૃદયમાં રાખવા, અને દાન-શીલ-પુણ્યવ્રતાદિરૂપ કરણી કમાણીનો લહાવો લેવો..તે બની શકે તેમ નથી. તેનાથી ધર્મ થઈ શકે તેમ નથી. અનાદિની ભ્રમજાળ તથા ક્રોધાદિને ટાળવા જો જીવ શોધક દૃષ્ટિએ ઊપડે..તો સત્‌ના સમાગમે તેને સાચું સમજવા મળે...તો તેને પોતાનું અસલી સ્વરૂપ લક્ષમાં આવી જાય...અને તે સ્વરૂપને પોતે સમજી પણ જાય...તો ધર્મ જરૂરથી થાય.

અનાદિના પ્રમાદને ટાળવાના લક્ષે ઊપડે..એટલે શાસ્ત્રકાર અહીં એવી વાત ઘટાવે છે કે આત્માના ગુણોને ટૂંપો દઈને મારી નાખે એવા મિથ્યાત્વ-અવ્રત-પ્રમાદ-કષાય-વેદ-વિકારના જે ભાવો છે; તથા મિથ્યા-અજ્ઞાનના ભોગવટા લેવા જાય છે.... અને તેમાં ભટકીને કર્મરૂપી મેલનું ભાતું ઠીબમાં ભરી રહ્યો છે...એ અનાદિ કાળના કર્મને ટાળ-વાના લક્ષે ઊપડે ત્યારે તો શોધક દૃષ્ટિ હોય. આ લક્ષ ન હોય તો સંસાર દૃષ્ટિ છે. તેમાં તારું કલ્યાણ નથી.

* ભગવાન શ્રીમહાવીરદેવ જગતના જીવોને એમ કહે છે કે..પ્રત્યેકે પ્રત્યેક સમયે પૂર્વ ભવના પુણ્યનું તેલ ખૂટી રહ્યું છે. અને જીવનનો દીપક બુઝાઈ રહ્યો છે. છતાં શોધક દૃષ્ટિ વિનાનો અજ્ઞાની, મોહી, જીવ પોતાને અજર અમર માની બેઠો છે. અજર અમર માનીને (વળી) પોતાની પાપપ્રવૃત્તિને નિઃસંકોચપણે વધારતો વધારતો ચાલ્યો જ જાય છે. પાપપ્રવૃત્તિથી જરા પણ પાછો નહિ ફરનાર અજ્ઞાની જીવને પ્રભુ પડકાર કરીને કહે છે કે.. હે પ્રમાદી જીવ! આ તારા પૈસા, આ તારા સાત માળનાં હજીરા, (સાધુ-સાધ્વીને ભંડાર કે પાના) રાચરચીલાં, ઘરવખરી, તારા કંઠે નહીં બંધાય. (હૃદય ખોલીને વાત કરો, હું તમારો દુશ્મન નથી, પણ મિત્ર છું. માટે રોગ લાગુ પડ્યો છે તો હૃદય ખોલીને વાત કરો. તો તેનો ઉપાય થાય. ઔષધ અપાય.) આ પૈસા, હજીરા, રાચરચીલાં, ચેલાચેલી, સંઘાડો કે રાગી શ્રાવક-શ્રાવિકાઓ-ભક્તો, મરણ વખતે તને તરણશરણ નહિ થાય. અને આ ઉત્તમ દીવા જેવી ધર્મની સામગ્રી મળી છે. તે જો મોહનીય કર્મના વાયરારૂપી ઝપાટાથી મોક્ષમાર્ગરૂપી દીવો ઓલવાઈ જશે..તો મળ્યો ન મળ્યો થઈ જશે. ન્યાયમાર્ગનો લાભ જો તેં ન લીધો તો તે માર્ગ મળ્યો ન મળ્યો, દીઠો ન દીઠો થઈ જશે.

પોતાના ભાવને વિઘ્ન કરે એવી અસંખ્યાત પ્રદેશરૂપી નગરીમાં રહેલો રાજા સમાન આત્મા શોધકદૃષ્ટિએ કર્મને ટાળવા નીકળે ત્યારે તે સત્‌ના સમાગમે સાધક દૃષ્ટિમાં આવી જાય. પહેલાં સાધક દૃષ્ટિમાં ન હતો ત્યારે તે શોધક દૃષ્ટિમાં હતો. અને સત્-

સમાગમે શોધક દૃષ્ટિમાંથી સાધક દૃષ્ટિમાં આવ્યો. તે સાધક દૃષ્ટિ દ્વારા સાધ્યને સાધતો સાધતો અલ્પ કાળે સિદ્ધ થઈ જાય. મોક્ષને પામે.

* તમારું શરીર તે દ્રવ્ય સાધન છે અને આત્મામાં રહેલું જ્ઞાનાદિક--દર્શનનું તમારું સાચું ધન છે. તે ધનને નથી ઓળખ્યું ત્યાં સુધી દ્રવ્ય સાધનનું લાલન–પાલન, ખાવું-પીવું, ધોવું-પહેરવું, અટિયાં–પટિયાં–ચટિયાં પાવડર–સ્નો લાલી–અત્તર વગેરે કરવામાં, લગાવવામાં તમે ટેવાઈ ગયા છો. પરંતુ એક વેળા તમે તમારા (જ્ઞાનાદિક) સાચા સાધને કરીને તમારા આત્મધનનો આત્મવૈભવને ઓળખી લ્યો. આત્મધનને વૈભવને ઓળખી લીધા પછી તમારે તમારાં શરીર–રૂપી દ્રવ્યસાધનનું લાલન–પાલન કરવા માટેની જરાય ફિકર નહીં કરવી પડે.

**દૃષ્ટાંતઃ** જેમ નાણાં સાચવતાં તેનું પાકીટ આપોઆપ સચવાઈ જાય છે તેમ તમે આત્માનું જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ આદિ ધનને સાચવશો એટલે સાધનરૂપ.... પાકીટ-રૂપ શરીર આપોઆપ સચવાઈ રહેશે, સચવાઈ જશે.

* જેણે મૂળ સ્વરૂપને ઓળખ્યું છે....તેને દેહની ફિકર રહેતી નથી. દેહ તો આપોઆપ સચવાય છે. માટે તમે તમારા મૂળ સ્વરૂપને ઓળખવાની ફિકરમાં રહેજો.

સાધુ–સાધ્વી થવાનું કામ શું ?

સીધા થવાનું કામ છે? કે આડા–વાંકા–ચૂંકા થવાનું કામ છે ?

* વીર મારા....રામને આરામ છે. સંસારમાં રહેવા છતાં જેઓ સીધા છે તેઓ સાધુ-સાધ્વીથી પણ ઉત્તમ છે, શ્રેષ્ઠ છે. અને સંસાર ત્યાગીને....સાધુ-સાધ્વી થઈને... જેઓ સીધા થયા નથી...સીધા નથી...તેઓ સંસારીથી પણ નીચલી કોટીના છે, હલકી દશાવાળા છે. તે બધાય પામર છે, માઠી ગતિમાં જવાવાળા છે.

* सन्ति एगे हिं भिक्खू हिं, गार त्था संजमुत्तरा।
गारत्थेहि य सव्वेहिं, साहवो संजमुत्तरा ॥ २० ॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૫મું અધ્યયન.

સીધા તેઓને જાણવા કે જેઓ કર્મોને ટાળવાના પ્રયાસે ઊપડીને...સત્ પુરુષના સમાગમે...આત્માનું સ્વરૂપ ઓળખીને...પછી રાગ–દ્વેષ–મોહ પર રહીને...ન્યાય–નીતિ –પરોપકાર ભરેલું તથા ઓછી જરૂરિયાતવાળું જીવન જીવતાં હોય. તે વેળા (તમોને–અમોને માનવજીવન તથા ત્યાગ–નિવૃત્તિ મળ્યાં છે તો જીવન જીવી તો જાણો–જાણીએ.) તેમનામાં ચાર સદ્‌ગુણો પ્રાપ્ત થયેલા હોય છે.

(૧) ત્યાગ, (૨) નમ્રતા, (૩) નિર્દોષતા અને (૪) સમાનતા, આ ચાર ગુણો હોવા જોઈએ.

* તમે ભલે એમ માનો કે હું ભગવાનનો ભક્ત છું, પરંતુ શું તમોને ભગવાને ભક્ત તરીકે મંજૂર કર્યા છે? ભગવાન તો જેને પોતાનો ભક્ત માને છે...તેને ભગવાન બધી શક્તિ... આનંદનો ભંડાર...સોંપી દે છે. આત્મા પોતે ભગવાન છે. તેનો જો ભક્ત થાય...તો ભક્ત પોતે જ ભગવાન થઈ જાય. એટલે આત્મા પોતે જ પોતાની ભક્તિરૂપી પર્યાયને આનંદનો ભંડાર સોંપી દે છે. તેના અંતરમાં અશાંતિ હોતી નથી. પણ હૃદયમાં અશાંતિ હોય ને કહે કે.. હું ભગવાનનો ભકત છું. એમ કહેવું અથવા ભકત થયાનો ડોળ બતાવવો તે તો જગતને અને ભગવાનને છેતરવા જેવું છે, ઠગવા જેવું છે. તેમ જ પોતાના આત્માને પણ ઠગવા જેવું કામ થઈ રહ્યું છે.

## વાંચો દૃષ્ટાંત

નરસિંહ મહેતા અને મીરાંબાઈ એ તો એમ કહેતાં હતાં કે ..અમે તો જનમ-જનમનાં ભગવાનનાં દાસ-દાસી છીએ. નરસિંહ મહેતા એમ કહેતા હતા કે હું ભગવાનનો ભકત છું. એ તો એમ કહેતા હતા કે હું તો ભગવાનના દાસનો દાસ છું. "મીરાં દાસી જનમ-જનમકી" મીરાં પોતે એમ કહે છે કે...હું ભગવાનની દાસીની દાસી છું.

ભગવાન થવા માટે તમો બધા દાસ-દાસી તો બનો. અને પછી દ્રવ્યકર્મ-ભાવકર્મને ટાળવાના પ્રયાસે ઊપડો તો એ પ્રયાસે સત્પુરુષના સમાગમે તમે તમારા ઉપાદાનની જાગ્રતિએ ક્રમે ક્રમે પર્યાયમાં ભગવાન થઈ જશો.

* હે જીવાત્મા! તારું એક બાજુ મૂળ સ્વરૂપ...ચૈતન્ય સ્વરૂપ...અને બીજી બાજુ તારી ઊંધાઈથી આ ઉપજાવી કાઢેલું આ માયાવી સ્વરૂપ... એક બાજુ કર્મ અને બીજી બાજુ તારું મૂળ આત્મસ્વરૂપ...તેને જેમ છે તેમ સમજીને...શોધક દૃષ્ટિએ ઊપડશે... (ઊપડ) તો સત્‌ના સમાગમે વસ્તુને જો સમજી જશે... તો તેનું અવિનાશી કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૫૭

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૪ ને સોમવાર તા. ૧-૯-૧૯૫૮

### "જૂનું મૂકયા વિના છૂટકો નથી...જે દી...તે દી...મૂકવું જ પડશે..."

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, ગાથા પહેલી, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

આ રાજા તો શિકાર કરવા નીકળી ગયો છે, પણ મહીં બેઠેલો રાજા સમાન આત્મા કર્મનો શિકાર કરવા શોધક દૃષ્ટિએ નીકળે તો સત્‌ના સમાગમે વસ્તુને પામી જાય.

એક તરફ આત્મા...અને બીજી તરફ કર્મપ્રકૃતિ છે. હવે બંધાયેલાને છોડાવવાનો છે. જૂનું મૂકયા વિના છૂટકો નથી...જે દી...તે દી...મૂકવું જ પડશે. તો પછી જ્યારથી આ વચન શ્રવણ થયું ત્યારથી અંતરમાં ત્યાગ-વૈરાગ્ય લાવીને...સુખમાં દુઃખમાં સમભાવ રાખી...શાંતભાવે ચિત્તમાં વિચારીને...સમાધિભાવ થાય, મોક્ષભાવ થાય, અંશે અંશે વીતરાગભાવ થાય. તે જ કર્તવ્ય છે. સર્વને ભૂલી જવું... સાચું કહું છું હો! એક આત્મઉપયોગમાં અહોરાત્ર આવી જવું. આવવું એટલે આત્મા છે.

* દ્રષ્ટામાં દૃષ્ટિ પડશે ત્યાં બંધાયેલો જરૂર છૂટી જાય છે. જ્યાં સુધી દ્રષ્ટામાં દૃષ્ટિ પડી નથી ત્યાં સુધી બંધાતો જ જાય છે. તેમાં હરખ-શોક કરવા જેવું છે નહીં. દૃષ્ટિ દ્રવ્યમાં પડશે ત્યાં બંધાયેલો જરૂર છૂટશે. હવે પહેલાં મારે તે બંધાયેલાને છોડાવવો છે. હવે તે તો ભાવકર્મથી અને દ્રવ્યકર્મથી બંધાયેલો છે. એ બધાં કર્મોને... એ બંધકર્મોને...ખોટા અભિપ્રાયોને ટાળવાના લક્ષે... જીવ જ્યારે ઊપડે છે... ત્યાં લક્ષ પોતામાં નથી. પણ જરૂર...કર્મોને...ખોટા અભિપ્રાયોને...ટાળવામાં છે. અને તેને પ્રભુ શોધક દૃષ્ટિવાળો કહે છે. એવા જીવને સત્‌પુરુષના ભેટા થાય, કાં તો દૃષ્ટિ દ્રષ્ટામાં પડે તો બંધાયેલો છૂટી જાય. માટે પ્રથમ છૂટવાની શરૂઆત શોધક દૃષ્ટિથી કરે તો જ બંધાયેલો છૂટે.

**આત્મભાવનાએ જાગ્રતિ રાખવી.** દેહાદિ સંબંધી રાગ-દ્વેષ-આધિ-વ્યાધિ-ઉપાધિ-સંકલ્પ-પૂર્વઉપાર્જિત સંચિત પ્રારબ્ધ-અધ્યવ્યસાય જે જે જાણવામાં આવે છે, તેનો દ્રષ્ટા....દેહથી ભિન્ન એવો આત્મા...જ્યારે પૂછો ત્યારે પરમાર્થે અસંગ છે...સર્વથી ભિન્ન છે. બંધાયેલા સંયોગો સમયે સમયે છૂટે છે. પોતે સાક્ષી છે, તેને યથાતથ્ય જુદો આત્મા જાણો. સમભાવ-સમાધિ-શાન્તિમાં આત્મા છે. દુકાન ઉપર

બેઠા હો અને ગ્રાહકો આવે તો તે ગ્રાહકોમાં આત્મા નથી, પણ સમભાવ-સમાધિ-શાન્તિમાં આત્મા છે. વિભાવના સંયોગથી જોડાયેલો છે. હવે તેથી મુક્ત થવાનું એટલે મુકાવાનું છે અથવા મુકાવું છે...પણ પોતાના મૂળ સ્વરૂપથી મુકાવાનું નથી. મૂળ સ્વરૂપ કદીએ છૂટતું નથી, છૂટવાનું નથી, છૂટશે નહિ. એમ વિચારી, સમભાવ રાખી, શોધક દૃષ્ટિએ કર્મરૂપી મૃગલાઓનો જો શિકાર કરવા નીકળે (ઊપડે) તો સત્‌પુરુષના સમાગમે દ્રષ્ટામાં દૃષ્ટિ પડતાં વસ્તુને પામી જાય.

* **બનનાર તે ફરનાર નથી. ફરનાર તે બનનાર નથી. જ્ઞાની પુરુષો દેહાદિક સંયોગથી માંડીને શાતા...અશાતા...જે જે ઉદયમાં આવે....તેને જોઈ લે... જાણી લે.** હવે તેને જોઈ...જાણી...તેનાથી જુદા...અવિષમ ભાવે...એટલે શાતા, અશાતા, દેખાય તો છે, જણાય તો છે, પણ તેથી ઊલટો ઉપરાંઠો થઈને, જોનાર પોતે પોતાને જાણીને, આનંદ-શાંતિ સંતોષ માની, ખૂબ ધીરજ રાખી, પોતાના સ્વરૂપમાં જ્ઞાનીઓ લીન થાય છે.

**જે અનાદિકાળથી જીવે સંયોગોમાં સુખ માન્યું હતું તે મિથ્યા છે. ખરું સુખ તો ચેતનમાં છે. એમ વિચારી સમભાવે વેદી, મૃત્યુ આવે પણ મહોત્સવ જાણે છે. હવે ફિકર રાખવા જેવી નથી.** જે જાય છે તે જવા દેવું. તારું રાખ્યું રહે તેમ નથી. અને સદા મગનમાં (આનંદમાં) રહેવું. જો કે એમ જ થતું આવ્યું છે, પણ સમજણમાં ફેર છે. હવે ફેર છે? તો હવે સમજણ ફેરવી નાખવી. એ સમજણને ફેરવી નાખવી તે ઘટિત છે, યોગ્ય છે.

તો તે પ્રયત્ન ચાલુ હોય...તો ક્યારે ફરે?

જ્ઞાનીઓ કહે છે કે...ફેરવવાની જિજ્ઞાસાએ...શોધક દૃષ્ટિએ ઊપડે તો સત્-સમાગમે (માન, મોટાઈ કે કોઈને કષ્ટ કરવાની, ઉતારી પાડવાની દૃષ્ટિએ નહિ. સમજાય છે ને?) પોતાની જાગ્રતિએ જરૂર ફરી જાય. અનાદિની ઊંધી સમજણને ફેરવવાની શરૂઆત શોધક દૃષ્ટિએ જ થાય છે. નથી માનવાનું તે માન્યું છે અને માનવાનું છે તે માન્યું નથી. નથી ગણવાનું તે ગણ્યું છે અને ગણવાનું છે તે ગણ્યું નથી. "ક્ષાંતિ મુક્તિ" આદિ અનંત ગુણો ગણવાના છે પણ ધોળી ધૂળ ગણવાની નથી. સુખ પોતામાં છે ત્યાં તે માન્યું નથી...અને સુખ પરમાં નથી છતાં ત્યાં તેં સુખ માન્યું છે...તે ભૂલ.

એ ભૂલને હવે તો બાકી રહેલો આ માનવનો ભવ તે ભૂલને ટાળવા અર્થે ગાળ...ને ભૂલને ટાળ. જે સર્વથા મારું માન્યું છે તે મૂકી દે. **આત્માને સત્‌પુરુષે યથાર્થ જાણ્યો છે, દેખ્યો છે, અનુભવ્યો છે, તેવો જ આ મારો આત્મા છે. તેના માટે હવે બાકીના રહેલો આ દેહ, આયુષ્યનો ટુકડો, સ્વની સાધનામાં**

**મારે હવે ગાળવો છે, એમ માન. એમ માન્યે, શ્રદ્ધયે, રુચિ કર્યે આત્મ-કલ્યાણ છે.** એમ સમજી એ ભાવનાએ એટલે પુરુષાર્થની ભાવનાએ વર્તવું, તે જ આત્મકલ્યાણ છે.

તેના માટે પ્રથમ શોધક દૃષ્ટિમાં આવીને કર્મને ટાળવાના પ્રયત્ને ઉપાડે તો... સત્‌ના સમાગમે...દૃષ્ટિ દ્રષ્ટામાં પડી જતાં આત્મકલ્યાણને પામી જાય. પછી જે જે ઉદયમાં આવીને જાય છે તેને બેઠો બેઠો જોયા કરે છે. જાણ્યા કરે છે. હું જેને ટાળવાને ઊપડ્યો હતો તે તો ઉદયમાં આવીને ચાલ્યા જાય છે, તેને હું જાણનારો અને જોનારો છું. પહેલાં હું શોધક દૃષ્ટિમાં તેને ટાળનાર હતો, તેને જ હવે શોધક દૃષ્ટિમાં હું જાણનારો અને જોનારો થયો છું.

સર્વને આત્મહિત થાય, સર્વને આત્મભાવના થાય, તે જ આપણું સ્વ-પર હિત કર્તવ્ય છે. **પરમાર્થે દેહ ગાળવો એટલે આત્માર્થે દેહ ગાળવો,** બાકી બીજી ઇચ્છાએ નહીં. એમ વિચારીને હવે તમે જ્યાં જાવ ત્યાં સદાય શાન્તિમાં રહેજો. આ સર્વને ભલામણ છે.

**અશાતા વેદની આવે ત્યારે** વિશેષ વિશેષ સત્‌પુરુષનાં વચનામૃતો વિચારવાં. વચનામૃતો સ્મૃતિમાં લાવવાં. દેહનું ભિન્નપણું સ્મૃતિમાં લાવવું, તે જ યોગ્ય છે. અને તે જ ભલામણ છે. સમ્યગ્‌દૃષ્ટિવાન એવા જીવાત્મા...અશાતાવેદની ઉદયમાં આવ્યે વિશેષ જાગ્રતિમાં રહે છે. અને વિશેષ કર્મની નિર્જરા કરે છે. બસ, તેમ કરી લેવું. કેમ...તે તમોને યોગ્ય લાગે છે? તે પ્રત્યે હરખ-શોક નહીં કરવા પણ બાંધ્યાં કર્મો જવાથી હવે ફરીથી ન બંધાય તેવા ભાવે આત્મદૃષ્ટિએ ઉપયોગ રાખવો. ઉપયોગભાવમાં સ્થિરતા ધારણ કરવી. પ્રયત્ન અને પુરુષાર્થ કરવો. જ્ઞાની પુરુષ સ્વમાં ઠરીને પોતાનું કાર્ય કરે છે. કારણ કે અકંપ, અડોલ, શાશ્વત, જ્ઞાનાદિમય ધર્મ વિચારી વિચારીને મરણાંત કષ્ટ આવવા છતાં...પોતીકો નિજસ્વભાવ, નિજભાવ કદીએ છૂટ્યો નથી, એ જ ભાવનાએ જ્ઞાનીઓ વર્તે છે.

એવા પ્રકારના ધર્માત્માઓએ કર્મોને ટાળી દીધાં છે, તો મારે પણ કર્મોને ટાળીને એવા ભાવે વર્તવું છે. એમ નક્કી કરીને જે જીવ કર્મને ટાળવા શોધક દૃષ્ટિએ ઊપડશે તો તે જીવ સત્‌ના સમાગમે દ્રષ્ટામાં દૃષ્ટિ નાખી દે તો આત્મધર્મને પામી જાય.

* જીવ રાગ-દ્વેષ-મોહ-વિકાર-સંકલ્પ-વિકલ્પ કરે છે, ત્યારે બીજી ચીજ ઉપર એનું લક્ષ હોય છે. તેથી બીજી ચીજને નિમિત્તની અસર લીધા વિના ઉપાદાનનું એટલે આત્માનું કાર્ય થાય છે. નિમિત્ત છે, નિમિત્તની અસર લીધા વિના, કે અસર વગર આત્માના ઉપાદાનનો ઉપયોગ પોતાના કારણે ઊલટોસૂલટો થયો છે.

**વાંચો દૃષ્ટાંત**

જમાલીનો ઉપયોગ સૂલટો હતો, તે ઊલટો થયો. તેમાં નિમિત્ત સાક્ષાત્ મહાવીર દેવ હતા. અને ગૌશાળાનો ઉપયોગ અનાદિનો જે ઊલટો હતો તે સૂલટો થયો. ત્યાં સામે ૧૧લાખ ગૌશાળાના શ્રાવકો ઊભા હતા. તે નિમિત્ત હતા. પણ ભાઈ.... નિમિત્તના કારણે ઊલટો અને સૂલટો થયો નથી, પણ પોતાના જ કારણે ઊલટો અને સૂલટો થયો છે એટલો પરલક્ષે ઊલટો અને સ્વલક્ષે સૂલટો થાય છે, ત્યાં નિમિત્ત ઉપર આરોપ આપે છે.

આત્મા પોતે પોતાના ઊંધા ભાવે રાગ-દ્વેષ-મોહ કરે છે ત્યારે નિમિત્ત હાજર હોય છે તેની ના નથી. પણ જો નિમિત્તનો નકાર કરે તો જ્ઞાન ખોટું છે અને જો ઉપાદાનનો નકાર કરે તો શ્રદ્ધા ખોટી છે.

* કેવળી ભગવાનની પર્ષદામાં બેઠો હોય અને બેઠો બેઠો ઊંધા ભાવ કરે તો તેને કેવળી ભગવાન પણ રોકી શકે નહીં. જીવ રાગ-દ્વેષ-મોહ કરે છે ત્યારે નિમિત્ત-રૂપે બીજી ચીજ હાજર હોય છે, તે બરાબર છે. પરંતુ તે નિમિત્તને લઈને... બીજી ચીજને લઈને આત્મા વિકાર કરે છે તે વાત બરાબર નથી અર્થાત્ ખોટી છે. તે વિકાર-રાગ-દ્વેષ આત્માના સ્વભાવમાંથી આવતા નથી. જો રાગ-દ્વેષ આત્માના સ્વભાવ-માંથી આવે તો તે કોઈ દિવસ ટળે નહીં. પરંતુ વિકારની ઉત્પત્તિ તો આત્માની જ અવસ્થામાં જ થાય છે. કોઈ નિમિત્તની અવસ્થામાં થતી નથી, થવાની નથી, થશે પણ નહિ. એથી સિદ્ધ થઈ ગયું, સચોટ થઈ ગયું, પાકો દૃઢ નિર્ણય થઈ ગયો, નિશ્ચય થઈ ગયો કે નિમિત્ત અનુસાર કાર્ય થતું નથી પણ ઉપાદાનની શકિત અનુ-સાર જ કાર્ય થાય છે.

જ્યારે જીવ પોતે પોતાના સ્વરૂપને ભૂલીને આડી ઊંધી દૃષ્ટિ કરીને વિકાર કરે છે. (અનાદિનો આડો...આડો...તે આડો...જ રહ્યો. આડોડિયાએ આડી દૃષ્ટિમાં અનંતકાળ કાઢયો છતાં આડોડાઈને મૂકતો જ નથી. વાંકુચૂકું જોયા જ કરે છે. પર સામે ડોળા ફાડયા જ કરે છે. હવે તે બંધ કર.) હવે જ્યારે આડી દૃષ્ટિથી વિકાર કરે છે ત્યારે તે વિકારને પોતે જ કરે છે અને જ્યારે પોતે સવળી દૃષ્ટિથી સ્વભાવ સામે જુએ છે ત્યારે વિકાર ટળી જાય છે.

કોઈ પર વિકાર કરાવતું નથી. સામે નિમિત્તો એક ને એક જ હોવા છતાં ઉપા-દાનના કારણે (આત્મશકિતના કારણે) પરિણામમાં ફેર પડે છે.

**વાંચો દૃષ્ટાંત (૧)** સામે રામચંદ્રજી ઊભા છે તેને રાવણ પણ પોતાની દૃષ્ટિથી જુએ છે. અને તેનો સગો ભાઈ વિભીષણ પણ રામચંદ્રને પોતાની દૃષ્ટિથી જુએ છે.

આમ બંને જણા જુએ છે. છતાં તે બંનેના પરિણામમાં મહાન મોટું અંતર છે. રાવણ રામચંદ્રજીને દુશ્મન તરીકે જુએ છે...ને માને છે. જ્યારે વિભીષણ રામચંદ્રજીને ભગવાન તરીકે જુએ છે...ને માને છે. એમ પરિણામમાં ફેર પડે છે.

**દૃષ્ટાંત (૨)**—કોઈ એક ખૂબસૂરત રૂપ રૂપનો અંબાર સોળ શણગાર સજીને ભરયુવાનીમાં આવેલી એવી એક વેશ્યા શહેરના ચૌટામાં મરેલી પડેલી હતી. હવે તેને એક બાજુથી આવતા સાધુએ જોઈ, અને બીજી તરફથી આવતા ચોરે જોઈ. અને ત્રીજી તરફથી આવતા વિષયાસકત પુરુષે જોઈ, અને ચોથી તરફથી આવતા એક કૂતરાએ જોઈ. હવે તેમાંથી પહેલી તરફથી આવતા સાધુને એવો વિચાર આવ્યો કે અહો ! અનંત કાળે મળેલ એવો આ મહામોંઘો માનવનો અવતાર, દેવોને પણ દુર્લભ એવો આ માનવનો અવતાર પામીને આત્મસ્વરૂપને સમજ્યા વગર, શોધક દૃષ્ટિમાં આવી સાધક દૃષ્ટિમાં આવ્યા વગર આ બિચારી મરી ગઈ! આવો રૂડો માનવનો ભવ હારી ગઈ. એમ વિચારી વૈરાગ્ય અને કરુણા આવે છે, કરુણા લાવે છે, વૈરાગ્ય પ્રગટ કરે છે. જો આ જીવતી હોત તો હું એને ધર્મ સંભળાવત. તેનો મનુષ્ય ભવ કેમ લેખે લાગે તે તેને પ્રતિબોધ કરત. એમ વિચારી.... વિચારી પોતે વૈરાગ્ય ભાવમાં રહે છે.

હવે બીજી તરફથી ચોર આવે છે. એ આવેલા ચોરે વેશ્યાને જોતાં એને એવો વિચાર આવે છે કે.... આ બધા ગચ્છન્તી કરી જાય એટલે ચાલ્યા જાય તો.... અથવા અહીં કોઈ ન હોય તો.. આણે પહેરેલા દાગીના કાઢી લઉં એવો એ ચોરને વિચાર આવ્યો.

ત્રીજી બાજુથી એક વ્યભિચારી આવે છે. એ વ્યભિચારી એ વેશ્યાને જોઈ, અને જોતાં જ એને એવો વિચાર કે આવ્યો કે આ તો મરી ગઈ છે. પણ જો આ જીવતી હોત તો જરૂર હું તેની સાથે અમન–ચમન કરત. ઇન્દ્રિયોના વિષયોની મજા લૂંટત. એણે અનંત સંસારવર્ધક પાપબંધક ભાવ આખ્યો સેવ્યો.

ચોથી તરફથી કૂતરું આવે છે. કૂતરાએ આ મૃતક શરીરને જોઈ એવો વિચાર કર્યો કે અહીંયાં ઊભેલા બધા માણસો જો ભાગી જાય-ચાલ્યા જાય તો હું આને ખાઉં. એવો એને વિચાર આવ્યો.

**"દરેકે દરેકની સ્વતંત્રતાને"** વાંચો.

એકને વૈરાગ્યભાવ....બીજાને ચોરીના ભાવ....ત્રીજાને વ્યભિચારના ભાવ...અને ચોથાને માંસ ખાવાના ભાવ. જોયું... ! નિમિત્ત તો ચારેયને એક સરખું હોવા છતાં દરેકે દરેકની સ્વતંત્રતાના કારણે દરેકે દરેકના વિચારમાં કેટલો ફેર પડી ગયો ! જો

નિમિત્તની અસર થતી હોત તો બધાયના વિચાર સરખા થવા જોઈએ. પણ તેમ થયું નહિ. માટે એ સિદ્ધ કરે છે કે દરેકે દરેકનું કાર્ય દરેકે દરેકની સ્વાધીનતાથી થાય છે. મોક્ષનું કાર્ય પણ પોતાની સ્વાધીનતાથી જ થાય છે અને સંસારનું કાર્ય પણ પોતાની સ્વાધીનતાથી જ થાય છે.

* **જીવ પોતે પુણ્ય–પાપ–રાગ–દ્વેષ–ક્રોધ–માન–માયા–લોભ એ બધાયથી રહિત શુદ્ધ વીતરાગભાવ કરે તો જરૂરથી કરી શકે છે. હવે જીવ જેવા ભાવ કરવા માંગે તેવા ભાવ તે પોતે કરી શકે છે.** ભાઈ...! આ તો આત્માના ધર્મની સમજાય તેવી વાત છે. પ્રથમદશામાં, શોધકદશામાં, સમજવા માટેની સાધારણ વાત છે. સમ્યગ્દર્શન પ્રગટ કર્યા પહેલાં, સ્વતંત્ર દશા પ્રગટ કર્યા પહેલાં વસ્તુનો સાચો નિર્ણય કરવાને માટે **શોધકદષ્ટિ એ તે પહેલી ભૂમિકા છે. તારા કલ્યાણ કરવાને માટેની આ અપૂર્વ સમજણ છે. આ માત્ર શબ્દોની વાતો નથી. પરંતુ આની પાછળના ભાવમાં કેવળજ્ઞાન લેવાના કક્કા છે, કરવતનો...ક.... કર્મને કાપી નાખવાનો છે.** માટે શુદ્ધદૃષ્ટિમાં આવીને રુચિપૂર્વક આ સમજવું જોઈએ. જો સમજે અને દ્રષ્ટામાં દૃષ્ટિ પડે...તો કેવળજ્ઞાનના બીજને પામી જાય. **આત્મા રાગાદિ કરે ત્યારે કર્મ નિમિત્તરૂપે હાજર હોય. છતાં તે કર્મનો ઉદય આત્માને વિકાર કરાવે નહિ, પણ પોતે કરે તો થાય, ન કરે તો ન થાય.**

## દૃષ્ટાંત સમજવાનું છે.

* તમને કોઈ દુકાન ઉપર આવીને હજારો ગાળો દે...હવે એની એ હજારો ગાળો ક્રોધનું કારણ નથી; પરંતુ તમે પોતે જાતે તમે તમારા ક્ષમાભાવને, ક્ષમાગુણને છોડી દો. તેને છોડીને તમે જાતે પોતે ક્રોધ કરો તો હજારો ગાળોને ક્રોધનું નિમિત્ત કહેવાય. હવે એ હજારો ગાળો ક્રોધનું નિમિત્ત ક્યારે કહેવાય? તમે જાતે ક્ષમાગુણને છોડીને ક્રોધ કરો ત્યારે, તેને નિમિત્ત કહેવાય. પણ તમે ક્ષમાગુણને છોડીને ક્રોધ ન કરો તો...? તેને નિમિત્ત પણ ન કહેવાય. જીવ જો પોતાના ભાવમાં પોતાના ક્ષમાભાવને જો બરાબર જાળવી રાખે તો હજારો ગાળો હોવા છતાં તેને નિમિત્ત કહેવાય જ નહીં. જ્યાં જાવ ત્યાં આમ જ વર્તજો, પણ ગાળો દેનારાનો દોષ દેખતા નહીં.

* ઉપાદાનના ભાવ **પ્રમાણે સામી ચીજમાં નિમિત્તપણાનો આરોપ આવે છે; પરંતુ સામી ચીજના કારણે ઉપાદાનના** ભાવ **થાય એમ બનતું નથી. આત્મા જ્યારે સ્વાધીનપણે સમ્યગ્દર્શનાદિનું કાર્ય કરે,** ભગવાને કર્મ ટાળી દીધાં તે મારે પણ કર્મને ટાળવાં છે, એમ કર્મને ટાળવાનું કામ કરે, સમ્યગ્-દર્શનને, સમ્યગ્જ્ઞાનને પામવાનું કાર્ય કરે (તમે કરો તો હું નિમિત્તરૂપે હાજર છું) **ત્યારે બીજી ચીજ સામે નિમિત્તરૂપે** હાજર હોય છે. **એમ શ્રીકેવળજ્ઞાની ભગવાને જોયું છે.**

* જીવ જ્યારે તીવ્ર રાગાદિ કરે અને કર્મ બંધાય અને તે ઉદયમાં આવે ત્યારે તે જીવને તીવ્ર રસે ભોગવવા પડે...એટલે જેવા રસે બાંધ્યા હોય તેવા રસે તે ઉદયમાં આવે...અને તેવા જ રસે જીવને ભોગવવા પડે... **તે વાત સાવ ખોટી છે. માટે તું આ માર્ગે ચાલ્યો આવ.** જીવ તીવ્ર રાગ-દ્વેષ-ભોગની કુતૂહલતા કરે અને તેથી કર્મ બંધાઈ ગયાં. તેની સ્થિતિ પાકતાં તે ઉદયમાં આવે અને ભોગવતી વખતે તેવા તીવ્રભાવ જીવને કરવા પડે તે વાત તદ્દન ખોટી છે. અને **શાસ્ત્રકાર કહે છે કે તે વાત જીવની સ્વાધીનતાનું ખૂન કરનારી છે.**

* **જીવ રાગ-દ્વેષ કરે ત્યારે કર્મ નિમિત્ત હોય ખરું, પણ તે કર્મ જીવને રાગ-દ્વેષ કરાવતાં નથી.** જગતમાં જીવ, અજીવ એમ બે દ્રવ્ય છે. તે બંને સ્વતંત્ર છે. તે પોતે પોતાની શુદ્ધતા અને અશુદ્ધતા કરનાર છે. પણ તે સ્વતંત્રપણે બંને કરે છે. એટલે જીવ પોતે પોતાની શુદ્ધતા કે અશુદ્ધતા સ્વતંત્રપણે કરે છે. અને અજીવ પણ પોતાની શુદ્ધતા કે અશુદ્ધતા સ્વતંત્રપણે કરે છે.

* **મોક્ષ અટક્યો હોય તો તે તારી વારને લીધે અટક્યો છે,** પણ બીજાની વારને લીધે અટક્યો નથી; તારી વારને લીધે તારો મોક્ષ અટક્યો છે માટે ઉપાડ તારા પુરુષાર્થને.

* આવા સ્વતંત્ર વસ્તુ સ્વભાવની ઓળખાણ કરવી અને તે કરવા માટે શોધક-દષ્ટિએ પ્રથમ ઉપડવું અને તે ઉપડેલાને સત્‌નો સમાગમ થતાં દ્રષ્ટામાં દષ્ટિ પડશે તો સાધકતાને તે જીવ પામી જશે અને તે જીવનું અલ્પકાળમાં કલ્યાણ થઈ જશે.

ૐ શ્રી સત્‌રૂપાય નમઃ



## વ્યાખ્યાન નં. ૫૮

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૫ને મંગળવાર તા. ૨-૯-૧૯૫૮

### "જેને પાપ ન ખટકે...તેના માટે....તેના હૈયામાં દેવ માટેની જગ્યા ન હોય"

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, તેની આ પહેલી ગાથા આત્મા અને કર્મની પ્રકૃતિ ઉપર ઉતારે છે.

જગતમાં બે જ દ્રવ્ય સ્વતંત્ર છે. એક જીવદ્રવ્ય અને બીજું અજીવદ્રવ્ય. જીવ પોતે પોતાની સ્વતંત્રતાને સમજીને સ્વરૂપમાં ઠરી જાય....તો કર્મ ટળી જાય. તેના માટે પ્રથમ શોધક દષ્ટિએ ઉપડવું જોઈએ.

* પ્રત્યેક દેહધારીમાં ત્રણ ભાવ રહેલા છે. એક જીવભાવ, બીજો દેહભાવ અને ત્રીજો શિવભાવ. એમ ત્રણ ભાવ છે. આત્માના માટે પંચપરમેષ્ઠીના સ્મરણમાં કે આત્મસ્મરણમાં જીવ ડૂબી જાય છે ત્યારે પોતાના દેહભાવને ભૂલી જાય છે. તે વેળાએ પોતાના જીવભાવ વડે કરીને પોતાના શિવભાવ તરફથી મળતી દિવ્ય પ્રેરણાને ઝીલે છે. આવી રીતે પોતે પોતાના શિવભાવની ઝીલેલી પ્રેરણાઓ મુજબ વર્તીને અનંત શિવતત્ત્વને પામવાને માટે જરૂર તે જીવ આગળ વધે છે. અને એ જીવ અનંત શિવ-તત્ત્વમાં ક્ષણભર સ્થિર બનીને તેની દિવ્યતાના આનંદને એક ક્ષણભર અનુભવીને ઉપયોગ પાછો પરમાં કે દેહમાં આવે છે. અને દેહના અંત સુધી એ....શિવતત્ત્વનો આનંદ....સ્મરણમાં રાખીને...ટકાવીને....આજીવન મોજથી જીવે છે.

જોયું...! શોધકદૃષ્ટિએ ઊપડે તેને આવો લાભ થાય. ઊપડતી વખતે દ્રષ્ટામાં દૃષ્ટિ ન હોય...અંતર-આત્માપણું કે પરમાત્મપણું ન હોય...પણ કર્મ ટાળવામાં દૃષ્ટિ છે. ત્યારે સત્ સમાગમે ઉપાદાનના કારણે દ્રષ્ટામાં દૃષ્ટિ પડતાં આત્મલાભને પામી જાય છે.

* અનંતા સિદ્ધ પરમાત્માઓ પોતે પોતાના મૂળ સ્વરૂપમાં રહીને....અકર્તા રહ્યા છે...થયા છે. તેથી જ પૂર્ણ-આનંદ સ્વરૂપી કહેવાયા. પરનો કર્તા થાય ત્યારે સ્વનો અકર્તા...અને સ્વભાવનો કર્તા થાય ત્યારે પરનો અકર્તા થાય કહેવાય...તમે તમારી શોધકદૃષ્ટિએ ઊપડી સત્સમાગમે મૂળસ્વરૂપને સમજી તેમાં સ્થિર રહો...તો અનંત મોજ-મઝા માણી શકો.

જગતના જીવોએ જ્યાં સુધી આત્મતત્ત્વને જાણ્યું નથી...ઓળખ્યું નથી... અરે! આત્મતત્ત્વને વિઘ્ન કરનાર કર્મોને ટાળવાનો પ્રયાસ પણ જાણ્યો નથી... અને કર્મોને ટાળવાના પ્રયાસે પણ ઊપડ્યો નથી...ત્યાં સુધી મનુષ્ય પોતે પોતાને મનુષ્ય તરીકે ઓળખાવવાને જરાય હક્કદાર નથી.

**દૃષ્ટાંત** : ગોળ કેવી રીતે બને છે તેટલું જો જાણવું હોય તો ગોળ બનાવવાની રીત એ નામનું પુસ્તક વાંચી જાઓ એટલે પત્યું અને ગોળ કેવી રીતે બને છે તે જો નજરોનજર જોવું હોય તો જ્યાં ગોળ બનતો હોય તે જગ્યાએ જઈને નજરો-નજર જોવું પડશે. પરંતુ જો ગોળના ગળપણનો અનુભવ કરવો હોય, સ્વાદ લેવો હોય, તો તમારે જાતે તે ગોળ ખરીદ કરીને મોંમાં મૂકવો જ પડશે.

* તેવી જ રીતે **આત્મસ્વરૂપને** જાણવું હોય તો ભણેલાગણેલાનો સમાગમ કરો. અથવા **મહાન પુરુષોએ બનાવેલા મહાન ગ્રંથો** વાંચો, તો તે કહી બતાવશે, અથવા કહી દેખાડશે. અને જો **આત્મસ્વરૂપ** નજરોનજર જોવું હોય..

**અનુભવવું હોય.. તો આત્માના પંથે પડીને.. સાચો આનંદ લૂંટનારા સદ્‌ગુરુનું જીવન ઝીણી નજરે પોતે જાતેજ જોવું પડશેને? અને તે પ્રમાણે પોતાને પણ જીવવું પડશે.** પરંતુ જો તમે તમારા સ્વરૂપમાં મળી જઈને પોતાના પ્રત્યક્ષ સ્વરૂપને અનુભવવા જો ઇચ્છતા હો તો.. પ્રથમ શોધક દષ્ટિએ કર્મને ટાળવાના પ્રયાસે ઊપડી.. **સત્‌સમાગમે પોતાના પ્રબળ પુરુષાર્થ દ્વારા દૃષ્ટિ દેવી પડશે. પોતે પોતાના ગુરુ થવું પડશે. ત્યારે જ આત્માના સ્વાદનો અનુભવ આપશે. તે આત્માનો અનુભવ ઠેઠ સિદ્ધપદમાં ઉપાડીને લઈ જશે.** માટે પ્રથમ કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે તો કામ થઈ જાય.

* **આત્મજ્ઞાન થવાથી.. આત્માનો અનુભવ થવાથી...દુનિયાનો જે જીવનવ્યવહાર છે તે કાંઈ ખોરવાઈ જતો નથી;** પરંતુ જીવનવ્યવહારમાં જ્યારે આત્માનું ભાન થયું એટલે.. ન હતું ત્યારે અજ્ઞાનતાએ કરીને ઉત્પન્ન થતી એકત્વબુદ્ધિ અને એકત્વબુદ્ધિને લીધે થતી ચિંતાઓ..એ તમામ ચિંતાઓ ખોરવાઈ જાય છે. અને સતત આનંદ રહે છે. માટે પ્રત્યેક મનુષ્યોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું એ કર્તવ્ય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. અરે! અમે આત્મજ્ઞાન પ્રાપ્ત કરીશું.. અને આ જીવનવ્યવહાર ખોરવાઈ જશે તો? ભાઈ....! એવી ફિકર–ચિંતા તારે જરાય કરવા જેવી નથી.

* **કેવળ સંત–સાધુને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે અને સંસારી જીવોને આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી એ માન્યતા અથવા એ વાત સાવ ખોટી છે, તદ્દન ખોટી છે.** આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટે કુટુંબ અને તે પ્રત્યેના કર્તવ્ય કર્મનો ત્યાગ કરવાની પણ જરૂર નથી. કેવળ અજ્ઞાનતાએ કરીને ઉત્પન્ન થયેલા મમત્વ–અહંકાર–અહંભાવ અને તેમાં ઉત્પન્ન થતી એકત્વબુદ્ધિ વગેરેનો ત્યાગ કરવાની જરૂર છે.

* **ભારત દેશ આત્મજ્ઞાનનો સંપૂર્ણપણે અધિકારી છે.** પ્રત્યેકે પ્રત્યેક મનુષ્યે પોતાની સાચી મૂડીરૂપ એવું જે આત્મધન, આત્મજ્ઞાન તેને મેળવવા માટે પ્રત્યેકે પ્રત્યેક ક્ષણે તત્પર રહેવું જોઈએ. જ્યારે તત્પર રહે છે...ત્યારે આત્મભાવની તાલાવેલી લાગે છે. તે વેળા તે જીવ પ્રથમ શરૂઆતમાં એવી તાલાવેલીએ ઊપડે છે કે મારા જ્ઞાનાદિક ગુણોને આવરણ કરનાર જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મો છે, તેને મારે ટાળી દેવાં જોઈએ. ત્યારે કોઈ સંત સમાગમે શિષ્યવૃત્તિથી રહેવાને માટે પોતાની જન્મભૂમિનો પણ ત્યાગ કરે છે. અને સાચા સંતોની સેવામાં સર્વથા સમર્પાઈ જાય છે. અને સત્‌સમાગમે મળેલ સત્‌સ્વરૂપની વાતો તેણે વિચારી.. વિચારી...દ્રષ્ટામાં દૃષ્ટિ પડતાં અનુભવને પામી જાય છે. આ રીતે અનંત જીવાત્માઓ ભૂતકાળમાં સ્વરૂપને પામી ગયા છે. વર્તમાનમાં પામે છે. અને ભવિષ્યકાળે પણ પામશે, તેમાં શંકાને સ્થાન નથી.

* હવે તું તારા દેહભાવને અને જીવભાવને નષ્ટ કરવાને માટે.. અને "सिव -मयल- मरुअ--मणंत--मक्खय--मव्वाबाह" એવા એક શિવભાવનો અનુભવ કરવાને માટે પ્રથમ આવરણ કરનાર ભાવકર્મને ટાળવાને માટે ઊપડ.. એ શોધકદષ્ટિના ઉપાડ કરાવનાર ભાવને લઈને ઊપડ.. પછી સત્સંગે આત્મશક્તિને જાગ્રત કરી લે.. સાધક ભાવને પ્રગટાવી લે.. એ જ શિવભાવની પ્રાપ્તિ છે.. અને એ જ શિવભાવ પૂર્ણ શિવભાવને પમાડશે. આ જ્ઞાનીઓની ભલામણ છે. તેને તમો માની લેજો.

આ વાત હૈયે બરાબર જચી જવી જોઈએ. કે.. (કેવી રીતે તમને જચી ગઈ છે, તે મને જરા કરી દેખાડો તો.)

* जम्मं दुक्खं जरा दुक्खं, रोगाणि मरणाणि य ।
अहो दुक्खो हु संसारो जत्थ कीसन्ति जन्तवो ॥ १५ ॥

વચન ગુરુ કહે તોય તેમને તે રુચે શી રીતિએ ? કારણ કે તેમના હૈયામાં પાપ ખટકતાં નથી. કોઈવાર વચનના યોગે પણ પુરુષ ઉપર વિશ્વાસ થાય, પણ મોટે ભાગે તો પુરુષ ઉપર વિશ્વાસ હોય તો જ વચન ઉપર વિશ્વાસ બેસે. હવે વિશ્વાસ પુરુષ ઉપર હોય, તો તેના વચન માત્રથી કામ કરે. એટલે એને એમ થાય કે આ....જે બતાવે છે....તે ખોટું હોય જ નહિ, ખોટું બતાવે જ નહિ. માટે મંદબુદ્ધિ આદિના યોગે મને ન સમજાય તોય મારે એ જેમ કહે તેમ જ કરવું જોઈએ. આવો જો વિશ્વાસ બેસી ગયો હોય તો તમારા ધર્માચાર્ય-ગુરુદેવ તમારા ઉપર ગુસ્સે થાય, ગુસ્સે થઈને એમ પણ કહે, કડક ઠપકો આપે, ત્યારે તમને કોઈક એમ કહે કે .. તમારા ધર્માચાર્યથી આવું તો થતું હશે ? તો તમે એને એમ કહેશો કે....તેમણે જે ગુસ્સો કર્યો છે તે પણ ભલાને માટે જ કર્યો છે...કર્યો હશે.

* जं मे बुद्धाणुसासन्ति, सीएण फरुसेणवा ।
मम लाभो त्ति पेहाए, पयओ तं पडिस्सुणे ॥२७॥

—ઉત્તરાધ્યયન સૂત્ર, ૧ લું અધ્યયન

સગી મા છોકરાને મારતી હોય તો પાડોશી તેને ઝટ મુકાવવા ન જ જાય. કેમ કે તે પાડોશી સમજે છે, કે તે તેના છોકરાના ભલાના માટે મારતી હશે. એ જ જગ્યાએ ઓરમાન મા હોય અને તે કદાચ છોકરાના ભલાને માટે મારતી હોય તો તે વખતે બેચાર જણીયું ભેગી થઈને કહે કે...મારે...મારે...એ ક્યાં એની સગી મા છે ? (તમારે સગી મા જોઈએ કે ઓરમાન મા જોઈએ ? તમારે સગા ગુરુ જોઈએ કે ઓરમાન ગુરુ જોઈએ ? સગા ગુરુ જોઈએ છે. તમારે બધુંય સગુ ને સારું જોઈએ, તો અમારે પણ સુશ્રાવકો....અમ્માપિયા...સરખા જોઈએ ને ? હા.) જોયું ! વ્યક્તિનો ભરોસો થયો ને ?

* **હવે ડાહ્યાઓ કહે છે કે**...જેને આપણા ઉપર વિશ્વાસ નહિ, તેને બહુ સલાહ દેવા જેવી નહિ. આપણે કેવળ તેના હિતના માટે કહીએ તોય તે ઊંધુ મારે...અથવા ઊંધું લે. હવે જેને આપણામાં વિશ્વાસ હોય નહિ...અને ગમે તેને, ગમે તેવાને નિશ્રામાં લઈએ નહીં. જેને અમારી નિશ્રામાં તરવાનું લાગે તેને જ નિશ્રા અપાયને ? કોઈવાર કડકમાં કડક આજ્ઞા પણ કરવી પડે. કડક થઈને આજ્ઞા કરવી પડે તે કોને ગમે ? આજ્ઞા યોગ્યને જ થાય. ઉપદેશ આપવો તે વાત જુદી જ છે અને આજ્ઞા કરવી તે વાત પણ જુદી છે. આજ્ઞા પાળે તેવાને જ આજ્ઞા થાય. ત્યારે તમને તારક દેવ અને તારક ગુરુ પણ તારે શી રીતે ?

તમને પાપ ખટકે....ક્રોધ-માન-માયા-લોભ-કાવાદાવા-વેર-ઝેર-અન્યાય-અનીતિ ...આ બધાંય પાપ છે. તે ખટકે...અને પાપથી છૂટવાને માટે તમે દેવ-ગુરુના શરણને સ્વીકારો તો ને? એટલે પ્રથમ પાપ ખટકે..પછી શોધક દષ્ટિએ. એટલે પાપને ટાળવાના પ્રયાસે ઊપડે...પછી દેવ-ગુરુના સમાગમે...પોતાને જેમ જેમ સમજાતું જાય ...તેમ તેમ વિશેષ વિશેષ તેમનું શરણ સ્વીકારી...દષ્ટિને દ્રષ્ટામાં વાળીને...દ્રષ્ટામાં દષ્ટિ પડતાં...મિથ્યાત્વના જબરજસ્ત પાપથી છૂટીને સમ્યકૃત્વ ધર્મને પામી જાય.

* મોહની જાળમાંથી છૂટવાને માટે શ્રી વીતરાગના શરણને સ્વીકારવાની જરૂર છે. જેને મોહના બંધનમાંથી છૂટવાની અંદરમાં તાલાવેલી (જાગે) લાગે...મોહનું સામ્રાજ્ય જેને ભયભીત બનાવી મૂકે...અને આમાંથી છોડાવનાર એક શ્રી વીતરાગ જ છે ...એમ જેને લાગે...જચે...રૂચે...તે શ્રી વીતરાગના શરણને સ્વીકારે. (તમે જ કહો કે કેવા ભાવથી?) એવા ભાવથી સ્વીકારે...કે હું આ સંસારમાં શરણરહિત છું. રાગ-દ્વેષ-મોહ-પાપની પરિણતી તે સંસાર. અને તે ગમે તેટલી હોય છતાં તેમને એક સમયમાત્ર પણ શરણભૂત નથી. માટે આ સંસારમાં હું શરણરહિત છું. અને એક વીતરાગ જ શરણ લેવા યોગ્ય છે. ત્રણશરણ જો કોઈ હોય તો નિશ્ચયથી એક મારો સહજાનંદ ચૈતન્યઘન ભગવાન આત્મા છે. અને આ જગતમાં ત્રણશરણ જો કોઈ હોય તો વ્યવહારથી મારા માથાના મુગટ સમાન, મારા આત્મસ્વરૂપને સમજાવનાર મારા ગુરુદેવ છે. (અમારા કેવળ મુનિ માટે પૂ. આચાર્ય શાસ્ત્રવિશારદ, શાંત, સંતશિરોમણિ ધર્મદાતા શ્રી મણિલાલજી ગુરુદેવ છે. કેશવલાલજી જ્ઞાની ગુરુદેવ છે.)

એમ સમજાયા...અને લાગ્યા...પછી...પાપપરિણતિને ટાળવાના લક્ષે ઊપડે તે વીતરાગ દેવ-ગુરુના શરણે જઈને...પાપને ટાળીને...પોતે ધર્માત્મા બની જાય.

**જ્ઞાની કરુણાથી સમજાવે છે કે...હે જીવાત્મા!** તારી એક બાજુ તારું મૂળ એવું ચૈતન્ય સ્વરૂપ શું છે? અને બીજી બાજુ તારું ઉપજાવી કાઢેલું આ માયાવી જગત શું છે?

તું તો તારા મૂળ ચૈતન્યમાંથી જુદો પડેલો...અહં...મમ...અને તેમાં સંકલ્પબળના મિશ્રણમાંથી બનેલો એવો એક સંસારી જીવાત્મા છો. હવે જેમ ઘડિયાળનું લોલક પૂર્વ-પશ્ચિમ દિશાએ ક્ષણે ક્ષણે આવ જાવ કરે છે..તેમ તમે પણ દરેક શ્વાસોશ્વાસે અહં-મમ સંકલ્પબળના મિશ્રણથી આ જગતમાં લોલકની માફક આવ-જાવ કર્યા જ કરો છો. તમે જેટલી મક્કમતાથી આ તરફ વળગી રહ્યા છો. તેટલી જ મક્કમતાથી પેલી તરફ એટલે મૂળ ચૈતન્ય તરફ વળગી જાઓ. અને તેને વળગી જવાને માટે... કર્મને ટાળવાના પ્રયાસે ઊપડો. અને સત્‌ના સમાગમે ચૈતન્યને સમજીને તેને વળગી જાઓ. તો તમારો માનવજન્મ સફળ થઈ જન્મ-મરણનો ફેરો ટળી જશે.

કર્મની પ્રકૃતિઓ...રાગ-દ્વેષ-મોહ...એ બધાયનું સ્વપ્ન જેવું તેવું...અને કર્મને ટાળવાને ઉપડેલાને એ સત્‌સ્વરૂપ જેમ છે તેમ સમજાઈ જાય...પછી તેને જ્યાં દેખવું થાય ત્યાં એક ચૈતન્યનું જ દેખવું થઈ જાય છે. અને પછી તે પોતાના સ્વરૂપમાં એવો તો ડૂબી જાય...કે કેવળજ્ઞાનને પામીને મોક્ષમાં જાય.

આમ કર્મને ટાળવાના લક્ષે ઊપડે તો સત્‌સમાગમે ચૈતન્યના સ્વરૂપને સમજતો થકો મૂળ સ્વરૂપને પામી જાય.

ૐ શ્રી સત્

**
***
**

વ્યાખ્યાન નં. ૫૯

સંવત ૨૦૧૪ ના દ્વિ. શ્રાવણ વદી ૬, બુધવાર ને તા. ૩-૯-૧૯૫૮.

**"વિકારી....અશાશ્વત...ક્ષણિક...પર્યાય તે....શાશ્વત...આત્માને લાભ કરે... એવો અભિપ્રાય....તે અનંત સંસારનું કારણ છે....તે જ મિથ્યાત્વ છે..."**

ઉ. સૂત્ર, ૧૮મું અધ્યયન, તેની પહેલી ગાથા, સંયતિ રાજાનો અધિકાર વંચાય છે.

આ રાજા મૃગયા કરવાને માટે નીકળ્યો છે. એ જ દૃષ્ટાંતે આ રાજા સમાન આત્મા અને મૃગલા સમાન કર્મની પ્રકૃતિઓ તેનો શોધકદૃષ્ટિએ પોતે જો શિકાર કરવા નીકળે તો સત્પુરુષના સમાગમે પોતે પોતાની વસ્તુ પામી જાય.

* આત્મા...દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મથી ભિન્ન....એવો આત્મા... (દ્રવ્ય=જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મ, ભાવકર્મ=રાગ-દ્વેષાદિ, અને નોકર્મ=શરીરાદિ સર્વ બહારના સંયોગો.) જ્ઞાનાદિ ગુણોથી ભરેલી વસ્તુ છે. અનાદિ ...અનંત...સ્વતઃ સિદ્ધ ...વસ્તુ છે. અને તે વસ્તુ સ્વાધીન છે.

કર્મ પ્રત્યેના લક્ષને ટાળીને... સ્વાધીન વસ્તુને...તું એકવાર તો લક્ષમાં લે. અનાદિથી ભ્રાન્તિને લઈને તેં તારી વસ્તુને પરાધીન માની છે. પણ કોઈએ તને પરાધીન બનાવી દીધો નથી. પૈસાથી...ક્રોધથી...મન-વચન-કાયાથી...મને સુખ થાય... એમ તેં ભ્રાન્તિથી માન્યું છે. શરીરાદિમાં...પૈસામાં સુખ નથી. અને તેમાંથી સુખ

આવતું પણ નથી. જેમાં સુખ નથી તેમાં સુખ માનવું તે સ્વાધીનતા નથી, પણ પરાધીનતા છે.

* ભાઈ...! પરાધીનતાનું ભવિષ્યમાં ફળ કેવું આવશે? તેને તેં હજીયે જાણ્યું નથી. એક તત્ત્વને બીજા તત્ત્વની જરૂર પડે તો તેને સ્વાધીન કેમ કહેવાય? એક તત્ત્વ બીજા તત્ત્વના આશ્રયે નભે છે એમ જેણે માન્યું....તેણે સ્વાધીન તત્ત્વને પરાધીન માન્યું છે. આ પરાધીનતામાં કેટલું દુઃખ ભરેલું છે, તેની તેને ખબર નથી. પણ શોધકદૃષ્ટિએ ઉપડે...અને સત્ પુરુષના સમાગમે...પોતાના ઉપાદાનના કારણે...જો વસ્તુને પામી જાય...તો કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય.

* જ્ઞાનરૂપી આત્માને બીજાની જરૂર પડે, એમ માનવું તે પરાધીનતા છે. શરીર-મન-વાણી જડ છે. કર્મનું ફળ છે. સ્ત્રી-પુત્ર-કુટુંબ-કબીલો પર છે. પરપદાર્થ હોય તો મને ઠીક... અને તે પર પદાર્થ ન હોય તો મને જરાય ઠીક નહિ એમ...મૂઢપણે... અજ્ઞાનપણે...અનાદિથી માની રહ્યો છે. આ મૂઢપણાનો ખોટો અભિપ્રાય છે. તેને શોધકદૃષ્ટિએ ઉપડીને ટાળે તો સત્‌ના સમાગમે સાચી વસ્તુને પામી જાય.

* પરાધીનતામાં સ્વપ્નેય સુખ નહિ. આત્માને પરાધીન માનવો તેમાં શું છે? તો તેમાં સ્વાધીનતાનું ખૂન છે. તેમાં જરાય સુખ નથી. પરાશ્રયે જીવન નભાવવાને માગે છે...તેનો બધોય ભાવ દુઃખરૂપ છે. એટલે નવીન, નવીન, કર્મના બંધનું કારણ છે. તેને ટાળવાના લક્ષે ઉપડે, ધર્મકરણી કરે, ત્યાગ-વૈરાગ્યમાં આવે, શોધકદૃષ્ટિએ ઉપડે તો સત્‌ના સમાગમે વસ્તુને પામી જાય.

આત્માને જે ભાવથી પરાધીનતા છે...તે ભાવને...બંધન કહેવાય છે.

* આત્મા શુદ્ધ અનંતજ્ઞાનનો પીંડ છે, ભંડાર છે. તેને ભૂલીને, તેનું વિસ્મરણ કરીને, તેને યાદશક્તિમાંથી ચૂકી જઈને, રાગ-દ્વેષ-ક્રોધાદિ કરી, તેની સાથે એકત્વ બુદ્ધિરૂપ અધ્યવસાય તે જ દુઃખનું કારણ છે. પરાધીનતારૂપ અધ્યવસાયને ટાળવા... શોધકદૃષ્ટિએ ઉપડે...અને સત્ સમાગમે...જીવ પોતે પોતાના સ્વરૂપને પામી જાય...તો.. કલ્યાણ થાય.

* જે અનંત સંસારનું કારણ છે... તે જ બંધનું કારણ છે. આત્મા દેહાદિથી જુદું એવું એક તત્ત્વ છે. તે કોઈ સંયોગથી ઉત્પન્ન થયેલું નથી, તો તેનો નાશ થઈને, સંયોગોમાં મળી જાય તેવું તે તત્ત્વ નથી, ત્યારે...તે તત્ત્વ કેવું છે? તે તત્ત્વ અનાદિ-અનંત છે. વસ્તુ છે. અનાદિ-અનંત જે વસ્તુ છે તે સ્વતઃ સિદ્ધ વસ્તુ છે.

સમજો...સમજવાનાં ટાણાં મળ્યાં છે; સમજાવનાર મળ્યા છે, સમજવાની બુદ્ધિ

મળી છે. તેને ઢીંગલા–ઢીંગલીમાં ખોઈ ન નાખશો. જો ખોઈ નાખશો તો ફરી અનંત-કાળે પણ આવાં ટાણાં નહિ મળે...માટે સમજો.

* અનાદિ-અનંત એટલે...કોઈ દિવસ અંત કે આદિ નથી એવું...અનાદિ-અનંત તત્ત્વ છે. તે અનાદિ–અનંત, નિત્ય–શાશ્વત, તત્ત્વને ભૂલી જઈને....વર્તમાન ક્ષણિક રાગ–દ્વેષની પર્યાય જેટલો જ હું છું...એવી એકત્વબુદ્ધિને ટાળવા ઉપડે... તો સત્‌ના સમાગમે અભેદ તત્ત્વને પામી જાય.

"ભેદજ્ઞાન કરો"

* આમાં સ્વતઃ સ્વાધીન તત્ત્વ છે. તેની વર્તમાન વર્તતી પર્યાયમાં વિકાર થાય છે. તે વિકાર ક્ષણિક છે. પોતે અક્ષણિક છે. વિકાર ક્ષણિક છે...આત્મા ત્રિકાળી છે. તે વિકાર આત્મામાં કાયમ રહેતો નથી. તે વિકાર પોતે કરે તો થાય અને ન કરે તો ન થાય. પણ કોઈ પરાણે તેને વિકાર કરાવી દેતું નથી. અને તું કોઈને પરાણે વિકાર કરાવી શકતો નથી.

ભાઈ...! વિકાર ક્ષણિક છે, છતાં તેને અનાદિનો કેમ કહેવામાં આવે છે?

* શાસ્ત્રકાર કહે છે કે...એક સમયના વિકારને નાશ કરતો...પલટો ખાતો... બીજા સમયે બીજો વિકારી પર્યાય કરે છે. તો તે સંબંધીની ઊંધી દૃષ્ટિના પ્રવાહથી અનાદિનો છે.

આ ઊંધી દૃષ્ટિને સવળી કરવી એટલું જ કામ તારું છે, વધારે તારું કામ નથી.

સમયે સમયે પર્યાય બદલાય છે, માટે વર્તમાન પર્યાય ક્ષણિક છે. તેને તું જો તો ખરો...બીજા સમયે પલટી જાય છે, બદલી જાય છે.

* ભગવાન આત્મા ત્રિકાળ શાશ્વત છે. અને વિકાર છે. તે ક્ષણિક છે. વિકારી... અશાશ્વત..ક્ષણિક...પર્યાય તે શાશ્વત આત્માને લાભ કરે...એવો અભિપ્રાય તે અનંત સંસારનું કારણ છે. તે જ મિથ્યાત્વ છે. આ અભિપ્રાયને ટાળવા ઉપડે તેને ભગવાન મહાવીરદેવ શોધકદૃષ્ટિએ ઉપડયો એમ કહે છે.

આવા પ્રકારના અનંત સંસારવૃદ્ધિના કારણને... "कंपिल्ले" પીલી નાખવા.. નાશ કરવા...એટલે દ્રવ્યકર્મ–ભાવકર્મરૂપ મૃગલાઓને ટાળવાના પ્રયાસે જ્યારે આત્મા ઉપડે છે... ત્યારે...ટાળવાની શરૂઆત પ્રથમ શોધકદૃષ્ટિએ હોય છે. અનંત સંસારવર્ધક જે અભિપ્રાય અને તે અભિપ્રાયથી બંધાયેલાં ભૂંડાં જે કર્મો તે બધાયને હવે મારે ટાળવા છે. આ સમયે પોતાનો ઉપયોગ પોતાના સ્વરૂપમાં નથી. પણ અનંત સંસારવર્ધક ભાવ-કર્મને ટાળવામાં છે. એટલે શોધકદૃષ્ટિએ ઉપડયો છેઃ એટલે દ્રવ્યનિક્ષેપે ઉપડયો છે એટલે દ્રવ્યકર્મ અને ભાવકર્મરૂપ મૃગલાને ટાળવા ઉપડે તો કાં તો સત્‌ પુરુષની તેને

જોગવાઈ મળી જાય...અને કાં તો પોતે પોતાનું સ્વરૂપ સમજી જાય... મોક્ષનો એક સંવરભાવ આવી જાય; સમકિતને પામી જાય.

*** તો આ ધર્મક્રિયાઓમાં તો અજબ તાકાત છે.** મોક્ષનો અભિલાષ, મોક્ષનો અભિપ્રાય. સમ્યગ્દર્શન પ્રગટ્યા પછી સંસારની ક્રિયા પણ તીવ્રભાવે થઈ શકતી નથી. એટલે પાપ ઓછું બંધાય છે. (અને જો આ અભિલાષ.. આ અભિપ્રાય પ્રગટ્યો ન હોય તો સંસારની ક્રિયા તીવ્રભાવે થાય અને પાપ પણ ઘણું બંધાય.) અને થોડી પણ જે ધર્મક્રિયા થાય છે તે અભ્યંતર મોક્ષનો અભિલાષ પ્રગટ્યો હોવાથી, ભવિષ્યમાં મોટો લાભ આપનારી થાય છે. મોક્ષનો આશય આવતાં, અભિલાષ આવતાં કર્મો અનુકૂળ બનવા લાગે છે.. માંડે છે.

**દષ્ટાંત** : રાજ્યે બજારમાં પોલીસ ગોઠવી છે. રાજ્યે બજારમાં ગોઠવેલી પોલીસ ભયંકર કોના માટે? ચોરોને માટે.. બદમાસોને માટે.. બાકી સજ્જન માણસોને માટે તો રસ્તો કરી આપવાને ગોઠવી છે. (આજની પોલીસ શું કરે છે.. તે નહીં જોતા..) રાજ્યે પોલીસ રાખી છે તે શા માટે? સારા અને સીધા માણસોની અનુકૂળતાને માટે જ ને? **તેમ..મોક્ષનો આશય આવ્યો એટલે આપણા માટે કર્મ સારું બની જાય. આઠ કર્મરૂપી પોલીસ છે.. હો..! તે સારા બનવા લાગે.**

**આવી ઉત્તમ ક્રિયાઓ મળી ગઈ છે... અને તેમાં જો મોક્ષનો આશય આવી જાય...!!** (ભાઈ.. કોઈપણ જ્ઞાનીઓએ ક્રિયાનો નિષેધ કર્યો નથી, કરવાના નથી, કરતા નથી. ક્રિયા કોઈને નુકસાનકારક નથી. પણ નુકસાનકારક તો પોતાનો પાપભાવ છે. તેને નહીં જોતાં ક્રિયાને જોઈ. ક્રિયાનો દોષ કાઢી ક્રિયાને તજી દીધી. આ તો નથી શુદ્ધમાં આવતા કે નથી શુભમાં રહેતો. એમ બેઉથી ભ્રષ્ટ થયેલા જીવો પાપનાં પોટલાં બાંધી દુર્ગતિમાં ચાલ્યા જાય છે.) આવી ઉત્તમ ક્રિયાઓ મળી જાય ..અને એમાં જો મોક્ષનો આશય આવી જાય...પછી કમીના શી રહે? જરાય ન રહે... કામ થઈ જાય. માત્ર ભાવના જ ફેરવવાની જરૂર છે ને? કેટલી ભાવના ફેરવવી જોઈએ? ફેરવવી છે? હા...ફેરવવી છે તો આટલી ફેરવજો. કહું છું. તેમાં.... પહેલાં જ ધડાકે....

* સંસારનું સુખ જોઈતું નથી (ત્યારે તારે જોઈએ છે શું?) મારે એક મોક્ષ જ જોઈએ છે.

તમારે મોક્ષ જોઈએ છે...કે સંસાર જોઈએ છે.
મોક્ષ જોઈએ છે.

પણ શું કરીએ?

હું કહું તેમ કરીએ. તમોને હું વહાલો લાગું છું કે દવલો? મહારાજ....વહાલા લાગો છો. તો ખરેખર આપણા માટે તો આ ઘણું સહેલું કામ છે. કેમ કે...

**આપણા ભગવાન કોણ ?**

વીતરાગ મહાવીર પરમાત્મા.

મહાવીર દેવને સંસારનું સુખ ઘણું હતું છતાં તેને તજી દેનારા મોક્ષને સાધનારા, મોક્ષમાર્ગને પ્રવર્તાવનારા, તે જ આપણા ભગવાન કે બીજા ?

**એ જ આપણા ભગવાન છે.**

ગુરુ પણ સંસારના ત્યાગી... અને મોક્ષમાર્ગની આરાધનામાં રકત...રત રહેનારા.

* જેના હૈયામાં મોક્ષનો આશય પ્રગટ્યો હોય...તે ઘરે જાય...કે પેઢીએ જાય. તોપણ આ વાતને એ ભૂલી શકે નહિ. આ ધર્મ મોક્ષ માટે જ છે. આ વિચાર જેને નથી આવ્યો તેને કયા કારણસર આ વિચાર નથી આવ્યો ? આપણે ત્યાં તો મોક્ષ શબ્દ તો રોજ... વારંવાર... લગભગ બધી ક્રિયાઓમાં અને બધા પરમેષ્ઠિઓના વર્ણનમાં આવે છે. સૂત્ર તો સાંભળો છો ને ? તેમજ સાંભળ્યું તો હશે ને ? કે ભગવાન શ્રી જિનેશ્વર દેવોએ શ્રી તીર્થંકર નામ કર્મ સૌને મોક્ષ માર્ગના રસિક બનાવી દેવાની ભાવનાએ અથવા ભાવના દ્વારા ઉપાર્જ્યું.

* સવી જીવ કરું શાસન રસી...
એસી ભાવ દયા મન ઉલસી...

એ ભાવનાથી નિકાચીત કરેલા પુણ્યના વશથી.. મોક્ષમાર્ગ રૂપ આ શાસનની એ તારકોએ સ્થાપના કરી.

* આટલું સાંભળવા, જાણવા તમોને મળ્યું હોય તે છતાં પણ જો મોક્ષની અભિલાષા, ઇચ્છા, ન થઈ હોય તો વિશેષ શું કહું ? નવાઈની જ વાત ગણાયને ? તમો બધાય નવાઈમાં છો ? કે મોક્ષની ઇચ્છા થઈ છે ? એ મોક્ષ બીજા કોઈ દેહથી મળતો નથી. દેવ દેહ, તિર્યંચ દેહ, કે નરક દેહ, એ એકેય દેહથી ગતિથી મોક્ષ નથી મળતો. માત્ર માનવ દેહથી અથવા મનુષ્ય ગતિથી મોક્ષ છે....મળે છે. કોઈપણ અન્ય દેહમાં સદ્‌વિવેકનો ઉદય થયો નથી, થવાનો નથી અને થશે પણ નહિ. માત્ર એક માનવ દેહમાં જ સદ્‌વિવેકનો ઉદય થાય છે. મોક્ષના રાજમાર્ગમાં પ્રવેશ પણ થઈ શકતો નથી. તેથી આપણને મળેલો આ બહુ મોંઘો માનવનો દેહ સફળ કરી લેવો. તે આવશ્યક છે.

* જ્યાં જાવ....જ્યાં બેસો–ત્યાં તેની જ વાત કરવી. બીજી વાત કરવી નહિ અને એ વાતો આવડે નહિ તો જ્ઞાનીઓના ગુણગ્રામ કરવાની જ વાત કરવી. શ્રાવક કુળના સંસ્કારો સારામાં સારા અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોવા જોઈએ. એ સંસ્કારોને જો

તમે ઝીલ્યા હોત...તો મોક્ષ ન ભુલાત. અને તેને બતાવનાર ગુરુને પણ ન ભુલાત. અને મોક્ષમાર્ગની સ્થાપના કરનાર દેવને પણ ન ભુલાત.

* આ અવસર્પિણી કાળમાં ચોવીસ તીર્થંકરો થયાને ?

તે ચોવીસે ક્યાં ગયા ? મોક્ષે ગયા.

શું સ્થાપીને ગયા ?

મોક્ષમાર્ગ સ્થાપીને મોક્ષે ગયા.

શું કરીને મોક્ષે ગયા ?

મોક્ષમાર્ગની આરાધના કરીને મોક્ષે ગયા.

કોનું ધ્યાન કરીને મોક્ષે ગયા ?

મોક્ષસ્વરૂપી ભગવાન આત્માનું ધ્યાન કરીને મોક્ષે ગયા.

આપણે ત્યાં તો ડગલે ને પગલે મોક્ષની વાત છે. ભગવાન મોક્ષે ગયા. તે લીલા કરે નહિ.. "લીલા દોષ વિલાષ" ત્યાંથી તે પાછા આવશે નહિ. તેમને સંસાર હોય ? ન હોય.. તે કદી દેહને ધારણ કરશે ? ના નહિ કરે.

આપણે ત્યાં તો દેવનું બધું સ્વરૂપ ચોખ્ખે ચોખ્ખુ કંચન જેવું છે. આપણે ત્યાં દેવનું બધું સ્વરૂપ એટલું ચોખ્ખું છે કે આ ભગવાનને માનનારની મોક્ષની....મોક્ષ માટેની ઇચ્છા થયા વગર રહે નહી. મોક્ષનો આશય પ્રગટ્યા વિના રહે નહિ.

આપણે જાણીએ છીએ કે આપણા ચોવીસે ભગવંતોએ દિક્ષા લીધી હતી. દિક્ષા લેતા પહેલાં તે બધી વાતે સુખી હતા કે કોઈપણ એક વાતે દુઃખી હતા ? ના....ના...જરાય દુઃખી નહોતા...કોઈપણ વાતે દુઃખી નહોતા. દિક્ષા લીધેલી તે સુખને તજીને લીધેલી કે દુઃખથી ભાગી છૂટવાને માટે લીધેલી ? સુખને તજીને બધાય તીર્થંકર દેવોએ દિક્ષા લીધી હતી તેઓએ બધી વાતે સુખી હતા. એકેય વાતે દુઃખી ન હતા. આપણે ત્યાંતો ક્રમ એવો છે કે શ્રી તીર્થંકર ભગવાન બધીયે રીતિએ તે ઊંચા હોય અને દાનાદિ (શિયળ–તપ–ભાવ–યમ–નિયમ–જપ–તપ–જ્ઞાન–દર્શન–ચારિત્ર વ.) બધાય પ્રકારના ધર્મને આરાધીને મોક્ષે ગયેલા હોય. એ તારકો દિક્ષા લેતા પહેલાં દાન કેટલું દે ? એક વર્ષ સુધી રોજ નિયમિત દાન દે અને તે પણ માંગો..માંગો.. એમ કહીને દાન દે. લક્ષ્મી રાખવી તે સારી નહિ પણ તજવી તે સારી એમ એ તારકોએ દાનથી લોકોના હૈયામાં પેસાડી દીધું હતું. કંજૂસને આ દાનની કરણી જોઈને એમ થાય કે આ લક્ષ્મી મારે સંઘરી રાખવા જેવી નથી. પણ કાંકરાની માફક ફેંકી દેવા જેવી છે.

હવે સારા માણસોના હૈયામાં એ ભાવના પેદા કરી દીધી. કઈ ભાવના પેદા કરી દીધી ? જો લક્ષ્મી સારી હોત.. રાખવા જેવી હોત.. તો આવા મહાપુરુષો કાંકરાની માફક લક્ષ્મીને ઉડાડી દેત ખરા ? નહિ. કાંકરા ફેંકે તેમ લક્ષ્મીને મહાપુરુષો ફેંકતા હતા–ઉડાડતા હતા.

* તમે ચોવીસ ભગવંતોનાં નામ જાણો છો ? તે તારકોએ કેવું દાન દીધું ? અને તે પછી કેવી રીતે સંસારનો ત્યાગ કરી દીધો. અને સંસારનો ત્યાગ કરી દીધા પછી વીતરાગ માર્ગે ચડીને કેવી રીતે કષાયરહિત થયા....અને કેવળજ્ઞાન–કેવળદર્શન પ્રગટ કર્યું.. એ તારકોએ કેવળજ્ઞાન–કેવળદર્શન પ્રગટ કર્યાં પહેલાં કેવા કેવા કષ્ટો અને ઉપસર્ગોને પ્રસન્નચિત્તે પ્રસન્નહૈયે સહ્યાં...અને કેવળજ્ઞાન ઉપાર્જન કરી મોક્ષમાર્ગની તે તારકોએ સ્થાપના કરી. પછી જગતના જીવોને એક માત્ર મોક્ષમાર્ગનો ઉપદેશ આપવા લાગ્યા. અને આયુષ્યના અંતે એ તારકો મોક્ષને પામ્યા.

એ વગેરે તમે જાણો છો કે નહિ ?

જાણીએ છીએ.

* આવું જાણનારને મોક્ષની વાતમાં નવાઈ શેની લાગે ? એને તો એમ જ થાય કે શ્રી જૈન શાસનમાં મોક્ષ વગરનું કોઈ લક્ષ હોઈ શકે જ નહિ. હવે તમે ભગવાનના થઈ જાવ. બાયડી, છોકરાવના મટી જાવ. આવા સંયોગમાં આપણને મોક્ષની ઇચ્છા થવી એ ઘણું જ સહેલું અને સ્વાભાવિક છે.

* જીવો આવા વ્યવહારના બોધનો દુર્લક્ષ કરે છે. અને એકાન્ત નિશ્ચયમાં સડેલાં પડયા છે. તેવા જીવો મરીને નિગોદમાં જવાના છે. ધ્યાન રાખજો... નિશ્ચય અને વ્યવહાર એ બન્નેને જાણ્યા વિના છૂટકો નથી. જ્ઞાનીઓ કહે છે...કોઈની નિંદા ન કરો....બીજાને ઉતારી ન પાડો...હું કાંઈક જાણું છું...તે આમ જ છે... એમ કહીને સામાને ઉતારી ન પાડો. જે વાતો લખો–ધારો તે તે પોતાના માટે છે... કે બીજાને ઉતારી પાડવાના માટે ધારો છો કે લખો છો ? એવા કામો તો અનાદિથી કરતો જ આવ્યો છે. અને હજી કરશે તો મરીને જશે ક્યાં ? નરકમાં કે નિગોદમાં ?

* આપણા આ સંયોગમાં મોક્ષની ઇચ્છા આપણને થવી તે સ્વાભાવિક છે. એ લક્ષથી, મોક્ષની અભિલાષાથી, નાની પણ ધર્મક્રિયા કરવાની ઇચ્છા પ્રગટે એથી સંસારમાં બધુય અનુકૂળ બનવા લાગે. આવા સંયોગો મળવા છતાં જો મોક્ષનો આશય પ્રગટે નહિ તો અધિકકાળ બાકી છે. સંસારમાં રખડવાનો. કર્મો બહુ ભારે છે...કે તારો પુરુષાર્થ મંદ છે ? ભાઈ... તારો પુરુષાર્થ મંદ છે. જ્ઞાનીઓ કહે છે

કે અધિક કાળ અને બહુ ભારે કર્મો છે તેને જોવાની જરૂર નથી. પુરુષાર્થ ઉપાડ. મારા કર્મો બહુ ભારે છે. એટલો વિચાર આવે... અને મારા કર્મો બહુ ભારે છે. એમ ખટકે... તો કર્મો ભેદવાનો પ્રયાસ થાય. પ્રયાસ કરવાનું મન પણ થાય.

* મોક્ષનો આશય ન આવ્યો તો બધીય તારી હોંશીયારી એળે જવાની. ખરાબ માણસ જેમ અધિક હોંશીયાર થાય, તેમ અધિક ખરાબ થાય. આપણે આપણા કલ્યાણને માટે જે કાંઈ ધર્મ ચાલે છે. ધર્મકરણી થાય છે.... ઔદયિકભાવનો ધર્મ ચાલે છે કે ક્ષયોપશમીક ભાવનો ધર્મ ચાલે છે કે ઉપશમીક ભાવનો ધર્મ ચાલે છે કે ક્ષાયક ભાવનો ધર્મ ચાલે છે...થાય છે... તે શોધકદૃષ્ટિથી બરાબર શોધ કરવી જોઈએ.

આમ શોધકદૃષ્ટિથી ઉપડી જાય તો સત્‌ના સમાગમે ઔદયિકભાવનો ધર્મ–ક્ષયોપશમીકભાવનો ધર્મ–ઉપશમીકભાવનો ધર્મ અને ક્ષાયકભાવનો ધર્મ કોને કહેવાય તેને તે સત્‌ના સમાગમે સમજી જાય. અને સમજી જતાં સાધકભાવને પામી જાય. અને સાધ્યને સાધતો અલ્પ કાળમાં મોક્ષમાં ચાલ્યો જાય.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૬૦

સં. ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૮, ગુરુવાર, તા. ૪–૯–૧૯૫૮.

**उत्पाद्—व्यय—ध्रुवयुक्तं सत्लक्षणं द्रव्यम् ।**

એક તરફ જીવ અને બીજી તરફ કર્મની પ્રકૃતિ. એ બન્નેને વિષે અનાદિનો ઊંધો અભિપ્રાય, અનાદિની વિષય-કષાયની સૂક્ષ્મમાં સૂક્ષ્મ પરિણતી, અને તેનાથી બંધાયેલા કર્મો, તેને શોધકદૃષ્ટિએ ટાળવા ઉપડે તો કર્મબંધ તૂટી જતાં વસ્તુને પામી જાય.

* શ્રી જિનેશ્વર દેવોએ પ્રથમ સારરૂપ ત્રિપદી જગતના જીવોને તારવાને માટે પ્રરૂપી. અને સર્વે તીર્થંકરો અનાદિથી પ્રથમ...ત્રિપદી પ્રરૂપે છે. કે જેથી ભવી જીવ આત્માનું અને અનાત્માનું સ્વરૂપ, જીવ અને કર્મનું સ્વરૂપ કર્મપ્રકૃતિ અને

જીવનું સ્વરૂપ, ભિન્ન ભિન્ન જાણી પોતાનો ઉપયોગ આત્મશુદ્ધતામાં સ્થિર કરી શકે છે. જ્યાં સુધી શુદ્ધાત્મ સ્વરૂપનું જ્ઞાન ન હોય ત્યાં સુધી પદ્દ્ગલાદિક પરદ્રવ્યની મમતા, સૂક્ષ્મમાં સૂક્ષ્મ કષાય પરિણુતી અને મિથ્યાત્વાદિક જે કર્મબંધના કારણો છે તે શરૂ રહીને...કાયમ રહીને. આઠે પ્રકારે કર્મબંધ સમયે સમયે ચાલુ રહે છે થયા કરે છે..બંધાય છે.

* જ્યારે ભિન્ન ભિન્ન દ્રવ્યની ઉત્પાદ્-વ્યય-ધ્રુવતારૂપ પરિણુતી ભિન્ન ભિન્ન જાણે ત્યારે પરદ્રવ્ય પરની મમતા શાની રહે? ના રહે. અને પરદ્રવ્યમાં આપણું કાર્ય કેમ મનાય? ન મનાય. અને પરદ્રવ્યમાં આપણું કાર્ય મનાય નહિ ત્યારે રાગદ્વેષ શુભાશુભ સંકલ્પો પણ ઊઠે નહિ... ઊપજે નહિ. એટલે જીવ ક્રમેક્રમે શુક્લધ્યાન પામી પ્રથમ ઘાતી કર્મોનો ક્ષય કરી, પછી અઘાતી કર્મોનો નાશ થતાં આખર અંતે સિદ્ધપદને પામે છે.

ત્રિપદી એટલે શું?

**ત્રિપદી એટલે પંચાસ્તિકાય** (ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્દ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય) દ્રવ્ય અને છઠ્ઠું કાળદ્રવ્ય. આ જગતમાં આ છ દ્રવ્યો છે. દુનિયા કહે છે કે....મિથ્યાત્વ, અજ્ઞાન આદિ ખસતા નથી. મહારાજ કહે છે કે ઉમંગથી જ્ઞાનીઓની વાત લક્ષમાં લે તો હમણાં ખસી જાય. નીકળી જાય.

આ છ એ દ્રવ્યો સકળ સમયસમય, આપઆપણા, પોતપોતાના, પૂર્વ પર્યાયનો વ્યય, નૂતનપર્યાયનો ઉત્પાદ્ અને સત્તાનું ધ્રુવ રાખવું...એમ કર્યા કરે છે. અને મૂળ ગુણે ધ્રુવ રહે છે. કોઈ દ્રવ્ય...કોઈ અન્ય દ્રવ્યના પૂર્વ પર્યાયનો વ્યય...નૂતનપર્યાયનો ઉત્પાદ્ અને તેની સત્તાનું ધ્રુવપણું રાખવાનું કાર્ય કરી શકતો જ નથી. તેથી સર્વે દ્રવ્યોની સામાન્ય અને વિશેષશક્તિ સાક્ષાત્ પ્રત્યક્ષપણે ભિન્ન જણાય છે. ભિન્ન ભિન્ન છે.

* હવે **જ્યારે ભવી જીવને મમતા ટળી જાય છે...અને મમતા વિના રાગદ્વેષ રહેતા જ નથી. એટલે સમ્યક્ સંયમ સાધીને સિદ્ધિ પામે છે.**

શ્રી જિનેશ્વર દેવોએ જેમ રાગ-દ્વેષ છોડી શુદ્ધ, સ્થિર, સમપરિણામે જ્ઞાન-દર્શન-ચરણાદિ આત્મગુણોમાં રમ્યા...તે જ પ્રમાણે ભવી જીવ પણ રાગ-દ્વેષ-મોહને છોડી સમપરિણામી થઈ મુખ્ય દર્શન-જ્ઞાન-ચરણમય આત્મસ્વભાવમાં સ્થિર ઉપયોગે રમે તો સકળ ભવભય વમે. જો રમે....તો વમે...એટલે ભવ કરવાનો તેને ભય રહે નહિ. અને ક્રમે ક્રમે નિર્વાણપદ પામે. સુખે સુખે સમ્યક્ ત્રિરત્નને સાધી સિદ્ધિને પામે.

૭ દ્રવ્યને વિષે શ્રી જિનેશ્વર કેવળજ્ઞાની ભગવંતે એમ કહ્યું છે કે....

* उपनेवा...विघनेवा...धूवेवा...

—શ્રી ભગવતી સૂત્રપાઠ.

એટલા ઉપરથી ગણધરો એક અંતર્મુહૂર્તમાં દ્વાદશાંગીની રચના કરે છે. અને દ્વાદશાંગી અંગ વડે જગતમાં બોધનો વિસ્તાર કરાય છે.

આપણે પણ વસ્તુની ત્રિપદી સાંભળીએ તો પરદ્રવ્યનું મમત્વ અહીં બેઠા ટળી જાય. **સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષય-કષાયની પરિણતીને શ્રી વીતરાગ દેવ નિર્ધ્વંસ પરિણામ કહે છે. તેમાં જો ગતિનો બંધ પડે તો નરક ગતિમાં જાય.**

卐 **ત્રિપદીને યથાર્થરૂપે વિચારવાથી** તે મમત્વ ટળી જાય અને ઉપયોગ આત્મશુદ્ધતામાં સ્થિર થાય છે. માટે ત્રિપદીનો અર્થ વિચારી પરદ્રવ્યથી ભિન્ન આત્મ-શુદ્ધતા જાણી...આત્મશુદ્ધતાના કામી થઈ...સિદ્ધિસુખ સાધવું....સાધવું....ને સાધવું...

* **પ્રભુશ્રીએ તીર્થંકર નામકર્મના ઉદય વડે ભવ્ય જીવોને તારવા ત્રિપદીરૂપી વીતરાગની જે વાણી છૂટે છે. તેમાં તીર્થંકર નામકર્મનો ઉદય નિમિત્ત છે.** તો આપણે તેઓશ્રીનો પરમ ઉપકાર સન્માની, તેમની આજ્ઞા સમય માત્ર નહીં ચૂકતાં, સમયે સમયે સેવવી. અને તે શિરોમાન્ય કરીને સેવવી. અને જો પોતાથી ન સેવાય તો પોતાની નબળાઈ માનજો...સ્વીકારજો...પણ જે સેવતા હોય તેને સેવવા દેજો. ઉતારી પાડતા નહિ. તેની નિંદા કરશો નહિ.

* **ત્રિપદીનો સંપૂર્ણ ભાવાર્થ કેવળી પોતાના કેવળજ્ઞાનમાં જાણે છે.** અને આ–દેશવશે કરીને શ્રુતજ્ઞાની ધર્માત્મા પૂર્ણ ભાવાર્થ શ્રદ્ધાગોચરપણે જાણે છે. આ વાત નહીં મનાય ત્યાં સુધી મમતા ટળે તેમ નથી. અને દ્રવ્યાર્થિક દૃષ્ટિવાદ અંગમાં આ કહ્યા પ્રમાણે અર્થ છે. પણ સંક્ષેપથી કહીએ છીએ. અનાદિના મમત્વ છૂટી જાય તેના માટે જ કહીએ છીએ.

દ્રવ્ય ૬ છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવાસ્તિકાય.

* છ એ દ્રવ્યના પ્રત્યેકે પ્રત્યેક પ્રદેશે સ્વ...સ્વ...સ્વકાર્ય કરવાના કારણરૂપે... અસ્તિપણે છતી પર્યાય એટલે તીરોભાવે, તીરોભાવે એટલે ગુપ્તપણે... અનંતા અનંતા છે. જેમ જીવ દ્રવ્યના અસંખ્યાત્ પ્રદેશ છે. તે દરેક પ્રદેશે જાણવારૂપ કાર્ય કરવાના છતી પર્યાય અનંતા છે. દેખવારૂપ કાર્ય કરવાના છતી પર્યાય અનંતા છે. આચરણરૂપ કાર્ય કરવાના છતી પર્યાય અનંતા છે. વીર્ય અચળ રાખવારૂપ કાર્ય કરવાના છતી પર્યાય અનંતા છે. તેમ દાન દેવારૂપ, લાભ લેવારૂપ; ભોગ ભોગવવારૂપ, સુખ, આનંદાદિ અનંત કાર્ય ધર્મના છતી પર્યાયો પ્રતિપ્રદેશે અનંતા અનંતા અસ્તિપણે છે.

હવે તે છતી પર્યાયમાંથી પોતે પોતાના સમયને પામીને અનંતા પર્યાયો સ્વ-કાર્ય કરવાને આવિર્ભાવે ઊપજે છે. અને જે પર્યાયો પ્રથમ આવિર્ભાવે આવેલા હોય તે આવિર્ભાવથી વણસી તીરોભાવે જાય છે. અને તીરોભાવે રહેલા પર્યાયોમાંથી કેટલાક પર્યાયો આવિર્ભાવે ઊપજીને કાર્ય કરે છે.

* उत्पाद्-व्यय-ध्रुवयुक्तं सत्लक्षणं द्रव्यम्।

એટલે નવા પર્યાયનું ઉદ્ભવન અને પૂર્વ પર્યાયના વ્યય વિના કોઈ પણ કાર્ય થઈ શકતું જ નથી. ઉત્પાદ્–વ્યય થઈ કાર્યનું કરવું એ જ દ્રવ્યની સત્તા છે. પણ પર દ્રવ્યનું ઉદ્ભવન, પરપર્યાયનું વ્યય, અન્ય કોઈ દ્રવ્ય કરી શકતું નથી. એમ જાણ્યા પછી આપણું કાર્ય પરદ્રવ્યમાં ભાસે નહીં....તો પરદ્રવ્ય ઉપર રાગ–દ્વેષ–મમતા રહે નહીં.

* એ ઉત્પાદ્–વ્યય ષટ્ગુણ હાનિ–વર્ધીપણે થાય છે. તેને સત્‌સમાગમે જાણી લેજો.

ત્રિપદી વડે અનંત દ્રવ્યના અનંત પર્યાય–પ્રમેયનો બોધ થાય છે. કેવળજ્ઞાની ભગવાન શ્રી મહાવીર દેવે ત્રિપદી પ્રરૂપી...એ સમાન બીજો ઉપકાર નથી.

છ એ દ્રવ્ય સર્વે સમય સમય આપઆપણા ઉત્પાદ્–વ્યય–ધ્રુવ સહિત રહે છે. રહેવાના છે અને રહેશે. હવે જેના અંદર ઉત્પાદ્–વ્યય–અને ધ્રુવ સમકાળે હોય (સમયાન્તર પછી નહીં) તેને સત્ય દ્રવ્ય કહીએ છીએ.

* હવે પોતપોતાનો ઉત્પાદ્–વ્યય–ધ્રુવપણું પોતામાં સકળ સમય રહે છે. પણ એ ઉત્પાદ્–વ્યય–ધ્રુવપણું કોઈ સમય અન્ય દ્રવ્યમાં જાય નહિ અને અન્ય દ્રવ્યમાંથી આવેય નહિ. હવે જો આવે--જાય નહિ. એમ જેનો ઉત્પાદ્--વ્યય...તેમ તેનો તેનામાં ઉત્પાદ્--વ્યય અને તારો તારામાં ઉત્પાદ્--વ્યય. અને પરનો પરમાં ઉત્પાદ્--વ્યય. આમ સમ્યગ્દૃષ્ટિ જાણે. અને કોઈપણ જીવ અહીંયાં જે કહેવાયું છે તે પ્રમાણે જાણે તો સમ્યગ્દૃષ્ટિને પામી જાય.

કોઈ પણ દ્રવ્યનું ઉત્પાદ્--વ્યય--ધ્રુવપણું કોઈ અન્ય દ્રવ્યમાં જતું આવતું નથી. એમ જાણી સમકિતી જીવ અનંત સ્વભાવ અને વિભાવને જેમ છે તેમ જાણે છે. એવો જાણનારો પુરુષ કેવળજ્ઞાનાદિ આત્મસંપદાની સત્તાભૂમિને જાણે છે. અને પૂર્ણ આનંદને પામે છે. (જાણનાર સ્વરૂપમાં ઠરે તો કેવળજ્ઞાનને પામી જાય.) જે જીવ છ દ્રવ્યના ઉત્પાદ્--વ્યય--ધ્રુવ ધર્મને જાણે ...તેણે અનંતા દ્રવ્યોના ત્રિકાળી ભાવ જાણ્યા. તેને કોઈપણ પ્રકારની મિથ્યાભાવરૂપ મતિભ્રમણા રહે નહિ. જે જીવને

પર દ્રવ્યના ઉત્પાદ્--વ્યય--ધ્રુવની મમતા ગઈ તે... જ્ઞાન--દર્શન--ચરણાદિ અનંત સ્વગુણનું સ્થાનક એવી આત્મશુદ્ધતાની ભૂમિને પામ્યો છે...પામે છે...પામશે.

હવે સર્વ દ્રવ્યોમાં ઉત્પત્તિ--વ્યય--ધ્રુવ શક્તિ સમયે સમયે પડયા છે. સકળ સમયે છે. એમ જે શુદ્ધ રીતે નિઃશંકપણે જાણે અને જે જેની છે, તેને તેનામાં માને છે. તેને મિથ્યા મતિ રહે નહિ. મતિભ્રમણા અને સ્વરૂપનો વિભાવભાવ રહે નહિ. અને પરિણામમાંથી મિથ્યાત્વ ગયા પછી પૂર્વે બાંધેલા અને સત્તામાં રહેલાં મિથ્યાત્વના દળિયા ક્ષય થઈ જાય છે.

**અસ્તિત્વ :**

જગતમાં ષટ્ દ્રવ્યો છે તે સ્વદ્રવ્યે, સ્વક્ષેત્રે, સ્વકાળે અને સ્વસ્વભાવે અસ્તિ-પણે શાશ્વતા છે. તો તું શેની ચિંતા કરે છે ? હવે તેમાં પરદ્રવ્યાદિકરૂપે નહિ થઈ જવાનો સ્વભાવ (જીવાસ્તિકાય દ્રવ્યમાં પણ પરદ્રવ્યાદિકરૂપે નહિ થઈ જવાનો સ્વભાવ અસ્તિપણે છે. તેને નાસ્તિ સ્વભાવ પણ કહીએ છીએ. જીવાસ્તિકાયની માફક બીજા દ્રવ્યોમાં પણ સમજવું) પણ અસ્તિપણે છે. હવે તેને નાસ્તિ સ્વભાવ કહીએ છીએ. એટલે સ્વધર્મે સદાય છતાં રહે..પણ પર ધર્મરૂપે ન થાય. એ દ્રવ્યનું અસ્તિત્વપણું છે. તે પ્રથમ સામાન્ય સ્વભાવ જાણવો.

**વસ્તુત્વ :**

હવે વસ્તુત્વપણું - સર્વે દ્રવ્યો આપ આપણો વસ્તુસ્વભાવ કોઈ પણ કાળે કદાપિ છોડે નહિ તે વસ્તુત્વ કહીએ અને તેને સામાન્ય સ્વભાવ જાણવો. વસ્તુત્વ સ્વભાવને લઈને....વસ્તુ પોતાના સ્વભાવમાં વસી રહી છે. તે પોતાના વસવાટના કારણે પોતાના સ્વભાવથી છૂટતો નથી. તેને વસ્તુત્વ સ્વભાવ કહીએ.

**દ્રવ્યત્વ :**

હવે દ્રવ્ય સ્વભાવ એટલે દ્રવ્યમાંહી જનક (જન્માવવાનો) સ્વભાવ છે. તે સકળ સમય છતી પર્યાયોને સામર્થ્યપણે ઉપજાવે. શક્તિરૂપે પર્યાય છે. તેને વ્યક્ત રીતે ઉપજાવે. અને સામર્થ્ય પર્યાયને પોતાનામાં જ તીરોભાવે દ્રવે. એટલે સમાવે. એમ છતી અને સામર્થ્ય એમ એ બે ભેદે પર્યાયોની ઉત્પત્તિ કોઈ પણ સમય કોઈ રીતે રોકાય નહીં. તેને દ્રવ્યત્વ સ્વભાવ જાણવો.

**પ્રમેયત્વ :**

હવે પ્રમેયત્વ એટલે દ્રવ્યના સર્વે સ્વભાવો, સર્વસમય આપઆપણા પ્રમેય પ્રમાણે પરિણમે છે. કોઈ એક દ્રવ્યનો સ્વગુણ તે બીજા સ્વગુણનું પણ કાર્ય ન કરી શકે. જેમ કે દર્શનગુણનું કાર્ય જ્ઞાનગુણ કરી શકે નહિ, અને જ્ઞાનગુણનું કાર્ય દર્શનગુણ કરી શકે નહિ. એમ ચારિત્રગુણ-તપોગુણ-વીર્યગુણ-આદિગુણો એકબીજા

ગુણોનું કાર્ય કરી શકે નહિ. પણ સૌ પોતપોતાનું કાર્ય કરી શકે. અને પરદ્રવ્યના કોઈ ગુણનું એક પણ કાર્ય કરે નહિ. અને સ્વકાર્ય વિના કોઈ સમય ખાલી પણ રહે નહિ. આમ આપઆપણી મર્યાદા ચૂકે નહિ. તેથી સકળ દ્રવ્ય--ગુણ-પર્યાયનું પ્રમાણ જ્ઞાન વડે કરી શકાય છે તે પ્રમેયત્વ સ્વભાવ જાણવો.

**અગુરુલઘુત્વ :**

હવે અગુરુલઘુત્વ એટલે ગુણોના છતી પર્યાયો પ્રદેશે પ્રદેશે અનંતા અનંત છે. હવે તે ષટ્ગુણ હાનિ–વૃદ્ધિ પણ આવિર્ભાવે, તીરોભાવે, સર્વપ્રદેશે સર્વ સમય થયા જ કરે છે. તેથી દ્રવ્ય હલકો અગર ભારે થાય નહિ. એવો અગુરુલઘુત્વ સ્વભાવ જાણવો.

**પ્રદેશત્વ :**

પ્રદેશત્વ સ્વભાવ તે પૂર્વ પર્યાય વિણસતા અને નવી પર્યાય ઊપજતા દ્રવ્ય આપ–આપણું કાર્ય કરવા છતાં પણ પોતે પોતાની સત્તાને છોડતો નથી. તે તત્ત્વ લક્ષણ છે તે પ્રદેશત્વ સ્વભાવ છે.

હવે....

* **अर्थ क्रिया कारीत्वं द्रव्यम् ।**

જો સર્વ સમય દ્રવ્ય આપ આપણું કાર્ય ન કરે તો તત્ત્વ લક્ષણ કેમ રહે?

* એમ...સ્વદ્રવ્યનું અસ્તિપણું...વસ્તુપણું...પ્રમેયત્વપણું....અગુરુલઘુત્વપણું.... દ્રવ્યત્વપણું...પ્રદેશત્વપણું...એમ સર્વે દ્રવ્યોના મૂળ સામાન્ય સ્વભાવ...ઉત્તર સામાન્ય સ્વભાવ તથા અનંત વિશેષ સ્વભાવ જે જેનામાં...તે તેનામાં... જાણવા અને માનવાં.

**દૃષ્ટાંત** :- જેમ કોઈ માણસે દશહજાર હાંડલાની ઊંધી ઊતરેલ ચડાવી છે. તેને કોઈ કહે કે ભાઈ...હવે તો આ તારી ઊતરેલને સવળી કર...અને તેને સવળી કરવાનો આ એક જ ઉપાય છે...કે...પેલું હાંડલું સવળું કરતાં સર્વે હાંડલાઓ સવળા થઈ જશે. ત્યાં તે કહે છે કે...અર...ર...ર...આટલા બધા હાંડલા ક્યારે ઉતારું અને તે ઊતરેલ ક્યારે સવળી થાય? એમ હતાશ થઈ બેસી રહે છે... તેમ કેટલાક ઊંધા જીવોને જ્ઞાનીઓ કહે છે કે...ભાઈ...તારી ઊંધી સમજણને કોરે મૂક...પછી સત્-સમાગમે સાચી સમજણ કરીને જો ત્યાગ–વૈરાગ્ય–જપ–તપ–સામાયિક – પ્રતિક્રમણ સાધુપણું કરીશ–લઈશ તો સર્વે લેખે લાગી જશે. સમકિતપૂર્વક કરતાં તારું કલ્યાણ થઈ જશે.

* કોઈ દ્રવ્યનો સામાન્ય કે વિશેષ સ્વભાવ કોઈ અન્ય દ્રવ્યમાં જાય કે આવે નહિ. એમ જાણવાથી...માનવાથી...શ્રદ્ધવાથી શું લાભ થાય છે?

નિર્વિકલ્પ આત્મબોધ પ્રગટ થાય છે.

ભાઈ...તું સમજ. લક્ષ કહેતાં દ્રવ્ય...અને તે દ્રવ્યના અનંત પર્યાયરૂપ લક્ષણો...

તે દ્રવ્યથી ત્રિકાળે અભેદપણે હોય. એમ જે જીવ જાણે...માને...શ્રદ્ધે...એમ જે પંડિત જાણે...એમ જે મોક્ષાર્થી મુમુક્ષુજીવ જાણે...માને...શ્રદ્ધે...જેને મોક્ષનો અભિલાષ થયો છે... તે જીવ આમ જાણે...માને...શ્રદ્ધે...તેને પર દ્રવ્ય-ગુણ-પર્યાયની મમતા રહે નહિ. એટલે તેને પર દ્રવ્યાદિનો રાગ વ્યતિત થાય.

❀ જ્યાં સુધી આત્માને આત્મશુદ્ધતાનું ભાન નથી.... ત્યાં સુધી તેને પરદ્રવ્યની મમતા રહે છે. અને તેથી મિથ્યાત્વ પણ રહે છે. અને મિથ્યાત્વ રહેવાથી અવિરતિ -પ્રમાદ-કષાય ઊપજે અને તેથી સમય સમય કર્મ બંધાય.

❀ પણ જો શુદ્ધતાનું જ્ઞાન થાય તો મિથ્યાત્વ ટળે. અને પછી અવિરતિ-પ્રમાદ-કષાય ટળે. આત્મસિદ્ધિનું મૂળ આત્મશુદ્ધતાનું જ્ઞાન છે. એના વિના એકાંતે સાધ્ય-શૂન્ય-ક્રિયા વિટંબના રૂપ છે. પણ સાધ્ય સહિત જ્ઞાન-ક્રિયા મોક્ષપદને આપનારી છે.

એમ જાણી શોધક દૃષ્ટિએ ઉપડે...અને સત્ સમાગમે વસ્તુને પામી જાય...તો તેનું કલ્યાણ થઈ જાય.

માટે મોક્ષાભિલાષી બનો. ભગવાનના થાવ. સદ્‌ગુરુના થાવ. અને શુદ્ધ સાધ્ય-સ્વરૂપને સાધો ...તો સિદ્ધિ થતાં વાર નથી.

ૐ સત્



વ્યાખ્યાન નં. ૬૨

સંવત ૨૦૧૪ ના દિ. શ્રાવણ વદી ૮, શુક્રવાર ને તા. ૫-૯-૧૯૫૮.

## "પ્રીતિ....શુદ્ધ સાધ્યમાં...અને....પ્રીતિ....શુદ્ધ સાધ્ય દર્શાવનારામાં.... કરીએ...કરીએ....અને કરીએ...."

રાજા સમાન આત્મા...અને કર્મ સમાન મૃગલાઓ...તેનો શિકાર કરવા જો શોધકદૃષ્ટિએ નીકળે તો આત્મશુદ્ધતાનું મૂળ જે શુદ્ધ જ્ઞાન છે...તેને સત્‌ના સમાગમે જીવ પામી જાય.

દરેક દ્રવ્યમાં જે શક્તિ શુદ્ધતારૂપે રહેલી છે. તે શક્તિ ઉત્પાદ-વ્યયરૂપે પલટે

છે...પ્રગટે છે...છતાં તે ધ્રુવ છે. તમામ જીવોમાં જે શકિતઓ છે. તે ત્રિપદી સહિત જ હોય છે. જો ઉત્પાદ્ ન હોય તો નવા નવા સમયે...નવા નવા પર્યાય ઊર્ધ્વતાએ ન આવે તેથી તેનું જાણવા–આચરવાદિ કાર્ય થાય નહિ. અને વ્યય ન હોય તો અતિતકાળ પ્રવૃત્તિનું જાણવા–દેખવાદિનું કાર્ય વર્તમાનરૂપે જણાય. પણ અતિતપણે ન જણાય. ધ્રુવ ન હોય તો પર્યાયનો ઉત્પાદ્–વ્યય થતાં દ્રવ્યોના છતી પર્યાયોનો (અસ્તિત્વ પર્યાયોની) સત્તાનો નાશ થાય. પણ દ્રવ્યના છતી પર્યાયોનો જ આવિર્ભાવપણે અને તીરોભાવપણે તથા છતીપણે અને સામર્થ્યપણે તથા અગુરુલઘુગુણની હાનિ–વૃદ્ધિપણે એ આદિ અનેક પ્રકારે ઉત્પાદ્–વ્યય થયા જ કરે છે. પણ સત્તા તો **સદા સદ્‌ભાવપણે ધ્રુવ રહે છે.**

❀ ઉત્પાદ્--વ્યય--ધ્રુવ તે જ દ્રવ્યનું સત્ લક્ષણ છે.

સત્ લક્ષણ વિના દ્રવ્યની સત્તા કોને કહીએ? શાને કહીએ?

જેમ સોનાની સત્તા વડે મુગટ આદિ કાર્ય પર્યાયના ઉત્પાદ્ થાય છે. અને કુંડલ આદિ પૂર્વ પર્યાયનો વ્યય થાય છે. અને મુગટ–કુંડલ આદિ અનેક પર્યાયરૂપ કાર્ય થવાની સત્તા સુવર્ણ દ્રવ્યમાં ધ્રુવપણે રહે છે. એ પ્રમાણે...ઉત્પાદ્--વ્યય–ધ્રુવ જાણવો...માનવો...જો જાણે...માને...શ્રદ્ધે તો અહીં બેઠા રાગદ્વેષના છક્કા છૂટી જાય. **આથી અધિક સજ્જન પુરુષને વધારે શું જોઈએ?**

* જો એમ ન હોય તો દ્રવ્યનું દ્રવ્યપણું રહે નહિ. છતી પર્યાયોનો જનક દ્રવ્ય છે. મોક્ષની કે સંસારની પર્યાયો જન્માવવી તે પોતાનું કામ છે. ચાહે તો... સંસારની જન્માવે કે ચાહેતો....મોક્ષની જન્માવે....છતી પર્યાયોનો આવિર્ભાવપણે જન્મ કોણ આપે છે? આવિર્ભાવપણે દ્રવ્ય જન્મ આપે છે. એટલે ઉપજાવે છે- એટલે એક સમયનું કાર્ય કરી તે જ છતી પર્યાયોને પોતામાં જ તીરોભાવપણે ઉપજાવવું અને રાખવું તે જ દ્રવ્યનું દ્રવ્યત્વપણું છે. હવે તારી (જીવની) સ્થિરતા નવી પર્યાયે ઉત્પત્તિવંત છે. અને પૂર્વ પર્યાયે વ્યયવંત છે. નાશવંત છે.

એટલે આ છે શું? અંદરમાં જોતાં જણાય છે કે...પરિણતીમાં પરાવર્તન ધર્મ છે. (ભાઈ...તારી પરિણતીમાં રહેલા પરાવર્તન ધર્મને જો....તું જાણ તો રાગ--દ્વેષ નાશ થાય.) તેથી પૂર્વ પૂર્વ પરિણતી વ્યય થઈને નવા નવા સમયે નવી નવી પરિણતીએ પરિણમ્યા કરે છે. એમ જ સર્વ સમયે સત્તા–ઉત્પાદ્–વ્યય–ધ્રુવ થયા કરે છે.

એટલે કોઈપણ સમયે ઉત્પાદ્--વ્યય–કે ધ્રુવતાનો નાશ નથી. માટે ત્રણે પ્રકારે પણ સ્વભાવ ચલાયમાન નથી. પણ સ્થિર એટલે સ્થિરતા જ પૂર્વ પરિણતીરૂપથી પલટી અને નવી પરિણતીરૂપ ઊપજે છે. એને સત્તા એ જ ધ્રુવ છે. માટે સ્થિરતાનો ઉત્પાદ્–વ્યય–ધ્રુવ જાણવો.

એમ આત્માનું સ્વરૂપ મહા આશ્ચર્યકારી છે. વિચારમાં ઊંડા ઊતરી જઈએ તો વખતના વખત ચાલ્યા જાય તો પણ ખબર ન પડે કે વખત ક્યાં ગયો ? એ જ સ્થિરતા નવે સમયે નવા ઉપયોગે થાય. અથવા નવી પરિણતીએ પરિણમે છે....માટે તેને નવી કહીએ. પણ એ જ સત્તાગુણ છતીપણે નિત્ય અને અચળ કહીએ. એ જ સ્થિરતા સત્તા કોઈ કાળે પણ સ્વક્ષેત્ર છોડીને પરક્ષેત્રે કદાપિ જાય જ નહિ. અને પરક્ષેત્રે જઈ...પરગુણ પર્યાયમાં રમે જ નહિ. પણ સ્થિરપણે સ્વક્ષેત્રે રહી...સ્વકાળે **સ્વભાવિક અનંત પર્યાયમાં રમે.**

**દૃષ્ટાંતઃ**– જેમ લૂણની ખારાશ...લૂણના સ્વપ્રદેશને છોડીને અન્ય દ્રવ્ય-ક્ષેત્રે જાય જ નહિ. એમ તમારે જાણવું.

હવે તારી શુદ્ધ અને સ્થિર સત્તા તે સ્વભાવે જ દેદીપ્યમાન છે. એટલે દીપતી દીપાવતી છે. પણ અતિશય યોગે, અતિશય યોગે એટલે કોઈપણ પુદ્‌ગલ અતિશય પરયોગે દીપતી નથી. ગમે તેવો પૂર્વપુણ્યનો યોગ વર્તતો હોય છતાં તેથી તે દીપતી નથી. વળી પરભાવના યોગે છાની પણ રહેતી નથી.

**દૃષ્ટાંતઃ**– જેમ શાકમાં ઘણી જાતનો મસાલો નાખીએ... જેમ કે... મરચું-હળદર-મીઠું-ધાણાજીરું-રાઈ વગેરે વગેરે. તેમાં લૂણની ખારાશ પરયોગે છાની રહેતી નથી. પણ પોતાની વ્યક્તિ દેખાડે છે. તેમ શુદ્ધ આત્માની સ્થિર સત્તા પરયોગે પણ છૂપી રહેતી નથી. તે સત્તા શુદ્ધાત્મ તત્ત્વમાં લયલીન છે. હવે શુદ્ધાત્મ તત્ત્વથી સદાય અભેદ છે, ભઈલા...બાપલા...તારી શુદ્ધ સ્થિર સત્તા તારાથી જુદી પડતી નથી, પડવાની નથી, પડશે નહિ. ઘરમાં છોકરો તોફાની હોય...અને માબાપ બહારગામ જાય ત્યારે તેને સાથે લઈ જાય. છતાં તોફાની છોકરો પરઘરે ગયો હોય તોય છાનો ન રહે. માબાપ કહે કે પરઘરે તો છાનો રહે...છતાં તોફાની છોકરો પરઘરેય છાનો ન રહે.

* ચેતનાદિક દ્રવ્યમાં અનંત લક્ષણની સ્થિરતા કોઈ અન્ય પુરુષ બ્રહ્માદિની કરેલી નથી. તેમ કોઈ...શંકરાદિ (મહેશ) અન્ય પુરુષ તેનો વિનાશ કરવાને સમર્થ પણ નથી. વળી વિષ્ણુ આદિ કોઈ અન્ય પુરુષ તમારી સત્તાને રાખવા પણ સમર્થ નથી. પણ તમારી સ્થિર સત્તાનાં રક્ષક-ગ્રાહક-વ્યાપક-કર્તા-ભોક્તાદિ તમે જ છો. તમે પોતે જ છો. એટલે કોઈની સત્તાના કોઈ અન્ય રક્ષક-ગ્રાહક-વ્યાપક-કર્તા-ભોકતા નથી એમ સમ્યક્ પ્રકારે સત્તાની સ્થિરતા જાણવી, માનવી, શ્રદ્ધવી. આવી રીતે જો જાણે, માને, શ્રદ્ધે તો તેને મમત્વ રહે નહિ. અને તેથી રાગ-દ્વેષ પણ રહે નહિ અને તેથી મિથ્યાત્વ રહે નહિ.

**સંગ્રહનયથી સત્તા અનાદિ શુદ્ધ અને સ્થિર છે.** અને જ્યારે શુદ્ધ સ્થિરતા પ્રગટ થઈ.... ત્યારે એવંભૂત નયથી **સાદિ** કહેવાણી....કહીએ.

હવે તે સ્થિર શુદ્ધ સત્તાનું બહુમાન જે ભવ્યજીવ કરે...હવે તે સ્થિર શુદ્ધ સત્તાનું જે ભવ્યજીવ બહુમાન કરી તેમાં જ લીનતા, ચિંતવન, મનન કરે...તે પોતાનું સ્થિર શુદ્ધ સત્તાનું સ્થાનક પામે. એટલે શુદ્ધ સત્તા ધ્યાતો થકો...ધ્યાતો થકો... ભવી જીવ પોતાની શુદ્ધ સત્તા સ્થાનક પામે. શુદ્ધ સત્તામાં અંતર્મુહૂર્ત માત્ર ઉપયોગ સ્થિર કરીએ તો તે સાદિ–અનંત શુદ્ધ સત્તામાં સ્થિરતાનું કારણ થાય છે.

જેમ ઘઉંના બીજથી ઘઉંની વૃદ્ધિ થાય, વળી અગ્નિના અંશથી મહાઅગ્નિ પ્રગટ થાય, કર્મબીજથી કર્મની વૃદ્ધિ થાય, રાગબીજથી રાગની વૃદ્ધિ થાય. જ્ઞાન અંશથી જ્ઞાનની વૃદ્ધિ થાય, દર્શન અંશથી દર્શનની વૃદ્ધિ થાય, તેમ જ સ્થિરતાએ સ્થિરતાના અંશ વધવાથી પરમ સ્થિરતા પામીએ. માટે આત્મશક્તિ વડે અશુદ્ધતાના અંશને નાશ કરવા અને શુદ્ધતાના અંશથી પૂર્ણ શુદ્ધતા વધારી. પરમ શુદ્ધ સ્થિરતા પ્રગટ કરી, પરમ સ્થિરતાના અનંત પરમાનન્દના વિલાસી થવું. આથી વધારે સજ્જન પુરુષને શું જોઈએ ? કાંઈ નહિ.

**જીવ અનાદિથી પ્રમાદમાં પડચો છે. તે પ્રમાદને ટાળવાની વાત કહેવાય છે. અને તે પ્રમાદના નાશ ઉપર જે વાત કહેવાય છે, તેને જાણ્યા વિના, શ્રદ્ધયા વિના પ્રમાદનો નાશ થાય તેમ નથી. માટે હે ભવ્ય જીવો ! આને જાણો. આ જ અનંતા જ્ઞાનીઓનો ઉપદેશ છે. ત્રણે કાળના તીર્થંકરો આ જ ઉપદેશ આપે છે.** આપવાના છે, અને આપશે. તેમ જ મોક્ષ–અભિલાષી જીવ સાધકપણું આદરી પોતાની પરમ શુદ્ધ સ્થિરતાની પરમ પ્રભુતાને સાધતો, જરૂર સિદ્ધતાને પામે.

જ્ઞાનગુણ વડે સાધ્ય જાણીએ...

દર્શનગુણ વડે શુદ્ધ સાધ્યનો નિશ્ચય કરીએ... દેખીએ.

ચરણગુણ વડે શુદ્ધ સાધ્ય આચરણ કરીએ.... સેવીએ.

વીર્યગુણ વડે શુદ્ધ સાધકતામાં બળવીર્ય ફોરવીએ.

સાદીભાષામાં કહીએ છીએ.

**પ્રીતિ...શુદ્ધ સાધ્યમાં...અને...**

**પ્રીતિ....શુદ્ધ સાધ્ય દર્શાવનારામાં...**

હવે કરીએ....કરીએ...અને કરીએ... બીજે ન કરીએ ન કરીએ.

**દૃષ્ટાંત** : ગાયને બચ્ચુ આવે... તે બચ્ચુ ગાયને કાંઈ નહિ કરી દે... છતાં ગાયની પ્રીતિ તે બચ્ચામાં છે. **સકળ પરકામના તજી શુદ્ધ સાધ્ય સિદ્ધ કરવા કામી થઈએ. સુખની આશા અને વિશ્વાસ શુદ્ધ સાધ્ય સિદ્ધિમાં જ રાખીએ. શુદ્ધ સાધ્ય સિદ્ધિ વિના સુખ નથી. શુદ્ધ સાધ્યની ભલે અંશે સિદ્ધિ થાય. પણ તેમાં કેવળજ્ઞાનીના જેવું અંશે સુખ છે.** શુદ્ધ સાધ્યની સિદ્ધિ કરી તેમાં

કરીએ તો રાગાદિ નાશ થઈ આત્મા પૂર્ણ સિદ્ધિને તથા કેવળજ્ઞાનને પામે...પરમાત્મપદને પામે.

**અનંતા તીર્થંકરોએ રાગાદિ ઊંધા અભિપ્રાયોને ટાળી દેવા માટે ત્રિપદી જ પ્રરૂપી છે.** તેનો સાર ઘણો છે. વર્ષો લગી ત્રિપદીનું વર્ણન કરીએ. સાર કહીએ, તો પણ ખૂટે તેમ નથી. એવા રહસ્યથી તે ભરેલી છે. તેનો મહિમા એક વાર તો લાવો...અને તેને સમજો...તો કલ્યાણ થાય.

**આપણે આપણા કલ્યાણને માટે જે કાંઈ ધર્મ ચાલે છે. તે ઔદયીક ભાવનો ચાલે છે...કે ક્ષયોપશમભાવનો ધર્મ ચાલે છે...કે ઉપશમભાવનો ધર્મ ચાલે છે કે ક્ષાયકભાવનો ધર્મ ચાલે છે**...તેની તું શોધક દષ્ટિએ શોધ કરવા બેસ. તપાસ કર... શોધક દષ્ટિએ જરૂર શોધ કરવી જોઈએ.

પુદ્‌ગલિક અભિલાષાના આગ્રહથી થતો ધર્મ તે ઔદયીક ભાવે થતો ધર્મ છે. પુદ્‌ગલિક અભિલાષાથી આત્મધર્મ ન થાય. પણ મોક્ષની જ અભિલાષાથી ધર્મ થાય. 'માત્ર મોક્ષ અભિલાષ' એ જાણવા છતાં...સંત મહાત્મા પુરુષોએ તથા ગુરુદેવોએ જણાવવા છતાં...જો પુદ્‌ગલીક અભિલાષાના આગ્રહથી ધર્મ થાય તો ધર્મ કરતી વેળા એ પણ પાપનો બંધ જોરદાર થાય છે. અને પરિણામે સુખ થોડું મળે અને દુઃખ ઘણું મળે. અને થોડા સુખનાય કાળમાં અસમાધિ રહ્યા કરે. એટલે તે વખતે પાપ ઘણું બંધાય.

એના બદલે મોક્ષના અભિલાપી થઈને તમે તમારા ભગવાનના થઈ જાવને... ભગવાન મોક્ષને પામ્યા છે...માટે મોક્ષની અભિલાષા કરોને...ભગવાનના થઈ જાવ... એટલે સુખમાંય સુખી...અને કદાચ પૂર્વ પાપને લીધે દુઃખ આવે છતાં તેમાંય સુખી. તમે ઇચ્છો નહિ છતાં પણ તે સુખ તમારી પાછળ ભમ્યા જ કરે. અને જે દુઃખ આવે તે જવાને માટે જ આવે. જો એકવાર આત્મા ભગવાનનો થઈ જાય તો પાપના રસ ઘટી જાય...અને પુણ્યના રસ વધી જાય. ને સુખ તમારી પાછળ ભમ્યા જ કરે.

પકડનારી પોલીસ પણ ચાકરી કરવા મંડી પડે. હવે તે કોને ગમે નહિ? બધાયને ગમે. તેમ તમારે જો તમારા કર્મની પાસે હવે ચાકરી કરાવવી હોય તો (તમે કર્મની ચાકરી કરો છો? કે કર્મ તમારી ચાકરી કરે છે?) તેનો એક જ ઉપાય છે કે...તમે ભગવાનના થઈ જાવ. અને જો તમે ભગવાનના થઈ જશો તો કર્મો છૂટી જશે.

શ્રી મહાવીરદેવ સર્વ કર્મ ટાળીને મોક્ષે પધાર્યા છે. તો મારે પણ સર્વ કર્મ ટાળીને મોક્ષપદ લેવું છે. એમ દ્રવ્ય કર્મ અને ભાવકર્મને ટાળવાના લક્ષે ઉપડે તો સત્સમાગમે પોતે પોતાની અંતરદશાને પિછાનતો બની જાય. મોક્ષનો આશય પ્રગટી

જાય એટલે મોક્ષનો અભિલાષ પ્રગટ્યા પછી થોડો પણ ધર્મ થાય... થોડી પણ ધાર્મિક ક્રિયા થાય તોપણ તે મહાન લાભ આપનારી થાય. કાંતો સમ્યગ્દર્શન પામી જાય...કાંતો દેશના લબ્ધિ પામી જાય...અને અહીંથી અધૂરું મેલેલું સ્વકાર્ય પરભવમાં પૂરું કરીને મોક્ષમાં જાય. માટે ભગવાનના બનજો. મોક્ષના અભિલાષી થજો. તો સત્‌ના સમાગમે સમ્યક્ત્વને પામી જતાં એક અવતાર કરીને મોક્ષમાં જશો.

ૐ શ્રી સત્‌



વ્યાખ્યાન નં. ૬૨

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદિ ૯ શનિવાર, તા. ૬–૯–૧૯૫૮

## "વસ્તુને સહેજે પરિણમવામાં...કાંઈ પણ દૂર કરવાની...તથા કાંઈ પણ સંયોગ કરવાની આવશ્યકતા નથી."

રાજા સમાન અનંત જ્ઞાનનો ધણી આત્મા પોતે શોધકદૃષ્ટિએ ઉપડે કે...મારે બધાય કર્મો ટાળીને ભગવાન મહાવીર જેવું થવું છે...એમ શોધકદૃષ્ટિએ ઉપડે તો સત્‌ના સમાગમે વસ્તુને પામી અને...કર્મને ટાળી...કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય.

જ્ઞાની શોધકદૃષ્ટિવાળાને સમજાવે છે કે **સ્વભાવભાવે પરિણમવામાં અન્ય દ્રવ્યની સહાયતા જોઈતી નથી.** અગ્નિ સહેજે દાહકભાવે પરિણમે છે. તેમ સર્વે દ્રવ્યો....ઉત્પાદ્–વ્યય–ધ્રુવયુક્ત સદાકાળે હોવાથી સહેજે પોતાના સ્વભાવ પર્યાયમાં પરિણમે. અન્ય દ્રવ્યની મદદ જોઈએ જ નહિ.

વસ્તુને સહેજે પરિણમવામાં કાંઈ પણ દૂર કરવાની...તથા કાંઈ પણ સંયોગ કરવાની આવશ્યકતા નથી. (આને દૂર કરું...અને આનો સંયોગ કરું તો જ હું પરિણમી શકું એમ માનવું તે ભૂલભરેલી માન્યતા છે.) કારણ કે દ્રવ્ય તથા પર્યાય પરિણામી તે દ્રવ્ય એ બંનેનો અભેદભાવ છે.

**દૃષ્ટાંતઃ** જેમ અગ્નિને દાહક પરિણામ વગરની તથા અગ્નિ વગર દાહક પરિણામને આપણે કદાપિ કોઈ કાળે જોતાં નથી. અર્થાત્ અગ્નિને આપણે જ્યારે જ્યારે જોઈએ

ત્યારે ત્યારે દાયકપરિણામ સહિત જ હોય છે. તેમ જ જોઈએ છીએ. તેમ આત્મા પણ પરિણામ સહિત જ હોય છે. પરિણામ પરિણામીના હોવાથી તે બન્ને અભેદ હોય છે.

**તેમ સર્વે દ્રવ્યો સદાકાળ પોતાના પરિણામે વર્તતા જ હોય છે... પરિણમી જ રહ્યા છે...પરિણામ વગર દ્રવ્યનો અભાવ એટલે દ્રવ્યશૂન્યપણાને પામે. જેમ દાહકતા વગર અગ્નિનો અભાવ થાય.**

વર્તમાન પર્યાયનો વ્યય થાય...અને નૂતન (નવી) પર્યાયનો ઉત્પાદ થાય... એ બંને થતાં હોવા છતાં દ્રવ્યાર્થિક નયેદ્રવ્ય સદા ધ્રુવ જ છે. જેમ સોનાનું કડું ભાંગી મુગટ બનાવીએ છતાં સોનું દ્રવ્યરૂપે સદા ધ્રુવ છે. આ લક્ષમાં લઈને... જિનેશ્વર ભગવાન સામે બે હાથ જોડી...અંદરમાં જ્ઞાનનો પડકાર લાવી કહે કે...**હે જિનેશ્વર ભગવાન!** આપશ્રીનું જ્ઞાન તે સમ્યક્જ્ઞાનરૂપ...આપશ્રીનું દર્શન તે સમ્યગ્દર્શનરૂપ...આપશ્રીનું ચારિત્ર તે સમ્યક્ આચરણરૂપ...આપશ્રીનું વીર્ય તે આત્મસત્તાની સ્થિરતામાં અચળરૂપ...એમ જ્ઞાન અનુયાયી આપના અનંતગુણો પોતાના શુદ્ધ પરિણામે પરિણમે છે; કારણ કે આપશ્રીનું કારક ચક્ર (છ પ્રકારના કારક હોય છે. કર્તાકારક, કર્મ અથવા કાર્યકારક, કરણકારક, સમ્પ્રદાનકારક, અપાદાનકારક અને અધિકરણ અથવા આધારકારક.) તે શુદ્ધ અબાધીકપણે સદાય પરિણમે છે. આપશ્રીનું કર્તાપણું ... કાર્યપણું... કરણપણું... સમ્પ્રદાનપણું... અપાદાનપણું... અધિકરણપણું... અથવા આપશ્રીનું આધારપણું...સદાય શુદ્ધપણે પરિણમી રહ્યું છે.

(૧) સ્વધર્મનું કર્તા તે કર્તાપણું.
(૨) સ્વધર્મ પરિણામ તે એનું કાર્યપણું.
(૩) સ્વધર્મ અનુયાયી ચેતાનાશકિત તે કરણ.
(૪) સાધ્યગુણ શકિતનું પ્રગટવું તે સમ્પ્રદાન.
(૫) પૂર્વ પર્યાયનું નિવર્તન તે અપાદાન.
(૬) સ્વગુણની આધાર આત્મસત્તા ભૂમિ તે અધિકરણ.

એમ ગુણ-પર્યાયની તથા કારક પ્રવૃત્તિની હે ભગવાન આપશ્રીની અનંતતા વર્તી રહી છે. એમ મારી શ્રદ્ધામાં મને અહીં એવી પ્રતીતિ વર્તે છે. વિરાધકપણે રંચમાત્ર, એક સમય પણ પરિણમતા નથી. એથી જ આપશ્રી "અહિંસા પરમોધર્મ"નું બિરૂદ ધરાવો છો.

☼ એમ માનીએ...શ્રદ્ધીએ...તો તમારા જેવા બનીએ. હે ભવ્ય જીવો! તેમના જેવા બનવા માટે શ્રી જિનેશ્વરને સેવો, ધ્યાવો, એકાગ્રચિત્ત એમાં કરો, એટલે એમના ગુણમાં એકાગ્રચિત્ત કરો. એમ ભવ્યજીવ પ્રત્યે જ્ઞાનીઓ હિતશિક્ષા આપે છે.

આવી જ્ઞાનીઓની હિતશિક્ષાને શિરોમાન્ય કરો, અંગિકાર કરો. અંગિકાર કરીને સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રપૂર્વક મોક્ષમાર્ગમાં જે પુરુષ સ્થિત થાય છે...તેને જે નિરંતર ધ્યાવે છે...અનુભવે છે...તેના વિષે જ વિહરે છે...એટલે પ્રવર્તે છે...પણ અન્ય દ્રવ્યોમાં રંચમાત્ર સ્પર્શ કરતો નથી. તે જીવ નિત્ય ઉદય પરમાત્મપદને પામે છે...ત્યારે ધ્યાતામાંથી સાધકભાવનો ઉચ્છેદ થાય છે. એટલે સાધકભાવ ટળી જાય છે. કારણ કે ધ્યેયની સંપૂર્ણ સિદ્ધિ થયા પછી સાધવાનું કાંઈ બાકી રહેતું નથી. જ્યાં સુધી કાંઈ પણ સાધવાનું બાકી હોય ત્યાં સુધી સાધકભાવ કહેવાય. જ્યાં સુધી શોધવાનું કાંઈ બાકી હોય ત્યાં સુધી શોધકભાવ કહેવાય. અને સંપૂર્ણ સિદ્ધિ થતાં સાધકભાવનો ઉચ્છેદ થઈ જાય છે. એટલે સાધકભાવ પ્રાપ્ત થતાં શોધકભાવનો ઉચ્છેદ અને સાધ્યની પ્રાપ્તિ થતાં જ કાંઈ સાધવાનું બાકી ન રહેવાથી તે સાધકભાવનો પણ ઉચ્છેદ થઈ જાય છે. આમ શોધક, સાધક અને સાધ્યની રીત જેમ છે તેમ સમજીને સ્વરૂપમાં ઠરે તો ક્રમે ક્રમે ટળીને સંપૂર્ણ સાધ્યને પામી જાય.

❖ શુદ્ધ આત્મતત્ત્વની શ્રદ્ધા એટલે જિનપ્રરૂપીત સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રધર્મ... સત્ પુરુષના સમાગમે જો હું આદરું તો હું પણ શુદ્ધ આત્મતત્ત્વનો ભોગી થઈ શકું. એમ શોધકદૃષ્ટિએ ઉપડેલો સત્ સમાગમે શ્રદ્ધા કરે...નિર્ણય કરે... પછી નય–પ્રમાણ-યુકત એમ જાણે...શુદ્ધ આત્મતત્ત્વને પોતાનું રમ્ય જાણી તેમાં જ રમણ કરે... પર-દ્રવ્યાદિમાંથી રમણતાને ટાળે...તો આત્મસ્વભાવમાં જ તલ્લીન થાય...તદ્રૂપ થાય...તો આત્મભાવ સંપૂર્ણપણે શુદ્ધ પ્રગટે...અને પરમ આનંદની પ્રાપ્તિ થાય.

ત્રણ ધર્મને સેવે તો ત્રણ કર્મ નાશ પામે.

ત્રણ ધર્મ તે કયા...?

(૧) સમ્યક્જ્ઞાન ધર્મ (૨) સમ્યગ્દર્શન ધર્મ (૩) સમ્યક્ચારિત્ર ધર્મ.

એ ત્રણને સેવતાં ત્રણ કર્મનો નાશ થાય તે ત્રણ કર્મો કયા ?

(૧) દ્રવ્યકર્મ (૨) ભાવકર્મ (૩) નોકર્મ.

એ ત્રણનો નાશ થતાં આત્મા સર્વથા નિરાવરણ થઈને પરમાત્મા થઈ જાય.

આના માટે ભગવાને ત્રિપદી પ્રરૂપી છે. દરેક પદાર્થમાં સૂક્ષ્મ પરિણમન છે. તેને સ્થૂલ દૃષ્ટાંતથી સમજાવી શકાય. જ્ઞાની સ્થૂલ દૃષ્ટાંતથી સમજાવે છે... જેમ કે વાંકી આંગળી સીધી થઈ તો તે સીધીનો ઉત્પાદ્ વક્રતાનો વ્યય અને આંગળી આંગળી રૂપે ધ્રુવ. લોઢા સાથે સરાણનો ઘસારો થતાં કાટનો વ્યય, ચપ્પામાં ધોળાશ પ્રગટી તે ઉત્પાદ્ અને લોઢું લોઢારૂપે ધ્રુવ.

* એમ આત્મામાં અજ્ઞાનનું ટળવું તે વ્યય, સમ્યક્જ્ઞાનનું ઉપજવું તે ઉત્પાદ્,

અને આત્મા આત્મારૂપે ધ્રુવ. અજ્ઞાનનો વ્યય, સમ્યક્જ્ઞાનનો ઉત્પાદ અને જ્ઞાનનું જ્ઞાનરૂપે ધ્રુવપણું છે. સંસારદશાનો નાશ, મોક્ષદશાની ઉત્પત્તિ અને જીવ દ્રવ્ય ધ્રુવ છે.

* **મુક્તદશામાં**....પરમાત્મપણે...નિજગુણમાં દરેક ક્ષણે સૂક્ષ્મપણે ઉત્પાદ-વ્યય ધ્રુવપણું છે...છે...ને છે. ત્યાં પણ જે અવસ્થા થાય તે તેનું કાર્ય અને પરિણમનારો તે પોતાની પર્યાયનો કર્તા થાય છે. એમ કર્તા-કાર્ય આદિ છ એ કારકોનું સ્વરૂપ જેમ છે તેમ જ્ઞાનીઓ બરોબર સમજે છે. અને સ્વરૂપના પ્રભાવને વધારીને સ્વરૂપમાં ઠરે છે. પણ વર્તમાન અજ્ઞાની કર્મના પ્રભાવને વધારે છે. અને તે પોતે પોતાને ભૂલીને પરનો કર્તા રાગ-દ્વેષપણે થાય છે ત્યારે જ્ઞાની...પોતાના સહજસુખનો કામી...પોતાના જ્ઞાન-ગુણમાં ટકનારો...જ્ઞાનની એક અવસ્થાનો કર્તા છે...તેથી દરેક જીવ પોતાના જ ભાવનો કર્તા છે.

સર્વે દ્રવ્યો "ઉત્પાદ-વ્યય-ધ્રુવયુક્તં સત્" લક્ષણવંત હોવાથી પ્રતિસમય પરમભાવ અનુયાયી નવા નવા પર્યાયે પરિણમે છે. અર્થાત્ વર્તમાન પર્યાય...તેનો વ્યય થઈને...નૂતનપર્યાય તેનો ઉદ્ભવ થાય છે. અને વસ્તુ ધ્રુવપણે રહે છે.

* તેથી હે ભગવાન! હે કેવળજ્ઞાની! હે સર્વજ્ઞ દેવ! તું તો મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજી રહ્યો છું. પણ મારી પ્રતીતિમાં અખંડ વિશ્વાસ વર્તે છે કે.., આપ શ્રીનું આત્મદ્રવ્ય...જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ અનંત શુદ્ધ પર્યાયરૂપે નિરંતર પરિણમે છે. સહજ પરમાનંદના અનુભવમાં નિમગ્નપણે જ વર્તે છે. તેમ જ હે ભગવાન! અમારું આત્મદ્રવ્ય પણ કર્મ ઉપાધિથી નિરપેક્ષ, શુદ્ધ દ્રવ્યાર્થિક નયે, અર્થાત્ શુદ્ધ સંગ્રહ નયે, આપના સમાન, આપના સદૃશ, સત્તાવંત છે. તથાપિ અનાદિથી કનક-કપોલ ન્યાયે (કનક કહેતાં સોનું કપોલ કહેતાં પથ્થર અથવા માટી.) અશુદ્ધ હોવાથી શુદ્ધ પરિણતીની શ્રદ્ધા-પ્રતીતિ, શુદ્ધ પરિણતીનું ભાસન, ભાસન કહેતાં વિજ્ઞાન, રમણ, રમણ એટલે આચરણ, એટલે પ્રતીતિ, વિજ્ઞાન આચરણ સ્થિરતાના વિયોગથી મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન મિથ્યા ચારિત્રરૂપ અધર્મે પરિણમે છે. અર્થાત્ આત્માથી પરવસ્તુ જે પુદ્ગલ બનેલા દ્રવ્યથી વિલક્ષણ ધર્મવંત શરીરમાં આત્મપણાની શ્રદ્ધા કરે છે. અને તેને જ આત્મરૂપ જાણે છે. તેથી તે પુદ્ગલીક ભાવમાં પોતાના આત્મપરિણામને સ્થિર કરે છે. ...તલ્લીન કરે છે....એકાકાર કરે છે....એટલે પુદ્ગલ દ્રવ્યમાં ઇષ્ટ-અનિષ્ટની કલ્પના કરી... અનિષ્ટને દૂર કરવામાં અને ઇષ્ટને પ્રાપ્ત કરવામાં તથા સ્થિર રાખવામાં પોતાની આત્મ-પરિણતીને નિરંતર રોકી રાખે છે.

* પણ જો તો ખરો...જ્ઞાની શું કહે છે? તારું પોતાનું આત્મદ્રવ્ય અસ્તિત્વ નાસ્તિકત્વ સ્વભાવંત હોવાથી નાસ્તિત્વ સ્વભાવના કારણે અન્ય દ્રવ્યના પરિણામ કદાપિ

કોઈ કાળે કરી શકે નહિ. અને અસ્તિપણે રહેલા જે અનવય અનંતગુણો તેમાંથી કોઈપણ કાળે તેમનો અભાવ થાય નહિ. કારણ કે દ્રવ્ય માત્ર, દ્રવ્યાર્થિકનયે ત્રિકાળ નિત્ય છે. એમ દ્રવ્યની વ્યાખ્યા શાસ્ત્રમાં કહેલ છે. (લખી છે.)

* આત્મામાં રહેલા સમ્યક્‌જ્ઞાનાદિ બધાયનો સમૂળ અભાવ થવાનો બિલકુલ સંભવ નથી, એમ જાણવું. અનાદિ અજ્ઞાનવશે પોતે પોતાની આત્મપરિણતીને પરકર્તૃત્વ, પરભોક્તૃત્વ, પરગ્રાહકત્વ, પરવ્યાપકત્વ, પરરમણતા અને પરઆધાર-આધેયતા આદિ પરઅનુયાયીપણે પ્રવર્તાવવાથી શુદ્ધાત્મ પરિણતી, જ્ઞાનાવરણીયાદિ દુષ્ટકર્મ અથવા અષ્ટકર્મ વડે અવરાય છે. વ્યાઘાત પામે છે. (શોધક દૃષ્ટિમાં રહેલો આત્મા એમ સમજે છે કે...આમ જ છે. તો તે સમજનાર સાધકદૃષ્ટિને પામી જશે. અને પછી તે સંપૂર્ણ શુદ્ધ દશાને પામી જશે.) સમયે સમયે તેની ઘાત થયા કરે છે. એમ જો શુદ્ધ પરિણતીનો તને અનાદિનો વિયોગ રહે છે...વર્તે છે...(તમારે હજીયે વિયોગ રાખવો છે?)

કુમતિના પનારે રહેનારાઓનો તે કુમતિ (તમારા) ભુક્કા કાઢી નાખશે. મનોજ્ઞ-અમનોજ્ઞ, પુદ્‌ગલ વિષયમાં ઇષ્ટ-અનિષ્ટની કલ્પના કરવાથી, વળી ધન ધાન્યાદિ સચેત-અચેત મિશ્ર, એ ત્રણ પ્રકારના પરિગ્રહમાં મમત્વ બુદ્ધિ, ગ્રહણ બુદ્ધિ, (તે રાખવા જેવી છે કે કાઢવા જેવી છે...કે છોડવા જેવી છે? ઉ. છોડવા જેવી છે.) કરવાથી આત્મા રાગદ્વેષરૂપ વિભાવે પરિણમે છે. તેથી તે વિભાવ નૈમિત્તિક છે. હવે નૈમિત્તિક વિભાવ તે કેવો છે? તો તે સાદિ-શાંત છે. તથાપિ પ્રવાહે તે સંતતિ અનાદિ છે. પણ જ્યારે સમ્યક્‌જ્ઞાનાદિરૂપ શુદ્ધ નૈમિત્તમાં રમણ કરે...તેમાં તલ્લીન થાય...અને પોતાની આત્મપરિણતીને તેમાં સ્થિર કરે ત્યારે...પોતાના સ્વભાવનો કર્તા-ભોકતા-ગ્રાહકતા-વ્યાપકતા અને નિર્મળ પ્રશમરતિનો વિલાસ પામે. અને તે સ્વઅનુભવના વિલાસના જોરે સાધકદશાને પામી....પૂર્ણ દશા પ્રાપ્ત થતા...સાધકદશાનો ઉચ્છેદ થાય છે.

માટે હે ભવ્ય જીવો! જિનેશ્વરદેવે જે ત્રિપદી પ્રરૂપી છે તેને સાંભળવાથી શોધક-દૃષ્ટિએ ઉપડતાં...સત્ સમાગમે સાધક દશાને પામી ..પૂર્ણ સિદ્ધિ થતાં...સાધકદશાનો ઉચ્છેદ થઈ....મોક્ષદશાને પામે...એટલે પૂર્ણ સાધ્ય સિદ્ધિને પામે.

ૐ શ્રી સત્



સં. ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૧૦, રવિવાર તા. ૭-૯-૧૯૫૮.

## "કોઈદ્રવ્યનાં ગુણ-પર્યાય...કોઈ અન્ય દ્રવ્યને...ગુણ--દોષ કરી શકતા જ નથી."

રાજા સમાન પોતાનો આત્મા, કર્મરૂપી મૃગલાઓને ટાળવાના પ્રયાસે ઉપડે... ત્યારે સત્‌પુરુષના સમાગમે... સત્‌પુરુષ ત્રિપદીનું સ્વરૂપ સમજાવે...અને શોધક-દૃષ્ટિવાળાની દૃષ્ટિ દ્રષ્ટામાં જો પડી જાય....તો વસ્તુને પામી જાય. અનાદિના રાગ-દ્વેષ-મોહ ટાળવા માટે શ્રી જિનેશ્વરદેવે ત્રિપદી પ્રરૂપી છે. તેને સમજે તો જીવ વસ્તુને પામી જાય.

* **સ્વપર દ્રવ્યના ગુણ--પર્યાય વિચારવા.** સ્વગુણ પર્યાય સ્વદ્રવ્યાદિકથી ભિન્ન નથી. પરગુણ પર્યાય પરદ્રવ્યાદિકથી ભિન્ન નથી. સર્વે દ્રવ્ય-ગુણ-પર્યાય પોતાથી ભિન્ન નથી. પણ અભિન્ન છે. કોઈપણ દ્રવ્યનો ગુણ-પર્યાય (છએ દ્રવ્યના ગુણ-પર્યાય) કોઈપણ અન્ય દ્રવ્યમાં કે ગુણમાં કે પર્યાયમાં જતોય નથી અને આવતોય નથી. અજીવના દ્રવ્ય-ગુણ--પર્યાય જીવમાં આવે તો જીવ, અજીવ થઈ જાય. અને જીવના, દ્રવ્યગુણ, પર્યાય અજીવમાં આવે તો અજીવ જીવ થઈ જાય, પણ એમ નથી બનતું...બને પણ નહિ.

કોઈ દ્રવ્યનાં ગુણ--પર્યાય...કોઈ અન્ય દ્રવ્યને.... ગુણ--દોષ કરી શકતા જ નથી.

**દૃષ્ટાંત** જેમ કે... ગજસુકુમાર મુનિને ક્રોધી બનાવી મૂકવાને માટે સોમલ સસરાએ ધગધગતા ખેરના અંગારા મસ્તક ઉપર પાળ બાંધીને મૂક્યા...ઠલવ્યા...છતાં તે મુનિને તે અંગારા ક્રોધ કરાવી શક્યા જ નહિ.

કોઈ દ્રવ્યનો ગુણ--પર્યાયે, કોઈ અન્ય દ્રવ્યનો નથી.

એમ...જે જેનું... તે તેનું...તેનામાં જાણતા ભલે પછી...અનાદિના મમત્વના અંશ પ્રવાહે સંતતિરૂપે ચાલ્યા આવતા હોય છતાં તે નાશ થઈ જાય છે...તૂટી જાય છે...મમતાના અંશ નાશ થાય છે.

મમતાના અંશ ટાળવા હોય તો જે જેનું છે...તેને તેનું જાણતા તેનો મમત્વ તૂટી જાય છે. કોઈ દ્રવ્યના ગુણ--પર્યાય કોઈ દ્રવ્યને કામ આવતા નથી. એમ જાણવાથી અનાદિના રાગાંશ રહેતા નથી. (ભગવાન શ્રીમહાવીરદેવને કેવળજ્ઞાન થયું. પણ તે કેવળજ્ઞાન બીજા અન્ય જીવોને કામમાં આવતું નથી. જો તે કેવળજ્ઞાન

બીજા અન્ય જીવોને કામમાં આવતું હોય તો ભગવાનને કેવળજ્ઞાન થયું...તે વખતે ત્યાં રહેલા ગણધરાદિ બધાય જીવોને કેવળજ્ઞાન ભગવાન શ્રી મહાવીરદેવ પમાડી દેત. પણ તેમ નથી. અથવા તેમ ન થયું)

* કોઈપણ દ્રવ્યના ગુણ-પર્યાય કોઈ અન્ય દ્રવ્યને હાનિ કે દોષ કે ગુણ કરી શકતા નથી. એમ જાણવાથી દ્વેષાંશ નાશને પામે છે. અનાદિના રાગ-દ્વેષના અંશોને ટાળવાનો આ જ સહેલો અને સુગમ ઉપાય છે. અને શોધક દૃષ્ટિમાં આવીને આ ઉપાય કરે તો સાધકદૃષ્ટિને પામી જાય.

સ્વપર દ્રવ્યના ગુણ-પર્યાય ભિન્ન ભિન્ન વિચારતા, પોતાની સર્વ શક્તિ પરતંત્રતા વિના, પરાધિનતા વિના, પોતાની શક્તિની વ્યક્તિ પ્રગટપણે જણાય છે. પ્રગટપણે જ્યારે પોતાની જ્ઞાનશક્તિ જણાઈ-સ્વતંત્રપણે પોતાની જ્ઞાનશક્તિ જણાઈ.... એટલે....તેનો અનુભવ...શાન્તિ...આનંદ લહેર આવે છે. એટલે...વિજ્ઞાનરૂપ વિભૂતિ પ્રગટ થાય છે.

આત્મ દ્રવ્યના અનંત ગુણો આત્મામાં અભેદપણે છતી રૂપે એટલે અસ્તિપણે છે. અને અવલંબન લેતા પર દ્રવ્યાદિકનું કાંઈ કામ નથી. તો પરદ્રવ્યાદિકનો વિચાર શા માટે રહે ? ન જ રહે. એમ...એકત્વપણે આત્મશુદ્ધતામાં (આત્મા એકલો આવ્યો છે. આત્મા એકલો જવાનો છે.. આત્મા એકલો સંસારમાં રખડવાનો છે. અને આત્મા એકલો જ મોક્ષમાં જવાનો છે. અને આત્મા એકલો જ કર્મના ફળ ભોગવવાનો છે. અને આત્મા એકલો જ મોક્ષના સુખ ભોગવવાનો છે.) સ્થિર થાય તો સ્વરૂપને પામી જાય.. અને ત્યાં શુદ્ધ ધ્યાન ઊપજે..જન્મે છે.

એમ દરેકે દરેક આત્મહિતના ખપીએ જાણી લેવું. પ્રશસ્ત રાગવડે શ્રોતાઓને.. આત્માના જિજ્ઞાસુઓને..આત્મસુખના ખપી જીવોને શોધક દૃષ્ટિમાં આવ્યા હોય તેવા આત્માઓને..અથવા શોધક દૃષ્ટિમાં આવવા માટે પ્રયત્ન કરતા હોય તેને માટે... તેવા જીવોને માટે...રુચિ ઉપજાવવી...તે નિમિત્તકારણનો ભેદ છે, છઠ્ઠા ગણસ્થાનકે સંજ્વલનનો રાગ રહે છે. ત્યાં સુધી પ્રવચનની ભક્તિએ પ્રેર્યો જીવ... પરજીવને જિનશાસનમાં લાવવાનો પરિણામી હોય છે, (તમે બધાય જિનશાસનમાં આવી જાવ .. જિનશાસનને પામી જાવ, તેમાં પમાડવાનો રાગ છે,) તે પરિણામ પણ નિમિત્તનો એક ભેદ છે, પછી સકળ વિકલ્પો છોડીને...જ્ઞાન-દર્શન-ચરણમય એક અભેદ આત્મભાવમાં સ્થિરતા...લીનતા...તન્મયતા પામે છે.

એ જ પ્રમાણે સાધક જીવોના જ્ઞાન-દર્શન-ચરણાદિ ગુણો આત્માથી અભેદપણે થાય છે. એટલે...નિર્વિકલ્પ શુદ્ધ સમાધિ પામ્યો છે. એવો સાધક જીવ...તે શુદ્ધસ્વરૂપ-રમણ સંવર નીરમાં ઝીલતા... સર્વ કર્મરૂપ રજમેલ ધોઈને ...નિર્મળ, શુદ્ધ, સિદ્ધ થઈ, સિદ્ધપુરીમાં વસે.

તે દશા પ્રાપ્ત કરવાનાં ટાણા....અવસર....આપણને અત્યારે પ્રાપ્ત થયા છે. ખાસ યાદ રાખજો કે....શુદ્ધ કારણ આદરે...તો જ કાર્ય સિદ્ધિ થાય...શુદ્ધ કારણ આદર્યા નથી...તો કાર્યસિદ્ધિ થાય તેમ નથી...એ જ અનાદિની રીત છે. માટે શુદ્ધ આત્મભાવ આદરીએ...તો...પરમ આત્માદશા નિપજાવીને...પરમાત્મપદ પામીએ.

ॐ જ્ઞેય...જ્ઞાન સાથે મળીને એકમેક થાય નહિ. ગમે તેટલા જ્ઞેયના ઢગલા પડ્યા હોય ...અથવા હોય....અથવા હજારો મંદિરો (શ્વેતાંબરના કે દિગંબરના) ઊભા કર્યા હોય છતાં...જ્ઞેય, જ્ઞાન સાથે મળીને એકમેક થાય નહિ. તારું જ્ઞાન તે જ્ઞેયના ક્ષેત્રે જાય નહિ. અને જ્ઞેય પણ જ્ઞાનના ક્ષેત્રે આવે નહિ. જેમ દર્પણમાં જે પદાર્થો ભાસે છે (દેખાય છે) તે તમામ પદાર્થો દર્પણમાં એકમેક થતા નથી. દર્પણ દર્પણરૂપે રહે છે અને પદાર્થ પદાર્થરૂપે રહે છે. તેમ જ્ઞાન જ્ઞાનરૂપે રહે છે અને જ્ઞેય જ્ઞેયરૂપે રહે છે. આ ત્રિકાળ અબાધિત નિયમ છે.

* **સર્વજ્ઞ પ્રભુ જ્ઞેયને જેમ છે તેમ સમકાળે** (અશેષપણે) **જાણે છે.** એટલે કે કોઈ પણ જ્ઞેય એવો નથી કે... સર્વજ્ઞ પ્રભુની જ્ઞાયકતામાં એટલે જાણપણામાં ન ભાસે, કે ન જણાય. પ્રભુનું જ્ઞાન સર્વ જ્ઞેયોને જેમ છે તેમ સમકાળે જાણે છે. નિશ્ચયથી પોતે પોતાને જાણે છે. જ્ઞાનના અવિભાગી (બે ટુકડા) છતી પર્યાયોમાંથી કોઈ પર્યાય કોઈ કાળે નાશ થાય નહિ. (તારા ભાવે તું લહેર કર. ફરી જાય તેવાની સોબત શું કરવી? ડાહ્યા માણસો ફરી જાય તેવાની સોબત ન કરે. કરતા નથી. માટે તું પણ 'જે...જે' ફરી જાય છે, 'તે...તે'ની સોબતને છોડી દે.) તે જ અવિભાગી છતી પર્યાયો...છતીપણે રહીને સામર્થ્યપણે (આવવા યોગ્ય હોય તે) આવે છે. પણ છતી પર્યાયનો નાશ નથી. માત્ર તીરોભાવે અને આવિર્ભાવે આવે ને જાય. એટલે આવે ને સમાવે. તીરોભાવે—આવિર્ભાવે-જાય-થાય...

જ્ઞેયોની નવે નવે સમયે નવી નવી વર્તના થાય તે પણ અન્ય દ્રવ્યની સાહ્ય વિના...અને અન્ય દ્રવ્યના પ્રયાસ વિના...જણાય-દેખાય.

આ પ્રમાણે જે જીવ જેમ છે... તેમ છે. જેના છે...તેના છે. જ્યાં છે...ત્યાં છે. એમ...જાણીને ઠરે...તો તેના રાગ-દ્વેષ-મમતા રહે નહિ.

પોતાની અવસ્થાના ઉત્પાદનો આધાર, દ્રવ્ય પોતે જ છે. બીજો કોઈ નથી. પોતાની પૂર્વ અવસ્થાનું જવું...અને પોતાની જ નવી અવસ્થાનું થવું... (જવું...ને થવું...) અને દ્રવ્યનું એક પણે કાયમ...ધ્રુવપણું ટકી રહેવું તે સિવાય દ્રવ્યમાં પર પદાર્થનું કાંઈ લેવું-દેવું, આવવું-જવું થતું નથી. છતાં જીવ શું માનીને બેઠો છે? બસ...એવો જ વસ્તુનો સ્વભાવ છે. કોઈ પૂછે કે અગ્નિ ઉષ્ણ કેમ? ભાઈ...તેનો સ્વભાવ જ એવો છે. સ્વભાવમાં તર્ક ન હોય. તારો ઉત્પાદ દરેક સમયે તારે આધીન

છે. માટે તું એકવાર અનંતજ્ઞાનીઓનું કે સત્ ગુરુદેવોનું કહેવું સાંભળીને તું તારા દ્રવ્ય સ્વભાવ સામે જો દ્રષ્ટા સામે દષ્ટિ કર. ઉપયોગને પલટાવી તારા તરફ લઈ જા.. તો તારા પર્યાયનો ઉત્પાદ, દ્રવ્યની જાતનો શુદ્ધ પ્રગટે.

* ઉત્પાદ–વ્યય--ધ્રુવનું સ્વરૂપ સમજીને...પરદ્રવ્યના આશ્રયનું લક્ષ ટાળીને... છોડીને...સ્વદ્રવ્યની દષ્ટિ કરવી...તેમાં લીલાલહેર છે. આનંદ ને બાદશાહી છે. એ જ સર્વ કર્મમેલને ટાળવાનો ઉપાય છે.

આત્મા અનંત શકિતવાળો છે, આત્માની અનંતી શકિત આત્મામાં છે? કે પરમાં?

આત્મામાં છે.

તે અનંત શકિત સાથે આત્મા અભેદપણે છે? કે ભિન્નપણે છે?

અભેદપણે છે.

* **પરમાં આત્માની શક્તિ હોય નહિ. આત્મા ચેતન પદાર્થ છે.** અને જ્ઞાન--દર્શન--ચારિત્ર--આનંદ વગેરે અનંત ચૈતન્યશકિત આત્મામાં છે, પરંતુ તે શકિતથી આત્મા પરનું કાંઈ કરી શકતો નથી, કારણ કે પરની અનંત શકિતઓ પરમાં છે, એટલે આત્માની પર દ્રવ્યપણે નાસ્તિ છે, પણ સ્વપણે અસ્તિ છે. પરદ્રવ્યે, પર-ક્ષેત્રે, પરકાળે, પરભાવે આત્માની નાસ્તિ છે, પણ સ્વદ્રવ્યે, સ્વક્ષેત્રે, સ્વકાળે, સ્વસ્વભાવે આત્માની સદાય અસ્તિ છે.

તેથી પરમાં આત્મા કાંઈ કરી શકે નહિ, પરદ્રવ્ય સ્વતંત્ર છે. તેમાં આત્માની શકિત જઈ પણ શકે નહિ, અને ચાલી પણ શકે નહિ, શરીરમાં તાવ આવે...ગૂમડું આવે...રોગ આવે...તે વખતે આત્માની શકિત તેમાં જઈને કાંઈ કરી શકતી નથી, અને ચાલી પણ શકતી નથી. આત્માની અનંત શકિત આત્મામાં ચાલે છે.

卐 આત્માની પોતા માટે એવી અનંત શકિત છે, કે...આત્મા પોતે જો સવળા ભાવ કરે.. તો ક્ષણમાં કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય, અને આત્મા પોતે જો અવળા ભાવ કરે તો એક ક્ષણમાં નરકે ચાલ્યો જાય, સોમલ બ્રાહ્મણે અવળા ભાવ કર્યા તો તો એક ક્ષણમાં મરીને સાતમી નરકે (૩૩) તેત્રીસ સાગરોપમની સ્થિતિએ ચાલ્યો ગયો, અને ગજસુકુમાર મહામુનિએ સવળાભાવ કર્યા તો એક ક્ષણમાં કેવળજ્ઞાન લઈ લીધું. અને મોક્ષે પધારી ગયા.

આત્માની એવી શકિત છે...કે પોતાના સવળાભાવે એક ક્ષણ માત્રમાં કેવળજ્ઞાન લે...અને પોતાના અવળાભાવે એક ક્ષણ માત્રમાં નરકે ચાલ્યો જાય, એવી આત્માની અનંત શકિત આત્મામાં કામ કરે છે... કાર્ય કરે છે...કરી શકે છે.

દરેક વસ્તુ પોતપોતાની અવસ્થાને ધારણ કરે છે. વસ્તુ પોતે પરિણામી છે, અવસ્થા તે વસ્તુનું પરિણામ છે, એટલે કે વસ્તુ કે વસ્તુની અવસ્થા તે બંને જુદા ન હોય, એવું વસ્તુ સ્વરૂપ જ છે, પરિણામી અને પરિણામ અભેદ હોય છે. પરિણામ એક દ્રવ્યમાં થાય અને તેને પરિણમાવનાર બીજુ દ્રવ્ય હોય...એમ કદી બન્યું નથી...બનવાનું નથી...અને બનશે પણ નહિ, અને જો એમ બનતું હોય તો ભગવાન શ્રીમહાવીર દેવને કેવળજ્ઞાન થયું તે વખતે ત્યાં રહેલાં બધાય જીવોને ભગવાનશ્રી મહાવીર કેવળજ્ઞાન પમાડી મોક્ષમાં લઈ જાત, પણ ભાઈ...એમ બન્યું નથી, બને નહિ અને બનશે પણ નહિ.

એક દ્રવ્યના પરિણામ બીજા દ્રવ્યના પરિણામમાં કાંઈ કરી શકતા નથી. એમ બરાબર જાણી હવે હું મારી અવસ્થા કરું...પર દ્રવ્ય તેની અવસ્થા કરે, હું પરનું ન કરું અને પર મારું ન કરે, એવી માન્યતા પ્રથમ શોધકદષ્ટિમાં આવેલો જીવ સત્‌ના સમાગમે કરે...તો તે જીવની અનંત શક્તિ પ્રગટે....અને અનંતા રાગ-દ્વેષ-મોહ ટળી જાય.

* આ માન્યતા જ સૌથી પ્રથમ ધર્મ છે, આ માન્યતા કરવામાં અનંતા પર પદાર્થનો અહંકાર ટળીને અનંતો પુરુષાર્થ આવે છે, હું શુદ્ધ જ્ઞાયક સ્વરૂપી આત્મા છું. તેને પ્રગટ કરવા માટે...અનંત પુરુષાર્થ પ્રગટ કરવા માટે...શોધક દષ્ટિમાં આવો. રાગ-દ્વેષને ટાળો. દેવ-ગુરુ-ધર્મની ભક્તિ કરો. શોધકદષ્ટિમાં આવ્યો...ત્યાં જ્ઞાની કહે છે કે...હું શુદ્ધ જ્ઞાયક સ્વરૂપી આત્મા છું. તો હું જ્ઞાન સિવાય કાંઈ ન કરી શકું...એમ...જ્યાં સુધી માન્યતા ન થાય...ત્યાં સુધી આત્માની સમ્યક્ જ્ઞાન-કળા ઉઘડે નહિ. સમ્યક્ જ્ઞાન કળા જ આત્માનો ધર્મ છે. હું પર દ્રવ્યના કર્તૃત્વ-ભોક્તૃત્વ-ગ્રાહકત્વ-વ્યાપકત્વરહિત...તેનાથી ભિન્ન જ્ઞાન સહિત સ્વતંત્ર દ્રવ્ય છું.

* એમ જેને પોતાની સ્વતંત્ર સત્તા બેસતી નથી. તે બીજા દ્રવ્યોને પણ સ્વતંત્ર માનતો નથી. અને જ્યાં સ્વદ્રવ્યને સ્વતંત્ર માનતો નથી...તેથી પરદ્રવ્યનું હું કરું... અને પરદ્રવ્ય મારું કરે..એમ..તે દ્રવ્યને (હજીએ) પરાધીન માને છે. અને જો જીવે પોતાની સ્વતંત્રતા શોધકદષ્ટિમાં આવી..સત્ પુરુષના સમાગમે બેસાડી..તે અન્ય દ્રવ્યોને તથા સ્વદ્રવ્યને સ્વતંત્ર જાણે છે. (માટે અહીં આવો...બીજે જશો તો મરી જશો. એમ તે જ્ઞાની જાણે પણ નહિ. માને પણ નહિ અને કહે પણ નહિ.) તેથી તે પરનો કર્તા પોતાને માનતો નથી. મને સેવે તો જ તારામાં જ્ઞાન થશે એમ જ્ઞાની કહે નહિ, અને બધું અહીં જ છે..બીજે નથી, એવી ભાષા પણ જ્ઞાનોના જ્ઞાનીમાં હોય નહિ, અને જો એવી ભાષા હોય તો તે જ્ઞાની નથી, માત્ર વાતોડિયો જ છે, અને મોટો અજ્ઞાની છે, મૂઢ છે.

* અનંતા પર પદાર્થનો અહંકાર ટળી ગયો ત્યાં અનંતી સ્વભાવની દઢતા થઈ. તે જ તારો ધર્મ છે, તે સ્વાધીનતાનો પંથ છે, જુઓ! ભાઈ શુદ્ધ સ્ફટિકમણિ સમાન સત્તાગતે રહેલો શુદ્ધ આત્મ સ્વભાવ તે જ સાધ્ય છે, અને રાગાદિથી થયેલી અશુદ્ધ અવસ્થા વડે...સાધ્ય એવો શુદ્ધ સ્વભાવ દબાયો છે, તે રાગાદિક અશુદ્ધતા જેમ જેના વડે દબાય ને આત્મ શુદ્ધતા...તેને જેમ જેમ ભજીએ તેમ તેમ શુદ્ધતા વિશેષ પ્રગટ થાય, તેને જ શુદ્ધતા અને શાંતિ જાણવી.

રાગરહિત થઈ, સમભાવે શુદ્ધતા સાધવી, પ્રથમ સિદ્ધ સ્વરૂપ રૂપ, શુદ્ધતાનો ધ્યેય ધ્યાનમાં રાખી, પ્રશસ્ત ઉપયોગ સ્થિર રાખવા માટે દઢતા વધારવી, અને જેનાથી ઉપયોગ ચલાયમાન થાય, તે તે અપ્રશસ્ત ભાવ તજવા. એમ કરતાં સિદ્ધ થાય.

પોતાના શુદ્ધ ધ્યેયને જાણીને...યથાર્થ સાધકતાપણે ધ્યાયીએ તો ક્ષેમકુશળે શિવપદ પાઈએ, એટલે પામીએ, આત્મશકિત પરમતંત્ર નથી. પણ પોતે જાણી નથી. ત્યાં સુધી પુદ્ગલમમત્વ–રાગ–દ્વેષ– વસે.

પોતે અનંત પરતંત્રતા ભોગવે છે, હવે અવસર મળ્યો છે, ટાણા મળ્યા છે, ચારે બાજુથી અવસરો આવીને મળ્યા છે, સર્વ સાધનસંપન્ન આ માનવનો અવતાર મળ્યો છે, માટે જિનેશ્વરના સ્યાદ્વાદ ઉપદેશથી સારભૂત જિનેશ્વર દેવોએ પ્રરૂપેલી, ત્રિપદીના ઉપદેશથી આત્મશકિતને સ્વતંત્રપણે જાણીને, શુદ્ધ શિવમાર્ગ સાધો.

જે સમભાવે નિજ શુદ્ધાત્મ પદને ધ્યાવે...તેને ભવભય ટળીને મોક્ષપદ પ્રાપ્ત થાય છે. આવા શુદ્ધાત્મ પદ અને મોક્ષપદ મેળવવા માટે પ્રથમ શોધક દષ્ટિએ ઉપડે પછી મહાવીર ભગવાનના પગલે ચાલનારા સાધક સાધુના, સમકિતી સાધુના, સમાગમે ત્રિપદીને સાંભળી, પોતે સાધક દશાંમાં આવે તો રાગદ્વેષ ટળી જાય. અને તે ક્રમેક્રમે પોતે પોતાના સાધ્યને સાધી મોક્ષમાં ચાલ્યો જાય.

આને અપનાવજો....આને સાધજો....અને તે સાધવાને માટે દાન-શિયળ--તપ-ભાવ--ત્યાગ--વૈરાગ્ય--બ્રહ્મચર્યનું પાલન ઇત્યાદિક ક્રિયાઓનો નિષેધ નથી. પણ સાધ્ય શુદ્ધ ધ્યેયપૂર્વક ક્રિયાદ્વારા આગળ વધશે....અને સમકિતને પામશે તો પૂર્ણધ્યેયને પામી જતાં અનંત મોક્ષના સુખને પામી જશે.

ૐ શ્રી સત્



## વ્યાખ્યાન નં. ૬૪

સંવત ૨૦૧૪ના દિ. શ્રાવણ વદી ૧૧, સોમવાર ને તા. ૮-૯-૧૯૫૮.

### "અનેકાન્તનું ફળ વીતરાગતા છે....અને....એકાન્તનું ફળ દુર્ગતિ છે."

સંયતિ રાજા શિકાર કરવા નીકળ્યો છે. તેમ રાજા સમાન અનંત ગુણનો ધણી આત્મા....કર્મનો શિકાર કરવા નીકળે.... ત્યારે સત્ સમાગમે વસ્તુને પામી જાય. એવા શોધક દ્દષ્ટિવાળા ને જ્ઞાની સમજાવે છે કે.... **આત્માની મિથ્યાત્વ પરિણતીમાં, અજ્ઞાન પરિણતીમાં, વિષય-કષાયવાળી પરિણતીમાં અધર્મ** છે. **પણ શરીર--સ્ત્રી--પુત્ર--કુટુંબ-કબીલો-ધન-માલ-મિલકત દુકાન વેપારમાં અધર્મ નથી. અને તે અધર્મ કરાવતાં પણ નથી.**

* આત્મા ખોટો અભિપ્રાય કરે...ત્યારે બાહ્ય વસ્તુને ખોટા અભિપ્રાય નિમિત્ત કહેવાય છે. પણ....આત્મા પોતેજ ખોટા અભિપ્રાયરૂપે પરિણમે તો જ પર વસ્તુને નિમિત્ત કહેવાય છે.

**વાંચો દ્દષ્ટાંત** : કોઈએ ગાળો દીધી હોય. .અને તે સાંભળી કોઈએ બહુ ક્રોધ કર્યો હોય. ત્યારે ક્રોધ કરનાર તથા ગાળો સાંભળનાર કહે છે કે.... હવે તો મારાથી સહન થતું નથી. એણે ચાર-છ ગાળો દીધી હોત તો સહન થાત....પણ આટલી બધી ગાળો મારાથી સહન થતી નથી. પણ ભાઈ....! આત્માનો સ્વભાવ અનંતુ સહન કરવાનો બેહદરૂપ છે. તેને જ તું ચૂકયો...તેથી અસહનશીલતાનો ભાવ તેં પેદા કર્યો, તેથી અસહનશીલતાનો ભાવ થયો. એટલે.... પોતાના સ્વભાવને ચૂકે છે ત્યારે જ વિષમતા અને ક્રોધાદિ કષાય થાય છે. પરવસ્તુએ વિષમતા કે ક્રોધાદિ કરાવ્યા નથી. જો પરવસ્તુ વિષમતા અને ક્રોધ કરાવે.... તો તેનાથી છૂટીને ઠરવાના ટાણાં ન આવે.

પરવસ્તુ ક્રોધ કરાવે....માન કરાવે....માયા કરાવે....લોભ કરાવે...રાગ કરાવે...દ્વેષ કરાવે.. વિકાર કરાવે...તો તે બધાયને ટાળીને ઠરવું કયારે? **માટે પરવસ્તુ ક્રોધાદિ કષાય કરાવતી નથી...પણ પોતે જ પોતાના સ્વરૂપને ભૂલીને... પોતે ખોટો અભિપ્રાય...ઊંધો અભિપ્રાય કરે ત્યારે તેમાં જે પદાર્થ આવે તેને ખોટા અભિપ્રાયનું નિમિત્ત કહેવાય છે. ખોટા અભિપ્રાયનું કારણ જો પરપદાર્થ હોય તો...તે પર પદાર્થ હોય ત્યાં સુધી...ખોટા અભિપ્રાયને...ઊંધી શ્રદ્ધાને...ટાળી શકાય જ નહિ.** એવા ખોટા અભિપ્રાયને જીવે સેવી રાખ્યા છે.

તેને હવે કાઢી નાખજો. પર તે મને ક્રોધાદિ વિષમતા કરાવે નહિ. અને જો તે વિષમતા ક્રોધાદિ કરાવે...તો તે વસ્તુ હાજર હોય ત્યાં લગી ખોટા અભિપ્રાયને ટાળી શકાય નહિ.

પણ ભાઈ....તેમ નથી. તું ક્રોધાદિ વિષમતા કરે તો જ થાય. અને ન કરે તો ન થાય. માટે ભાઈ...ખોટા અભિપ્રાયને ટાળી દે. જો કોઈ એમ કહે કે....અમને કુગુરુ મળ્યા...અને એમને ખોટી માન્યતા ઠસાવી દીધી...પણ ભાઈ...તારી તે વાત સાચી નથી. કોઈ કોઈને ઊંધુ ઠસાવી શકે નહિ. પોતે ઊંધો ભાવ કરે... ત્યારે પર વસ્તુને નિમિત્ત કહેવાય. તારામાં કોણે ઊંધો ભાવ ઠસાવી દીધો છે? કોઈએ નહિ. (છતાં પણ સંપ્રદાયને નભાવવા માટે, ટકાવવા માટે કેટકેટલો ભય સેવાય છે? કપટ રમાય છે? કેટલો મારા તારાનો વિભાવભાવ સેવાય છે?)

❀ રાગ–દ્વેષરૂપી ભાવકર્મો પરના અવલંબન વિના થતાં નથી...એટલે કે પરના અવલંબન રાગ–દ્વેષ કારાવી દેતા પણ નથી ..એમ જાણીને ધારણા કરો...અને સત્ સમાગમે સમજી ને...મારા પોતાના ભાવને ..મારા પોતાના જ્ઞાનને પરાધીન કરે એવા રાગાદિ ભૂંડા ભાવકર્મો મારે ટાળવા છે. એટલે કે "कं" કહેતા કર્મને "विल्ले" કહેતાં પીલી નાખવા. એટલે પોતાને પરાધીન કરે એવા ભાવ કર્મોને ટાળવાના પ્રયાસે ઉપડે. ત્યારે તેને સત્ સમાગમ થઈ જાય...અથવા પોતે પોતાનું સ્વરૂપ સમજી જાય.

**માનેલા દેવ--ગુરુનો રાગ તો હોય ને?** હા ભાઈ...રાગ તો હોય....પણ તે રાગ ટાળવાનો છે. અને તે રાગ પોતે કર્યો છે કે જેને તમે માનો છો તે ગુરુએ કરાવી દીધો છે? પોતે જ કર્યો છે ત્યારે થયો છે.

પરાધીન ભાવને ટાળવાની શરૂઆત જ્યારે જીવ કરે છે...ત્યારે કઈ દષ્ટિથી કરશે? શોધક દ્રષ્ટિથી કરશે. મારા સ્વભાવને પરાધીન કરે, એવા મારા રાગ–દ્વેષને એટલે ભાવકર્મને ટાળવાને ઉપડે...ત્યારે તેને સત્ સમાગમ થઈ જાય. અથવા તો પોતે પોતાનું સ્વરૂપ સમજી જાય; કારણ કે પરાધીન ભાવને ટાળવાની શરૂઆત શોધક દષ્ટિથી કરી છે. એટલે દ્રવ્ય નિક્ષેપે...એટલે પરાધીન ભાવને ટાળવાની શોધક દષ્ટિએ કરે તો.... પરાધીન ભાવ ટાળવાની યોગ્યતા આવે.

**પણ જ્યાં સુધી તેં તારી દષ્ટિને જગતના અન્ય જીવાત્માઓના વિવિધ પ્રકારના દોષોને જ જોવામાં રોકેલી છે.** ત્યાં સુધી તારી તે દષ્ટિ આત્માના દિવ્ય સ્વરૂપને કેવી રીતે જોઈ શકશે? અને શોધકદષ્ટિના પ્રયાસે પણ કેવી રીતે ઉપડી શકશે? માટે જેમ બને તેમ દષ્ટિને પરમાંથી પાછી વાળ. અને તારા અંતરમાં ઉતાર.

* એવી રીતે **તમારે તમારી જે તાકાતથી આત્માને ઓળખવો છે...** આત્માની રિદ્ધિ–સિદ્ધિને ઓળખવી છે. આત્માના દિવ્ય આનંદને પામવાની તમારામાં જે અત્યારે તાકાત છે. તેતે ઊભરાઈ જવા દેવી છે? કે તેનું રક્ષણ કરવું છે? ઊભરાઈ જવા દેવી નથી પણ રક્ષણ કરવું છે.

**તે તાકાતને તમે તમારી વૈખરી વાણીમાં...અથવા બેચાર જણા મળ્યા ને..માંડી**..સ્ત્રીકથા, ભકતકથા, રાજકથા, દેશકથા, કે જેવીતેવી વાણીના વાદ–વિવાદમાં ખરચી નાખશો તો આ આત્માના આનંદને નહિ પામી શકો. હું એમ નથી કહેતો કે..બીલકુલ નહિ બોલો..જરૂર બોલો..પણ અન્યને હિતકર્તા હોય અને તમોએ સ્વાનુભવમાં મૂકેલું હોય તેવું બોલો. જરૂર માનજો કે..જે પોતાના આત્માના અવાજને ઓળખ્યા સિવાય.. જે કાંઈ વધુ પડતું બોલે છે. તે પોતાનું તેમ જ અન્યનું હિત સાધી શકતો નથી. માત્ર અહિત જ સ્વપરનું કરે છે.

માટે **હિતના શોધક તત્ત્વોને** આત્મ હિતના શોધક તત્ત્વોને ...શોધકદૃષ્ટિએ શોધીને...રોધકતત્ત્વોને ટાળવાના પ્રયાસે ઉપડો....આમ જો ઉપડશો તો...સંતો જ્ઞાની-પુરુષોની જોગવાઈ બની જશે...કાં તો પોતે વસ્તુનું સ્વરૂપ સમજી જશે.

**આત્માનું સ્વરૂપ સ્યાદ્‌વાદ અને કાન્તમય છે.** એમ સમજાવનારી વીતરાગ-ની વાણી છે. જીવો અનાદિથી એકાન્ત વાદમાં પડયા છે. **એકાન્તવાદ છે, ત્યાં આગ્રહ છે. અને જ્યાં અનેકાન્તવાદ છે ત્યાં નિરાગ્રહ છે.**

* હવે અનાદિના આગ્રહને ટાળવાના લક્ષે ઉપડીને...સત્‌સમાગમે અનેકાન્તવાદ, સ્યાદ્‌વાદને સમજે, અને દ્રષ્ટામાં દૃષ્ટિ પડે, તો સમ્યગ્‌દર્શન પામી જાય.

**વિચારપૂર્વક વાંચો દૃષ્ટાંત :** કોઈ એક સ્થળે એક જબરજસ્ત હાથી આવ્યો. તેને જોવા માટે છ જન્માંધ પુરુષો ગયા. તેને છએ પુરુષોએ. હાથ દ્વારા સ્પર્શ કર્યો. અને હાથીને તપાસી જોયો. એકના હાથમાં હાથીની સૂંઢ આવી...એટલે તેને હાથી સાંબેલા જેવો લાગ્યો....બીજાના હાથમાં હાથીના દંતૂશળ આવ્યા, એટલે તેને હાથી ભૂંગળા જેવો લાગ્યો. ત્રીજાના હાથના હાથીનો કાન આવ્યો, તો તેને તે હાથી સૂપડા જેવો લાગ્યો. ચોથાના હાથમાં હાથીનો પગ આવ્યો, તો તેને હાથી થાંભલા જેવો લાગ્યો. પાંચમાના હાથમાં હાથીનું ઉદર (પેટ) આવ્યું તો તેને હાથી મસક જેવો લાગ્યો. અને છઠ્ઠાના હાથમાં હાથીનું પૂંછડું આવ્યું, તો તેને હાથી સાવરણી જેવો લાગ્યો.

અને તે છયે જણાએ એક એક વસ્તુ જોઈ...અને હાથીના સંબંધમાં પોતે-પોતાનો અભિપ્રાય દૃઢ કરી લીધો કે હાથી આવો જ છે. પછી તે છએ જણાં એક વૃક્ષ નીચે વિસામો લેવા બેઠા. અને વિસામો લીધા પછી છએ જણાએ પોતપોતાનો

અભિપ્રાય આપસ-આપસમાં જણાવવા લાગ્યા. અને પોતેપોતાના બાંધેલા અભિપ્રાયમાં સૌ સૌ મક્કમ હોઈને અરસપરસ ઝઘડો કરવા લાગ્યા.

પહેલો કહે છે કે હાથી સાંબેલા જેવો જ છે. તે સાંભળી બીજો કહે છે કે જા ...જા...કુડિયા....હાથી તો સૂપડા જેવો જ છે. તે સાંભળી વળી ત્રીજો કહે છે કે... જા...જા...બાપદાદે ખોટા બોલા. હાથી તો ભૂંગળા જેવો જ છે. ત્યાં ચોથો કહે છે કે...તમે બધાય કુડિયા છો....ખોટા છો ..હાથી તો મસક જેવો જ છે. ત્યાં પાંચમો કહે છે કે...તમે ચારેય કુડિયા છો. બાપદાદે સાવ ખોટાબોલા છો હાથી તો થાંભલા જેવો છે. ત્યાં છઠ્ઠો કહે છે કે ખોટા તે સાવ ખોટા...શું તમે બધાયે ખોટા ધંધા આદર્યા છે . હાથી તો સાવરણી જેવો જ છે.

આમ છયે જણાં અરસપરસ કજિયા કરવા માંડયા...છએ જીવો પોતપોતાના અભિપ્રાયમાં મક્કમ હોઈ....પોતે જ સાચો છે. અને બીજા બધાય ખોટા છે. એમ આગ્રહ કરીને અરસપરસ માંહોમાંહી ઝઘડો કરવા લાગ્યા. અને મિથ્યા ચર્ચા પણ કરવા લાગ્યા. ચર્ચા એટલે સુધી કરવા લાગ્યા કે....તકરાર થઈ પડી....અને હાલતા-ચાલતા પણ ચર્ચા-તકરાર કરવા લાગ્યા. તે એટલા બધા પ્રમાણમાં તકરાર વધી ગઈ કે .. હજારો માણસો તેને જોવા ભેગા થયા. એટલી તકરાર વધી પડી.

ત્યાં એટલામાં એક દેખતો ડાહ્યો માણસ આવ્યો...અને એની તકરાર નિવારવાને માટે બોલ્યો કે અરે! અલ્યા ભલા માણસો! ફોગટના શા માટે તકરાર કરો છો? તમે બધાય સાચા છો. અને તમે બધાય ખોટા પણ છો. આ સાંભળી તે બધાય માણસો આશ્ચર્યમાં પડી ગયા. હવે આપણે સાચા કેવી રીતે છીએ? અને ખોટા પણ કેવી રીતે છીએ? તે આપણે આની પાસેથી જાણવું જ જોઈએ. એમ વિચારમાં પડી ગયા.

તે વેળા તે પહેલા માણસે જાણ્યું કે આ હવે કાંઈક શાન્ત થયા છે. તેથી તેને કહે છે...કે હાથી આવો જ છે...એવા તમારા આગ્રહથી તમે છએ ખોટા છો. અને અમુક અંશની અપેક્ષાએ હાથી આવો જ છે. એ રીતે તમે સાચા છો. હાથીની સૂંઢનો આકાર સાંબેલા જેવો છે...હાથીના દંતૂશળનો આકાર ભૂંગળા જેવો છે. હાથીના કાનનો આકાર સૂપડા જેવો છે. હાથીના ઉદરનો આકાર મસક જેવો છે. હાથીના પગનો આકાર થાંભલા જેવો છે. હાથીના પૂંછડાનો આકાર સાવરણી જેવો છે. એક એક અંગને સ્પર્શવાથી હાથી તેવો તેવો લાગ્યો.... તે તે અંગની અપેક્ષાએ બરાબર છે.

પણ તે ઉપરથી કાંઈ આખા હાથીનો ખ્યાલ ઓછો જ આવે છે? સમગ્ર અંગ મળીને જ હાથી બને છે. માટે તેનું સાંગોપાંગ સ્વરૂપ બરોબર સમજવું હોય તો તેનો સમ્યક્પણે જ વિચાર કરવો જોઈએ. તમારા આગ્રહરૂપ જે 'જ'કાર છે...'જ'કાર

એટલે એકાન્તવાદ છોડી દેવો જોઈએ. એમ સમજીને તમારો ઝઘડો હવે બંધ કરો. તેને તમે છોડી દો. એમ તે ડાહ્યા દેખાતા દ્રષ્ટા પુરુષે સમજાવ્યા. એટલે તે વાદીઓ ટાઢા પડયા અને મિથ્યા ચર્ચા છોડીને શાન્ત પડયા.

આ દ્રષ્ટાંત ઉપરથી એટલું ફલીત થાય છે કે.... આ આમ જ છે.... એટલે 'જ'કાર એમ વદનાર એકાન્તવાદી આગ્રહી છે. પણ સર્વ સમન્વયકારી... અનેકાન્તવાદી... સર્વથા નિરાગ્રહી જ હોય. જ્ઞાનીઓ કહે છે કે...એકાન્તવાદ એ જ જ્ઞાનની અપૂર્ણતાની નિશાની છે. જેમ શીખાઉ કવિઓ કાવ્યમાં જેમ તેમ ખામી દબાવવા 'જ' શબ્દનો ઉપયોગ કરે છે...તેમ તમે પણ 'જ' એટલે નિશ્ચયતા....આમ જ છે... પણ શીખાઉ જ્ઞાન વડે કહો છો. પણ મારો મહાવીર એમ કોઈ કાળે કહે નહિ. એ જ એની સત્કવિની પેઠે ચમત્કૃતિ છે.

* એટલે મહાવીર કહે છે કે...અનેકાન્તનું ફળ વીતરાગતા છે. અને એકાન્તનું ફળ દુર્ગતિ છે.

આ દ્રષ્ટાંતને કાઢી ન નાખજો. પણ હૃદયમાં ઉતારજો. અને તમારા એકાન્તવાદના ડહાપણને કોરે મૂકજો.

અનેકાન્ત એટલે પોતાથી પૂર્ણતા... અને બીજાથી પોતાની ભિન્નતા વસ્તુનું જેવું પરિપૂર્ણ, અસ્તિ–નાસ્તિ સ્વરૂપ છે...સ્વદ્રવ્યે, સ્વક્ષેત્રે, સ્વકાળે, સ્વસ્વભાવે અસ્તિ અને પરદ્રવ્યે, પરક્ષેત્રે, પરકાળે, પરભાવે નાસ્તિરૂપ...સ્વરૂપ છે...તે પોતાના જ્ઞાનમાં અનેકાન્ત દ્વારા જણાય છે.

અનેકાન્ત સ્વરૂપ સમજે તો પોતાનું સ્વરૂપ પોતામાં અસ્તિરૂપ જાણે. અને પરથી નાસ્તિરૂપ જાણે.

એમ છે તો પછી પરપદાર્થમાં પોતે શું કરે? અને પરપદાર્થ પોતાનામાં શું કરે?

આમ સમજે તો પરપદાર્થનો અહંકાર–મમકાર–રાગદ્વેષ–આગ્રહને છોડીને અનેકાન્ત સ્વરૂપ સમજીને સ્વરૂપમાં ઠરી જાય....તો જીવનું કલ્યાણ થાય. તેનું અવિનાશી કલ્યાણ થઈ જાય.

આ રીતે અનેકાન્તનું ફળ વીતરાગતા...અને એકાન્તવાદનું ફળ નિગોદ છે.

આમ સમજીને હાથીના દ્રષ્ટાંતને લક્ષમાં રાખીને શોધક દ્રષ્ટિએ ઊપડી...સાધક દ્રષ્ટિમાં આવશે...તો કલ્યાણપદને અલ્પકાળમાં જીવાત્મા પામી જશે.

ૐ સત્

## વ્યાખ્યાન નં. ૬૫

સં. ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૧૧ા, મંગળવાર તા. ૯-૯-૧૯૫૮.

**"હું એક સ્વતઃ સિદ્ધ વસ્તુ છું...**
**મારું કોઈ કારણ નથી....અને...**
**હું કોઈનું કારણ નથી...."**

સંયતિ રાજા શિકાર કરવા નીકળે છે...એમ રાજા સમાન આત્મા ..પોતે શોધક દ્રષ્ટિએ ઊપડે ત્યાં...અનંત સંસારવર્ધક કર્મ જે ભાવે બંધાય છે...તે ભાવને ટાળવા ઊપડે...તો સત્‌સમાગમે પોતાની વસ્તુને પામી જાય. રત્નત્રયને પામી જાય.

* રાગ-દ્વેષ-મોહ તે સંસાર છે. અથવા રાગ તે સંસાર...દ્વેષ તે સંસાર... મોહ તે સંસાર...ઊંધો અભિપ્રાય તે સંસાર છે.

* આ સંસારના નાશનું કારણ કોણ છે?

આ સંસારના નાશનું કારણ જો કોઈ હોય તો...એક માત્ર યથાર્થ સમજણ કરવી તે જ છે. સંસારના નાશના કારણરૂપ જો યથાર્થ સમજણ છે. તો તે યથાર્થ સમજણ કેવી રીતે કરવી?

યથાર્થ સમજણ કરવાની રીત જ્ઞાનીઓ સમજાવી ગયા છે, તે આ છે.

* **હું એક સ્વતઃ સિદ્ધ વસ્તુ છું**....મારું કોઈ કારણ નથી....અને હું કોઈનું કારણ નથી...જો મારે પરની સાથે કાર્ય-કારણપણું હોય તો સ્વ અને પરની એકતા થઈ જાય... એકમેકપણું થઈ જાય...બે જુદા ન રહે....

બે એક થઈ જાય તો...હું પરથી ભિન્ન એક સ્વદ્રવ્યપણે ન રહું. અને પરદ્રવ્ય-પણે થઈ જાઉં. પરંતુ હવે તો એક સ્વદ્રવ્યરૂપ છું. કોઈ પણ પરદ્રવ્યની સાથે મારે કાર્ય-કારણપણું નથી. આ પ્રમાણે યથાર્થ સમજણ કરવી....તે અનાદિના સંસારના નાશનું કારણ છે.

卐 આત્માને ત્રણે કાળે પરવસ્તુના કારણ વગર જ ચાલી રહ્યું છે. હવે આત્માને પોતાના કાર્યને માટે પરવસ્તુની જરૂર પડી...એવું એનું સ્વરૂપ જ નથી. કેવળજ્ઞાનને માટે પરવસ્તુની જરૂર પડે એવું એનું સ્વરૂપ નથી. સિદ્ધત્વ દશાની પ્રાપ્તિ માટે આત્માને પરવસ્તુની જરૂર પડે એવું એનું સ્વરૂપ છે જ નહિ. છતાં મારે પરવસ્તુ વિના ન ચાલે એમ અજ્ઞાની માને છે. અનાદિનો અજ્ઞાની આમ જ માનીને "ઠીચા-મેવ ઠીચઇ" સ્થિર થઈને બેઠો છે. પરવસ્તુ વિના નહિ ચાલે, એ જીવનો મિથ્યા

અભિપ્રાય છે. અને તે જ સંસારનું મૂળ કારણ છે. સંસારનું મૂળ કારણ જો હોય તો...પોતાનો માત્ર મિથ્યા અભિપ્રાય છે. જ્યાં મિથ્યા અભિપ્રાય હોય ત્યાં તીવ્ર રાગ-દ્વેષ થયા વિના રહે નહિ.

* **આત્મા ત્રિકાળી વસ્તુ છે.** તેનામાં પોતાની અનંત શક્તિઓ છે. અને તે અનાદિ અનંત છે. અહો! ભવ્ય જીવો! કાંઈક વિચાર તો કરો...ઊંડા તો ઊતરો... ઉપયોગને સ્વ તરફ લઈ જઈ...કાંઈક સ્વનો વિચાર તો કરો...આત્માની જે અનંત શક્તિઓ છે. તો તેનો મહિમા કેટલો છે? જીવે પોતાના મહિમાનો કદીએ યથાર્થ-પણે વિચાર કર્યો નથી. કેવળજ્ઞાન...કે જેના એક ગુણની માત્ર એક સમયની પર્યાય... એવી એવી અનંત પર્યાયો થવાનું માત્ર એક જ્ઞાનગુણનું સામર્થ્ય છે. અને એવા અનંતગુણો જેનામાં ભરચકભર્યા પડ્યા છે તે વસ્તુના મહિમાની શું વાત કરીએ? શબ્દ પણ પહોંચી શકે તેમ નથી. તે વસ્તુનો મહિમા સમજે તો તેમાં અંતર્મુખ થઈને આનંદ-સુખ-શાન્તિનું વેદન થાય. અને તેના વેદનના જોરે આખોય સંસાર છૂટી જાય. એ જ સંસારના નાશનું કારણ છે. દ્રવ્યદૃષ્ટિએ જીવ ઊપડે તો તે વસ્તુને પામી જાય.

* ભગવાન આત્મા જ્ઞાનસ્વભાવે ત્રિકાળ સત્ છે. તેના અસ્તિત્વપણામાં, તેના હોવાપણામાં બીજા કોઈ પદાર્થ કારણરૂપ નથી. આત્મા કોઈ કારણથી બનેલો નથી... પણ સ્વતઃસિદ્ધ વસ્તુ છે. કોઈ ઈશ્વર, મહેશ્વર, બ્રહ્મા વગેરે તેનો કર્તા નથી...પણ સ્વતઃસિદ્ધ વસ્તુ છે.

* **આત્માને કે આત્માના કોઈ કાર્યને**...કેવળજ્ઞાનરૂપ સ્વચતુષ્ટય કાર્યને કોઈ પરવસ્તુ કરતી નથી. આત્માના કાર્યને કોઈ કરનાર નથી. આત્મા પોતે જ પોતાનું કાર્ય કરે તો થાય. અને ન કરે તો ન થાય. આત્મા કોઈનું કાર્ય કે કારણ નથી. આત્માનો આવો ત્રિકાળી સ્વભાવ જ છે. પોતે કોઈનું કારણ નથી. આવો આત્માનો ત્રિકાળી સ્વભાવ છે. અને પોતાનો મોક્ષ પોતે કર્યા વિના થતો નથી. આ અપૂર્વ વાત સમજો.

આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાય પરથી થયાં નથી. અને આત્મા પોતે પરવસ્તુના દ્રવ્ય-ગુણ-પર્યાયનો કર્તા નથી. આત્મામાં અનંત ગુણો છે. તે સર્વે સમયે સમયે અનંત કાર્ય કરે છે.

સ્વમાં કે પરમાં તે કાર્ય કરે છે?

સ્વમાં......

તે દરેક દરેક કાર્યના (જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરે કાર્યના) કારકચક્ર ભિન્ન ભિન્ન છે. તે સર્વે કારકચક્રના સંબંધીને વળગેલા છે જ્ઞાનચક્ર ફરે તેમ દર્શનાદિ સર્વે કારકચક્રો ફરે. તે જ્ઞાનકારક છ ચક્રો છે. એક જ્ઞાનકારક ચક્ર ફરે તો તેના

કારણે જ્ઞાનાદિક ગુણોના કારકચક્રો ફરે. તે છકારક છે. જેમ કે...કર્તાકારક, કાર્યકારક, કારણકારણ, સંપ્રદાનકારક, અપદાનકારક, અધિકરણકાર.

* હવે...કર્તા-કારક એટલે...જ્ઞાન કાર્યનો કર્તા પોતે આત્મા જ છે.

* કાર્ય-કારક એટલે...સ્વ પર...સ્વપરનું ત્રિકાળી ભાવનું જાણવું તેજ જ્ઞાનનું કાર્યકારક છે.

નિશ્ચયથી પોતાને જાણે...અને વ્યવહારથી પરને જાણે આ કાર્યકારક જ્ઞાનનું જ છે. કાર્યકારણ એટલે જ્ઞાનકાર્યનું ઉપદાનકારણ. અસંખ્ય પ્રદેશે રહેલા જ્ઞાનના અનંતા છતી પર્યાય અને જ્ઞાન કાર્યનું નિમિત્ત જ્ઞેયકારણ છે.

* સંપ્રદાનકારણ એટલે અંદરમાં આવવા યોગ્ય પર્યાયો પડી છે. તે છતી પર્યાયો...સામર્થ્યપણે પ્રવર્તાવી પોતે જ પોતાને અનંત બોધનું દાન આપે તે સ્વ-સંપ્રદાનકારક.

* અપાદાનકારક એટલે તે જ છતી પર્યાયો સામર્થ્યપણે પ્રવર્તાવી...અબોધનો નાશ કરવો...તે સ્વ અપાદાનકારક.

* અધિકરણકારક એટલે સ્વઆત્મ પ્રદેશમાં સ્વકાળ પ્રવૃત્તિ તે અધિકરણકારક.

એમ અનંત ગુણોના અનંત કારક ચક્ર અને તે એક એકના છ, જ્ઞાનકાળે સ્વ-આશ્રિત પ્રવર્તે છે. તેથી અનંત ગુણોનો વર્ગ એક રીતે થયો. પરમભાવને સંસર્ગે સર્વે ગુણો પ્રવર્તે છે.

卐 હે પ્રભુ! તારા આત્મામાં જેમ જાણવારૂપ જ્ઞાનગુણ ત્રિકાળ છે....તેમ...કોઈ બીજાનું કાર્ય કે કારણ ન થાય એવો સ્વભાવ તારામાં ત્રિકાળ છે.

અત્યાર સુધી જે જે વાત કરી તે તે મહા સમજણમાં તો મહાન સમ્યક્ એકાન્તમાં અનેકાન્ત આવી જાય છે. એટલે જ્ઞાન પરની લીનતાથી પાછું ફરીને... પોતાના સ્વભાવમાં ઠરે છે, મને કોઈ કરે...અથવા હું કોઈનું કરું એવી માન્યતામાં તો સ્વરૂપની એકત્વબુદ્ધિરૂપ મિથ્યા એકાન્ત થઈ જાય છે. પણ હું કોઈનું કાર્યકારણ નથી, મારો કોઈ કર્તા નથી, મારા ગુણ-પર્યાયનો કોઈ કર્તા નથી, અને હું કોઈનુંય કારણ નથી. એવા જ્ઞાનમાં સ્વ-પરની પૃથક્તારૂપ અનેકાન્ત છે.

* પરમાં એકત્વ બુદ્ધિ તે મિથ્યા એકાન્ત.

* સ્વમાં એકત્વ બુદ્ધિ તે સમ્યક્ એકાન્ત.

અને સ્વ-પરના ભેદની અપેક્ષા તેજ સમ્યક્...અનેકાન્ત છે. સમ્યક્ અનેકાન્ત તેજ સંસારના નાશનું કારણ છે. આવી રીતે શોધકદૃષ્ટિએ જો જીવ ઉપડે...તો સત્‌ના સમાગમે સંસારના નાશના કારણને પામી જાય.

* જ્ઞાને ટકતો...પ્રતીતિએ ટકતો...અને અવિકારી ભાવે ટકતો...એવો આત્મા છે.

* જે જીવ એમ ભાવના કરે છે કે...આ અવિકારી ભાવ મારે ન જોઈએ. રાગ-દ્વેષ-તીવ્રક્રોધ આદિ કષાયો-અજ્ઞાન-મિથ્યાબુદ્ધિ મારે ન જોઈએ.

જો તે તમારે નથી જોઈતા તો તમારે શું કરવું જોઈએ. ?

તેના નાશનો ઉપાય કરવો જોઈએ.

મારે રાગાદિક ન જોઈએ એવી ભાવના કરનાર જીવ કાંઈક રાખવા તો માગે છે...કાંઈક રાખવા માગે છે...એમાંથી એ સિદ્ધ થાય છે કે...કાયમ ટકતો એવો કોઈ પદાર્થ છે. પણ અજ્ઞાનપણાને લઈને...એને ભાન નથી...પણ અપ્રગટપણે કોઈ...કાયમી પદાર્થ છે...તેને રાખવા તો તે માગે છે. એટલે તે કાયમ ટકતા એવા આત્મ તત્ત્વને જ રાખવા તે માગે છે. પણ તેને આત્મતત્ત્વનું ભાન નહિ હોવાથી અજ્ઞાની પર સાથે એકત્વબુદ્ધિ કરે છે. એકત્વરૂપ અધ્યવસાય કરે છે. હવે તે અધ્યવસાય સંસાર-વૃદ્ધિનું કારણ છે. કર્મબંધનું કારણ છે.

* જડ અને ચેતન બંને એક થઈ જતાં નથી...પણ અજ્ઞાની અજ્ઞાનને લઈને એકમેક માને છે. એ માન્યતાનો ભાવ ચૈતન્યની વિકારી અવસ્થા છે. ક્રોધાદિ કષાય તે ચૈતન્યની વિકારી અવસ્થા છે. હવે તે વિકારી અવસ્થાથી એમ સિદ્ધ થાય છે કે... અવિનાશી સ્વરૂપ પડ્યું છે. કારણ વિકારી છે...તે અવળો ભાવ છે. તો તેની સામે સવળો પણ ભાવ છે. એમ સિદ્ધ થાય છે.

**વાંચો દૃષ્ટાંત :** લાકડામાં કાંઈ ક્રોધાદિ-કષાય-રાગદ્વેષ-થતાં નથી...પણ જ્યાં ક્ષમા આદિ સમ્યક્ સંયમાદિ ગુણો છે તો ત્યાં ક્રોધાદિ અવળાં પર્યાયો છે. વિકાર છે તો તેની સામે અવિકાર છે એમ સિદ્ધ થાય છે. ક્રોધ છે તો ક્ષમા છે, એમ સિદ્ધ થાય છે. લોભ છે તો સંતોષ છે, એમ સિદ્ધ થાય છે. હવે ઊલટી દશા સુલટી દશાને સિદ્ધ કરે છે, કારણ કે ઊલટ વિના સુલટ આવે ક્યાંથી ? વળી આત્મા તો અસાધારણ જ્ઞાન લક્ષણ વડે સર્વને જાણી શકે તેવો છે. જુઓ ભાઈ ! હાડકાંને, ચામડાંને, દાંતને, નાકને કાંઈ ખબર નથી કે અમે કેવા છીએ ? કેમ છીએ ? ક્યાં છીએ ? કયા આકારે છીએ ? એ આદિની કાંઈ જ ખબર નથી. પણ...જાણનારો એવો અરૂપી, જ્ઞાનસ્વરૂપી કહે છે કે તને ભલે ખબર ન હોય...પણ મને તો તારી રજેરજની ખબર છે. કે... તારો આકાર...ઊંચાઈ વગેરે કેવા હોય...કેટલા હોય...કયા પ્રકારે હોય...તેની મને ખબર છે. આ મીઠું-ખારું છે. આ શરીર આવા રંગવાળું છે. એમ જાણનારો જ જણાવવામાંથી નક્કી કરે છે. પણ હું શરીર આવું છું એમ તે શરીર નક્કી કરતું નથી. મીઠાની ખારાશને મીઠું નક્કી કરતું નથી...

એ બધી રીતે સિદ્ધ થાય છે કે આત્મા અનાદિ અનંત સ્વતઃ સિદ્ધ વસ્તુ છે.

હવે માત્ર પર્યાયમાં ભૂલ થઈ છે. દ્રવ્ય-ગુણમાં ભૂલ નથી. આ પરની એકત્વબુદ્ધિને લઈને આ આત્મા અનાદિથી સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. હવે જો આત્માને લક્ષમાં લે... તો જ્ઞાન-દર્શન-અને વીતરાગતા થાય. (તમે સમયે સમયે લક્ષમાં તો લઈ રહ્યા છો પણ તે કોને? સ્ત્રી-પુત્ર-કુટુંબ તિજોરી વ.ને લક્ષમાં લઈ રહ્યાં છો. પણ તિજોરીને જાણનાર, સ્ત્રી પુત્ર કુટુંબને જાણનાર એવો ભગવાન આત્મા છે તેને લક્ષમાં લો. આને લક્ષમાં કેમ લેતા નથી? એ તો તમારી નરી અનીતિ છે. "એસી અનીતિ ન કીજીયે...ગુંસાઈ..." એવી અનીતિ કરતાં અટકો. અને નીતિમાં આવી ભગવાન આત્માને લક્ષમાં લો.) અને રાગ-દ્વેષ-મોહ વગેરે જાય. પણ પોતાના સ્વભાવને ચૂકીને વિકારી ભાવમાં તન્મય થાય છે, તે જ ખરેખરું નિશ્ચયથી એક સમય પૂરતું બંધન છે. અને તેનાથી જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ બંધાય છે. પોતાના સ્વભાવને પરમાં એકત્વબુદ્ધિ કરે છે, તે નિશ્ચય બંધન છે. જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ તે વ્યવહાર બંધન છે.

* અરૂપી વિકારી અવસ્થા તે જ દુઃખ છે. તેમાં એકત્વ બુદ્ધિ તે એકાન્ત મિથ્યાત્વ છે. અને તે જ પરાધીનતા છે. અનંત ચોરાશી લાખના અવતારનું એ નિધાન છે. અનંતા સંસારની એ ખાણ છે. છતાં જીવ હજીયે ઠરતો નથી. ધમાધમ કર્યા જ કરે છે. હાથમાં જરાક સૂંઠનો ગાંગડો લઈને ગાંધી થઈ ગયો છે. આત્માનો સ્વભાવ આનંદનો નિધાન છે. તે જ આનંદની ખાણ છે. એ સ્વભાવમાં દૃષ્ટિ આપવાથી આત્માનો રસકંદ પ્રગટે છે. એક તરફ દૃષ્ટિ આપવાથી એટલે સંસાર તરફ દૃષ્ટિ આપવાથી આકુળતાનો લહાવો પ્રગટે છે. અને એક તરફ દૃષ્ટિ આપવાથી એટલે આત્માના સ્વભાવ તરફ દૃષ્ટિ આપવાથી આનંદનો રસકંદ પ્રગટે છે. (જેમ અગ્નિના લાવાના ભય હોય ત્યારે તમે તમારા માલનો વીમો ઊતરાવ્યો હોય તેવા સમયે તમે લાગવગ લગાડીને, લાંચ રુશવત આપીને, માલ થોડો હોય છતાં વધારે કરીને, વીમો ઉતરાવી લો છોને? ત્યાં તમારી કેવી ચતુરાઈ છે?) જેમ અગ્નિના લાવા થાય છેને? તેમ અજ્ઞાનમાં આકુળતાના લાવા છે. આવા અનાદિના આકુળતાના લાવા હવે મારે ટાળવા છે. આવા લાવા મારે ન જોઈએ. તેને મારે ટાળવા છે. એમ જે જીવ ટાળવાના લક્ષે ઊપડયો....શોધક દૃષ્ટિએ ઊપડયો....દ્રવ્યનિક્ષેપે ઊપડયો....તો ત્યાં.... તેને સત્ સમાગમ થાય અથવા તેની દૃષ્ટિ દ્રષ્ટામાં પડી જાય... તો તે સાચામાં સાચી અને ઊંચામાં ઊંચી વસ્તુને પામી જાય.

**દૃષ્ટાંત :** જેનો નાશ કરવા ઊભો થયો....તેનો તે નાશ કરશે. બાપને મારનારને મારવા ઊભો થયો...તો તે બધાયને મારવાનો જ છે. પચાસ માણસોને મારવા ઊભો થયો તો તે...બે છોકરા ભેગા ભળે તેને પણ તે મારવા ઊભો થયો છે. એટલે તેને પણ તે મારવાનો જ છે.

તેમ જ્ઞાનીને જે અસ્થિરતા થાય છે....તે નાનું બાળક છે. તેને પણ તે મારશે. જેટલા પ્રમાણમાં અસ્થિરતાનું કર્મ ઉદયમાં આવે છે. તેટલા પ્રમાણમાં તે જોડાતો નથી. જૂનું કર્મ હતું તેટલા ઉદયમાં વર્તમાન તે જોડાતો નથી. તેથી અલ્પ અસ્થિરતા થાય. અલ્પ વિકારી પ્રજા થાય. તે નાનું બાળક છે. તે જ્ઞાનીને નાશ ખાતર છે.

**દષ્ટાંત :** જેમ શ્રીકૃષ્ણનો જન્મ કંસને મારવા માટેનો હતો. તેમ ચિદાનંદ આત્માનું ભાન તે પોતે શ્રીકૃષ્ણ વાસુદેવ અને કંસરૂપ અલ્પ અસ્થિરતાનું નાનું બાળક તેને મારવા જ જન્મ્યો છે. પણ પોતે મરવા માટે નહિ. (તમારા જન્મ મરવા માટે છે કે કર્મને મારવા માટે છે?) તો વધારે અસ્થિરતાવાળા એવા અજ્ઞાનીની વાત શું કરવી? ("હંમ સચ બોલતા હુ" આ નિશાળ માંડી છે. તેમાં તમે બધાય પાસ થઈ મોક્ષના ઈનામ મેળવજો. સમ્યગ્દર્શનના ઈનામ મેળવજો.) તેથી જ્ઞાનીને અલ્પ અસ્થિરતાનું અલ્પ બંધન ગણવામાં આવ્યું નથી; કેમ કે અલ્પ અસ્થિરતા ટાળીને સંપૂર્ણ સ્થિરતા લેવી છે.

આ વસ્તુસ્વભાવને જાણ્યા વિના જશે કયાં? આ દૃષ્ટિ પ્રગટાવ્યા વિના જશે કયાં? આત્મા સ્વાધીન અને સ્વતંત્ર વસ્તુ છે. તેને પરાશ્રયથી લાભ થાય તેમ નથી. ભાવકર્મની સાથે એકત્વબુદ્ધિ તે મિથ્યા એકાન્ત છે. તે જ બંધનું કારણ છે, અને ચૈતન્યના સ્વસામર્થ્યમાં એકત્વબુદ્ધિ તે સમ્યક્ એકાન્ત છે. તેમાં અનેકાન્ત આવી જાય છે. તેમાં એકત્વબુદ્ધિ કરનારા સંતમુનિરાજો કર્મથી લેપાતા નથી. આ આત્માનો ધર્મ આત્મામાં જ છે. વિકારી ક્રિયા તથા સંયોગી ભાવની જે ક્રિયા થાય તે આત્માની ક્રિયા નથી. ચૈતન્ય ભગવાનની ક્રિયા અહેતુક ક્રિયા છે. જ્ઞાયક એક જેનો ભાવ છે. જ્ઞાન જેનું રૂપ છે. એવા આત્માને જુદો જાણ્યો...માન્યો...અને પરથી જુદો...પોતામાં ઠર્યો...તેનું નામ ધર્મ છે.

આવી સમજણ કરીને ઊપડે તો તેને સત્પુરુષના સમાગમ થાય. અથવા પોતે પોતાના સ્વભાવમાં દૃષ્ટિને જોડી...દ્રષ્ટામાં દૃષ્ટિ પડી જાય...તો સત્ધર્મને પામી જાય.

માટે શોધક દૃષ્ટિએ ઊપડીને દ્રષ્ટામાં દૃષ્ટિને દેજો. તો કલ્યાણ થઈ જશે.

ૐ સત્



## વ્યાખ્યાન નં. ૬૬

સંવત ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૧૩ બુધવાર, તા. ૧૦-૯-૧૯૫૮

**"અનાદિથી પર લક્ષે પરને જ જાણે છે....**
**હવે...સ્વલક્ષે સ્વને જાણો...**
**તો કામ થઈ જાય..."**

આ સંયતિ રાજા શિકાર કરવાને નીકળ્યો છે. તેમ રાજા સમાન આત્મા પોતે... અને મૃગલા સમાન કર્મો...તેનો શિકાર કરવા નીકળે...તો સત્‌ના સમાગમે વસ્તુને પામી જાય.

કર્મ કર્મના કારણે બંધાય છે... અને કર્મ કર્મના કારણે છૂટે છે. જ્યારે કર્મ કર્મના કારણે બંધાય. ત્યારે અજ્ઞાન-મિથ્યાત્વ-કુચારિત્ર અથવા મિથ્યાજ્ઞાન-મિથ્યાદર્શન-મિથ્યાચારિત્રનું નિમિત્ત હોય છે. અને જ્યારે કર્મ કર્મના કારણે છૂટે છે...ત્યારે નિમિત્તરૂપે સમ્યક્‌દર્શન-સમ્યક્‌જ્ઞાન-સમ્યક્‌ચારિત્ર હોય છે.

જ્ઞાન ચેતન છે...કર્મ અચેતન છે.

જ્ઞાનની અવસ્થા ચેતનના આધારે થાય છે.

કર્મની અવસ્થા જડ-પુદ્‌ગલ-પરમાણુના આધારે થાય છે.

એમ બન્નેની અવસ્થાનો આધાર જુદો જુદો છે. જ્ઞાનની અવસ્થાનો આધાર ચેતના છે. કર્મની અવસ્થાનો આધાર જડ-પુદ્‌ગલ પરમાણુ છે.

આમ સમજણ કરવાથી જીવ સાચા ધર્મને પામી જાય-જ્ઞાનની નવી નવી અવસ્થા જ્ઞાનના કારણે જ થાય છે. અને (કર્મની નવી નવી અવસ્થા કર્મના કારણે થાય છે.) જ્ઞાનની તે અવસ્થાના સામર્થ્યથી નવું નવું જ્ઞાન થાય છે, નવું નવું જ્ઞાન પ્રગટે છે.

વળી, પર તરફનું જ્ઞાન બદલીને...કુટુંબ તરફનું જ્ઞાન પલટીને...બદલીને આત્મા તરફનું જ્ઞાન કરવું હોય તો તે જ્ઞાન કોઈ પરના લક્ષે થતું નથી, થવાનું નથી અને થશે પણ નહિ. પણ જે નિત્ય ટકતું ધ્રુવ દ્રવ્ય છે, તે તરફ જરૂર વળી જવું. અને તે તરફ વળતું જ્ઞાન આત્માને જાણે છે. જ્ઞાન તો દરેક જીવમાં છે. પણ તે જ્ઞાન આત્માને જાણે નહિ. ત્યાં લગી તેને અજ્ઞાન કહેવાય છે. પર તરફનું જ્ઞાન બદલીને સ્વનું જ્ઞાન કરવું હોય તો પરના લક્ષે તે જ્ઞાન થતું નથી. પણ નિત્ય ટકતું ધ્રુવ

દ્રવ્ય છે, તે તરફ જરૂર વળી જવું. તો આત્માનું જ્ઞાન થાય. અને તે જ્ઞાન કેવળજ્ઞાન અપાવે છે. અને તે આત્માના આશ્રયે જ તે જ્ઞાન આવે છે.

પરજ્ઞેયો હું નથી. અને મારું જ્ઞાન તેમાંથી આવતું નથી. પણ સદાય મારો જ્ઞાનસ્વભાવ છે. તેમાંથી જ્ઞાન અવસ્થા સદાય થયા જ કરે છે. પાણીમાંથી તરંગો સદાય થયા કરે છે. પણ બીજા કોઈમાંથી તે તરંગો આવતા નથી. પવનનો સ્પર્શ થવાથી પણ તરંગો આવતા નથી. તેમ મારો જ્ઞાનસ્વભાવ છે. તેમાંથી જ જ્ઞાન આવે છે. પાણીમાંથી તરંગો આવે છે. પરમાંથી આવતા નથી...તેમ પરમાંથી જ્ઞાન આવતું નથી.

એમ પોતાના ત્રિકાળી જ્ઞાન સ્વભાવની રુચિ કરીને તે તરફ પોતે વળે તો પોતાની અવસ્થામાં સમ્યક્જ્ઞાન પ્રગટે...અને ધર્મ થાય. સ્વરૂપની રુચિ થાય. સ્વરૂપની રુચિ પ્રગટે અને પરની રુચિ ટળી જાય. તો ધર્મ પ્રગટે. ધર્મ પ્રગટે અને અધર્મ ટળી જાય. અને જીવ કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય.

જ્ઞાનીને પોતાના સ્વભાવનો જ આશ્રય છે. ત્રણ કાળ ત્રણ લોકમાં કોઈ એક દ્રવ્યને કોઈ એક અન્ય દ્રવ્યનો આશ્રય નથી; પરંતુ પોતાનું દ્રવ્ય....પોતાના સ્વભાવથી સદાય પરિપૂર્ણ... નિત્ય પરિણામી છે. (આતો મહાવીર દેવના પેટના રહસ્યો કહેવાય છે...જણાવાય છે. કાંઈ સમજાય છે?) તે જ દ્રવ્યના આશ્રયે દરેક જીવને સુખ-શાન્તિ આનંદ લીલાલહેર થાય છે.

જેના આશ્રયે સુખ થાય અને દુઃખ ટળે, શાન્તિ થાય અને અશાન્તિ જાય, આનંદ થાય અને ઉપાધિ ટળે, એવું તારું પોતાનું જ દ્રવ્ય છે. તે દ્રવ્યના આશ્રયે દરેક જીવને જન્મ-જરા-મરણ-આધિ-વ્યાધિ-ઉપાધિ ટળે છે. અને સુખશાન્તિ-આનંદ થાય છે.

દરેક ત્રિકાળી પદાર્થ પોતે જ પોતાની અવસ્થારૂપે બદલે છે. માટે સર્વે પર દ્રવ્યોથી ભિન્ન તેને....પોતપોતાની સમજણથી સ્વીકારે....તો મહાન લાભ થાય... ધર્મ થાય.

જ્ઞાન ચેતન છે, કર્મ અચેતન છે. જ્ઞાનનો આધાર ચેતન છે. કર્મનો આધાર પુદ્ગલ છે. કર્મ પોતાના કારણે બંધાય ત્યારે મિથ્યાત્વ-અજ્ઞાન-મિથ્યાચારિત્ર નિમિત્ત હોય. અને કર્મો પોતે છૂટે ત્યારે સમ્યગ્દર્શન-સમ્યગ્ચારિત્ર-સમ્યક્તપ-સમ્યક્જ્ઞાન નિમિત્ત હોય. આવું જ પોતાનું દ્રવ્ય છે. તો હવે ક્યાં જાવું? કોની વાત સાંભળવી? કોઈની નહિ.

જ્ઞાન ચેતના છે. તે પરિપૂર્ણ જાણનાર છે. હવે એ જ્ઞાનચેતનાને આત્મા સાથે એકતા છે. અને પુદ્ગલથી ભિન્નતા છે આ રીતે જડ પદાર્થથી જ્ઞાન જુદું ઠર્યું.

એટલે જડના તથા કર્મના આશ્રયે તો જ્ઞાન નથી. એમ નક્કી થયું, પણ આત્માના આશ્રયે જ્ઞાન છે. એમ સમજીને હવે તો જડનો આશ્રય છોડીને એક જ દ્રષ્ટિ આત્માના સ્વભાવનો આશ્રય કરે તો અંદરમાંથી સમ્યક્-સાચું જ્ઞાન-દર્શન પ્રગટે તથા સમ્યક્... સાચું ચારિત્ર પણ પ્રગટે...અને અનાદિનું મિથ્યાત્વ, મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન, મિથ્યાચારિત્ર ટળી જાય. જેને અંદરમાંથી સાચું જ્ઞાન પ્રગટ્યું-સમ્યકજ્ઞાન પ્રગટ્યું... તેણે જડ ચેતનને જુદા જાણ્યા છે. (વાતો કરનારા ઘણા છે પણ જડ ચેતનને જુદા જાણનારા થોડા છે.) ધારણા કરે, વાતો કરે, તે વાત જુદી છે. અને અંદરમાં પરિણમન કરે તે વાત પણ જુદી છે.

હવે જીવો! તમે ધારણા કરવામાં અને વાતો કરવામાં ન અટકી જાવ-પણ પરિણમન કરવામાં પુરુષાર્થવંત બનો. આત્માની અવસ્થામાં રાગાદિ જે અશુદ્ધ ભાવો છે. જેટલા અશુદ્ધ ભાવો આત્માની અવસ્થામાં છે તે આત્માનું સ્વરૂપ નથી.

એકને કહેવું કાંઈ-નીકળવું કાંઈ જવું કાંઈ. એટલે કે શાહુકારને કહે કે જાગતો રે'જે અને ચોરને કહે કે ચોરી કરજે. એમ ઊંધા રસ્તે ચડાવી દેવું તે અશુદ્ધ ભાવો છે. તેવાઓના પડખે ચડવું નહિ. તેવાઓને તો દૂરથી જ છોડી દેવા. એ રીતે રાગાદિરહિત શુદ્ધ જ્ઞાન સ્વભાવે આત્માને જાણે... માને...અને તેમાં જ ઠરે... તો વીતરાગતા અને કેવળજ્ઞાન થાય. પછી ક્ષાયક વીતરાગભાવ પ્રગટે અને પછી જ્ઞાનાવરણીય-દર્શનાવરણીય-અંતરાય એ ત્રણ કર્મો ક્ષય થતાં કેવળજ્ઞાન-કેવળદર્શન થાય. પછી ચાર અઘાતી કર્મોને ટળી જઈને...મુક્તિને પામે.

આ જ સર્વે કર્મોને ટાળવાનો ઉપાય છે. અને તેનું નિમિત્ત સમ્યગ્દર્શન-સમ્યક્જ્ઞાન-સમ્યક્ચારિત્ર છે. (ભાઈ...તારા આમંત્રણથી તે કર્મો આવ્યા છે. અને તું તારા ત્રિકાળી સ્વભાવમાં ઠરી જઈશ તો તે ચાલ્યા જશે. આમ તે તેના ભાવે અને તું તારા ભાવે હોવા છતાં જીવ કાંઈને કાંઈ ધમાધમ કરીને કાંઈને કાંઈ ઉશ્કેરણીઓ કર્યા જ કરે છે...તેને ક્યાં જવું હશે? તેવા જીવોને કોઈ દુર્ગતિનો ટાંકો બંધાઈ ગયો હોય તેમ લાગે છે.)

જ્ઞાનગુણ ત્રિકાળ છે. અને સમયે સમયે પ્રગટે છે. તે જ્ઞાનની પાંચ અવસ્થા છે.

મતિજ્ઞાનરૂપ અવસ્થા.

શ્રુતજ્ઞાનરૂપ અવસ્થા.

અવધિજ્ઞાનરૂપ અવસ્થા.

મનઃપર્યવ જ્ઞાનરૂપ અવસ્થા.

કેવળજ્ઞાનરૂપ અવસ્થા.

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન રૂપ પ્રથમ ચારની અવસ્થા સાદિ-સાંત છે. અને કેવળજ્ઞાન રૂપ છેલ્લી પાંચમી અવસ્થા સાદિ-અનંત છે.

હવે તેમાંથી પાંચ ઇન્દ્રિયો (ત્વચા-જીભ-આંખ-નાક અને કાન) તથા મન દ્વારા જે જ્ઞાન જાણે તેને મતિજ્ઞાન કહે છે.

અને પાંચે ઇન્દ્રિયો વગર માત્ર મન દ્વારા તર્કથી જાણે તેને શ્રુતજ્ઞાન કહેવાય છે. મતિજ્ઞાનની ઉત્તર તર્કનાને શ્રુતજ્ઞાન કહેવાય છે. તે તર્કણામાં પાંચે ઇન્દ્રિયોનું નિમિત્ત નથી.

+ હવે આ મતિજ્ઞાન-શ્રુતજ્ઞાન પરલક્ષે જાણે તો તે મિથ્યા મતિજ્ઞાન છે... મિથ્યા શ્રુતજ્ઞાન છે.

અનાદિથી પરલક્ષે પરને જ જાણે છે...હવે સ્વલક્ષે સ્વને જાણે તો કામ થઈ જાય.

હવે લક્ષ તો ફેરવ....જો ભાઈ...લક્ષ ફેરે સંસાર છે...અને લક્ષ ફેરે મોક્ષ છે. પણ જો પોતાના ત્રિકાળી સ્વભાવના લક્ષે જ્ઞાન થાય તો તે સમ્યક્ મતિજ્ઞાન છે, સમ્યક્ શ્રુતજ્ઞાન છે. સૂત્રપાઠ :—"सूयधम्मे खलु चरित धम्मे" આ બે ધર્મ છે. અને આ જ ધર્મનું મોક્ષનું કારણ છે.

* હવે ત્રિકાળી સ્વભાવ સાથે એકતા કરીને સ્વભાવના લક્ષે જે મતિ-શ્રુતજ્ઞાન થાય તે સમ્યક્ મતિ-શ્રુતજ્ઞાન છે.

પરના લક્ષે અનંતકાળ કાઢી નાખ્યો. છતાં હજી તેને પરની જ મીઠાશ રહે છે... તે મીઠાશ તને ચોરાશીલાખ જીવાયોનીના જૂતિયા મારશે. એટલે પરિભ્રમણ કરાવશે.

સ્વભાવની ઐકયતાના લક્ષે જે જ્ઞાન જાણે તે મતિ-શ્રુત જ્ઞાન છે. વિકાર દશા ટાળીને અવિકારી દશા પ્રગટાવી શકાય છે. ક્રોધ-માન-માયા-લોભ-રાગ-દ્વેષ ટાળીને... ક્ષમા-નિરાભિમાનપણું-સરળતા-સંતોષ-વીતરાગતા આદિ પ્રગટાવી શકાય છે. અધર્મ દશાને ટાળીને, અજ્ઞાનને ટાળીને, ધર્મદશા તથા જ્ઞાનદશારૂપે થવાની તાકાત આત્મામાં છે. અધર્મ દશા ટળી જતાં...ભેગો આત્મા ટળી જતો નથી.

ભાઈ! અધર્મ દશા ટાળીને જરૂર ધર્મદશા પ્રગટાવી શકાય છે. અને એ દશા પ્રગટયા છતાં આત્મા કાયમ રહે છે. માટે અધર્મદશાનો નાશ...અને ધર્મદશાનો ઉત્પાદ... આત્મા કાયમી નિત્ય ધ્રુવ દ્રવ્યપણે રહે છે. આમ જેણે પોતાનું નિત્યપણું, ધ્રુવપણું, ધ્રુવત્વ ધરતા દ્રવ્યનું, નિત્યપણું, કાયમીપણું જાણ્યું. અને અધર્મનું ક્ષણિક-પણું પણ જાણ્યું હોય, ભાસ્યું હોય તો અધર્મદશાનો નાશ કરીને નવી ધર્મદશા પ્રગટ કરવાનો ઉત્સાહ અંતરમાંથી આવે.

આવી શોધક દશાવાળાને તથા ધર્મની દશાને પ્રગટ કરવાનો જ ઉત્સાહવાળો જીવ સત્સમાગમે જરૂર ધર્મને પામી જાય. જેમ કે અનાથી મુનિના સમાગમે રાજા

શ્રેણિક ધર્મદશાને પામી ગયો. ભગવાન કેશિ સ્વામીના સમાગમે પ્રદેશી રાજા ધર્મને પામી ગયો. ભગવાન શ્રીમહાવીરદેવના સમાગમે સ્કંધ સંન્યાસી, ગૌતમસ્વામી વગેરે ઘણા ભવ્ય જીવો ધર્મદશાને પામી ગયા.

* **જેને ધર્મ કરવો હોય,** તેને ત્રિકાળી સ્વભાવ શક્તિના લક્ષે, વર્તમાન વર્તતી અધર્મની પર્યાયને પલટીને તથા રાગ-દ્વેષ-મોહ અને વિકારી પર્યાયને પલટીને ત્રિકાળી જ્ઞાન સ્વભાવની પ્રતીતિ કરતાં સ્વલક્ષે સમ્યક્ મતિશ્રુત જ્ઞાન થાય છે. જ્યાં સમ્યક્ મતિશ્રુત જ્ઞાન થયું ત્યાં તેને મહાવીરદેવ ધર્મ કહે છે. હવે જ્યાં ધર્મ થાય છે ત્યાં અધર્મની નાસ્તિ થાય છે. ધર્મની ઉત્પત્તિ થાય છે તે અસ્તિ અને દ્રવ્ય ત્રિકાળ ધ્રુવ રહે છે.

વિષયભોગનું સુખ છોડીને...ત્રિકાળી અંતર સ્વભાવનું લક્ષ કરીને (પૈસા-ધન-માલ-કુટુંબ-કબીલો શું તારા છે? ના. તારી વસ્તુ છે? ના...ના. જો તારા નથી તો પછી આટલો બધો મોહ-મમત્વ શેનો? તો તારે તે તરફ વળીને કામ શું કરવાનું છે? શું મરતી વખતે તે તારા કંઠે બંધાશે? ના. માટે તે તરફનો મમત્વભાવ છોડ.) તથા દૃષ્ટિ કરીને જ્ઞાનસ્વભાવમાં વળતાં જે જ્ઞાનદશા થાય છે તે સમ્યક્ મતિશ્રુત જ્ઞાન છે. આ જ જ્ઞાન મોક્ષનું કારણ થાય છે. અને આ જ સંસારના નાશનો ઉપાય છે.

+ ભાઈ! **સંસારને ઊભો કરનાર કોણ છે?** તું પોતે જ છો ને? તો તેનો નાશ કરનાર પણ તું પોતે જ છો ને? હે ભાઈ! અત્યારે જ પ્રમાદને ટાળીને આત્માની જાગૃતિ કરવાની છે.

*** मद विषय कषाया निंद्रा विगहा पंचमी भणिया।**
**ए ए पंच पमया जिवा पडन्ति संसारे॥**

— સૂત્રપાઠ.

આ મદ-વિષય-કષાય-નિંદ્રા-વિકથા એ પાંચ પ્રમાદને ટાળીને આત્મ જાગૃતિ કરવાના ટાણાં આવ્યા છે. સર્વ સામગ્રીસંપન્ન આ મનુષ્યપણું પામીને ઘણા જીવોનો કાળ પ્રમાદમાં, વિષય-કષાયમાં, નિંદ્રામાં, કૂથલીમાં તથા સંસારની ચાર કથામાં તથા **મરણ સુધી વાદવિવાદરૂપ જ્ઞાનવાર્તામાં, ખાલી જ્ઞાનની વાતોમાં ચાલ્યો જાય છે. પણ ઠરવાનું તો ઠેકાણું જ નહિ.** ઠરવાનું તો કામ જ નહિ. વળી ઘણા જીવોનો કાળ રૂપિયા ભેગા કરવામાં તથા તેના અંગે કાવાદાવામાં, અન્યાય, અનીતિમાં, વેરઝેરમાં ચાલ્યો જાય છે. વળી બહેનો માટે કહીએ તો શું આખી જિંદગી બહેનોને ચૂલા ને પાણીઆરા વચ્ચે કાઢવા જ આ માનવનો દેહ મળ્યો છે? કે કાંઈક આત્માનું સાર્થક કરવા માટે મળ્યો છે? વળી તમારા માટે કહીએ તો આ માનવનો અવતાર શું રૂપિયા ભેગા કરવા માટે, પાંચે ઇન્દ્રિયોના ભોગો ભોગવવા માટે તથા પોતાની મોટાઈ અને બીજાની હીણાઈ કરવાને માટે જ આ જીવન છે? કે કાંઈક

આત્મ પ્રભુને પ્રસન્ન કરી તેના દર્શન કરવા માટે છે? તેનો વૈભવ માણવા માટે છે? વળી ઘણાં જીવો તો સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, રાજકથામાં પોતાનો કાળ ગુમાવે છે. વળી ઘણા જીવો ધર્મના બહાને પ્રમાદમાં, મસકો મારવામાં અને ટીખળમાં કાળને કાઢે છે, વખત ગુમાવે છે.

જો આ જીવનમાં આત્માની જાગૃતિ કરીને.. સત્‌સ્વભાવને ન સમજ્યો તો આ તારો અવતાર સાવ નકામો છે. ફૂટીબદામની કિંમત જેટલો પણ નથી. અને જો અપૂર્વરુચિથી તું સત્‌ના સમાગમે સમ્યક્‌જ્ઞાન પ્રગટ કરી લે...તો તારો અવતાર નિષ્ફળ નથી. પણ કેવળજ્ઞાન-દર્શન-સિદ્ધત્વ દશાનો જન્મ કરવા માટે સફળ છે.

* जा जा वच्चइ रयणी, न सा पडि नियत्तई।
अहम्मं कुणमाणस्स, अफला जन्ति राइओ ॥ २४॥

* जा जा वच्चइ रयणी, न सा पडि नियत्तई।
धम्मं च कुणमाणस्स, सफला जन्ति राइओ ॥ २५॥

— ઉત્તરાધ્યયન સૂત્ર, ૧૪મું અધ્યયન.

* **અખંડ સુધારસ નામ આત્મા અને તે આત્મામાં સ્વતંત્ર સુખ નામનો એક અતિન્દ્રિય ગુણ છે.** તે ગુણને કોણ અનુભવી શકે? તે ગુણને અનુભવવાના ટાણા આપણને મળ્યા છે. જ્ઞાની કહે છે કે...અખંડ અભેદ આત્માની વાત ચાલતી હોય, સમ્યક્‌દર્શન-જ્ઞાન-ચારિત્ર એમ રત્નત્રયની વાત ચાલતી હોય તે વાતને કોઈ વિસ્તારપૂર્વક કહે અને...કોઈ સંક્ષેપમાં કહે...ત્યારે તે વાત પોતે સાંભળીને ત્યાં પોતે એક નયમાં ઊભો ન રહે...પણ સામો માણસ અમુક નયથી, અમુક અપેક્ષા મૂકીને વાત કરે ત્યારે પોતે નમતું મૂકી દે છે. નય એટલે ગુણનો અંશ. ન્યાયપક્ષ સમજ્યા વગરની વાત ન્યાયસરની ન થાય...ન હોય.

**દૃષ્ટાંત**: દહીં વલોવતાં બંને દોરડાં જો બળપૂર્વક ખેંચી રાખે...તો માખણનો પીંડો નહીં થાય. પણ જો એક ખેંચે અને એક ઢીલું મૂકે...તો જ ધાર્યું પરિણામ આવે. માખણનો પીંડો થાય. તેનો ન્યાય એમ કહે છે કે....એક ખેંચે ત્યારે બીજાએ ઢીલું એટલે નમતું મૂકવું. અનાદિના સંસારમાં મારા પોતાના માનના કારણે, મોટાઈના કારણે, માન લેવાને કારણે ક્યાં ક્યાં કજિયા-કંકાસ ઊભા થાય છે, તેમ જ પોતાના ઘરમાં કંકાસ ક્યાં ક્યાં ઊભા થાય છે તે જોતો નથી. **પોતાના ઘરમાં સંપ કરતાં ન આવડે તો તે વીતરાગી પુરુષની સાથે તેનો મેળ ક્યાંથી મળે? સંસારમાં રાગીને રાગી સાથે મેળ કરતાં ન આવડે તો પછી વીતરાગી પુરુષની સાથે તેનો મેળ ક્યાંથી મળે?** સંસારમાં રાગીને રાગી સાથે મેળ કરતાં ન આવડે તો પછી વીતરાગી પુરુષની સાથે મેળ ક્યાંથી થશે?

## "સમજ માટે વાંચો"

એટલે નયનો પક્ષ કરીને, વિવાદ, ઝઘડા, કંકાસ પોતાના માનની ખાતર ઊભા ન કરે...પોતે એક નયથી પકડી ન રાખે. અમુકની વાત પોતાનાથી સહન થતી નથી, ત્યાં સુધી એમ માનવાનું છે કે...મારું પોતાનું વીર્યબળ નબળું છે. એટલે પોતાના સાધકભાવની સાધકદશા પ્રાપ્ત કરવાની તૈયારી કરવાની છે. વિખવાદ ન કરે. અર...ર...ર...મારી વાત ન રહી! મારું માન ન જળવાયું! એમ વિખવાદ ન કરે. ભાઈ! વાત રહેવી કે ન રહેવી તે પુણ્યને આધીન છે. જ્યાં ત્યાં ગોટાળા ઊભા કરવા માટે... સ્યાદ્‌વાદ શૈલી ઊભી ન કરે. સ્યાદ્ એટલે અપેક્ષાએ, વાદ એટલે કથવું, બોલવું, વગેરે. અપેક્ષાએ બોલવું તે સ્યાદ્‌વાદ. કોઈના છિદ્ર જોવા જેવા નથી... જોઈને પાંચ-પચીસ માણસોની વચ્ચે ઉઘાડા કરવા જેવા નથી. જો ઉઘાડા કરે, અથવા તે ભાવમાં જ રમ્યા કરે તો તે જીવ મરીને દુર્ગતિમાં ચાલ્યો જાય છે. ચાલ્યો જઈશ. તને ગમે ત્યાં તું ચાલ્યો જા. તને કોઈ રોકનાર નથી. નરકમાં જા...કે મોક્ષમાં જા... તારા ભાવે તારે જવાનું છે.

**દૃષ્ટાંત** :– કોર્ટના પાંજરામાં જેલની સજા થતી વખતે ચોરને મેજીસ્ટ્રેટ કહે કે હવે તું તારા શેઠનું ભૂંડું વિચારીશ નહિ. છતાં સળિયાની જેલમાં પડ્યો પડ્યો પણ શેઠનું ભૂંડું વિચારે. તો તેને ત્યાં કોઈ અટકાવી શકે નહિ. મેજીસ્ટ્રેટની શક્તિ નથી કે તેના વિચારને અટકાવી શકે.

* કારણ કે આત્મા સ્વતંત્ર છે. માટે ભાઈ ઊંધા ધંધા છોડી દે. ઘણાં પાપ કર્યાં છે. ઘણા કાવાદાવા, વેરઝેર કજિયા-ટંટા સેવ્યા છે. વિષયોની પરિણતી ઊભી કરી છે. જરાક રૂપાળું હાડકું દેખાતાં તરત જ તે તરફ ઢળી જાય. એવા તારા ભૂંડા પરિણામને હવે તો છોડ.

**અપેક્ષાએ બોલવું તે સ્યાદ્‌વાદ.** જેમ કે..કાકાની અપેક્ષાએ ભત્રિજો...અને ભત્રિજાની અપેક્ષાએ કાકો. બાપની અપેક્ષાએ દીકરો...અને દીકરાની અપેક્ષાએ બાપ. એમ બંને વાત અપેક્ષાએ સાચી છે. એમ એક વસ્તુને બીજી રીતે કહેવી તે સાપેક્ષ વાત અથવા સ્યાદ્‌વાદ છે. **સ્યાદ્‌વાદ એટલે રથે ઘોડા આગળ પણ જોડાય અને પાછળ પણ જોડાય એમ નહિ. આ તો કાંઈ કુદડી વાત નથી. અશ્વ તો જ્યાં જોડાતા હોય ત્યાં જ જોડાય...એમ અપેક્ષા રાખીને બોલવું તે સ્યાદ્‌વાદ છે.** પોતાની વાત કદાચ ન રહે....અને પોતે સિંહ જેવો ચહેરો દેખાડે. છતાં પણ બહારથી આકુળતા ન દેખાય પણ અનાદિના માન ટળે....ત્યારે જ અનાદિની આકુળતા ટળે.

*** કેટલાક જીવો કહે છે કે...મહારાજ...માયા કપટ કરવાં પડે....તેને**

જ્ઞાની કહે છે કે...એ માન્યતામાં તમને જોર આવે....એ જોર જ્યાં સુધી આવે ત્યાં સુધી તમને માયા-કપટ ટાળવાનું જોર ક્યાંથી આવે? ન જ આવે. એક માણુસ બીજા માણુસ પાસે પાંચ હજાર રૂપિયા માગે છે...તો તે માણુસના મકાન વેંચે, ઘર-વખરી વેચે તો પણ પાંચ હજાર મળે તેમ નથી. અને બે હજાર ઉપરાંત ઊપજે તેમ પણ નથી. છતાં કહે છે કે એક પાઈ પણ ઓછી નથી લેવી. લેનાર મનમાં સમજે છે કે આ ખાનદાન છે. જેટલું છે તેટલું આપે છે. છતાં કપટ કરી, આડ મારીને કપટનો કોટ ઊભો કરીને કહે છે કે પાંચ હજારમાં એક પાઈ પણ ઓછી લેવી નથી. ત્યાં સામો કહે છે કે....પાંચસો ઉપરાંત એક પાઈ પણ આપવી નથી. પાંચસોથી વધુ પહોંચી શકું તેમ નથી પણ ત્યાં સમજે છે કે બે હજાર તો દેવા જ પડશે. એમ આ પાંચસોથી માંડે અને ઓલ્યો પાંચ હજારથી માંડે, એમ માંડતા માંડતા, એમ કરતાં કરતાં બે હજારે ભેગું થઈ જાય.

✻ કહેવાનો આશય એ છે કે....કપટ કર્યા વિના સંસાર ચાલે નહિ એટલે માયા–કપટ કરવા જેવા છે. એમ તે સંસારી ભલે માને. પણ સરળ હોય તો તે એમ જ કહી દે....કે ભાઈ તારી આબરુને, તારી ખાનદાનીને, તારા માતાપિતાની આબરુને ધક્કો ન પહોંચે એટલું આપ. ઘરનો એક આગેવાન જો શાન્તિથી વર્તે તો ઘરના સર્વે માણસો તેનું અનુકરણ કરતા થાય. અને છેવટે આખું ઘર શાન્ત વાતાવરણમય બની જાય. માટે તમે સર્વે સરળ થઈ જાવ. પૈસા આવવા કે ન આવવા તે તો....ભાગ્યને આધીન છે. પણ સરળતા રાખવાથી તો મહાન લાભ છે. અત્યારની સરકારે ગરાસિયાના ગરાસના ગરાસ લઈ લીધા છે. **હજી સરકાર ટેક્સ નાખશે. માટે તમે ઠરી જાવ. સરળ બની જાવ. તેમાં લાભ છે. ભાઈ....કાળ બહુ વિકટ આવવાનો છે.** તમે જો સરળ થઈ જાવ તો....તમારી સરળતા જોઈને, તે સામાની વક્રતા પણ ઠરી જાય. અને તે સરળતામાં આવવો હોય તો આવી જાય. અને તેનાથી પહોંચી શકાય તેટલું પહોંચી તમોને તમારા પૈસા આપવાનો પ્રયત્ન કરે. માટે સરલ બનો. એવા પણ માણસો દુનિયામાં પડ્યા છે. **ખાનદાનીનો નાશ થઈ ગયો નથી. નીતિના પાક પણ દુનિયામાં પડ્યા છે. બાકી તો ખરી રીતે જોઈએ તો માયા તો મુનિ જીતે છે. આંટ મારવાના ટાણા આવે તો પણ મુનિ આંટતા નથી.** આંટ એટલે માયા –કપટ–વક્રતા–માયા કરીને માને કે માયા વગર ચાલે નહિ.

ॐ પણ મુનિમો તો માયા-કપટ–નિંદા–વિષય–કષાય–વિકથા–બહારના પરિષહ–દેશ અનુકૂળ બને કે પ્રતિકૂળ બને તો પણ તેમાં મુનિઓને રાગ–દ્વેષ નથી. એવા એવા મુનિઓને સમતા હોય છે. **તેમને જીવવાની આકાંક્ષા નથી. મરવાનો ભય નથી. જીવે તો સંયમ પાળવો છે. મરણ થાય તો ભવ પલટાવીને સરાગ સંયમના ફળ ભોગવવા છે.**

**આવા મુનિઓના સમાગમે** શોધક દૃષ્ટિને પામો. **આવા મુનિઓ આંગણે આવી ચડે અને તમોને** કહે કે...**સમજો**...તેને તમે સમજો તો શોધક દૃષ્ટિ ટળીને સાધક દૃષ્ટિમાં આવી જાવ. અને તેને સાધતા સાધતા સાધ્યદશાને પામી જાય.

ૐ શ્રી સત્



વ્યાખ્યાન નં. ૬૭

સંવત ૨૦૧૪ ના દ્વિ. શ્રાવણ વદી ૧૪, ગુરુવાર ને તા. ૧૧-૯-૧૯૫૮.

**"પર્યાયનું અશુદ્ધ ઉપાદન....**
**એ જ રાગદ્વેષનું કારણ છે.**
**અને તે એક સમય પૂરતું જ છે"**

આ રાજા મૃગલાનો શિકાર કરવા નીકળે છે. આ રાજાનો જેવો બનાવ બન્યો છે, તેવો જ બનાવ પોતાના આત્મા ઉપર ઉતારી શકાય છે.

રાજા સમાન આત્મા....અને મૃગલા સમાન કર્મ. તેનો જો શોધક દૃષ્ટિએ શિકાર કરવા ઊપડે તો સત્‌ના સમાગમે વસ્તુને જીવ પામી જાય.

* એક બાજુ આત્મા....બીજી બાજુ કર્મ....અને તે....કર્મ બંધાય....તે કેવો ભાવ છે તે અહીં સમજાવે છે.

અનાદિ સંસારના નાશનો ઉપાય એક સાચી સમજણ છે. તે સમજણ કેવી છે તે સ્પષ્ટપણે સમજાવે છે.

**જો ભાઈ....ત્રિકાળી સ્વભાવનું અવલંબન લેતા....આશ્રય લેતા....તેના શરણે જતાં વિકારની ઉત્પત્તિ થતી નથી. માટે ત્રિકાળી દ્રવ્ય વિકારનું કારણ નથી.** પણ **ત્રિકાળી દ્રવ્યના આશ્રયે સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રની ઉત્પત્તિ થાય છે.** તેથી તે સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રનું કારણ ત્રિકાળી દ્રવ્ય જ છે...થાય છે ...કારણ થાય એવો દ્રવ્યનો સ્વભાવ છે.

આવો સ્વભાવ સત્‌ના સમાગમે સમજતાં ( અરે ! ) પહેલા જ ધડાકે એ લાભ થાય છે કે....પર ઉપર દૃષ્ટિ રહેતી નથી. પણ ત્રિકાળી દ્રવ્ય સ્વભાવ ઉપર દૃષ્ટિ વળી જાય છે.

૫૩

### "વાંચો ને વિચારો"

* જડ કર્મ થાય...જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ થાય...તેનું કારણ આત્મા નથી. આ અપૂર્વ વાત છે તેને તમે સમજી લેજો. એટલે...ક્ષણિક વિકારી પરિણામ થાય...ક્રોધાદિ કષાયના—પરિણામ થાય તેના કારણપણે આખું દ્રવ્ય નથી. જો તેનું કારણ આખું દ્રવ્ય થાય તો સિદ્ધમાં (તથા કેવળીમાં) આખું દ્રવ્ય છે, તેને વિકાર થવો જોઈએ. પણ તેમને વિકાર થતો નથી. એટલે આખા ત્રિકાળી દ્રવ્યને જોનાર જીવને ક્ષણિક વિકારની કર્તૃત્વ બુદ્ધિ રહેતી નથી. એમ સમજવું...તે જ અનંત સંસારના નાશનો ઉપાય છે. આમ જ કેવળી ભગવંતોએ પોતાના કેવળજ્ઞાનમાં જોયું છે.

**દ્રવ્યના આશ્રયે જે નિર્મળ પર્યાયો પ્રગટે છે, તે તો દ્રવ્યમાં અભેદ છે. પર્યાયો દ્રવ્યમાંથી આવે છે.** તરંગો જે આવે છે તે પાણીમાંથી આવે છે. સોનાના ઘાટો સોનામાંથી આવે છે. દ્રવ્ય પોતે જ પર્યાયોનો ઉત્પાદક છે. પાણી પોતે જ તરંગોનો ઉત્પાદક છે.

### "આત્માનો વૈભવ તો જુઓ"

પર્યાય દૃષ્ટિમાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય થાય છે. પણ ત્રિકાળી દ્રવ્યથી, ત્રિકાળી દ્રવ્યની દૃષ્ટિથી જોતાં આત્મામાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય આદિ છે જ નહિ. આત્મા તો જ્ઞાન–દર્શન–સુખ–શાન્તિ–વીર્ય આનંદ વગેરે અનંત સ્વભાવનો માલિક છે, ધણી છે, સ્વામી છે. જ્ઞાનનો, દર્શનનો, ચારિત્રનો, તપનો, સુખનો, આનંદનો ધણી છે.

### "જ્ઞાનીની કરુણાને તો જુઓ"

આત્માના આવા અનંત સ્વભાવને જે યથાર્થપણે ઓળખે...(ઓળખ...ઓળખ... તારા ભગવંતને એકવાર તો ઓળખ...) તે જીવ આત્માના ભાન વાળો છે. આમ... સ્વભાવને સમજતા વિભાવનું ભેદજ્ઞાન થાય છે. બે ટુકડા પડી જાય છે. જડની શક્તિ જડમાં, અને ચેતનની શક્તિ ચેતનમાં. ત્રિકાળી સ્વભાવના આશ્રયે વિકાર ટળી જઈને વીતરાગતા પ્રગટે છે. માટે જ્ઞાનીઓ અનંત કરુણાથી ભલામણ કરે છે કે....હે ભાઈ! તું યથાર્થ સમજણ કરી લે. તું તારા સ્વભાવની ઓળખાણ કરી લે. તું તારા ભગવાનની ઓળખાણ કરી લે. જો તું ઓળખાણ કરી લઈશ તો તને વીતરાગતા પ્રગટશે.

*** આટલી સમજણ કરી લે કે....પર્યાયનું અશુદ્ધ ઉપાદાન તે જ રાગ–દ્વેષનું કારણ છે. અને તે એક સમય પૂરતું જ છે.**

રાગ–દ્વેષ–મોહનું કારણ કોણ છે?

પર્યાયનું અશુદ્ધ ઉપાદાન.

## "વાંચો ને વિચારો"

* જડ કર્મ થાય...જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ થાય...તેનું કારણ આત્મા નથી. આ અપૂર્વ વાત છે તેને તમે સમજી લેજો. એટલે...ક્ષણિક વિકારી પરિણામ થાય...ક્રોધાદિ કષાયના—પરિણામ થાય તેના કારણપણે આખું દ્રવ્ય નથી. જો તેનું કારણ આખું દ્રવ્ય થાય તો સિદ્ધમાં (તથા કેવળીમાં) આખું દ્રવ્ય છે, તેને વિકાર થવો જોઈએ. પણ તેમને વિકાર થતો નથી. એટલે આખા ત્રિકાળી દ્રવ્યને જોનાર જીવને ક્ષણિક વિકારની કર્તૃત્વ બુદ્ધિ રહેતી નથી. એમ સમજવું...તે જ અનંત સંસારના નાશનો ઉપાય છે. આમ જ કેવળી ભગવંતોએ પોતાના કેવળજ્ઞાનમાં જોયું છે.

**દ્રવ્યના આશ્રયે જે નિર્મળ પર્યાયો પ્રગટે છે, તે તો દ્રવ્યમાં અભેદ છે. પર્યાયો દ્રવ્યમાંથી આવે છે.** તરંગો જે આવે છે તે પાણીમાંથી આવે છે. સોનાના ઘાટો સોનામાંથી આવે છે. દ્રવ્ય પોતે જ પર્યાયોનો ઉત્પાદક છે. પાણી પોતે જ તરંગોનો ઉત્પાદક છે.

## "આત્માનો વભવ તો જુઓ"

પર્યાય દષ્ટિમાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય થાય છે. પણ ત્રિકાળી દ્રવ્યથી, ત્રિકાળી દ્રવ્યની દષ્ટિથી જોતાં આત્મામાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય આદિ છે જ નહિ. આત્મા તો જ્ઞાન–દર્શન–સુખ–શાન્તિ–વીર્ય આનંદ વગેરે અનંત સ્વભાવનો માલિક છે, ધણી છે, સ્વામી છે. જ્ઞાનનો, દર્શનનો, ચારિત્રનો, તપનો, સુખનો, આનંદનો ધણી છે.

## "જ્ઞાનીની કરુણાને તો જુઓ"

આત્માના આવા અનંત સ્વભાવને જે યથાર્થપણે ઓળખે...(ઓળખ...ઓળખ... તારા ભગવંતને એકવાર તો ઓળખ...) તે જીવ આત્માના ભાન વાળો છે. આમ... સ્વભાવને સમજતા વિભાવનું ભેદજ્ઞાન થાય છે. બે ટુકડા પડી જાય છે. જડની શક્તિ જડમાં, અને ચેતનની શક્તિ ચેતનમાં. ત્રિકાળી સ્વભાવના આશ્રયે વિકાર ટળી જઈને વીતરાગતા પ્રગટે છે. માટે જ્ઞાનીઓ અનંત કરુણાથી ભલામણ કરે છે કે....હે ભાઈ! તું યથાર્થ સમજણ કરી લે. તું તારા સ્વભાવની ઓળખાણ કરી લે. તું તારા ભગવાનની ઓળખાણ કરી લે. જો તું ઓળખાણ કરી લઈશ તો તને વીતરાગતા પ્રગટશે.

*** આટલી સમજણ કરી લે કે....પર્યાયનું અશુદ્ધ ઉપાદાન તે જ રાગ–દ્વેષનું કારણ છે. અને તે એક સમય પૂરતું જ છે.**

રાગ–દ્વેષ–મોહનું કારણ કોણ છે?

પર્યાયનું અશુદ્ધ ઉપાદાન.

## "અપૂર્વ વાતને વાંચો"

રાગદ્વેષ-પુણ્યપાપ-વિકાર આત્માના અશુદ્ધ ઉપાદાનથી થાય. કર્મ તેમાં નિમિત્ત થાય છે...પણ આત્માના શુદ્ધ સ્વભાવમાં તે કાંઈ છે નહિ. માટે ત્રિકાળી સ્વભાવ રાગ-દ્વેષનું નિમિત્તકારણ પણ નથી. આ તો દ્રવ્ય દૃષ્ટિની આ અપૂર્વ વાત છે. સંસારને ટાળવાની આ અપૂર્વ વાત છે. દ્રવ્ય દૃષ્ટિના વિષયમાં એકલો અભેદ આત્મા છે.

આવી અભેદ દૃષ્ટિથી કેટલો લાભ થાય છે?

**આવી અભેદ દૃષ્ટિથી વિકલ્પ તૂટીને નિર્વિકલ્પ આનંદનો અનુભવ થાય. આથી વિશેષ સજ્જનને શું જોઈએ?** કયાં રખડવા અને કયાં ભટકવા જવું છે? ચોરાશીમાં ભટકયા છતાં તને નિર્વિકલ્પ આનંદનો અનુભવ ન આવ્યો. માટે તે અનુભવને આ જીવનમાં પ્રગટ કરી લે. **આવી નિર્વિકલ્પ અનુભવદશા પ્રાપ્ત થવી દુર્લભ છે. પણ જોજે....ભાઈ! અશકય તો નથી. આવી અભેદ દૃષ્ટિમાં એકલો અભેદ આત્મા છે.** (વરસાદ આવે તો બારીબારણાં બંધ થાય. તેમ કર્મના વરસાદ સમયે સમયે આવે છે. માટે રાગ-દ્વેષ-મોહનાં-આશ્રવનાં બારણાં બંધ કર.) તેમાં નિર્વિકલ્પ આત્માનો અનુભવ થાય છે. આત્માના સ્વભાવને દૃષ્ટિમાં લેવાથી અભેદ ભાવે મુક્તિ થાય છે.

ૐ તે **મુક્તિ કહે છે કે....હું જેનામાંથી બહાર નીકળું તેને તું દૃષ્ટિમાં લે. તો હું તમને હમણાં જ વરમાળા** (મોક્ષસુંદરીને વરવાની) **પહેરાવું.** સ્વભાવને દૃષ્ટિમાં લેવાથી મુક્તિરૂપી કાર્ય બહાર નીકળે. આત્માની એક સાથે અનંત શક્તિઓ હોવા છતાં આત્મા પરમશુદ્ધ પારિણામીક ભાવે સુસ્થિત છે. આત્મા જ્ઞાયક છે. આત્મા જ્ઞાનસ્વભાવે છે. હવે ત્યાં જ્ઞાન કહેતાં બીજી અનંત શક્તિઓ પણ જ્ઞાન સાથે આવી જાય છે. એવું અનેકાન્તમય આત્માનું સ્વરૂપ છે.

**એક કહે છે કે આત્મા જ્ઞાનમય છે.** ત્યાં વળી બીજો કહે છે કે...ના...ના ...આત્મા તો દર્શનમય છે. ત્યાં વળી ત્રીજો કહે છે કે · ના...ના...આત્મા ચારિત્રમય છે. ત્યાં વળી ચોથો કહે છે કે...ના...ના.. આત્મા તો તપમય છે. ત્યાં વળી પાંચમો કહે છે કે...ના...ના...આત્મા તો વીર્યમય છે. ત્યાં વળી છઠ્ઠો કહે છે કે ના...ના...આત્મા તો ઉપયોગમય જ છે. આમ એક એકને પકડીને બેસી જાય અને બીજાનો નકાર કરે...તો તે યોગ્ય નથી. અને 'જ' કાર આવે છે ત્યાં તો એકાન્તવાદ છે.

## "અનુભવમાં આખો આત્મા"

એવું અનેકાન્તનું સ્વરૂપ છે. અનંત શક્તિઓને એક સાથે પ્રતીતિમાં લેવા જતાં શક્તિમાં એવો અભેદ સળંગ આત્મા એક સમયમાં દૃષ્ટિમાં આવી જાય છે. તમો દરિયાના કિનારે ઊભા રહો....અને તેમાંથી એક બિન્દુ પાણીનું જીભ ઉપર મૂકો. તો તે દરિયામાં કેવું પાણી છે...તે એક બિંદુ ઉપરથી આખાય દરિયાના પાણીનો ખ્યાલ

## "વાંચો ને વિચારો"

* જડ કર્મ થાય...જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ થાય...તેનું કારણ આત્મા નથી. આ અપૂર્વ વાત છે તેને તમે સમજી લેજો. એટલે...ક્ષણિક વિકારી પરિણામ થાય...ક્રોધાદિ કષાયના—પરિણામ થાય તેના કારણપણે આખું દ્રવ્ય નથી. જો તેનું કારણ આખું દ્રવ્ય થાય તો સિદ્ધમાં (તથા કેવળીમાં) આખું દ્રવ્ય છે, તેને વિકાર થવો જોઈએ. પણ તેમને વિકાર થતો નથી. એટલે આખા ત્રિકાળી દ્રવ્યને જોનાર જીવને ક્ષણિક વિકારની કર્તૃત્વ બુદ્ધિ રહેતી નથી. એમ સમજવું...તે જ અનંત સંસારના નાશનો ઉપાય છે. આમ જ કેવળી ભગવંતોએ પોતાના કેવળજ્ઞાનમાં જોયું છે.

**દ્રવ્યના આશ્રયે જે નિર્મળ પર્યાયો પ્રગટે છે, તે તો દ્રવ્યમાં અભેદ છે. પર્યાયો દ્રવ્યમાંથી આવે છે.** તરંગો જે આવે છે તે પાણીમાંથી આવે છે. સોનાના ઘાટો સોનામાંથી આવે છે. દ્રવ્ય પોતે જ પર્યાયોનો ઉત્પાદક છે. પાણી પોતે જ તરંગોનો ઉત્પાદક છે.

## "આત્માનો વભવ તો જુઓ"

પર્યાય દૃષ્ટિમાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય થાય છે. પણ ત્રિકાળી દ્રવ્યથી, ત્રિકાળી દ્રવ્યની દૃષ્ટિથી જોતાં આત્મામાં રાગ–દ્વેષ–વિકાર–પુણ્ય–પાપ–ક્રોધાદિ કષાય આદિ છે જ નહિ. આત્મા તો જ્ઞાન–દર્શન–સુખ–શાન્તિ–વીર્ય આનંદ વગેરે અનંત સ્વભાવનો માલિક છે, ધણી છે, સ્વામી છે. જ્ઞાનનો, દર્શનનો, ચારિત્રનો, તપનો, સુખનો, આનંદનો ધણી છે.

## "જ્ઞાનીની કરુણાને તો જુઓ"

આત્માના આવા અનંત સ્વભાવને જે યથાર્થપણે ઓળખે...(ઓળખ...ઓળખ... તારા ભગવંતને એકવાર તો ઓળખ...) તે જીવ આત્માના ભાન વાળો છે. આમ... સ્વભાવને સમજતા વિભાવનું ભેદજ્ઞાન થાય છે. બે ટુકડા પડી જાય છે. જડની શક્તિ જડમાં, અને ચેતનની શક્તિ ચેતનમાં. ત્રિકાળી સ્વભાવના આશ્રયે વિકાર ટળી જઈને વીતરાગતા પ્રગટે છે. માટે જ્ઞાનીઓ અનંત કરુણાથી ભલામણ કરે છે કે....હે ભાઈ! તું યથાર્થ સમજણ કરી લે. તું તારા સ્વભાવની ઓળખાણ કરી લે. તું તારા ભગવાનની ઓળખાણ કરી લે. જો તું ઓળખાણ કરી લઈશ તો તને વીતરાગતા પ્રગટશે.

* **આટલી સમજણ કરી લે કે....પર્યાયનું અશુદ્ધ ઉપાદાન તે જ રાગ–દ્વેષનું કારણ છે. અને તે એક સમય પૂરતું જ છે.**

રાગ–દ્વેષ–મોહનું કારણ કોણ છે?

પર્યાયનું અશુદ્ધ ઉપાદાન.

## "અપૂર્વ વાતને વાંચો"

રાગદ્વેષ-પુણ્યપાપ-વિકાર આત્માના અશુદ્ધ ઉપાદાનથી થાય. કર્મ તેમાં નિમિત્ત થાય છે...પણ આત્માના શુદ્ધ સ્વભાવમાં તે કાંઈ છે નહિ. માટે ત્રિકાળી સ્વભાવ રાગ-દ્વેષનું નિમિત્તકારણ પણ નથી. આ તો દ્રવ્ય દૃષ્ટિની આ અપૂર્વ વાત છે. સંસારને ટાળવાની આ અપૂર્વ વાત છે. દ્રવ્ય દૃષ્ટિના વિષયમાં એકલો અભેદ આત્મા છે.

આવી અભેદ દૃષ્ટિથી કેટલો લાભ થાય છે?

**આવી અભેદ દષ્ટિથી વિકલ્પ તૂટીને નિર્વિકલ્પ આનંદનો અનુભવ થાય. આથી વિશેષ સજ્જનને શું જોઈએ?** ક્યાં રખડવા અને ક્યાં ભટકવા જવું છે? ચોરાશીમાં ભટકયા છતાં તને નિર્વિકલ્પ આનંદનો અનુભવ ન આવ્યો. માટે તે અનુભવને આ જીવનમાં પ્રગટ કરી લે. **આવી નિર્વિકલ્પ અનુભવદશા પ્રાપ્ત થવી દુર્લભ છે. પણ જોજે....ભાઈ! અશકય તો નથી. આવી અભેદ દૃષ્ટિમાં એકલો અભેદ આત્મા છે.** (વરસાદ આવે તો બારીબારણાં બંધ થાય. તેમ કર્મના વરસાદ સમયે સમયે આવે છે. માટે રાગ-દ્વેષ-મોહનાં-આશ્રવનાં બારણાં બંધ કર.) તેમાં નિર્વિકલ્પ આત્માનો અનુભવ થાય છે. આત્માના સ્વભાવને દષ્ટિમાં લેવાથી અભેદ ભાવે મુક્તિ થાય છે.

❀ તે **મુક્તિ કહે છે કે....હું જેનામાંથી બહાર નીકળું તેને તું દષ્ટિમાં લે. તો હું તમને હમણાં જ વરમાળા** (મોક્ષસુંદરીને વરવાની) **પહેરાવું.** સ્વભાવને દષ્ટિમાં લેવાથી મુક્તિરૂપી કાર્ય બહાર નીકળે. આત્માની એક સાથે અનંત શક્તિઓ હોવા છતાં આત્મા પરમશુદ્ધ પારિણામીક ભાવે સુસ્થિત છે. આત્મા જ્ઞાયક છે. આત્મા જ્ઞાનસ્વભાવે છે. હવે ત્યાં જ્ઞાન કહેતાં બીજી અનંત શક્તિઓ પણ જ્ઞાન સાથે આવી જાય છે. એવું અનેકાન્તમય આત્માનું સ્વરૂપ છે.

**એક કહે છે કે આત્મા જ્ઞાનમય છે.** ત્યાં વળી બીજો કહે છે કે...ના...ના ...આત્મા તો દર્શનમય છે. ત્યાં વળી ત્રીજો કહે છે કે · ના...ના...આત્મા ચારિત્રમય છે. ત્યાં વળી ચોથો કહે છે કે...ના...ના...આત્મા તો તપમય છે. ત્યાં વળી પાંચમો કહે છે કે...ના...ના...આત્મા તો વીર્યમય છે. ત્યાં વળી છઠ્ઠો કહે છે કે ના...ના...આત્મા તો ઉપયોગમય જ છે. આમ એક એકને પકડીને બેસી જાય અને બીજાનો નકાર કરે...તો તે યોગ્ય નથી. અને 'જ' કાર આવે છે ત્યાં તો એકાન્તવાદ છે.

## "અનુભવમાં આખો આત્મા"

એવું અનેકાન્તનું સ્વરૂપ છે. અનંત શક્તિઓને એક સાથે પ્રતીતિમાં લેવા જતાં શક્તિમાં એવો અભેદ સળંગ આત્મા એક સમયમાં દૃષ્ટિમાં આવી જાય છે. તમો દરિયાના કિનારે ઊભા રહો....અને તેમાંથી એક બિન્દુ પાણીનું જીભ ઉપર મૂકો. તો તે દરિયામાં કેવું પાણી છે...તે એક બિંદુ ઉપરથી આખાય દરિયાના પાણીનો ખ્યાલ

આવી જાય. તેમ આત્માની એક શક્તિને દૃષ્ટિમાં લેતાં આખો આત્મા અનુભવમાં આવી જાય છે.

### "સંસાર છૂટયો"

**એક વાર આત્માને દૃષ્ટિમાં લેવાથી....જુઓ તેની મઝા, જુઓ તેની લીલા લહેર.** હવે હે ભવ્યો ! તેનો બહુ આનંદ આવે છે. મરી ગયા આ સંસારમાં, સંસારમાં કાંઈ નથી. સંસારમાંથી હવે ચેતીને નીકળી જાવ. અને આવી જાવ આત્માની લહેરમાં. જ્યાં દૃષ્ટિમાં આવ્યો, અને નિર્વિકલ્પ (સમ્યગ્દર્શન થયું.) કહેતાં સમ્યગ્દર્શન થાય છે...જ્યાં દૃષ્ટિમાં આવ્યો...અને નિર્વિકલ્પ સમ્યગ્દર્શન થયું....ત્યાં દૃષ્ટિમાંથી સંસાર છૂટી જાય છે. પછી અલ્પ સંસાર પર્યાયમાં રહે છે. તે પણ ટળવાના ભાવે રહે છે. જુઓ ભાઈ...દૃષ્ટિમાંથી સંસાર આમ છૂટી જાય છે.

**દૃષ્ટિમાંથી સંસાર છૂટી ગયા પછી**...વીતરાગી શ્રદ્ધા થઈ...વીતરાગી શ્રદ્ધા થયા પછી...અલ્પ રાગ–દ્વેષ થાય ત્યારે...હવે રાગ–દ્વેષ થાય ત્યાં....વીતરાગી શ્રદ્ધાવાળો ધર્મી જાણે છે. શ્રાવક જાણે છે...કે આ અલ્પ રાગદ્વેષ કોઈ કરાવતા નથી....તેમ જ તે રાગદ્વેષ દ્વારા હું પરના કામ કરી શકતો નથી...હવે મારાં નિર્મળ દ્રવ્ય સ્વભાવમાં આ રાગ–દ્વેષ છે જ નહિ. (આ પ્રમાણે કબૂલે તો વીતરાગી શ્રદ્ધા છે....નહીં તો ગધેડાનાં શીંગડા જેવી શ્રદ્ધા છે') એટલે મારું દ્રવ્ય પણ રાગ-દ્વેષનું કારણ નથી. જો સ્વભાવમાં રાગ–દ્વેષ હોય તો તે રાગ–દ્વેષનું કારણ થાય. પણ રાગ–દ્વેષ દ્રવ્યમાં નથી....માત્ર અવસ્થાની તે પ્રકારની ભૂમિકા છે. માત્ર અવસ્થાની તે પ્રકારની ભૂમિકા હોવા છતાં તે રાગ–દ્વેષ વિકારી જેટલું જ મારું સ્વરૂપ નથી.

**આ પ્રમાણે ધર્મી જીવને સર્વ સમાધાન અને વિવેક વર્તે છે.** આ બેઉ વસ્તુ ન હોય તો તે સમ્યક્ત્વને પામ્યો નથી. આ પ્રમાણે યથાર્થ સમજણ જ્ઞાનીને વર્તતી હોવાથી...તે યથાર્થ સમજણ સંસારના નાશનું કારણ છે. અને મોક્ષદશાની ઉત્પત્તિ પણ સત્‌ના સમાગમે યથાર્થ સાચી સમજણે થાય છે.

**હવે જ્ઞાની પુરુષોએ સત્સંગનો મહિમા ઠેરઠેર ગાયો છે.** (ધોળી ધૂળનો મહિમા નહિ હો...) સત્સંગ જીવને તરવાનું ઉત્તમ સાધન છે. ક્ષણ પણ સજ્જનની એટલે સત્પુરુષની સંગતિ થઈ...તો તે ભવસમુદ્ર તરવામાં નૌકા સમાન થઈ પડે છે. ઉપાદાન તો પોતાનું છે.

भक्तामरप्रणतमौलिमणिप्रभाणा–
मुद्योतकं दलितपापतमोवितानम् ।
सम्यक् प्रणम्य जिनपाद युगं युगादा–
वालंबनं भवजले पततां जनानाम् ॥१॥

—भक्तामर स्तोत्रम्

એમ મહાજનો કહે છે...એટલે કે મહાપુરુષો કહે છે. (વ્યવહારમાં કહેવાય છે કે.. વાંકાનેર વગેરે શહેરોનું મહાજન પહેલાં બહુ કડક હતું. એટલે અન્યાય થાય તો રાજાને પણ કહી દે...કે...આમ થાય તે ઠીક નથી.) કારણ કે સત્‌સંગથી સ્વચ્છંદાદિ અનેક પ્રકારના દોષો સહેજે દૂર થાય છે. અને આત્મગુણની વૃદ્ધિ થાય છે. આમ સત્‌સંગનો આશ્રય જીવને પરમ આધારરૂપ સ્થંભરૂપ છે. ઓથરૂપ થઈ પડે છે. (ચોવીસ કલાકમાં એક કલાક અમારી અને ત્રેવીસ કલાક તમારી. તો તમે એક કલાક એવી ધૂનથી સાંભળો કે તે એક કલાકનું સાંભળેલું...તમારી ત્રેવીસ કલાકમાં તેનો ગુંજારવ રહ્યા કરે.) ત્યારે તે તેના અવલંબને સંસાર સાગર ખાબોચિયા જેવો થઈ જઈ....લીલાથી પાર ઉતરાવે છે.

**જીવના પરમ બાંધવરૂપ...એટલે ભાઈરૂપ, આ સત્‌સંગ છે.** આ સત્‌સંગની જેટલી પ્રસંશા કરીએ તેટલી ઓછી છે. તમો કહી દો કે હવે અમારે સત્‌સંગ વિના કાંઈ કરવું નથી. માટે તેમાં સર્વ આત્મભાવથી, સર્વાર્પણ કરવું (તેમાં જ લહેર છે.) યોગ્ય છે. એમ નક્કી કરી લેવું. તમોને કોઈ પૂછે કે રૂપિયાના પૈસા કેટલા ? તો તમોએ નક્કી કર્યું હોવાથી ફટ્ દઈને કહી દો છો કે...રૂપિયાના પૈસા ૬૪–ચોસઠ. અથવા નયા પૈસા ૧૦૦–સો. એમ સત્‌પુરુષો ઉપદેશે છે માટે જેની પ્રાપ્તિ કરવાની દૃઢ મતિ થઈ છે. જેને એવી દૃઢ મતિ થઈ હોય તેણે પોતે હું કંઈ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાળો પ્રથમ...વિચાર કરવો...કરવો...ને કરવો .. અને પછી સત્‌ની પ્રાપ્તિને માટે જ્ઞાનીના શરણે દોડીને જવું. તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય. અને આ જે ઉપદેશ કર્યો છે તે સર્વ મુમુક્ષુને પરમ બાંધવ એટલે ભાઈ જેવો છે. ભાઈરૂપ છે...એટલે પરમ રક્ષકરૂપ છે. અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી ....પરમપદને આપે એવો છે. (હું કાંઈ જાણતો નથી એમાં કેટલું નિરાભિમાનપણું છે!)

**નિર્વાણનું બીજ સમ્યગ્‌દર્શન**...સમ્યગ્‌દર્શનપૂર્વક નિર્વાણનો મુખ્ય હેતુ એવા સત્‌સમાગમમાં પોતાનો ઉપયોગ સર્વાર્પણ કરે. (આ નિમિત્તની વાત કરી.) અને તે આત્મભાવ ઉપાસવા યોગ્ય છે. તેથી સર્વ સાધન સુલભ થાય છે. એવો અમારો સાક્ષાત્કાર છે...એમ શ્રીમદ્‌જી તથા અનંતાકાળમાં, અનંતા જ્ઞાનીઓ, મહાપુરુષો કહી ગયા છે.

## "તરે તે તારે"

માટે સ્વની યથાર્થ સમજણે સંસારનો નાશ છે. આ ઉપરથી લક્ષમાં રાખવા યોગ્ય છે કે...આવા સાચા પરોપકાર પરાયણ સંત મહાત્માઓ જ સ્વઉપકાર કરે છે....તે જ જીવ ખરેખરો પરઉપકાર કરવાને સમર્થ હોય છે. જે આત્માર્થરૂપ સ્વ-અર્થ સાધે છે...તે જ પરમાર્થરૂપ પરાર્થ સાધી શકે છે. તે જ પરમાર્થરૂપ પરાર્થમાં આત્મા હોવો જોઈએ. (પણ તને કેટલા દીકરા-દીકરીઓ થશે એમ કહેવારૂપ સંસાર

નહિ.) કારણ કે જે જીવ સ્વઉપકાર નથી કરતો તે પર ઉપકાર નથી કરી શકતો. જે આત્માર્થ નથી સાધતો તે પરાર્થ પણ નથી સાધી શકતો. ભાઈ! તારી ઊંધી દોડ બંધ કર...કારણ કે કૂવામાં હોય તો જ અવેડામાં આવે. પોતાનું કાંઈ નહીં સાધ્યું હોય તે પરનું શું ઉકાળશે? ભાઈ...

## " બૂડે ને બુડાડે "

આત્માર્થ સાધ્યા વિના જે પરાર્થ સાધવાની ધૃષ્ટતા કરે છે...તે ધૃષ્ટતાને પોષણ આપનારા જીવો પણ છે. તેવા જીવો ધૃષ્ટતાને સેવીને...શેખી કરે છે. તેની ધૃષ્ટતાને તેની શેખીને...પોષણ કરનારા જીવો પણ છે. તે જીવો બન્ને ગુમાવે છે. એટલે 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થાય છે. એટલે ઉભયથી ચ્યુત થાય છે. જે પોતાના આત્માને ઉપદેશ દીધા વિના પરને ઉપદેશ દેવા જાય છે. તે પોતાનું કે પરનું હિત કરી શકતો નથી, કારણ કે સ્વઆચરણરૂપ ચારિત્રના બળ વિના એની ધારેલી અસર નીપજતી નથી. ચારિત્રનું બળ હોય તો ધારેલી અસર જરૂર નીપજે. અન્યના હૃદયને સ્પર્શતો નથી અને પથ્થર ઉપર પાણી ઢોળ્યા જેવું થાય છે.

## " ઉપદેશ લે "

એટલા માટે સત્‌માર્ગના જ્ઞાતા, સત્‌ઉપદેષ્ટા, સત્‌પુરુષોનો સૌથી પ્રથમ અને મુખ્ય પ્રયોજન સ્વભાવને એટલે પોતાના આત્માને ઉપદેશ દેવાનું હોય છે. તે ભવિત્ આત્માઓ સારી પેઠે ભાવે છે. સવારે પ્રાતઃકાળમાં ઊઠીને ભાવે છે કે....હે જીવ! તું ઉપદેશ ન દે...પણ તું ઉપદેશ લે. છતાં બેચાર જણા મુમુક્ષુ આત્માઓ બેઠા હોય ને...ઉપદેશ આપે તે વાત જુદી છે; કારણ કે જ્ઞાનીનો દેશ સર્વથી ન્યારો અને અગમ છે.

નહિં દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસે ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ.

આ...જ્ઞાનીજીવના ધાર્મિક વચનામૃતો સર્વે મુમુક્ષુઓએ અંતરમાં કોતરી રાખવા યોગ્ય છે. જ્યાં આત્મસાક્ષીએ ધર્મ છે. પણ પરસાક્ષીએ આત્મધર્મ નથી. ત્યાં જનનું શું કામ છે? અન્યનું શું કામ છે?

આતમ સાખે ધર્મ જાણ, ત્યાં જનનું શું કામ;
જન-મન-રંજન ધર્મનું, મૂલ્ય ન એક બદામ.

એટલા માટે **આવો સ્વાધ્યાય નિમગ્ન** (અમારી પરિણતીમાં રાગ-દ્વેષ છે. તેથી તેને ટાળવા માટે આ અમારો પ્રગટ સ્વાધ્યાય છે. જો તે રાગ....પરિણતીમાંથી ટળી જાય....તો તે રાગ....ને અમો જરાય રાખવા માગતા નથી.) સાચા પરમાર્થી,

સત્સાધક, મોક્ષાર્થી, સાચા સાધુની આ સ્વાધ્યાય ઉદ્‌ઘોષણા જિજ્ઞાસુ જીવોના હૃદયને સ્પર્શી તેમના ઉપર અપાર ઉપકાર કરે છે.

**જીવતી જાગતી જ્યોત** એવા આ સાચા મોક્ષસાધક સાધુરાજની ચેતનવંતી એવી યોગવાણી જિજ્ઞાસુ જીવોને જાગૃત કરી...તેમના અંતરમાં નિર્મળ આત્મરૂપ યોગ એટલે પ્રદીપ પ્રગટાવે છે. પ્રગટાવી રહે છે. તે ક્યાં સુધી....ત્યાં...સશાસ્રકાર કહે છે કે...'यावत् चंद्र दिवाकरौ' એવું એમાં પરમ દૈવત છે.

એ કારણે તું તારા કલ્યાણને માટે શોધક દૃષ્ટિએ ઊપડીને આવા સત્સમાગમે આત્મસ્વભાવનું સ્વરૂપ યથાર્થ સમજણે સમજીને સ્વરૂપમાં તું ઢળી જા...તો તારું અવિનાશી કલ્યાણ થઈ જશે.

" ૐ ગુરુભ્યો નમઃ "



વ્યાખ્યાન નં. ૬૮

સં. ૨૦૧૪ના દ્વિ. શ્રાવણ વદી ૦)), શુક્રવાર તા. ૧૨-૯-૧૯૫૮.

"કાયમી...ત્રિકાળી....ધ્રુવત્વ ધરતા દ્રવ્યની...
દ્રષ્ટિ કરતાં....
અકાયમી....એવો જે વિકાર છે.
તે ટળી જશે..."

કારણે થાય છે. એમ માને તો તે આત્માના ધર્મને જાણતો નથી. વર્તમાન વર્તતી હાલતમાં, દશામાં, જે વિકારી પરિણામ છે. ક્ષણિક વિકાર, રાગદ્વેષ, મોહના, ક્રોધાદિ કષાયના પરિણામ છે. તેને જો આત્માનો કાયમી સ્વભાવ માની લે...તો તેણે પણ આત્માના શાશ્વત ધર્મને જાણ્યો નથી.

* **જ્યાં સુધી આત્માના શાશ્વત ધર્મને જાણે નહિ. ત્યાં સુધી સંસાર છૂટે તેમ નથી**....અને દુઃખ જાય તેમ નથી. વર્તમાન વર્તતી દશામાં વિકાર છે, તે પોતાના કારણે છે...અને તે વિકાર જીવને બીજા કોઈ કરાવે નહિ. પણ પોતે વિકાર કરે તો થાય. અને તે વિકાર આત્મામાં ત્રિકાળી રહેવાના સ્વભાવવાળો નથી, પણ ક્ષણિક અશુદ્ધ ભાવ છે. એમ જે જાણે...માને...તેણે જ આત્માના શાશ્વત ધર્મને યથાર્થ જાણ્યો...માન્યો...કહેવાય...અને તે જ સંસારના નાશનો ઉપાય છે.

* **માટે તમે બધાય સંસારના નાશના ઉપાયમાં લાગી જાવ.** કર્યું તે કામ...રહ્યું તે વાયદા...બધીય સામગ્રી મળી છે. તો સદ્‌ગુરુદેવના કહ્યા પ્રમાણે સંસારના નાશના ઉપાયમાં લાગી જાવ.

અજ્ઞાની જીવો કહે છે કે...સર્વે જીવો કર્મને વશ છે. કર્મને આધીન છે. એમ અજ્ઞાની કહે છે...અને માને છે...અને તે માન્યતામાં શું આવ્યું ? ભાઈ...એ માન્યતામાં એમ આવ્યું કે...કર્મ જ જીવને રાગ–દ્વેષ–મોહ–વિકાર કરાવે છે. અને સંસારમાં પણ કર્મ જ જીવને રખડાવે છે. દોષ છે પોતાનો અને ઢોળે છે કર્મ ઉપર...અર...ર...ર આ તો કેવી અજ્ઞાનીની ઊંધી માન્યતા છે. પણ આત્માના શાશ્વત ધર્મને...ત્રિકાળ ધ્રુવત્વ ધરતું નિશ્ચય આત્મ દ્રવ્યના ધર્મને...ધર્મને ધરનાર ધર્મી એવા આત્માને...તે જાણતો નથી.

રાગાદિક–દ્વેષાદિક–ક્રોધાદિક–માનાદિક–માયાદિક–લોભાદિક–વિકારાદિક–વિષયાદિક વર્તમાન વર્તતી આત્માની હાલતમાં...પર્યાયમાં...થાય છે...તે કાંઈ જડ કર્મનો ધર્મ નથી. પણ જે કાંઈ વિકારી, ક્રોધાદિ કષાયવાળી અવસ્થા...પર્યાય થાય છે, તે આત્માનો વિકારી ભાવ છે. સૂત્રમાં કહેલ છે...કે...જેટલો ઔદયિક ભાવ છે...જેમ કે...ચારગતિ –છકાય–છલેશ્યા–ચારકષાય–ત્રણ વેદ આદિના જેટલા ભાવો છે તે ઔદયિક ભાવે છે. તેને આત્માનું વિકારી સ્વતત્ત્વ કહેલ છે...પણ તે આત્માનો સ્વભાવ...ધર્મ...નથી. પણ વિભાવભાવ છે. વિભાવ ધર્મ છે. જેટલા ઔદયિક ભાવ થાય છે...તે આત્માના ક્ષણિક ભાવ છે. તે કાંઈ કર્મને લીધે નથી. આત્માનો આ ક્ષણિક રાગાદિક ભાવ તે જડ કર્મને લીધે નથી. આત્માની હાલતમાં, દશામાં, પરિણામમાં વિકારાદિ થવાના ન હતા...અને ઘણા કર્મોનો વેગ, ઉદય ફાટી નીકળ્યો...તેથી વિકાર થયો..એમ તે ભલે અજ્ઞાની માને...પણ એ ત્રણ કાળમાં થયું નથી, થવાનું નથી, અને થશે પણ નહિ...

ચૈતન્યમૂર્તિ ભગવાન આત્મા ત્રિકાળ છે, એકવાર તેની તરફ જો. સાચું કહું છું હો...એકવાર તેની તરફ જોઈ લે. બધાયને માર હડસેલાં કે જાય ભાગ્યા...તે તારા શરણે નથી...અને તું એના શરણે નથી...બન્નેના શરણ જુદા જુદા છે. આ બધુંય માયાનું સ્વરૂપ છે. તેને માર હડસેલાં કે જાય ભાગ્યા...હવે તેની અવસ્થામાં વિકાર અને સંસાર છે. જો ત્રિકાળીની અવસ્થામાં વર્તમાન વિકાર અને સંસાર ન હોય તો કેવળજ્ઞાનાદિ ગુણોને દેખાડ...પણ તે ગુણો વર્તમાન વર્તતી પર્યાયમાં પ્રગટ દેખાતા નથી. માટે વિકાર અને સંસાર છે. અને તે એક સમય પૂરતો તે વિકાર છે. માટે તે આત્મામાં કાયમ રહેશે નહિ. અને શુદ્ધ સ્વભાવ કાયમ એવો ને એવો રહેનારો છે. તારી સાથે કાયમ એવોને એવો ત્રિકાળી શુદ્ધ, નિત્ય સ્વભાવ રહેનારો છે...અને તને તે છેહ દેનારો નથી. તેની સાથે ભાઈબંધી બાંધ...અને વિકારો તો કાયમ રહેનારા નથી. અને તને તે છેહ દેનારા છે...છતાં તેની સાથે તું ભાઈબંધી બાંધીને બેઠો છો. તેને હવે છોડ. છેહ એટલે દગો. દગાને સગો માન્યો છે. પણ તે તારો સગો થાય તેમ નથી. માટે તેને છોડ.

ત્રિકાળી રહેનારો છે તેની સન્મુખ પોતે રહે. તો પોતાની હાલતમાંથી સંસાર ટળી જાય. પર્યાયમાંથી સંસાર છૂટી જાય...અને તેને ટાળવાનો ઉપાય જો કોઈ હોય તો...એક સાચી સમજણ છે. માટે હે જીવ! જ્ઞાયક આનંદકંદ એવા સ્વભાવે હું છું. અવસ્થાનો વિકાર તે તો ક્ષણિક ભાવે છે. એમ...જ્ઞાનીઓના સમાગમે અને જ્ઞાનીઓની રહેમ નજર અને કૃપાદૃષ્ટિથી અને તારી અંતરની, ભિતરની જાગૃતિથી સ્વભાવ સન્મુખ થા. જરૂર સંસાર ટળી જાય. 'કાલ કરે તે કાલો...આજ કરે તે પ્રભુને વા'લો.' વિકાર અવસ્થામાં છે તે કાયમી રહેવાવાળો નથી...અવસ્થામાં વિકાર ગમે તેટલો ઊપડતો હોય છતાં તેનાથી તું મૂંઝાઈશ નહિ. અને તેમાં તું પડયો પણ રહીશ નહિ. તે દગો છે, તારો સગો નથી. માટે સ્વભાવને ઓળખી, સ્વભાવ સન્મુખ થા. વિકાર ગમે તેટલો હોય છતાં મૂંઝાઈશ નહિ.

પણ તે વિકારની તુચ્છતા જાણી (દૃષ્ટિમાં કોઈ પદાર્થની તુચ્છતા ભાસે તો દૃષ્ટિ ફરી જાય.) વિકાર, રાગ, દ્વેષ, મોહ તુચ્છ છે, શેરડીનો સાંઠો હાથમાં આવ્યો, અને બે દાંતમાં ભીંસી, રસને ચૂસી, તેના કૂચાને તુચ્છ જાણી ફેંકી દે છે. તેમ વિકારની તુચ્છતા જાણ...અને કાયમી ધ્રુવત્વ ધરતું દ્રવ્ય, ત્રિકાળ સ્વભાવે ટકતું દ્રવ્ય તેનો મહિમા લાવ...અને તેની સન્મુખ દૃષ્ટિ કર. અને તેમાં તું હે ભાઈલા...ઠરીજા...તારો સંસાર છૂટી જશે.

**પહેલાં દષ્ટિમાંથી સંસાર છૂટી જશે.** પછી યમ-નિયમ-તપ-જપ-સામાયિક-પ્રતિક્રમણ અને સ્વરૂપની સ્થિરતાએ સર્વથા સંસાર પર્યાયમાંથી છૂટી જશે. આ જે ઉપાય બતાવ્યો...એ ઉપાય કરવાથી...જેવો કાયમી શુદ્ધ સ્વભાવ છે...તેવી જ શુદ્ધતા

અવસ્થામાં પ્રગટી જશે. અને અશુદ્ધતા ટળી જશે. અવિકારીભાવ પ્રગટી જશે અને વિકારીભાવ ટળી જશે. ત્રિકાળી ધ્રુવત્વ ધરતા દ્રવ્યના આશ્રયે એવો ક્ષણિક વિકાર ટળી જવા યોગ્ય છે. પણ પર્યાયના ક્ષણિક વિકારથી કાંઈ આત્માનો શુદ્ધ સ્વભાવ છે. તેનો નાશ થઈ જતો નથી. થઈ જવાનો નથી. અને થઈ જશે પણ નહિ.

**દૃષ્ટાંત :** પાણીને ગમે તેટલું ઊનું કરો...છતાં તે અગ્નિ પાણીની શીતળતાને સર્વથા નાશ કરવા સમર્થ નથી. તેમ આત્માની પર્યાયમાં ગમે તેટલા વિકારો થાય છતાં આત્માની શુદ્ધતાને નાશ કરવા તે વિકારો સમર્થ નથી. જોઈ લે...કોનું બળ વધ્યું? આત્માનું કે વિકારનું? આત્માનું. વિકાર ક્ષણિક અશાશ્વત અનિયમિત છે. તે શરણ નથી. આત્મદ્રવ્ય તો સદાય શાશ્વત, નિત્ય, શુદ્ધ છે. તેના જ શરણે જીવને સુખ, શાન્તિ, આનંદ થાય છે.

આ પ્રમાણે ત્રિકાળી ધ્રુવત્વ ધરતું કાયમી દ્રવ્ય...તથા ક્ષણિક વિકારને જેમ છે તેમ જાણી લઈને...અથવા તે બન્નેને જાણીને...એટલે નિશ્ચયનય અને વ્યવહાર-નયથી આત્માને જાણી લઈને...પછી આત્માના ધ્રુવત્વ ધરતાં ..કાયમી ત્રિકાળી આત્મ દ્રવ્યનો...આત્મ સ્વભાવનો આશ્રય કરવાથી વિકારો...વિકલ્પો છૂટી જઈને...નિર્વિકલ્પ આનંદનો...વીતરાગ દશાનો પ્રગટ અનુભવ થાય છે.

## "ભગવાનમાંથી શું ટળી ગયું"

ભાઈ...તારો દ્રવ્ય સ્વભાવ શુદ્ધ ચૈતન્યમય છે...એવો તારો દ્રવ્ય સ્વભાવ ત્રિકાળી, કાયમી નિયમ છે. જ્યારે પૂછો ત્યારે છે. અને તારી હાલતમાં સંસાર ભાવ, વિકારી ભાવ છે તે ત્રણ કાળમાં કાયમી નથી...તે તો ટળી જ જશે. ભગવાનને તે વિકારાદિ હતા. તો તે ટળી ગયાંને? અને તે ટળી જતાં ભગવાને તેની કાણુ-મોકાણ માંડી નહોતી.

## "કયાં મિથ્યાત્વ છે?"

અને જે કાયમી ત્રિકાળી ધ્રુવત્વ ધરતાં દ્રવ્યની દૃષ્ટિ કરતાં...અકાયમી એવો જે વિકાર છે...તે ટળી જશે. હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું, નિરાકાર છું અને ભગવાને વિકારો કર્યા છે તે ભગવાન લઈ લેશે. એમ માનવું તે મિથ્યાત્વ છે.

વિકારભાવ તેં કર્યો છે...પણ તે ત્રિકાળી...કાયમી છે? નથી...પાણીની ઉષ્ણતાની જેમ તે ટળી જાય છે. અગ્નિ અને ઉષ્ણતા...તે ઉષ્ણતા એ અગ્નિનો કાયમી સ્વભાવ છે. જ્યાં જ્યાં ઉષ્ણતા છે ત્યાં ત્યાં અગ્નિ છે. અને જ્યાં જ્યાં અગ્નિ છે ત્યાં ત્યાં ઉષ્ણતા છે. એમ તેનો તાદાત્મક સંબંધ છે. તે ઉષ્ણતા ટળે નહિ પણ પાણીની ઉષ્ણતા તે કાયમી નથી...એટલે તે ઉષ્ણતા ટળી જાય છે. અને પાણી ઠંડું, શીતળ થઈ જાય છે.

* ચાનક લાગે તો...પાછા...રે...ફરજો...
શુદ્ધ આત્માનું કામ કરજો....
પાછા ફરતાં ન લાગી રે વાર...
ગીરનાર જઈ ને નેમે લીધું કેવળનાણ...

* તેમ આત્માનો શુદ્ધ. ચૈતન્યમય દ્રવ્ય સ્વભાવ કાયમી છે. ત્રિકાળ છે. તેનો નાશ ત્રણ કાળમાં થાય તેમ નથી...તેમ અવસ્થાનો વિકાર સાવ ક્ષણિક છે. ઊના પાણીએ...ભાઈ...ઘર ન બળે...એમ વ્યવહારમાં બોલાય છે ને? માટે વર્તમાન અવસ્થામાં એક સમયનો વિકાર દેખીને જરાય મૂંઝાઈશ નહિ...ગભરાઈશ નહિ. કેમ કે આખું દ્રવ્ય વિકારી થઈ ગયું નથી. પાણી ગમે તેટલું ઉષ્ણ થાય...છતાં તે પાણી સર્વથા ઊનું થયું નથી. જો તે પાણી સર્વથા ઊનું થયું હોત તો શીતળ થાત જ નહિ. પણ તેમ ન થયું...કેમ કે...તે આખું દ્રવ્ય છે....તે આખું દ્રવ્ય વિકારી થઈ ગયું નથી...પણ પર્યાયમાં ઉષ્ણતા થઈ છે તે ટળી જાય છે...તેમ ચેતનદ્રવ્ય તો ધ્રુવત્વ ધરતું કાયમી શુદ્ધ છે. માટે તેની દૃષ્ટિ કર. એટલે વિકાર ટળી જશે. અને શુદ્ધતા પ્રગટી જશે.

<u>તે શુદ્ધતાને અમે ધર્મ કહીએ છીએ. આમ સાચી સમજણે વિકાર ટળે</u>...અને ધર્મ <u>થાય.</u>

* આવા જ્ઞાનાદિક ધર્મનો સાર સમ છે. સમ્યક્ સંયમ ધર્મના પાલનનો સાર સમ છે.

*** सव्वभूयप्पभूयस्स, सम्मं भूयाइ पासओ।**
**पिहिआसवस्स, दंतस्स पावकम्मं न बंधइ ॥ ९ ॥**

— દશવૈકાલિક સૂત્ર, અધ્યયન ૪ થું,

## "સમ અને સમ્યક્ સંયમને સમજો"

અથવા સમનો સાર સમ્યક્ સંયમ પાલન છે. અથવા સમથી સમ્યક્ સંયમ-પાલન એ જ સાર છે. તાત્પર્ય કે સમ્યક્ સંયમના પરિણામે સારભૂત એવો સમ જ ઊપજે છે. સમ જ એનું સારભૂત ફળ છે. અને સમના પરિણામે સારભૂત એવો સમ્યક્ સંયમ ઊપજે છે. સમના પરિણામ વિના સમ્યક્ સંયમ ઊપજે તેમ નથી. સમ્યક્ સંયમ અનુસાર ભૂત ફળ છે. આમ સમ્યક્ સંયમનો અને સમનો પરસ્પર ઘનિષ્ઠ એટલે ઘાટો સંબંધ છે. સમ્યક્ સંયમના સારભૂત ફળ પરિણામરૂપ "सम्मं भूयाइ पासओ" સર્વત્ર સમ જ ઊપજે છે. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય ખરેખર છવાઈ જ રહે છે. એટલે સર્વત્ર...સર્વત્ર એટલે સર્વ સ્થળે...એટલે પોતાને અને પરને તે પણ દ્રવ્યથી અને ભાવથી...સર્વ પ્રકારે...સમ...એટલે શાન્તિ ઊપજે; કારણ કે જે સમ્યક્ સંયમાદિ સેવે

છે, તે પોતે અદ્‌ભુત આત્મશાન્તિ અનુભવે છે. અને પરને પણ શાન્તિ ઉપજાવે છે. સૂત્રપાઠ – "તિન્નાણું તારયાણું" એટલે પોતે પણ તરે. અને પરને પણ તારે... એટલે પરને શાન્તિ ઉપજાવવામાં નિમિત્ત બને છે. ઉપાદાન તો પોતાનું છે.

જે જે સમ્યક્ સંયમાદિક સેવે છે... તે પોતે...તાપ-પરિતાપ પામતો નથી... અને અન્ય જીવોને પણ તાપ પમાડતો નથી. પણ શીતળ ચંદનની જેમ સર્વત્ર તાપનું શમન કરીને એ શીતળતા આપે છે. શીતળ ચંદનની જેમ...શીતળ ચંદ્રની જેમ... "चंदेसु निम्मलयरा" સર્વને આનંદ ઉપજાવે છે. અથવા સમ્યક્ સંયમનું ફળ ઉપશમ અર્થાત્ સર્વત્ર કષાય આદિની ઉપશાન્તિ છે. વાંકાનેરમાં હોય કે કલકત્તાના જંગલમાં હોય... જે સમ્યક્ સંયમ પાળે છે...તેના ક્રોધાદિ કષાય ઉપશાંત થઈ જાય છે...તે વાત ત્રિકાળ સત્ય છે. અને તે બીજાઓના કષાયોને પણ નિમિત્તની અપેક્ષાએ ઉપશાંત કરે છે.

## "સમ્યક્‌સંયમી વક્તા કેવા હોય ?"

કારણ કે...અહીં સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્રપૂર્વક પાંચ મહાવ્રત પાળતાં ક્રોધાદિ કષાયોના ઘણાં ઘણાં કારણો સ્વયમેવ દૂર થઈ જાય છે. અને અહિંસક, સત્યવક્તા, મરણાંત કષ્ટ આવે છતાં તેનું સત્યવક્તાપણું ન જાય – અને તેનો પ્રભાવ અન્ય જીવો ઉપર સહેજે પડે છે. તેથી સ્વ અને પરના કષાયો ઉપશમ થાય છે. અથવા અહિંસાદિ સમ્યક્ સંયમને જે સેવે છે તે સમભાવરૂપ સમને એટલે શાન્તિને પામશે. કારણ કે તે સમભાવી આત્મા સર્વ જગત "सव्व भूयप्प भूयस्स" સર્વ જંતુને સમ ગણે છે. માન–અપમાન–વંદક–નિંદક ગમે તે આવે અને મળે તે સર્વેને સમ ગણે છે. એટલે તેને વિષમતારૂપ અશાંતિ હોતી નથી. અથવા સમ્યક્ સંયમને જે પાળે છે...તેને સમ એટલે સ્વરૂપ શાન્તિ ઊપજે છે. (સાચી સમ્યક્ સાધુતામાં સર્વને લહેર છે. આનંદ છે, બાદશાહી છે. માટે આ આનંદાદિને લેવા...અમો-તમો સર્વે આ માર્ગે નીકળીએ.) તે સમય...સમય...પોતાના સ્વરૂપમાં સમાતો જાય છે. સમાય છે. ઉત્કૃષ્ટ અહિંસા આદિનું...સાધકનું સમ્યક્ સંયમ પાલનનું...ફળ જો કોઈ હોય તો તે પોતાના સ્વરૂપમાં સમાવું તે છે.

## "પારમાર્થિકભાવ અહિંસામાં શું હોય ?"

કારણ કે... (અનુભવપૂર્વક જ્ઞાનીઓ કહે છે.) સ્વરૂપની જરાય ઘાત ન થવા દેવી...જ્ઞાનાદિક મારું સ્વરૂપ છે તેની જરાય ઘાત ન થવા દેવી...અને પરભાવ પ્રત્યે ગમન ન કરવું...એ જ પારમાર્થિક ભાવ-અહિંસા હોય...તેને વ્યવહાર-અહિંસા હોય... પણ વ્યવહાર અહિંસા હોય...અને પારમાર્થિક ભાવ-અહિંસા ન પણ હોય. પણ જેને પારમાર્થિક ભાવ-અહિંસા હોય તેને વ્યવહાર–અહિંસા હોય જ.

એટલે...આવા અહિંસાદિક ભાવથી...જીવ...સમસ્ત પર-ભાવથી વિરામ પામી... સ્વરૂપ વિશ્રાંતિરૂપ પરમ આત્મશાન્તિને ભજે છે, ભોગવે છે, વેદે છે, આરાધે છે, અનુભવે છે. અર્થાત્ સ્વરૂપમાં સમાય છે. અથવા ઊલટી રીતે લઈએ તો સર્વત્ર સમના સારરૂપ સમ્યક્ સંયમ પાલન જ છે, કારણ કે જ્યારે જીવ સમને પામે છે. એટલે કષાયોની ઉપશાંતિને પામે છે, અને જ્યારે કષાયોની ઉપશાંતિને પામે છે, ત્યારે તે ઉપશમને પામે છે, ત્યારે તેના આ ક્રોધાદિક વિભાવ ભાવ...દુષ્ટ ભાવ... મોળા પડે છે. એટલે તે ક્રોધાદિને વશ થઈને હિંસાદિ કરતો નથી...મૈથુનના પાપમાં સડતો નથી... પણ સ્વભાવિક રીતે અહિંસાદિ પ્રત્યે ઢળે છે. અથવા જીવ જ્યારે સમને એટલે શાન્તિને પામે છે ત્યારે...તે અન્યને પણ શાંતિ આપે છે. એટલે હિંસાદિથી પરને ઉત્પાત્ ઉપજાવતો નથી. અથવા જીવ જ્યારે સમને એટલે સમભાવને પામે છે ત્યારે તે સર્વ જગતજીવોને સમ ગણતો હોઈને હિંસાદિ કરતો નથી અને અહિંસાદિ પાળે છે.

## 'ઉપરમને પામે તે વિરતિને પામે'

અથવા જીવ જ્યારે સ્વરૂપમાં વિશ્રાંતિરૂપ પરમ આત્માની શાંતિને પામે છે... એટલે સ્વરૂપમાં સમાય છે...ત્યારે તે સ્વરૂપ...અહિંસાદિક રૂપ...ઉત્કૃષ્ટ પારમાર્થિક અહિંસાદિ સમ્યક્ સંયમનું પાલન કરે છે. આમ સમ્યક્ સંયમપાલનનો સાર સમ...અને સમનો સાર સમ્યક્ સંયમપાલન...આમ પરસ્પર સંકલિત છે. ગમે તે શાસ્ત્રો લો... ચાહે તો દિગંબરના શાસ્ત્રો લો...ચાહે તો શ્વેતાંબરના કે સ્થાનકવાસીના શાસ્ત્રો લો...જે શાસ્ત્રો લેવા હોય તે લો.. મુમુક્ષુજીવ સમ્યક્ સંયમને પામે છે. એટલે ઉપરમને પામે છે. એટલે વિરતિને પામે છે. હવે જે મુમુક્ષુજીવ સમ્યક્ સંયમને પામે છે...એટલે વિરતિને પામે છે.. તે સમ ને જ એટલે ઉપશમને પામે છે... સમ્યક્સંયમ એટલે ઉપશમને પામે છે. તેને વિષયાદિ નિમિત્તો થતાં હિંસાદિની વિરતિ અવશ્ય હોય છે. અને તેને વિષય અર્થે માન, મોટાઈ, માન-પાન, સંસારના અર્થે થતી હિંસાદિનો ઉપરમ હોય છે, તેને કષાયાદિનો ઉપશમ હોય છે; કારણ કે વિષયથી કષાય અને કષાયથી વિષય...હોય છે. તેનાથી તે ઉપરમ પામે છે. તે વિરતિને પામે છે. જે વિરતિને પામે છે તે શાન્તિને પામે છે. અને જે શાન્તિને પામે છે તે વિરતિને પામે છે.

'ज्ञानस्य फलं विरतिः' 'જ્ઞાનનું ફળ વિરતિ છે.'

જે કષાયથી વિરતિ પામે છે...તે પોતાના સ્વભાવમાં સમનરૂપ ઉપશમને પામે છે. અને જે સમનરૂપ ઉપશમને પામે છે તે કષાયોથી ઉપરમ પામે છે. એટલે કે વિરતિને પામે છે. જે સમ્યક્ સંયમને સેવે છે. તે સમ પામે છે જે સમ પામે છે. તે જ સમ્યક્સંયમને સેવે છે. આ જ સંસારના નાશનો ઉપાય છે.

ॐ સત્

## વ્યાખ્યાન નં. ૬૯

સં. ૨૦૧૪ના ભાદરવા સુદ ૧, શનિવાર, તા. ૧૩-૯-૧૯૫૮.

### "પહેલાં દૃષ્ટિમાંથી મોક્ષ થાય...
### પછી અવસ્થામાંથી સંસારને ઉડાડવાની વાત છે."

કાંપિલ્ય નગરીનો રાજા સંયતિ...અસંખ્યાત્ પ્રદેશીરૂપી નગરીનો રાજા આત્મા... "कंपिल्ले"...कं કહેતાં કર્મને...पिल्ले કહેતાં પિલી નાખવા...સંયતિ સમાન પોતાનો આત્મા જો દ્રવ્યનિક્ષેપે નીકળે...તો સત્ સમાગમે સાધ્યદશાને પામી જાય...અને દ્રવ્યનિક્ષેપે નીકળે એટલે...કર્મને ટાળવાના પ્રયાસે ઊપડે, નીકળે...આવી રીતે જે વિરતિને પામે છે, તે આત્મશાન્તિને પામે છે. અને જે આત્મશાન્તિને પામે છે, તે વિરતિને પામે છે.

"ज्ञानस्य फलं विरति" "જ્ઞાનનું ફળ વિરતિ છે" અને પરભાવથી વિરતિ રૂપ ઉપરમ પામે છે, તે પોતાના સ્વભાવમાં સમન રૂપ ઉપશમ પામે છે. અને જે સ્વભાવમાં સમન રૂપ ઉપશમ પામે તે પરભાવથી વિરતિરૂપ ઉપરમ પામે છે. આ જ નિમિત્ત-નૈમિત્તિક ભાવ છે. પ્રથમ જીવને ઉપશમભાવ ઊપજે છે. એટલે જ્યારે વિરતિને પામે છે, સ્વરૂપમાં જામી જાય છે, ત્યારે નિર્વિકલ્પ દશા થતાં, અહિંસા પ્રવૃત્તિથી વિરામ પામે છે. અને ત્યાં તેને શાન્તિસુખનો અનુભવ થાય છે. એટલે તે વિશેષ વિરતિ કરે છે. તેથી તેને ઓર વિશેષ વિશેષ સમસુખનો અનુભવ થાય છે. અને તેમ તેમ વિશેષ વિશેષ વિરતિ કરે છે. તેથી સમસુખ ઓર અધિક થાય છે. આમ જે જીવને વિરતિની માત્રા વધતી જાય છે. તેમ તેમ તે જીવને સમસુખની એટલે સ્વરૂપની અધિક અધિક લહેરો છૂટતી જાય છે. પછી ક્રમે ક્રમે યાવત્ પૂર્ણ વિરતિ થતાં ચૌદમા ગુણસ્થાનકના અંત સમયે પરિપૂર્ણ વિરતિ થતાં પરિપૂર્ણ સુખનો અનુભવ થાય છે. અને આત્મા નિજસુખમાં સર્વાંગે સમાય છે.

એમ હે ભવ્ય જીવો! આ મળેલા ટાણામાં સત્સમાગમે આમ જ સમજીને.... વિચારીને...માનીને...ત્રિકાળી દ્રવ્યનો આશ્રય કરતાં રાગ-દ્વેષ-વિકારોની ઉત્પત્તિ થતી નથી.

### " ત્રિકાળી દ્રવ્યનો સ્વભાવ "

' માટે મારું ત્રિકાળી દ્રવ્ય વિકારનું કારણ નથી. મારા પોતાના અખંડ, અભેદ, સળંગ, નિત્ય ધ્રુવના આશ્રયે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-વીર્યની ઉત્પત્તિ થાય છે.

તેથી તે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર-વીર્યનું કારણ દ્રવ્ય થાય છે. એવો દ્રવ્યનો સ્વભાવ છે.

એવો પોતાનો સ્વભાવ....શોધક દૃષ્ટિથી ઊપડેલો જીવ સત્ સમાગમે સમજે.... અને સ્વમાં દૃષ્ટિ વાળે તો પર ઉપર દૃષ્ટિ રહેતી નથી, પણ દ્રવ્ય સ્વભાવમાં વળી જાય છે. દૃષ્ટિ, ઉપયોગ, વીર્ય સ્વમાં વળી જાય છે. અને સ્વરૂપની સ્થિરતા વધતી જાય છે. વધતાં વધતાં જીવ છેવટે પૂર્ણદશાને પામી જાય છે. માટે સમજો. અને ટાણું, અવસર, સમજવાની બુદ્ધિ મળી છે...માટે જરૂર સમજો. બીજું બધું હરામ છે.

**આપણે જીવ છીએ**....આપણી આંખની સામે જગત છે. જગતમાં આપણે રહેલા છીએ...પણ **આપણે હવે પરમાત્મા થવું છે.** તો યથાર્થ સમજણે પરમાત્મા થવાય છે. પરમાત્મા બનવા માટે યથાર્થ સમજણ જોઈશે. યથાર્થ સમજણે બહિરાત્મા-પણું મટીને અંતરાત્મપણું બનવું પડશે. સાચી સમજણમાં જે રમે તે પરમાત્મા જરૂર બને. પણ ખોટી સમજણમાં રમે તે પરમાત્મા બની શકે નહિ. પાંચે ઇન્દ્રિયોમાં તથા તેના વિષયોમાં સુખ છે. એમ માને અને તેમાં રમે તો પરમાત્મા બની શકે નહિ. રાગ-દ્વેષ-મોહમાં રહેવા છતાં તેમાં રહે નહિ, રાગદ્વેષમાં રહે તે વાત જુદી... અને તેમાં સુખ માનીને રમે....તે વાત પણ જુદી...સાચી સમજણે પરમાત્મભાવમાં રમવા માટે જે પ્રયત્નશીલ બને...પ્રયાસ કરે... (તે પુરુષાર્થમાં બધા સંપીને એકી સાથે તમે બધાય આવી જાવ.) તે સાચી સમજણે પરમાત્મા બની શકે. રાગ-દ્વેષ મોહમાં રમે તે બહિરાત્મા છે. (તમે રાગ-દ્વેષ મોહમાં રમતા તો નથીને?) રાગ-દ્વેષ હોય તે વાત જુદી. પણ તેમાં રમવું નહિ જોઈએ. અલ્પ રાગ-દ્વેષ હોવા છતાં પરમાત્માના ધ્યેયમાં રમે...તે અંતરાત્મા રાગ-દ્વેષથી સર્વથા છૂટો પડી જાય. તેનું નામ પરમાત્મા.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતી કર્મો છે. તેનાથી છૂટી જઈને..."सम्यग् दर्शन ज्ञान चारित्राणि मोक्ष मार्ग:" એ મોક્ષ-માર્ગને સ્વતંત્રપણે પ્રરૂપે છે. તે સયોગી કેવળી પરમાત્મા. અને વેદનીય, આયુષ્ય, નામ, ગોત્ર એ બાકીના અઘાતી કર્મોથી પણ છૂટી જાય તે અયોગી પરમાત્મા. સિદ્ધાત્મા.

## "સંસાર અને આત્મા"

**આત્માને સંસાર સાથે મેળ અનાદિનો છે.** અને તે મેળ અનાદિની ઊંધી સમજણના યોગથી છે. વર્તમાન સત્‌ના સમાગમે એક જ ઊંધી સમજણ ટાળી દે... તો અનાદિનો સંસાર છૂટી જાય. હવે ઊંધી સમજણનો મેળ જો આત્માની અવસ્થા-માંથી ખસી જાય તો આત્માનો સંસારની સાથે મેળ રહે નહિ. સંસાર સાથે મેળ રાખવા જેવો નથી. તે લુચ્ચો છે, લબાડ છે. અને તે તને ઉપાડીને નિગોદમાં ખોસી

ઘાલશે. જ્યાં સુધી ઊંધી સમજણ છે ત્યાં સુધી સંસાર સાથે મેળ છે. હવે તે આત્માને મેળ જોઈતો નથીને ? હવે હૈયાથી એ મેળ ન હોય તો તેની ભાષા પણ ફરી જાય છે. બોલવાથી નહીં હો...

## " ભાવ અને ભાષામાં કેટલું અંતર છે ? "

જેમ કોઈ એક તમારો સંબંધી હોય અને તે સંબંધી સાથે તમારે મેળ ન હોય અને કોઈ આવીને તમને પૂછે ત્યારે તમે શું કહો છો ? કે આ તો છે મારો કાકો...આ તો છે મારો સગો માજણ્યો ભાઈ...પણ હૈયાનો મેળ અમારે નથી. છે મારો સંબંધી, છે મારો સગો ભાઈ...પણ અમારે તેની સાથે જરાય હૈયાથી મેળ નથી...તેની વાત નહિ કર...એમ વાતને ટાળી દો છો ને ? અને જેની સાથે મેળ હોય છે...તેની સાથે વાત કરવામાં...જુસ્સો, ઠસ્સો કે રૂઆબ જુદો હોય છે. આ તો મારો સગો ભાઈ થાય. તેને તેં ન ઓળખ્યો ? તે રંગુન જઈને દસ લાખ રૂપિયા કમાઈને આવ્યો છે. આ તો મારો સગા કાકાનો દીકરો છે. એવું એવું બોલાય છે ને ? પૂર્વના કર્મે સંબંધ કરી આપેલ છે...છતાં જેની સાથે ફાવટ ન હોય અને જેની સાથે ફાવટ હોય...તેના વિષે ભાષામાં ફેર પડી જાય છે ને ? સંબંધી જોડે તમારે ફાવટ નહિ એવું ક્યારે ? એ ખરાબ છે ત્યારે ને ? અને એ આપણા કામમાં આવે નહીં ત્યારે જ તેની સાથે ફાવટ ન હોય ને ?

## " આત્માને કોની સાથે મેળ ન હોય "

તેમ આત્માને એમ થાય કે...ઊંધી સમજણે આ સર્જેલો સંસાર છે. પણ હવે મારે સંસાર સાથે હૈયાથી મેળ નથી...આટલી સમજણમાં તમે આવી ગયા છો ? આવી ગયા છો એમ હું માની લઉંને ? હૈયાથી એ સ્ટેજ ઉપર તમે આવી ગયા છો ? એમ હું માની લઉંને ? ઠીક...હવે આવવાની તૈયારી કરશો એમ માની લઉંને ? હવે એમ માનજો કે અમારા ધર્મગુરુએ અમારા વિષે એમ માની લીધું છે કે હવે એ સ્ટેજ ઉપર તમો આવી જશો. એમ માન્યું હોય તો પણ હૈયામાંથી સંસારનો મેળ ઓગળતો જાય. કેવી રીતે ઓગળે ? તેની રીત પણ ગુરુદેવ બતાવે છે...કે...શું કરીએ ? જનમ્યા એટલે જીવ્યા વિના છૂટકો નથી. આ માંડયું છે એટલે ચલાવ્યા વિના છૂટકો નથી...તેમ ..આ ઊંધી સમજણે આવેલો આ બધોય સંસાર સંભાળવો પડે છે. શું કરીએ ? સંભાળીએ છીએ...પણ હવે સંસારનો સંબંધ ફાવતો નથી. ફાવતો નથી તેમેય ખરું ને ? સંસારને નભાવીએ છીએ...પણ ન છૂટકે...સાધીએ છીએ...મોક્ષ–જ્ઞાન–દર્શન–ચારિત્ર–દેવ–ગુરુ–ધર્મની ભક્તિ. એમ જો સાચી સમજણે તૈયારીમાં સમજાઈ જાય...તો ક્રમે ક્રમે સંસાર છૂટી જાય...એટલે સંસારને સર્જનારો ઊંધો ભાવ છૂટી જઈને...પરમાત્મા બની જવાય છે.

## " સુદેવ સુગુરુ અને તેમની આજ્ઞા કેવી હોય ? "

આત્માના સ્વભાવની અને તે સ્વભાવને સમજવાની વાત છે. અને તે આત્માની સમજવાની વાતમાં નિમિત્ત કેવા હોય. અને સર્વજ્ઞ વીતરાગ જિનદશા કેવી હોય... તેનો વિચાર અને સદ્‌ગુરુની આજ્ઞા કેવી હોય તેનો વિચાર (સર્વજ્ઞ કેવા હોય? ગુરુ કેવા હોય? તેનો વિચાર કર્યો છે?) જો કર્યો હોય તો તે વિચાર સ્વરૂપ સમજવામાં નિમિત્ત કારણ છે. વિચાર અને સદ્‌ગુરુની આજ્ઞા મારા સ્વરૂપને સમજવામાં નિમિત્ત કારણ છે. કુદેવ-કુગુરુ-કુધર્મને માનતો હોય અને આત્માનું સ્વરૂપ સમજી જાય એમ બને નહિ.

## " નિર્વિકલ્પ આનંદ પોતા થકી થાય "

**દ્રવ્યદૃષ્ટિના વિષયમાં એકલો સળંગ, અભેદ આત્મા** છે. ભાઈ...આત્મા... ...આત્મા...ને આત્મા...તે વહાલો આત્મા છે. તેમાં નિમિત્તની વાત ન આવે. આવી અભેદ દૃષ્ટિ થયાં પહેલાં સર્વજ્ઞ દેવનો વિચાર સદ્‌ગુરુની આજ્ઞામાં નવે તત્ત્વના ભેદાનુભેદમાં આવીને ઊભો રહે. સમજીને અભેદ દૃષ્ટિ થતાં... ભેદના વિકલ્પો તૂટી જતાં.. નિર્વિકલ્પનો અનુભવ કરે...સિદ્ધના જેવો અનુભવ અંશે અંશે થાય. આત્માના અનુભવ માટે બીજું કોઈ કારણ છે જ નહિ. ભગવાન કે ગુરુ ઉપદેશ આપે...પણ વિચાર કરવાં તે પોતાનું કામ છે. વિચાર કરાવી દેવા...તે ભગવાન કે ગુરુનું સામર્થ્ય નથી, અથવા કામ નથી. પોતે દેવગુરુનો વિચાર કરે...અથવા આત્મા છે...તે નિત્ય છે.... શાશ્વત છે...ધ્રુવત્વ ધરતું દ્રવ્ય છે એમ...ભેદથી વિચાર કરે...તો તે વિચાર...સદ્‌ગુરુની આજ્ઞા આત્માનું સ્વરૂપ સમજવામાં તે નિમિત્તકારણ છે. પણ નિર્વિકલ્પ આનંદનો અનુભવ તો...અભેદ દૃષ્ટિથી થાય છે...અનુભવના માટે બીજું કોઈ કારણ છે જ નહિ. એવી યથાર્થ સમજણ કરીને...અભેદ દૃષ્ટિને લાવ.

## " કેવળી ને સંસાર "

ભાઈ...રે! તારી દૃષ્ટિમાંથી એકવાર પર સાથેનો બધોય સંબંધ તોડી નાખ. જેની દૃષ્ટિ અનંત ગુણના પીંડ સમાન આત્મા ઉપર છે. તેને પર ઉપર દૃષ્ટિ નથી. સ્વભાવ સન્મુખ દૃષ્ટિમાં તો આત્માને પર સાથે નિમિત્ત નૈમિત્તિક સંબંધ નથી. આવી દૃષ્ટિ પ્રગટયાં વગર એ પર્યાયના નિમિત્ત નૈમિત્તિક સંબંધનું યથાર્થ જ્ઞાન થાય નહિ. ભલે ગમે તેવો નાચતો હોય...કૂદતો હોય...વચન બોલવામાં બાહોશ થઈ ગયો હોય... છતાં પર્યાયનું નિમિત્ત-નૈમિત્તિક સંબંધનું યથાર્થ જ્ઞાન થાય નહિ. જેને પર્યાયનું નિમિત્ત-નૈમિત્તિક મેળનું યથાર્થ જ્ઞાન પ્રગટયું છે. તેને દૃષ્ટિમાંથી સંસાર છૂટી ગયો છે. તે અલ્પકાળમાં સ્થિરતાના જોરે...નિર્વાણને પામે. કેવળી

ભગવાનને તેરમા ગુણસ્થાનકે યોગનું કંપન છે. તે પણ આત્માનો પોતાનો ઔદયિક ભાવ છે. કેવળી કહે છે કે...આટલો હજીયે સંસાર છે, અને અધુરાશ છે.

**"દ્રવ્ય અને પર્યાય મળીને પ્રમાણ જ્ઞાન છે"**

ભગવાન મહાવીર કહેતા હતા કે હે ગૌતમ! દ્રવ્ય અને પર્યાય એ બંને મળીને પ્રમાણ જ્ઞાન છે. અત્યારે કેટલાંક બોલકાં થઈને દ્રવ્યને પકડે છે. અને પર્યાયનો વિવેક કરતાં નથી તે અજ્ઞાની છે. અને તેને પ્રમાણજ્ઞાન હોતું નથી. પણ મિથ્યાજ્ઞાન હોય છે. દ્રવ્ય અને પર્યાય મળીને પ્રમાણ છે... એકલા દ્રવ્યને માને...અને પર્યાયને ન માને...તો પણ પ્રમાણજ્ઞાન નથી. અને એકલી પર્યાયને માને અને દ્રવ્ય ન માને તો પણ પ્રમાણજ્ઞાન નથી. પણ બંનેને માને તો તે પ્રમાણજ્ઞાન છે.

* વસ્તુના અનંતા ધર્મો...એકેક ધર્મની અનંતી પર્યાયો...એક એક પર્યાયના અનંતા પ્રતિછેદો...તે સર્વને એક સમયમાં સર્વજ્ઞદેવ પ્રત્યક્ષ જાણે છે. મારો દેવ પ્રત્યક્ષ જાણે છે... અને સાધક ધર્માત્મા જ્ઞાની તેને પ્રતીતિમાં લે છે..આ ધર્મો આખા આત્માની આખા ધર્મની પ્રતીતિ કરાવે છે. ધર્મી એવા આત્માની પ્રતીતિ વગર તેના ધર્મની પ્રતીતિ થાય નહિ. જ્યાં ધર્મની પ્રતીતિ થઈ...ત્યાં ધર્મી એવા આખા આત્માની પ્રતીતિ કરી લીધી. આ તો વીતરાગતાને પામવાની વાત છે. અને સંસારને કાઢવાની વાત છે.

**દૃષ્ટાંત** : સંસારની પેઢી સંકેલવી હોય...તો ધીમે ધીમે સંકેલે છે. ભાઈ....એક હજાર આપ....બે હજાર આપ....તેમ એક પડખાંને સંકેલો છો. અને હું તો બન્ને પડખાંને સંકેલવાનું કહું છું. સંસારના ખડકામાં આત્મા નથી. તેમાં તો પુણ્ય–પાપનાં ફળ છે. સંસારને ઉડાડી દેવાની આ વાત છે. પહેલાં દૃષ્ટિમાંથી સંસારને ઉડાડવાની વાત છે. એટલે દૃષ્ટિમાંથી મોક્ષ થાય. પછી અવસ્થામાંથી સંસારને ઉડાવવાની વાત છે. પણ પહેલાં અવસ્થામાંથી સંસારને ટાળવા જાય. અને દૃષ્ટિમાંથી સંસાર ટળે નહિ. તો....અથવા ટાળે નહિ...તો સંસાર ત્રણ કાળમાં ટળે નહિ.

અનાદિના અમને તમને સંસારનાં ઝેર ચડયાં છે. તેથી આ વીતરાગભાવના... આ વીતરાગવાણીના...મંત્રો ફૂંકાય છે. તેને હ્રુદયમાં ઉતારજો... તો સંસારના ચડેલા ઝેર ઊતરી જશે. જેમ સર્પ દંશ થાય ત્યારે ગારુડી તે ઝેરને ઉતારવાના મંત્રો ફૂંકે છે...તેમાં જો સર્પદંશ થયેલા માણસનો ઉપયોગ જોડાય તો ઝેર ઊતરે... તે પણ આયુષ્ય હોય તો...નહિ તો નહિ.

* સુગુરુને કહેતાં રહેવું કે...હે ગુરુ મહારાજ! મારા ઉપર આપશ્રી વીતરાગ-વાણીના....વીતરાગભાવના ..મંત્રો ફૂંકતા રહેજો. અને ગુરુ મહારાજ કહે તેમાં તમે

જો ઉપયોગને જોડી રાખો...જોડતા રહો...તો તે મંત્રમાં ઉપયોગને ભાઈઓ.... જોડતા રહેજો.

## "તીર્થંકરોને ક્ષપકશ્રેણી અને તેના ફળ સ્વરૂપે ક્ષાયકભાવ હોય છે"

સમ્યક્ સંયમ તે શાન્તિનું કારણ છે...તીર્થંકરોને ક્ષપકશ્રેણી જ હોય...પણ ઉપશમશ્રેણી ન હોય...અને ક્ષપકશ્રેણી ઉપર ચડીને આપણા તીર્થંકર ક્ષાયકભાવ લઈ લે છે. આપણા બાપુએ આમ કર્યું...અને આપણે તેના દીકરા...આપણે પણ આમ કરીને ક્ષાયકભાવ લઈ લેવો જોઈએ. જો ક્ષાયકભાવ ન લઈએ તો આપણે કપૂત કહેવાઈએ. તેનો વારસદાર હું છું... પિતાનો વારસો લેવો હોય તો....તેના પગલે ચાલવું જોઈએ. હું જ્ઞાનાનંદ પરમ શુદ્ધ, પારિણામિક ભાવ સહિત છું. એમ ભાનયુક્ત, ભાન સહિત, મતિ-શ્રુતિ-અવધિ એમ ત્રણ જ્ઞાન લઈને ભગવાન માતાના પેટે અવતર્યા હતા... તે જ સ્વભાવમાં લીન થઈને...વીતરાગમાર્ગે ચડીને....જૈન શાસનની દિક્ષા લઈને...સ્વભાવમાં ઠરી જતાં...ભગવાનને ચોથું મન: પર્યવજ્ઞાન પ્રગટે છે. પછી આત્મસ્વભાવમાં લીન થઈ...રાગાદિનો ક્ષય કરતાં કરતાં ક્ષાયકભાવને લેતા જાય છે. ભગવાનને જેવું આત્મજ્ઞાન હતું તેવા આત્મજ્ઞાનપૂર્વક ચારિત્રદશા હોય છે. તે સિવાય મુનિપણું હોતું નથી...ચારિત્ર દશા હોતી નથી...

* મુનિ તો તેને કહેવાય...કે જેના ચરણે ગણધરના નમસ્કાર પહોંચે. "सज्जयाणं च भावओ". ગણધર એટલે... મતિ-શ્રુત-અવધિ-મનઃ પર્યવ એ ચાર જ્ઞાનનાં ધણી તથા એક અંતર્મુહુર્તમાં દ્વાદશાંગીની રચના કરનાર. ત્રિપદીના ધારક... તેના યોગે કરી ચૌદપૂર્વનાં જાણકાર... આને ગણધર દેવ કહેવાય...તે જો તુરત જ આગળ વધે તો ક્ષાયકભાવને લઈને...કેવળજ્ઞાન પ્રગટાવીને...સંપૂર્ણ સાધ્ય દશાને તે જ ભવે પામે છે. આ જ સંસારના નાશનો ઉપાય છે. ગણધરને બીજો ભવ ન હોય.

આ સંયતિ રાજા શિકારે તો ઊપડયો છે...પણ સાથે કોને કોને લેશે તે બીજી ગાથામાં બતાવશે.

"ૐ ગુરુદેવાય નમઃ"



## વ્યાખ્યાન નં. ૭૦

સંવત ૨૦૧૪ના ભાદરવા સુદ ૨, રવિવાર તા. ૧૪-૯-૧૯૫૮

### "વસ્તુના યથાર્થ સ્વભાવને દેખવો... તે મોક્ષનું મૂળ છે."

જ્ઞાનીઓ કહે છે કે આત્માની સત્તા ત્રિકાળ છે...જ્યારે પૂછો ત્યારે આત્માની સત્તા ન હતી એમ નહિ...પણ આત્માની સત્તા તો ત્રણે કાળે છે. આત્મા ગુણે ધ્રુવરૂપે ટકીને પર્યાયરૂપે પલટે છે. આમ શ્રદ્ધાવાળો જીવ બરાબર સમજે છે કે મારા સત્‌ને પરનો આશ્રય નથી. ત્રણકાળ ત્રણલોકની અંદર મારા સત્‌ને પરનો આશ્રય હોય જ નહિ.

વિકારીભાવ તે સંસાર છે... **સ્વભાવના આચરણ વડે તમામ વિકાર બળીને ભસ્મીભૂત થઈ જાય છે.** ટળી જાય છે. સંસારથી છૂટીને મોક્ષને પામી શકાય છે. દરેક વસ્તુ પોતાના સ્વભાવથી ઉત્પાદ્-વ્યય-ધ્રુવ સ્વરૂપ છે. **ષટ્‌દ્રવ્યનો... સમુદાય તે જગત છે.** જેમ કે...ધર્માસ્તિકાય દ્રવ્ય, અધર્માસ્તિકાય દ્રવ્ય, આકાશાસ્તિકાય દ્રવ્ય, કાળ દ્રવ્ય, પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય અને જીવાસ્તિકાય દ્રવ્ય.

* વસ્તુના યથાર્થ સ્વભાવને દેખવો...તે મોક્ષનું મૂળ છે. પોતાના જ્ઞાનાનંદ સ્વભાવની શ્રદ્ધા, જ્ઞાન અને તેમાં જ આચરણથી જરૂર ધર્મ થાય છે. **ધર્મની સત્તા આત્મામાં છે** પણ પરમાં નથી. **આત્માની સન્મુખ વલણ છે, ત્યાં ધર્મ થાય** છે. જ્યાં સુધી પર તરફ તારું વલણ છે, ત્યાં સુધી તું ધર્મની આશા રાખીશ નહિ. **ધર્મથી સુખશાન્તિ થાય છે. આત્મામાં ગુણો ભર્યા પડ્યા છે. તેમાં દષ્ટિ કરે તો ધર્મ થાય.** તારા ત્રિકાળી સ્વભાવના આશ્રયે અનંત ગુણોનું નિર્મળ પરિણમન થાય છે. આ જ સિદ્ધિનું સાધન છે.

**જીવે ઘણાં સાધન કર્યાં પણ આત્માનું સાધન ન કર્યું તેથી સિદ્ધિ ન થઈ.** અંદરમાં જે સમ્યગ્દર્શન થાય છે તે આત્માની ઓળખાણ થઈને...સમ્યગ્દર્શન અને મોક્ષ થાય છે. તે વિના કોઈને સમ્યગ્દર્શન અને મોક્ષ થાય નહિ. તારે સમ્યગ્દર્શન અને મોક્ષ જોઈતો હોય તો આત્માની ઓળખાણ કર. તારું સુખ, તારી શાન્તિ, તારો આનંદ તારામાં છે. જ્યાં સુખ, શાન્તિ અને આનંદની સત્તા છે તેની સન્મુખ જો...તો સુખ શાંતિ અને આનંદ પ્રગટે.

આત્માના લક્ષે સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાદિ ધર્મો થાય છે. પણ પરલક્ષે તો

વિકાર થાય છે. **સમકિતી ધર્માત્મા અંતરની ચૈતન્ય ઋદ્ધિને પોતાની લક્ષ્મી માને છે. જાણે છે.** પણ પૈસાદિ લક્ષ્મીને ચૈતન્યની ઋદ્ધિ જ્ઞાની માનતા નથી. અને તે લક્ષ્મી પણ ચૈતન્યની નથી. **ધર્માત્મા ભગવાનના દાસ છે અને આખાય સંસારથી ઉદાસ છે.** ભગવાનના દાસ થયા તે જરૂર સંસારથી ઉદાસ થાય. જ્યાં સુધી ભગવાનના દાસ થાય નહિ ત્યાં સુધી ઉદાસપણું નથી. અને સમ્યગ્દર્શન પણ નથી.

## "દ્રવ્યના ધર્મમાં દૃષ્ટિ દે"

**ચૈતન્ય ભગવાનના સ્વભાવના લક્ષ્યરૂપ લક્ષ્મી તેનાથી સમકિતી સદાય સુખીયા** છે. એક એક આત્મામાં અનંત ધર્મો છે. તે પોતાથી જ છે. સ્વતઃ સિદ્ધ છે. પરતઃ નથી. તે ધર્મો પોતાથી છે કે પરથી છે? પોતાથી જ છે. ત્રિકાળ શુદ્ધ સ્વભાવ પોતાના દ્રવ્યનો ધર્મ છે. અને ક્ષણિક અશુદ્ધ પર્યાય તે પણ પોતાની પર્યાયનો ધર્મ છે. જોઈ લે. આ દ્રવ્યનો ધર્મ...અને જોઈ લે...આ પર્યાયનો ધર્મ. તેને જેમ છે તેમ જાણે તે પ્રમાણ છે. પણ પર્યાયને જાણી અને દ્રવ્યને ન જાણે તે તો એકાન્તવાદ છે. અને ત્યાં તો એકલો અધર્મ છે. દ્રવ્યના ધર્મ અને પર્યાયના ધર્મને જાણી દ્રવ્યના ધર્મમાં દૃષ્ટિ દઈ દે તો જરૂર ધર્મ પ્રગટશે.

**પર્યાયના ધર્મને ન સ્વીકારે** અને હું શુદ્ધ, બુદ્ધ છું. અને દ્રવ્યના ધર્મને જ માને તો ત્યાં એકાન્તવાદ છે. મિથ્યાત્વ છે. અને દ્રવ્યને જાણે પણ પર્યાયને ન જાણે તો પણ ત્યાં મિથ્યાત્વ છે. પણ દ્રવ્ય તથા પર્યાય બન્નેને જેમ છે તેમ જાણી... પોતાનામાં ઠરે ત્યાં પ્રમાણ જ્ઞાનની ઉત્પત્તિ છે.

અશુદ્ધતા તે કોઈ પરના કારણે નથી. અશુદ્ધતા તે ક્ષણિક પર્યાયનો ધર્મ હોવાથી તે જરૂર ટળી શકે છે. નાશ થઈ શકે છે. શુદ્ધ દ્રવ્યની સાથે એકતા કરતા પર્યાયની અશુદ્ધતા ટળી જાય છે. માટે ત્રિકાળી દ્રવ્યનો ધર્મ આ...અને પર્યાયનો ધર્મ આ.. આમ જેમ છે તેમ જાણે તે પ્રમાણજ્ઞાન છે. અને દ્રવ્યની સાથે એકતા કરતાં અશુદ્ધતા જરૂર ટળી જાય છે.

ઉપાડ...તારા પુરુષાર્થને....જ્ઞાની તો પરથી ભિન્ન પોતાના ધર્મ વડે ..પોતાના ચૈતન્ય સ્વરૂપ આત્માને જાણીને...તેમાં જ અંતર્મુખ થઈને...તેની જ ભાવના કરે છે. એ રીતે આત્મભાવના વડે પૂર્વે કદી નહીં અનુભવેલા એવા જ્ઞાન–આનંદ સ્વરૂપ આત્માને અનુભવે છે. આ જ ભવભ્રમણના દુઃખથી છૂટીને આનંદની પ્રાપ્તિનો ઉપાય છે. આ સિવાય બીજો કોઈ ઉપાય કેવળજ્ઞાનીએ તેના જ્ઞાનમાં જોયો નથી.

* હું જે આનંદ–સુખ–શાંતિ શોધતો હતો તે તો સુખ–શાંતિ–આનંદ મારા અંતર્–સ્વરૂપમાં જ છે. એમ શ્રદ્ધા કરીને...જે જ્ઞાન અંતરમાં એકાગ્ર થયું તે જ્ઞાન

કેવું હશે? તે જ્ઞાન સ્થિર છે. અને એ રીતે જેનું જ્ઞાન સ્થિર થયું તે જીવ ભાવ-કર્મ રૂપે એટલે રાગ-દ્વેષ રૂપે પરિણમતો નથી. ભાવકર્મ પર્યાયમાં આવે છે. તેનો પણ તે જ્ઞાતાદ્રષ્ટા રહે છે. આ રીતે આત્મસ્વભાવનું અવલંબન કરી...કરી...નેઅનંતા જીવો મોક્ષને પામ્યા છે.

## "જ્ઞાનીના આમંત્રણ"

અહો! જગત જીવો! આવા જ્ઞાનાનંદસ્વરૂપ આત્માને...આત્મ સ્વરૂપને...શોધક દૃષ્ટિએ ઊપડી...અત્યારે...આ પળે જ દ્રવ્યનિક્ષેપે ઊપડી...સત્‌સમાગમે પ્રાપ્ત કરો. જ્ઞાનાનંદ આત્મસ્વરૂપને આજે જ અવશ્ય પ્રાપ્ત કરો. આ જ જ્ઞાનીઓનો આદેશ છે... આમંત્રણ છે...અને ઉપદેશ છે. જ્ઞાનાનંદથી ભરચક ભરેલું સ્વતત્ત્વ જ ઇષ્ટ છે. જ્ઞાનાનંદમાં ડખેલું આ સ્વતત્ત્વ જ ઇષ્ટ છે...અતિન્દ્રિય આનંદ-જ્ઞાન જેમાં ઊલસી રહ્યું છે... એવું આ સ્વતત્ત્વ જ ઇષ્ટ છે. હવે તું અંતર્મુખ થઈને તેની પ્રાપ્તિ કર. આ જ અમારા આમંત્રણ, ઉપદેશ અને આદેશ છે.

આત્માને ઓળખવો...અને આત્માને ઓળખી તેને અનુભવવો તે જ સમ્યગ્‌દર્શન અને અનુભવીને આત્માના સ્વરૂપમાં રમણતા કરવી તે સમ્યક્ ચારિત્ર. જ્યાં, જ્ઞાન-અનુભૂતિ હોય ત્યાં સમ્યગ્‌દર્શન અવિનાભાવિ હોય જ છે. અને જ્યાં સમ્યગ્‌દર્શન ત્યાં જ્ઞાન-અનુભૂતિ હોય જ. જ્યાં ચેતન છે ત્યાં જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય-ઉપયોગ-ગુણ આદિ અનંત ગુણો બિરાજે છે. પોતાના ચેતનનો અનુભવ કરી લો... અનંતા ગુણવાળો ચેતન તમારામાં ફટ્ પ્રગટ થઈને રહેશે.

## "ગુણો અનંતા છે દોષો તો અઢાર જ છે"

ગુણો તો ચેતનના છે અને તે અનંતા છે. દોષો તો ગણ્યાગાંઠ્યા માત્ર અઢાર જ છે. પણ ભાઈ...ગુણો તો અનંતા છે. વળી દોષ પરિમિત છે, કારણ કે તેનો ક્ષય થાય છે પણ ગુણો તો અપરિમિત અને અનંત છે....અને તે અંત વગરના છે. વળી દોષ અનાદિ સાંત છે, અનાદિકાળથી જીવ સાથે છે. પણ તેનો અંત આવી જાય છે. પણ ગુણ અનાદિ અનંત છે. અનાદિકાળથી આપણામાં તે અનંતા ગુણો ભરેલા છે....અને તે રહેવાના...તેનો નાશ થઈ જવાનો નથી. આમ અનાદિકાળથી ગુણો અપ્રગટ છે એટલું જ. પણ નાશ પામી ગયા નથી.

## "નવ પદમાં કોણ છે!"

**દૃષ્ટાંત:** દોષ રૂપ અઢાર વાદળાં દૂર કરવા જોઈએ. એટલે અનાદિ અનંત ભાંગે તેના સકળ ગુણ પ્રગટ થઈ રહે છે....એક એક ગુણ...એવા અનંત અનંત ગુણો જેનામાં ગુપ્ત યા અપ્રગટપણે...રહેલાં છે...તે ચેતન અનંત અનંત ગુણનિધાન છે. સકળ

ગુણ નિધાન છે. ઇંદ્રિયો દ્વારા અને મન દ્વારા જે જ્ઞાન થાય છે...તે પરિમિત છે, પરંતુ ચેતન દ્વારા જે જ્ઞાન થાય છે...જણાય છે તે અપરિમિતપણે જણાય છે. આત્મા તે જ દર્શન, આત્મા તે જ જ્ઞાન, આત્મા તે જ ચારિત્ર, આત્મા તે જ સંયમ, આત્મા તે જ શિવમયલ. આત્મા તે જ તપ, આત્મા તે જ પ્રત્યાખ્યાન છે. જેમ અરિહંત તે પણ આત્મા, સિદ્ધ તે પણ આત્મા, આચાર્ય તે પણ આત્મા, ઉપાધ્યાય તે પણ આત્મા, સાધુ તે પણ આત્મા, દર્શન તે પણ આત્મા, જ્ઞાન તે પણ આત્મા, ચારિત્ર તે પણ આત્મા, તપ તે પણ આત્મા, આ નવે પદમાં કોણ છે? આત્મા...અગર એક આત્મામાં તે નવે પદ છે. નવે પદમાં એક આત્મા જ છે. એમ ભગવતી સૂત્ર કહે છે. તથા અનંતા જ્ઞાનીઓ કહે છે.

* **नाणं च दंसणं चेव. चरितं च तवो तहा।**
**वीरियं उवओगोय, एयं जीवस्स लक्खणं ॥ ११ ॥**

— ઉત્તરાધ્યયનસૂત્ર, ૨૮મું અધ્યયન.

**જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય-ઉપયોગ તે જીવનું લક્ષણ છે.** આત્મ તત્ત્વ તે અરૂપી...**સામાન્ય ઉપયોગ તે જ દર્શન...**તેમાં જ પ્રથમ સ્ફૂરણ થતાં **સાકાર ઉપયોગ તે જ જ્ઞાન....**આ એક વાત કાળજે બેસી જાય તો હથેળીમાં મોક્ષ થઈ જાય. દર્શન-જ્ઞાન-ચારિત્ર-તપ-વીર્ય-ઉપયોગ, આ દર્શન જ્યારે અનંત હોય ત્યારે જ્ઞાન પણ અનંત હોય. હવે તે **સામાન્ય ઉપયોગરૂપી નિરાકાર દર્શન અને વિશેષ ઉપયોગરૂપી સાકાર જ્ઞાન,** આ સાકાર ઉપયોગ તે જ્ઞાન ઉપયોગ. અને આ નિરાકાર ઉપયોગ તે દર્શન ઉપયોગ છે. તેમાં રમણતા તે ચારિત્ર, હવે તે આચરણ-રૂપ આત્મામાં રહેલું અવિકારી પદ જે મોક્ષપદ, તેને પામે છે. રાગ, દ્વેષ અને મોહ તે ત્રણ આત્માની પર્યાયમાં વિકાર છે. ભાવકર્મ છે તે આત્માનો સ્વસ્વભાવ નથી. અને જે આત્માનો સ્વસ્વભાવ નથી...તે હું નહિ...નહિ...ને નહિ. પર વસ્તુ ઉપર રાગ કરવાથી શું? અને જડ વસ્તુ ઉપર દ્વેષ કરવાથી પણ શું? અને જે વસ્તુ પોતે નથી તે વસ્તુમાં હું પોતે છું એવો ખોટો મોહ કરવાથી પણ શું? કાંઈ નહિ. પાપ બંધાય...તો હવે શું? પાપના પોટલા બાંધવા છે? નહિ.

આમ વિચારી રાગ-દ્વેષ-મોહને ટાળવાના પ્રયાસે ઊપડે...સત્‌ના સમાગમે ભાવને સમજી...સ્વભાવમાં દૃષ્ટિને જોડીને રાગ-દ્વેષ-મોહને નષ્ટ કરે છે. ત્યારે સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર આ ત્રણ ગુણને પામી જાય છે. આ જ અમારા તરફના તમોને આમંત્રણ, ઉપદેશ અને આદેશ છે. તેને તમો સ્વીકારજો. (અમો તમારા આંગણે આવીએ અને જો તમારા ભાવ વધે તો નિર્દોષ સૂઝતો આહાર વહોરાવજો નહિ તો નહિ) પહેલાં એવો નિશ્ચય થવો જોઈએ કે હું જ્ઞાન સ્વરૂપ છું. **મારું જ્ઞાન તત્ત્વ સર્વે જ્ઞેયોનો નિશ્ચય કરનાર છે.**

તમારા ઉપર અટપટા સંયોગો આવીને ઊભા રહે. ત્યારે તે જ્ઞેયોનો નિશ્ચય કરનાર તો પોતાનું જ્ઞાન છે. અને જ્યારે નિશ્ચય ન થઈ શકે ત્યારે નિશ્ચય કરાવનારના શરણે અથવા નિશ્ચય દર્શાવનારના શરણે જવું પડે છે ને? ત્યાં પણ નિશ્ચય કરનાર જ્ઞાન તો તમારું છે. આમ પોતાના જ્ઞાનતત્ત્વનો પ્રથમ નિર્ણય કરવો. મારા જ્ઞાન સિવાય કોઈ જ્ઞેયનો નિશ્ચય કરી શકે જ નહિ. જ્ઞેયોમાં નિશ્ચય કરવાની તાકાત છે જ નહિ.

આવા જ્ઞાન સ્વભાવનો નિર્ણય...નિશ્ચય નય દ્વારા થાય છે (અમે નિર્ણય કર્યો છે. એમ કહેનારને અમે પૂછીએ છીએ કે આ નિર્ણય તેં કોના દ્વારા કર્યો છે? જો તેણે નિર્ણય ન કર્યો હોય અને તેને પૂછવામાં આવે તો તેનો તેના તરફથી સાચો જવાબ ન મળે.) કર્મના ઉદયથી જીવને વિકાર થાય....પણ તે કર્મનો ઉદય જીવને વિકાર કરાવે નહિ. પણ પોતે પોતાના લક્ષને મૂકીને પર તરફ લક્ષ કરે...તો વિકાર થાય...

**કર્મના ઉદયથી જીવને વિકાર થાય**....એમ શાસ્ત્રમાં વ્યવહારનું કથન હોય....ત્યાં તમારે કઈ ચાવી લાગુ કરી દેવી જોઈએ? નિશ્ચયની.

## "વાંચો સિદ્ધાંતોના રહસ્યો"

દિગંબરના શાસ્ત્રોમાં તથા શ્વેતાંબરોના શાસ્ત્રોમાં વ્યવહારનું કથન છે. પણ દિગંબરના શાસ્ત્રોમાં નિશ્ચયનું કથન ઘણું છે અને વ્યવહારનું કથન થોડું છે...પણ છે તો ખરું. અને શ્વેતાંબરોના શાસ્ત્રોમાં સિદ્ધાંતોમાં નિશ્ચયનું કથન થોડું છે અને વ્યવહારનું કથન ઘણું છે. છતાં નિશ્ચયનું કથન છે નહિ એમ નથી. બંનેમાં નિશ્ચય-વ્યવહારનું કથન તો છે જ ગૌણપણે અને મુખ્યપણે...પણ પોતે નિશ્ચયની ચાવી લાગુ કરે તો યથાર્થ જણાય...સમજાય...વ્યવહારનું કથન સાંભળી ત્યાં નિશ્ચયની ચાવી લાગુ કરી દેવી. નિશ્ચયમાં ચાવી લાગુ થતી નથી એમ ક્યારે કહી શકે? કે જ્યારે પોતે નિશ્ચયને સમજવાનો પ્રયત્ન કરે...અને એ પ્રયત્ન કર્યા પછી કહે કે ચાવી લાગુ થતી નથી...તો તેનો ઉપાય બતાવાય.

દૃષ્ટાંત :- ઘરમાં રહેલા પટારાને ઉઘાડવો હોય અને તેની ચાવી ખોવાઈ ગઈ હોય...તો બીજાની ચાવી લાગુ પાડે અગર ચાવીવાળાને બોલાવીને ઉઘડાવે....એમ કરતાં ન ઊઘડે તો છેવટે હથોડા પણ મારે...અને ઉઘાડે...એમ ઉપાય કરે...અને ન ઊઘડે એમ? ત્યાં તો પ્રયત્ન કરે છે.

## "સાચી ચાવીને લાગુ પાડો"

નિશ્ચયનયની ચાવી લાગુ કરીને એમ સમજવું કે વિકાર તે જીવની પર્યાય છે. અને કર્મ જુદી ચીજ છે. તે જડની પર્યાય છે. માટે કર્મને લીધે વિકાર થયો એમ ખરેખરું નથી. કુંભારે ઘડો કર્યો એમ કહ્યું ત્યાં વ્યવહાર થયો...તો ત્યાં નિશ્ચયની ચાવી લાગુ પાડવાથી અને પછી અર્થ કરવાથી...ચાવીઓ લાગુ પાડીને એમ માનવું

પૂજ્ય ગુરુદેવ કેશવલાલજી મહારાજશ્રીના પ્રવચનો

# મળેલ રકમ આપનાર દાતાઓની

| | | |
|---|---|---|
| ૧ | ૨૦૦૦ | શ્રી મધુભાઈ ડી. વોરા (મોરબી) |
| ૨ | ૧૦૦૧ | ,, વીરચંદ હંસરાજભાઈ શાહ |
| ૩ | ૧૦૦૧ | ,, પ્રાણલાલ ચુનીલાલભાઈ દફ્તરી |
| ૪ | ૧૦૦૧ | ,, ભુરાભાઈ લવજીભાઈ શાહ |
| ૫ | ૧૦૦૧ | ,, ખુશાલચંદ કેશવજીભાઈ સં |
| ૬ | ૧૦૦૧ | ,, કાંતીલાલ રૂપચંદભાઈ સંઘ |
| ૭ | ૧૦૦૦ | ,, રમણલાલ જીવરાજભાઈ શા |
| ૮ | ૫૦૧ | ,, દોશી પ્રધર્સ હ. ન્યાલચંદ |
| ૯ | ૫૦૧ | ,, ચત્રભુજ વીરપાળભાઈ દોશી |
| ૧૦ | ૫૦૧ | ,, મકનજી ધરમશીભાઈ માથર્ક |
| ૧૧ | ૫૦૧ | ,, રતીલાલ જેમલભાઈ વોરા |
| ૧૨ | ૨૫૧ | ,, મગનલાલ પોપટભાઈ પટેલ |
| ૧૩ | ૨૫૧ | ,, મોહનલાલ લાલજીભાઈ સં |
| ૧૪ | ૨૫૧ | ,, ભવાનભાઈ ત્રિભોવનભાઈ |
| ૧૫ | ૨૫૧ | ,, દેવશી દેવકરણભાઇ મેતા |
| ૧૬ | ૨૫૧ | ,, પદમશી કાનજીભાઈ સંઘ |
| ૧૭ | ૨૫૧ | ,, મનસુખલાલ એન્ડ કું. |
| ૧૮ | ૨૫૧ | ,, શેઠ ચંદુલાલ ચત્રભુજ |
| ૧૯ | ૨૫૧ | ,, શેઠ લવજીભાઈ તલશીભા |
| ૨૦ | ૨૫૦ | ,, ચુડગર મનસુખલાલ એન્ડ |
| ૨૧ | ૧૨૫ | ,, શેઠ ચીમનલાલ નરસીભા |
| ૨૨ | ૧૨૫ | ,, શેઠ હરિલાલ ચત્રભુજ |
| ૨૩ | ૧૨૫ | ,, છોટાલાલ જેઠાલાલ શાહ |
| ૨૪ | ૧૨૫ | ,, શેઠ વર્ધમાન મૂળજીભાઈ |
| ૨૫ | ૧૨૫ | ,, શેઠ માણેકચંદ કુંવરજી |
| ૨૬ | ૧૨૫ | ,, શેઠ કસ્તુરચંદ ઉજમશી |
| ૨૭ | ૧૦૧ | ,, શેઠ ફતહચંદ ત્રીભોવનદ |
| | ૧૩૧૧૮ | |

